સંશોધન ગ્રંથમાળા, ગ્રંથાંક ૪૧ મો
શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન

## ગુજરાતનો

# મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ

[ બન્ને વિભાગ ]

લેખક
સ્વ. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ,
પુરાણવિવેચન, ગુજરાતના તીર્થસ્થાનો વગેરે ગ્રંથોના કર્તા

ગુજરાત વિદ્યાસભા અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

સ્વ. દુર્ગાશંકર કે. શાસ્ત્રીએ ગુજરાતના મધ્યકાલીન રાજપૂત ઇતિહાસના બેઉ વિભાગ તે નવાં મળેલાં સાધનોનો ઉપયોગ કરી શોધિતવર્ધિત કરી આપેલા હતા તેની આ નવી આવૃત્તિ શેઠ ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન તરફથી પ્રસિદ્ધ કરવામાં આવી છે. સ્વ. શાસ્ત્રીજીની એમના જીવનકાળમાં જ આ ગ્રંથને ફરી વાર મુદ્રિત જોવા ઇચ્છા હતી, પણ એમાં સફળતા મળે તે પૂર્વે એઓનો સ્વર્ગવાસ થયો છે એની નોંધ લેતાં દુઃખ થાય છે. ગુજરાતના મધ્યકાલીન રાજકીય ઇતિહાસનો એમનો પ્રબળ અભ્યાસ આ ગ્રંથને પાને પાને તરવરે છે. એમની વિશેષ સેવાથી આપણે વંચિત થયા છીએ.

ગુજરાત વિદ્યાસભા,<br>પો. બો. નં. ૨૩<br>ભદ્ર, અમદાવાદ,<br>તા. ૧-૩-'૫૩

રસિકલાલ છો. પરીખ<br>અધ્યક્ષ<br>ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન

# પ્રસ્તાવના

**ગુજરાતના** ઇતિહાસના પાંચ મોટા વિભાગ સાધારણ રીતે પડે છે, (૧) પૌરાણિક, (૨) પ્રાચીન, (૩) મધ્યકાલીન રાજપૂત, (૪) મધ્યકાલીન મુસ્લિમ અને (૫) આધુનિક. આ પ્રત્યેકના પેટાવિભાગ કેટલા અને કયા કયા એ નોંધવાની અથવા આ વિભાગવ્યવસ્થાની યોગ્યાયોગ્યતાની લાંબી ચર્ચા કરવાની જરૂર મને નથી લાગતી આ વિષયમાં ઐતિહાસિકોમાં એકમત્ય પણ નથી. શ્રી. વિન્સેન્ટ સ્મિથે ઈ. સ ૧૨૦૦ સુધીના સમયને પ્રાચીન ગણેલ છે; જો કે શ્રીહર્ષ પછીના સમયનુ એનુ નિરૂપણ તદ્દન ઉપલકિયું છે. શ્રી. ચિંતામણિ વૈદ્ય ઈ. સ ૬૦૦થી મધ્યકાલીન ઇતિહાસનો આરંભ કરે છે, અને શ્રી. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈએ મુસલમાનોએ ગુજરાત છત્યું ત્યારથી આધુનિક સમયનો આરંભ કર્યો છે. શ્રી. ગોવિંદભાઈની સમયગણનાની અયોગ્યતા તો શ્રી. હીરાલાલ ત્રિ. પારેખે અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન' એ પુસ્તકની પ્રસ્તાવનામાં દર્શાવી જ છે. મે આ પુસ્તકમાં વલભીરાજ્યનો અન્ત અને અણહીલપુર પાટણની સ્થાપનાથી ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસનો આરંભ માન્યો છે. અને આ રીતે વિભાગ કરવા માટે ગુજરાતની ઐતિહાસિક પરિસ્થિતિમા વ્યાવર્તક લક્ષણો જેવા કારણો છે એમ મને લાગે છે.

આ સમયની ઐતિહાસિક અગત્ય વિશે ટૂંકમાં એટલુ જ કહેવાનુ છે કે આપણા દેશને "ગુજરાત" નામ સોલંકીસમયમાં મળ્યુ છે એ ચોક્કસ છે. વળી ગુજરાતની—ગુજરાતી ભાષા બોલનારી પ્રજાની સાંસ્કારિક એકતા બંધાવામાં સોલંકી રાજાઓના રાજ્યકાળે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે. અને એ કારણથી સોલંકીસમયનો ઇતિહાસ એ ગુજરાતના સમગ્ર ઇતિહાસનુ ઘણું અગત્યનું પ્રકરણ છે.

સોલંકીસમયનો ઇતિહાસ એ ઐતિહાસિક દૃષ્ટિએ ગુજરાતના ઇતિહાસનુ એક સ્વતંત્ર પ્રકરણ હોવા છતા આ પુસ્તકમા તો સોલંકી રાજ્યની સ્થાપના પહેલાના "ચાવડા-સમય" નામથી સાધારણ રીતે ઓળખાતા લગભગ બસો વર્ષના ઇતિહાસનો પણ સમાવેશ કર્યો છે અને વિ સં ૮૦૨ થી ૧૩૫૬ સુધીના એ આખા સમયને 'મધ્યકાલીન રાજપૂત-સમય' એવુ નામ આપ્યુ છે

આ દેશમા જૂના સમયમા આધુનિક પદ્ધતિના ઇતિહાસનુ અસ્તિત્વ જ ન હોવાથી હાલના ઇતિહાસલેખકને જૂના પ્રબન્ધો, તામ્રપત્રો, શિલાલેખો, સિક્કાઓ, તત્કાલીન સાહિત્યમા જળવાઈ રહેલી પ્રકીર્ણ નોંધો, મુસાફરોએ લખેલાં પ્રવાસવર્ણનો વગેરેમાથી ઐતિહાસિક હકીકતોને તારવી કાઢવી પડે છે એ પ્રસિદ્ધ છે ગુજરાતના પ્રસ્તુત કાળના ઇતિહાસ માટે બીજાં સાધન અલબત્ ઉપલબ્ધ હોવા છતાં મુખ્ય ગણવા જેવા તો બે છે (૧) ઉત્કીર્ણ લેખો અને (૨) ઐતિહાસિક મહાકાવ્યો, ચરિતો, નાટકો, પ્રશસ્તિઓ વગેરે બધા પ્રકારોનો એકમાં સમાવેશ કરીને કહીએ તો પ્રબંધો. આમાથી પ્રબંધોનુ વિવરણ મે ઐતિહાસિક મૂલ્યના નિરૂપણ સાથે 'ગુજરાતના મધ્યકાલીન રાજપૂત યુગના ઇતિહાસનાં પ્રબંધાત્મક સાધનો' એ શ્રી ફાર્બસ ગુજરાતી સભા આગળ ૧૯૩૨મા આપેલા વ્યાખ્યાનમાં કરેલુ છે એટલે આ ઇતિહાસના ઉપોદ્‌ઘાતરૂપે એની પુનરુક્તિ કરવાની મને જરૂર લાગતી નથી જિજ્ઞાસુ, શ્રી ફા ગુ સભાવાળા વ્યાખ્યાનનો ઉપયોગ કરી શકશે

અને ઉત્કીર્ણ લેખોમા કોઈ વિરલ લેખ હજી મળી આવવાના સંભવની ના ન પાડીએ છતા અવિનષ્ટ ઉત્કીર્ણ લેખો મોટે ભાગે નોંધાઈ તથા છપાઈ ગયા છે એમ કહેવામા ખોટુ નથી વળી શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ ઇન્ડિયન એન્ટિક્વેરી, એપિગ્રાફિયા ઇન્ડિકા વગેરેમાથી ગુજરાતના લેખોને પુનઃ તારવી 'ગુજરાતના ઐતિહાસિક

ગુજરાતના ઇતિહાસ ઉપર વાત નીકળતા એમણે કહેલું કે મુંબઈ ગેઝિટિયર લઈને એમાં અને જે વિશેષ માહિતી એ પછી જાણવામાં આવી હોય તે વડે સુધારાવધારા કરતા જવા અને ત્યારે તો આટલું ઠીક પ્રમાણમાં થઈ શકે તો બસ છે એમ લાગતું હતું પણ પ્રબંધો તથા ગુજરાતના તેમજ સમકાલીન પડોશી રાજ્યોના ઉત્કીર્ણ લેખોનો જેમ જેમ હું અભ્યાસ કરતો ગયો તેમ તેમ ગુજરાતનો મધ્યકાલીન—ખાસ કરીને સોલંકી સમયનો ઇતિહાસ, મૂળ સાધનો ઉપરથી જ, એ સાધનોમાંથી ઉપલબ્ધ વસ્તુની ઐતિહાસિક દૃષ્ટિથી વૈજ્ઞાનિક કસોટી કરીને, સ્વતંત્ર રીતે જ લખવાની આવશ્યકતા મનમાં દૃઢ ઠસી ગઈ આવા વિષયોમાં છેવટના નિર્ણય મુશ્કેલ જ છે, વળી નવાં સાધન ભવિષ્યમાં પ્રાપ્ત થતાં આજે ગ્રાહ્ય લાગતા નિર્ણય અગ્રાહ્ય ઠરે એવો પણ સંભવ છે અને સમજફેર વગેરે કારણોથી ભૂલો થવાનો સંભવ તો હમેશાં છે. આ સ્થિતિમાં પોતાના નિર્ણયોનાં કારણો આપવાની લેખકની ફરજ છે અને ગુજરાતના ઇતિહાસ વિષે, તદ્વિદોના સામયિકોમાં ઊહાપોહ અલ્પ પ્રમાણમાં જ થયેલો હોવાથી આ પુસ્તકમાં મારે પુરાતત્ત્વને લગતી ચર્ચા ઘણી વાર કરવી પડી છે અને ટિપ્પણીઓમાં મૂળ વચન ઉતારવાં પડ્યાં છે તેથી ઐતિહાસિક લખાણ કંઈક કથળે છે એ હું કબૂલ કરું છું, પણ વર્તમાન પરિસ્થિતિમાં એનો ઉપાય નથી

વળી પ્રબંધો ઐતિહાસિક સાધનો હોવા છતાં ઇતિહાસના ગ્રંથો નથી એમાં ઘણી તો દંતકથાઓ છે અને ભાટચારણોએ જાળવી રાખેલ વાતો તો દંતકથા જ છે એ ઉપલબ્ધ દંતકથાઓમાંથી મળી શકે તેટલી ઐતિહાસિક હકીકત તારવવાનો પ્રયાસ મેં જરૂર કર્યો છે પણ દંતકથાઓ આખી ઉતારી નથી એ માટે તો રાસમાળા પ્રબંધચિંતામણિ વગેરે ગ્રંથો જ જોવાની એના જિજ્ઞાસુને વિનતિ છે

મેં મુંબઈ ગેઝિટિયર તો મૂળ અંગ્રેજી જ વાપર્યું છે, રાસમાળાના ગુજરાતી અનુવાદની શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ પ્રકાશિત ત્રીજી

આવૃત્તિ વાપરી છે, જ્યારે પ્રબંધચિંતામણિનો શ્રી. કા. નૃ. સભાએ પ્રકટ કરેલો માગ અનુવાદ વાપર્યો છે, બાકીના ગ્રંથોના ઉલ્લેખ તે તે સ્થળે આપ્યા છે.

ચાવડા રાષ્ટ્રકૂટ અને પ્રતિહાર એ ત્રણની વંશાવળીઓ, સોલંકી વંશાવળી, અને જ્યારે સમકાલીન રાજવંશોની વંશાવળીઓ છેલ્લે બીજા–ત્રીજા–ચોથા પરિશિષ્ટ રૂપે છાપી છે.

પહેલી આવૃત્તિમાં પ્ર ૧–૧૨નો પ્રથમ વિભાગ અને પ્ર. ૧૩–૨૨ અને બેઉ પરિશિષ્ટોનો બીજો વિભાગ, એમ બે જુદા ગ્રંથ છાપ્યા હતા. આ બીજી આવૃત્તિ વખતે બેઉ વિભાગ એક ગ્રંથરૂપમાં છાપવામા આવ્યા છે.

આ બીજી આવૃત્તિ તૈયાર કરવામાં અત્યાર સુધીનાં નવીન બધાં સાધનોનો ઉપયોગ કરી શુદ્ધિવૃદ્ધિ કરી લેવામાં આવી છે. આ રીતે ગ્રંથને અદ્યતન બનાવવાની એક પણ તક જતી કરી નથી

દુ. કે.

## દંતકથા અને ઇતિહાસ

**આ**પણા પ્રાચીન પૂર્વજોની બુદ્ધિએ શાસ્ત્ર અને સાહિત્યનાં જે અનેક ક્ષેત્ર ખેડ્યા છે તેમા ઇતિહાસનો સમાવેશ નથી થયો એ ખેદજનક હકીકત છે. 'ઇતિહાસ પુરાણ' જેવા વૈદિક શબ્દના ચડતરકાળથી શુદ્ધ ઇતિહાસને સ્થાને દંતકથાની પ્રતિષ્ઠા થઈ છે. પુરાણોમા–ખાસ કરીને એની વંશાવળીઓ અને વંશાનુચરિતોવાળા ભાગમાં ઇતિહાસના સાધનરૂપ ઘણુ વસ્તુ છે એ નિ:સંદેહ; એ કીમતી ધન નવી કેળવણી આવ્યા પછી ઘણા વખત સુધી ઉપેક્ષિત રહેલુ તે છેલ્લાં ત્રીસેક વર્ષથી સારી રીતે વપરાવા લાગ્યુ છે. કવચિત્ ઉત્સાહમા કીમત વધુ પડતી અંકાતી પણ જોવામા આવે છે, પણ પુરાણોનુ આ વંશાદિ વસ્તુ પોતે ઇતિહાસ નથી, ઇતિહાસનુ સાધન છે.

ગુજરાતની બાબતમાં પુરાણો પ્રાચીન યુગના ઇતિહાસો ઉકેલવામાં સહાયભૂત થાય છે જો કે ધર્મારણ્ય સરસ્વતીપુરાણ વગેરેમાંથી મધ્યયુગને પણ કેટલોક પ્રકાશ મળે છે ખરો, જો કે ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસના સામાન્ય સાધનભૂત જે પ્રબંધો છે તેના વર્ગમાં આ ધર્મારણ્યાદિને પણ નાખી શકાય ટૂંકમાં મારું વક્તવ્ય એ છે કે જેમ પ્રાચીન કાળના ઇતિહાસ માટે પુરાણો સાધન છે તેમ મધ્યકાળના ગુજરાતના ઇતિહાસ માટે પ્રબંધો છે અલબત્ત, પ્રબંધોની અને પુરાણોની વર્ણનશૈલી સમાન નથી એ બે શૈલી વચ્ચે ઘણો તફાવત છે છતાં પુરાણોની પાછળ ઇતિહાસને શોધવાની નહિ પણ દંતકથાને નોંધવાની જે દૃષ્ટિ છે તે જ દૃષ્ટિ પ્રબંધરચનાઓની છે મતલબ કે પ્રબંધોમાં મધ્યકાલીન ગુજરાતના ઇતિહાસને લગતા જે વૃત્તાન્ત મળે છે તે ઇતિહાસ નથી પણ દંતકથા છે

ગુજરાતના ઇતિહાસના સાધન ૫ દંતકથાના ત્રણ મોટા વર્ગ પાડી શકાય (૧) જૂના મંદિરો, જૂના કિલ્લાઓ વગેરેની શિલાઓમાં કોતરાયેલી, તેમજ ગ્રન્થાન્તે લખાયેલી લાંબી પ્રશસ્તિઓ, જેમાં તત્પૂર્વકાલીન પુરુષો બનાવો વગેરેનું નામ કે ટૂંક કરેલ હોય છે વડનગર-પ્રાકારપ્રશસ્તિ ( જુઓ પૃ ૧૮૮ ) સુધાનો લેખ ( જુઓ પૃ ૧૯૨ ) શ્રીધર-પ્રશસ્તિ (જુઓ પૃ ૨૨૧) વગેરે. આવી પ્રશસ્તિઓ પ્રસિદ્ધ છે જો કે અહીં સ્પષ્ટ કરવું જોઈએ કે કીર્તિકૌમુદી સુકૃત સંકીર્તન આદિ પ્રબંધોના આરંભના સર્ગો અને આ પ્રશસ્તિઓમાં કશો તાત્ત્વિક ભેદ નથી

(૨) દ્વ્યાશ્રયાદિ પ્રબંધો

(૩) ગામડાંના આદિમ મનુષ્યોની મૌખિક દંતકથાઓ

આમાંથી લાંબી પ્રશસ્તિઓને જુદી ન ગણતાં પ્રબંધના વર્ગમાં મૂકીએ તો ગુજરાતના ઇતિહાસનાં પ્રમાણભૂત સાધનો નામે શ્રી ફા ગુ. સભા તરફથી પ્રકાશિત થતા નિબંધમાં દ્વ્યાશ્રયાદિ પ્રબંધો એઓનાં ઐતિહાસિક મૂલ્ય નિ પણ સાથે વિવરણ કરેલું છે એટલે

મળતુ નથી પગભર જેવી હકીકતો માટે તો પાડોશી ગન્થોના ઇતિહાસોને શોધવા પડે છે એના તદ્દન ખોટુ વિરુદ્ધ પણ ભાગ્યે જ જોવામા આવે છે મતલબ કે પડોશી ગન્થોના ઇતિહાસોની કસોટીથી કસીને ઉત્કીર્ણ લેખોથી ફલિત નિર્ણયોને સ્વીકારવામા વાધા નથી અને આ પ્રમાણે પરીક્ષિત સમકાલીન ઉત્કીર્ણ લેખો એ દંતકથાની ઐતિહાસિક કસોટી કરવા માટે ઉત્તમ સાધન છે

પણ ઉત્કીર્ણ લેખોમા તો ઘણી ઓછી વિગત હોય છે એટલે ઘણી દંતકથાની પરીક્ષા કરવા માટે એ સાધનનો ઉપયોગ શક્ય જ નથી આવી દંતકથાની બાબતમા કેવુ વલણ રાખવુ એ આપણે ત્યા મોટો પ્રશ્ન છે મારુ વલણ અહીં ટૂકમા દર્શાવવા ઇચ્છુ છુ

જે જે દંતકથાનું ઉત્કીર્ણ લેખાદિ સમકાલીન ઐતિહાસિક પુરાવાથી સ્પષ્ટ રીતે ખડન થતુ હોય તે સર્વ યથાશ્રુત સ્વીકાર્ય એવા મત ક્વચિત્ દર્શાવાય છે મારા મતે એવો દંતકથાઓનો સંગ્રહ એ ઇતિહાસ ન ગણાય ખરી રીતે જૂની નવી લિખિત અલિખિત સર્વ પ્રકારની દંતકથાઓની નીચેની ઐતિહાસિક કસોટીથી પરીક્ષા કરીને ઇતિહાસમા કઈ વિગત ગ્રાહ્ય અને કઈ અગ્રાહ્ય એનો નિર્ણય કરવો જોઈએ

(૧) અસભવોક્તિ અને અતિશયોક્તિ એ ય ત્યાજ્ય

અલબત, મને જે અસભવિત કે અતિશયોક્તિ લાગે એ બીજાને ન લાગે એમ બને, પણ એનો તો ઉપાય નથી

(૨) દંતકથા ઐતિહાસિક પરિસ્થિતિથી અપ્રતિકૂળ હોવી જોઈએ

આ બાબતમાં પણ મતભેદ અવકાશ છે એકને અમુક પરિસ્થિતિમા જે પ્રતિકૂળતા દેખાય તે બીજાને ન દેખાય એવો સભવ છે દા ત દ્વયાશ્રયમા સોરઠ ઉપરની મૂળરાજની ચડાઈનુ સવિસ્તર વર્ણન હોવા છતા મે એનો ઉપરના કારણથી સ્વીકાર કર્યો નથી (જુઓ પૃ ૧૬૧ થી ૧૬૫)

(૩) અલિખિત-મૌખિક દંતકથા કરતાં લિખિત અને એમાં પણ નિકટના કાળમાં લિખિત દંતકથા વધારે માન્ય.

જગદેવ પરમારની દંતકથાના દાખલામાં રાસમાળામાં સંગ્રહાયેલ મૌખિક દંતકથા કરતાં પ્રબંધચિંતામણિમાં સચવાયેલ દંતકથા ઉપર મે વધારે વજન આપ્યુ છે[1] (જુઓ પૃ. ૩૧૨-૩૧૩)

(૪) જે દંતકથા ઘણાખરા પ્રબંધોમાં સમાનરૂપમાં મળે તે એકાદમાં જ મળતી દંતકથા કરતાં વધારે માન્ય.

(૫) પ્રબંધોમાં પરસ્પર વિરોધ જોવામાં આવે ત્યાં ઉત્કીર્ણ લેખો, ઐતિહાસિક પરિસ્થિતિ વગેરેને જે વધારે અપ્રતિકૂળ તે ગ્રાહ્ય.

(૬) સાધારણ રીતે કાળમાં નિકટતર પ્રબંધનુ કથન વધારે વજનદાર છતાં બીજી તરફથી પાછળથી લખાયેલા પ્રબંધમા ઐતિહાસિક વિશ્વસનીયતા વધારે હોય એવુ પણ ઘણા કારણોથી બનવુ સંભવિત છે. દા. ત. પ્રબંધચિંતામણિ પાછળનો ગ્રન્થ હોવા છતાં કેટલાક દાખલામા નિકટતર દ્વ્યાશ્રય કરતાં પ્રબંધચિંતામણિના કથન ઉપર મે વધારે વિશ્વાસ મૂક્યો છે

(૭) દંતકથાઓમાંથી કેટલીક ધીમે ધીમે અબાધિત પુરાવાઓથી સાચી ઠરે છે એ હુ સ્વીકારુ છુ છતા ઐતિહાસિક વિચારણાની આપણી વર્તમાન સ્થિતિમા દંતકથામાની કોઈક હકીકત ઇતિહાસમાં નોંધાયા વગર રહી જવાના સંભવ કરતાં ઇતિહાસ દંતકથાથી દબાઈ જવાનો સંભવ વધારે છે એ જોતા વધારે પડતી સાવચેતીવાળુ કોઈને લાગે એવુ વલણ મને યોગ્ય જણાયું છે.

(૮) ટૂંકામાં દંતકથાની પ્રત્યેક વિગત સ્વતંત્ર રીતે કસોટી કર્યા પછી સ્વીકારવી એવુ મે ધોરણ રાખ્યુ છે અને આ સંશોધનાત્મક

---

૧. પ્ર. ચિં. નુ ઐતિહાસિક મૂલ્ય મે શા માટે વધારે માન્યું છે એ મે 'ગુજરાતના ઇતિહાસના પ્રબંધાત્મક સાધનો' એ નિબંધમાં તથા પ્ર. ચિ. ના ગુજરાતી અનુવાદની પ્રસ્તાવનામા કહ્યુ છે.

ઊહાપોહ ઇતિહાસના ગ્રંથમાં જ ઘણી વાર નજરે પડેલો હોવાથી એમાં પુરાતત્ત્વના ગ્રંથની છાયા આવી ગઈ છે, એટલું જ નહિ, પણ એ ચર્ચા ટૂંકાવવા છતાં ઘણી વાર મારી દલીલો અધૂરી મૂકવાથી અસરકારક ન નીવડે એમ પણ બન્યું છે

દંતકથાનો ઐતિહાસિક સિવાય સામાજિક આદિ ઉપયોગ છે અને ભવિષ્યમાં કોઈક વિગતને ઐતિહાસિક મૂલ્ય આપનાર પુરાવો મળી પણ આવે એટલે દંતકથા જેવી મળે તેવી ઇતિહાસમાં ભલે ન વપરાય, તોપણ સંગ્રહાઈ રહે એ ઇષ્ટ છે જ

દંતકથાની ઐતિહાસિક ઉપયોગિતા સંબંધી મારા વલણના આ સ્પષ્ટીકરણથી કેટલો ખુલાસો થશે એ કહેવું મુશ્કેલ છે ખરી વાત તો એમ છે કે દરેક ઝીણી ઝીણી વિગતના સ્વીકાર અસ્વીકારનાં સર્વ કારણ સ્પષ્ટ વિચારાયાં હોવાની કદાચ જરૂર નથી, કળાની ઘણી રચનાઓમાં બને છે તેમ ઐતિહાસિક માનસપટમાં અમુક ગ્રાહ્ય છે અને અમુક અગ્રાહ્ય એવો ભેદ ઘણી ઝડપથી પડે છે ને જો સાચી ઐતિહાસિક દૃષ્ટિ કેળવાયેલી હોય તો વૈજ્ઞાનિક પરીક્ષા પછી એ ભાગ્યે જ ભૂલ કરે છે, છતાં આપણા દેશના ઇતિહાસ સંશોધની વર્તમાન સ્થિતિ અને ઐતિહાસિક સાધનોની અપૂર્ણતા જોતાં ઘણા ઐતિહાસિક નિર્ણયોમાં મતભેદને અવકાશ રહેવાનો જ પણ કામ કરીને આ માર્ગે જ સત્યની નિકટ જવાશે એવી મારી શ્રદ્ધા છે

દુર્ગાશંકર કે શાસ્ત્રી

# ઉલ્લિખિત ગ્રંથકારો અને ગ્રંથોની સૂચિ

અપભ્રંશકાવ્યત્રયી (ગા. ઓ. સી.)
અભિલેખ–ગુજરાતકીર્તનના લેખ
અભિલેખ–પ્રશસ્તિનો ગ્રંથ
અર્થશાસ્ત્ર કૌટિલ્યનું
અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા આ. ૩. વિન્સેન્ટ સ્મિથકૃત
અર્લી હિસ્ટરી ઓફ ધ ડેક્કન (મૂળ) ર. ગો. ભાંડારકરકૃત
અલેક્ઝાન્ડર—ગ્રંટ ટ્રેડ્સ એન્ડ વર ટાઉન્સના લેખ
અલ્બેરુની—સચાઉકૃત અ. ભાષાન્તર
આર્કિયોલોજિકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇન્ડિયા (એન્યુઅલ રિપોર્ટ)
આચાર્ય ગિ. વ—વડોદરાની ઓ. કૉ.ના રિપોર્ટમાં નિબંધ
આયુર્વેદના દાર્શનિક તથા સદ્વૃત્ત સંબંધી પ્રકરણોનો અભ્યાસ—દુ. કે. શાસ્ત્રી
ઇન્ડિયન એન્ટિક્વેરી
ઇન્સ્ક્રિપ્શન્સ ઓફ અશોક—હુલ્ટ્ઝ ૧૯૨૫
ઇલિયટની હિસ્ટરી ઓફ ઇન્ડિયા
એપિગ્રાફિયા ઇન્ડિકા
એનલ્સ ઓફ ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટ
એન્શ્યન્ટ એન્ડ મિડીવલ આર્કિટેક્ચર ઓફ ઇન્ડિયા—હાવેલ
એરચ જહાંગીર તારાપોરવાલા–બુદ્ધિપ્રકાશ વર્ષ ૮૩. અંક ૩
ઓઝા અભિનન્દન ગ્રંથ–સ્વ. ગૌ. હી. ઓઝાના અભિનંદન માટે રચાયેલ ભારતીય અનુસંધાન
ઓઝા ગૌ. હી.–નાગરી પ્રચારિણી પત્રિકા, રાજપુતાનેકા ઇતિહાસ, સોલંકીઓનો પ્રાચીન ઇતિહાસ
ઓરિયેન્ટલ કોન્ફરન્સ—પહેલી (પૂનાની)નો રિપોર્ટ
ઓરિયેન્ટલ કોન્ફરન્સ—સાતમી (વડોદરાની)નો રિપોર્ટ
ઔચિત્યવિચારચર્ચા—ક્ષેમેન્દ્ર
કદંબકુલ—મોરિસ-રચિત
કર્ણસુન્દરી નાટિકા—બિલ્હણરચિત
કાદંબરી—બાણ

કાનડી ઇન્સ્ક્રિપ્શન્સ
કાન્હમાના
કાન્હડદે પ્રબંધ—પદ્મનાભકૃત
કામસૂત્ર—વાત્સ્યાયનકૃત
કીર્તિકૌમુદી—સોમેશ્વર રચિત
કિલ્હોર્ન—એ ઇ મા લખાણો
કુમારપાલચરિત—જયસિંહસૂરિકૃત
કુમારપાલચરિત—હેમચંદ્રકૃત
કુમારપાલપ્રતિબોધ—સોમપ્રભસૂરિકૃત
કુમારપાલપ્રબંધ જિન મંડનગણિરચિત
કુમારપાલરાસો—ઋષભદાસકૃત (આ કા મ)
કેનેરિઝ ડિનેસ્ટીઝ—ફ્લીટ
કેમ્બ્રિજ હિસ્ટરી ઑફ ઇંડિયા ગ્રં ૩
કેશવ હર્ષદ ધ્રુવ
કોર્પસ ઇન્સ્ક્રિપ્શિયોનમ્ ઇંડિકેરમ્
ક્રોનોલોજી આફ ઇન્ડિયા—મેજર ડફ-કૃત
કૌમુદી—૧-૩૪
ખાનદેશ ગેઝિટિયર
ખંભાતનો ઇતિહાસ—શ્રી રત્નમણિરાવ ભીમરાવ જોટેકૃત
ગુજરાતના ઇતિહાસના પ્રમાણભૂત સાધનો—દુ કે શાસ્ત્રી (ફા ગુ સ)
ગુજરાતના ઐતિહાસિક પ્રસંગો (ફા ગુ સ)
ગુજરાતના તીર્થસ્થાનો—દુ - શાસ્ત્રી
ગુજરાતનું પાટનગર અમદાવાદ—શ્રી ર ભી જોટેકૃત
ગુજરાતીના દીપોત્સવી અંકો ૧૯૮૮, ૨
ગુજરાતી લેંગ્વેજ ઍંડ લિટરેચર—ન ભો દિવેટિયા
ગોવિંદભાઈ હાથીભાઈ—પ્રાચીન ગુજરાત
ગણુંજી ડી સી—ઇ એ મા લેખો
ઘોસલ યુ એન—કોન્ટ્રિબ્યુશન્સ ટુ ધી હિસ્ટરી ઓફ હિંદુ રેવન્યુ સિસ્ટમ
ચતુર્વિંશતિપ્રબંધ—રાજશેખર (ફા ગુ સ)
ચરક સંહિતા

ચારિત્રસુંદરગણિ—કુમારપાલચરિતના કર્તા
જગડૂચરિત્ર—સર્વાનન્દસૂરિકૃત
જર્નલ ઓફ ધ અમેરિકન ઓ. સોસાયટી
જર્નલ ઓફ ધ બેંગાલ બ્રાંચ એશિયાટિક સોસાયટી
જર્નલ ઓફ ધ બોમ્બે બ્રાન્ચ ઓફ રૉયલ એ. સો.
જાતક કથા
જામે-ઉલ-હિકાયત ઇલિયટ ગ્રં. ૨.
જિનવિજયજી—આઠમા સાહિત્ય સંમેલન ઇ. વિ. ના પ્રમુખ તરીકે આપેલું ભાષણ તથા પ્રાચીન જૈનલેખસંગ્રહ
જેકસન—મું. ગે. ગ્રં. ૧, ભા. ૧ની ટિપ્પણીઓ
જેસલમીર ભાંડાગારીય ગ્રંથસૂચિ
જૈન સાહિત્યનો ઇતિહાસ—સ્વ. મોહનલાલ દલીચંદ દેસાઈ કૃત
જૈન સાહિત્ય સંશોધક (ત્રૈમાસિક)
જૈન હરિવંશ—જિનસેન
ઝિયાઉદ્દીન બર્ની—ઇલિયટ ગ્રં. ૩
ટૉડ—રાજસ્થાન
ટૉડ્સ ટ્રાવેલ્સ ઇન ધ વેસ્ટર્ન ઇન્ડિયા
ડિસકળકર દ. બા.—પુરાતત્ત્વમાં લેખો, ભાવનગરની સાહિત્યપરિષદનો રિપોર્ટ ઇ.વિ.
„ „ મિથિક સોસાયટી જર્નલ ગ્રં. ૧૪નાં લેખ
તબકાતેનાસીરી—રાવર્ટીકૃત
દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ—(ડૉ. રા. ગો. ભાંડારકર ગુ. વા. સો. પ્રકાશિત)
દ્વયાશ્રય—હેમચન્દ્ર
દેવલસ્મૃતિ
ધર્મારણ્ય
નરનારાયણાનંદ કાવ્ય—વસ્તુપાલકૃત
નલવિલાસ નાટક—રામચંદ્ર કવિકૃત
નવસાહસાંકચરિત—પરિમલ કવિકૃત
નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી—ગુજરાતનો બુઝાતો દીપક
નાગરી પ્રચારિણી પત્રિકા

સુકૃતસંકીર્તન—અરિસિંહ
સુરતની સાહિત્ય પરિષદનો રિપોર્ટ
સુરથોત્સવ—સોમેશ્વરકૃત
સોલંકીઓનો પ્રાચીન ઇતિહાસ—ગૌ. હી. ઓઝા
શ્રી. ધનપ્રસાદ મુનશી—ગુજરાતી (૧૯૯૨) દીપોત્સવી અંક તથા પ્રસ્થાન
પુ. ૧૯. અં. ૫
શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં પુસ્તકોની સવિસ્તર નામાવલિ
શાકુંતલ નાટક—કાલિદાસ કવિ
શૈવધર્મના સંક્ષિપ્ત ઇતિહાસ—દુ. કે. શાસ્ત્રી
હમ્મીરમદમર્દન—જયસિંહસૂરિ
હરિવંશ
હરિહર્ષદ ધ્રુવ—વિ. ઓ. ૮૮.
હર્ષચરિત—બાણકવિકૃત
હિસ્ટરી ઓફ ઇન્ડિયન આર્કિટેક્ચર—ફર્ગ્યુસન
હિસ્ટરી ઓફ મિડીવલ હિન્દુ ઇન્ડિયા—ચિં. વૈદ્ય
હુલ્ત્ઝ—એ. ઇ. તથા ઇન્સ્ક્રિપ્શન્સ ઓફ અશોક
હેમાદ્રિ ચાચે ચરિત્ર (મરાઠી)
જ્ઞાની ર. ધ—બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા ૧૯૩૮-૩૫

પરિશિષ્ટ

| | |
|---|---|
| પ્રા. લે મા. | પ્રાચીન લેખમાળા (નિર્ણયસાગર પ્રેસ પ્રકાશિત) |
| ભા | ભાગ |
| ભા પ્રા | ભારતકે પ્રાચીન |
| ભા સા<br>ભા સા. પ. | ભાવનગરની સાહિત્ય પરિષદ |
| મ. | મહાભારત |
| મુ ગે | મુંબઈ ગેઝિટિયર |
| યા | યાજ્ઞવલ્ક્ય |
| રા ઇ | રાજપુતાનેકા ઇતિહાસ |
| રિ. | રિપોર્ટ |
| વ તે પ્ર. | વસ્તુપાલ-તેજપાલપ્રશસ્તિ |
| વ. પ્રા પ્ર. | વડનગર-પ્રાકારપ્રશસ્તિ |
| વ વિ | વસંતવિલાસ |
| વિ. ઓ. જ. | વિયેના ઓરિયેન્ટલ જર્નલ |
| સા. પ. | સાહિત્ય પરિષદ |
| સુ. કી. ક. | સુકૃતકીર્તિકલ્લોલિની |
| સુ સં. | સુકૃતસંકીર્તન |
| હિ મ. ઈ. | હિસ્ટરી ઓફ મિડીવલ હિન્દુ ઇન્ડિયા (શ્રી ચિન્તામણિ વૈદ્યનું) |
| હે સૂ. | હેમસૂરિપ્રબંધ |

## ગુજરાતનો

# મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ

## પૂર્વસ્થિતિ

### વૈદિક કાળમાં આર્યો ગુજરાત સુધી પહોંચ્યા નહોતા

ગુજરાતની પ્રાગૈતિહાસિક કાળની સ્થિતિનો વિચાર પ્રાચીન ઇતિહાસના ગ્રન્થમાં જ યોગ્ય, એમ ગણીને ઐતિહાસિક-કાળની પૂર્વ સ્થિતિનું જ અતિ ઝડપી વિહગાવલોકન કર્યું છે

વૈદિક સાહિત્યમાં ગુજરાતના કોઈ ભાગનું નામ મળતું નથી એટલા જ ઉપરથી વૈદિક આર્યોને ગુજરાતની માહિતી નહોતી, એ પ્રદેશ કાંતો વસેલો જ ન હતો, અથવા તો જંગલોમાં મૂળ વતની જંગલી પ્રજા (કદાચ હાલના ભીલોના પૂર્વજો) અને કદાચ સિન્ધુ સંસ્કૃતિવાળી પ્રજા જંગલી પશુઓ સાથે રહેતી હશે, એની વૈદિક આર્યોને ખબર નહોતી, એમ જણાય છે અને વૈદિક આર્યો વૈદિક સમયના અંતપર્યંત ગુજરાત સુધી પહોંચ્યા જણાતા નથી કદાચ એ જ કારણથી સ્મરણગ્રંથમાં સૌરાષ્ટ્રમાં જનાર આર્યને ફરી સંસ્કારયોગ્ય ગણવામાં આવતો હશે.[1] પછી વૈદિક કાળના અન્તમાં આર્યો ગુજરાત તરફ વળવા મંડ્યા લાગે છે

### મહાભારતના સમયના આર્યો ગુજરાતથી પરિચિત હતા

મહાભારતમાં તથા પુરાણોમાં સૌથી પહેલા મનુના પુત્ર શર્યાતિનો પુત્ર આનર્ત આ તરફ આવ્યાની કથા મળે છે આનર્તના પુત્ર રૈવત-જેના ઉપરથી ગિરનારનું રૈવતગિરિ નામ પડ્યું તેનું રાજ્ય કુશસ્થલીમાં હોવાનું પુરાણો કહે છે[2] પછી ભગવાન કૃષ્ણના દ્વારકા

---

૧ सिन्धुसौवीरसौराष्ट्रांस्तथा प्रत्यन्तवासिनः ।
अङ्गवङ्गकलिङ्गांश्च गत्वा संस्कारमर्हति ॥

૨ જુઓ વાયુ પુ અ ૮૯, શ્લો ૨૭ થી ૨૯ બ્રહ્માંડ પુ ૩-૬૧-૧૮ થી ૪૨ હરિવંશ ૧૦૬૪૨ થી ૧૧૬૫૭ તથા મારો માદરોનું કુળ—લેખ 'વસંત' વર્ષ ૨૭, અં ૧૨, પૃ ૪૭૪-૪૭૫, તથા મારો ઐતિહાસિક સંશોધન પૃ ૩૨૩

યાદવો દ્વારકા આવ્યાની પૌરાણિક કથા મહાભારતમાં તથા પુરાણોમાં મળે છે.[1] આ યાદવો સૌરાષ્ટ્રમાં ગયા હશે ત્યારે ત્યાં વસેલી મૂળ વતનીઓની વસ્તી હશે એમ પુરાણોનાં કથનો ઉપરથી લાગે છે.[2] છેવટ ભગવાન કૃષ્ણના દેહત્યાગ પછી યાદવોની સ્ત્રીઓને દસ્યુઓ લૂટી જાય છે એ કથન પણ ધ્યાનમાં રાખવા જેવું છે.[3] ટૂંકામાં મને તો એમ લાગે છે કે આનર્ત-રૈવતે તથા યાદવોએ સૌરાષ્ટ્રમાં વસવાટ કરવાનો જે પ્રયત્ન કર્યો તે સફળ થયો નહિ.[4]

જૂના સૌરાષ્ટ્રમાં તથા ગુજરાતમાં કાંઠા ઉપર આ દેશની મૂળ વતની જાતો સાથે પશ્ચિમ તરફના વહાણવટું કરનારા અનેક જાતના લોકોને કોઈક જાતનો વેપારી સંબંધ હોય, કદાચ એ સંબંધને લીધે આ પરદેશી લોકોમાંના કેટલાક ગુજરાત અને સૌરાષ્ટ્રના કાંઠા ઉપર વસ્યા હોય; એ બે લોકો વચ્ચે સંકર પણ થયો હોય એમ કેટલાક માને છે[5] વળી સિન્ધુ સંસ્કૃતિવાળી પ્રજાનાં થાણાં પણ ગુજરાતને કિનારે હોવાનો સંભવ છે.[6] વળી હૈહયો અને ભૃગુઓ નર્મદાકાંઠે રહેતા હોવાનું પૌરાણિક કથનને આધારે શ્રી મુનશી કહે છે, પણ એને પુરાણોનો બહુ ટેકો મળતો નથી.[8]

**અશોકના ગિરનારના શિલાલેખથી ઐતિહાસિક સમયનો ઉદય**

પણ આ અતિ પ્રાચીન કાળ ઉપરથી અંધાર-પછેડો હજી ખસ્યો

---

૧ મહાભારત સભાપર્વ. અ ૧૪.

૨ વાયુપુરાણ સ્પષ્ટ કહે છે કે રૈવત બ્રહ્મા પાસે ગયો એ પછી પુણ્યજન નામના રાક્ષસોએ કુશસ્થલીનો નાશ કર્યો.

हता पुण्यजनैः सर्वा राक्षसैः सा कुशस्थली । વાયુ પુ., અ. ૮૮. શ્લો. ૧

૩ જુઓ મહાભારત મૌ. અ. ૮મું તથા ઐ સ. ૩૭૬, વિષ્ણુ પુ. અં. ૫. અ. ૩૮.

૪ જુઓ પુરાતત્ત્વ પુ. ૪. પૃ. ૧૦૧ થી પ્રાચીન દ્વારકાપુરી નામનો મારો લેખ.

૫ જુઓ મુંબઈ ગેઝિટિયર ગ્રં. ૧, ભા ૧. પૃ. ૧૧. ટિ. ૨.

૬ જુઓ ખંભાતનો ઇતિહાસ પ્ર ચોથું તથા પરિશિષ્ટ ૬

૭ અર્લી આર્યન્સ ઇન ગુજરાત, પૃ ૬૩.

૮ પુરાણોમાં ગુજરાત, પૃ. ૧૫૨

નથી ઇતિહાસનો અરુણોદય તો ગિરનાર ઉપરના અશોકના શિલા લેખથી જ થાય છે એ લેખવાળા જ પથ્થર ઉપરના ક્ષત્રપ રુદ્રદામાના લેખથી અશોકના પિતામહ ચન્દ્રગુપ્ત મૌર્યે સૌરાષ્ટ્ર સુધીના પ્રદેશને પોતાની સામ્રાજ્યસત્તા નીચે આણ્યો તથા ત્યાંઇક રાજકીય વ્યવસ્થાની યોજના કરી એમ જણાય છે અને એ સમયથી એટલે કે ઈ સ. પૂર્વે ચોથા શતકથી ગુજરાતનો લગભગ સળંગ ઇતિહાસ મળે છે

પણ ઈ સ. પૂર્વે ચોથા શતકથી તે આઠમા શતક સુધીના ઇતિહાસનું આ પુસ્તકમાં સ્થાન નથી છતાં ઈ સ ૭૪૬ પહેલાં ગુજરાતની શી સ્થિતિ હતી એ ટૂંકામાં પણ જોઈ લેવાથી પછીના બનાવ સમજવામાં સરળતા થાય એમ ગણીને અહીં ટૂંકામાં ઈ સ ૭૪૬ પહેલાંની રાજકીય ઊથલપાથલો ઉપર તથા રાજ્યવહીવટ સંબંધી તથા સામાજિક સ્થિતિ ઉપર એક ઊડતી નજર નાખી લેવાનું યોગ્ય ગણ્યું છે

માર્ય અશોક પછી ઈ સ પૂર્વે ૨૧૫-૨૦ની આસપાસમાં પશ્ચિમનો એટલે કે માળવા ગુજરાતનો પ્રદેશ અશોકના પૌત્ર શાલિશૂકને અધીન હોવાનું તથા તેણે સૌરાષ્ટ્ર સુધી જૈન ધર્મનો પહેલો પ્રચાર કર્યો હોવાનું યુગપુરાણના અમુક વચનો ઉપરથી સ્વ. ... ધ્રુવ અનુમાન કરે છે[1]

## શુંગો અને યવનો

પછી એક તરફથી શુંગોએ અને બીજી તરફથી બેક્ટ્રિયાના યવનોએ ઇ સ પૂર્વે ૧૫૫ની આસપાસમાં માળવા-ગુજરાતના કબજા માટે તકરાર કરવા માંડી યવન યુક્રેટિડિઝ, મિનેન્ડર (સૌરાના મિલિન્દ) અને એપોલોડોટસ (ઈ સ. પૂર્વે ૧૫૪-૧૫૬)ના સિક્કા સૌરાષ્ટ્રમાંથી મળ્યા છે અને સૌરાષ્ટ્ર તથા કચ્છ એઓને તાબે ગયા હોવાનું પં ભગવાનલાલ ઇન્દ્રજી માને છે[2] એ વખતે માળવામાં શુંગ

---

1 ... બિહાર અને ઓરીસા રિસર્ચ જર્નલ ગ્ર ૧૬, ભા ૧ પૃ ૩૦-૩૧
2 બોમ્બે ગેઝેટિયર ગ્ર ૧, ભા ૧, પૃ ૧૬

પુષ્યમિત્રના સુબા તરીકે અગ્નિમિત્રનુ રાજ્ય હતુ એ પ્રસિદ્ધ છે.[1]

પછી આન્ધ્રો અને શકો વચ્ચે માળવાના આધિપત્ય માટે યુદ્ધ થયા. ગુજરાતમાં નાહપાન અને એના જમાઇ ઉષવદત્તની સત્તા કેટલી હતી એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે અને એજ રીતે એ શકોને હાંકી કાઢનાર[2] શકારિ વિક્રમાદિત્ય એટલે કે સ્વ. ડા. જયસ્વાલના કહેવા પ્રમાણે ગૌતમીપુત્ર શાતકર્ણીની સત્તા પણ અલ્પજીવી જણાય છે.

## ક્ષત્રપો

પણ એ પછી આવેલા ચષ્ટનના વંશના ક્ષત્રપોની સત્તા ઈ. સ. ૭૮ થી ૪૦૦ સુધી ગુજરાત સૌરાષ્ટ્ર ઉપર ચાલુ રહી છે આ ક્ષત્રપ સત્તાને ઘણુ કરી સિંધમાંથી ઉતરી આવેલા આભીરોએ નબળી પાડી પછી થોડા વખત માટે પુરાણોના હૈહયો કે કલચૂરીઓએ ગુજરાતને—ખાસ કરીને લાટને સર કર્યું જણાય છે એઓનો ત્રૈકૂટક સંવત્ ગુજરાતના દક્ષિણી ચાલુક્યોએ તથા ગુર્જરોએ વાપર્યો છે.[3]

## ગુપ્તવંશની સત્તા

પણ ક્ષત્રપો પછી પ્રબલ સત્તા તો ગુપ્તોએ જ જમાવી એમ કહેવુ પડશે. ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્યે (ઈ સ ૦૦–૦૧) ત્રૈકૂટકોને તથા ઘણુ કરી એના સામંત તરીકે સૌરાષ્ટ્રમાં રાજ્ય કરતા ક્ષત્રપોને મારીને આખા ગુજરાત ઉપર પોતાની સત્તા જમાવી

---

૧ જુઓ માલવિકાગ્નિમિત્ર નાટકનો ગુજરાતી અનુવાદ-મનનિકા સાથે

૨ જુઓ બિહાર અને ઓરીસા રિસર્ચ જર્નલ પુ ૧૬ મા શ્રી. કા જયસ્વાલનો શકસાતવાહન ઇતિહાસ ઉપરનો લેખ. વિક્રમાદિત્ય એટલે ગૌતમીપુત્ર એ તર્ક પણ તદ્વિદોમા બહુ માન્ય થયો નથી.

૩ જુઓ મુંબઈ ગેઝિટિયર ગ્ર. ૧, ભા ૧. પૃ. ૬ તથા ભા ૨. પૃ. ૨૯૮. ગુપ્તો પછી પણ વિ. સ ની સાતમી સદીના મધ્યમાંયે કલચૂરી શંકરગણના તાબામા લાટ હતુ જુઓ મુ. ગે ગ્ર. ૧, ભા ૧. પૃ. ૧૧૮ તથા ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૩, પૃ. ૩૮.

યવનો, શકો, ક્ષત્રપો, પહ્લવો, હૂણો, મૈત્રકો, ગુર્જરો, ચાલુક્યો વગેરે જુદા જુદા કેટલા વંશના લોકો આવી ગયા[1]. આ તો બધાં રાજ્યકર્તાઓના નામ છે, પણ જુદા જુદા રાજવંશ સાથે બીજા કઈ કઈ જાતના લોકો આવ્યા હશે એ કહેવું મુશ્કેલ છે. છતાં અનેક વિવિધ મૂળના અને વિવિધ સંસ્કારના લોકો જુદા કાળથી ગુજરાતમાં વસ્યા છે એટલી વાત તો તરત દેખાય છે.

અને વસ્તી વધતા જંગલો અને જંગલી પશુઓનો નાશ થઈને, એને ઠેકાણે ખેતીપ્રધાન આબાદ ગામડાં વસી ગયાં. મૂળ જંગલી જાતોનો મોટો ભાગ ચોક્ક જંગલોમાં તથા ડુંગરાઓ ઉપર ધીમે ધીમે ચાલ્યો ગયો, છતાં મૂળ વતનીમાંથી કોઈ કોઈ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યના દાસ તરીકે કે અતિશૂદ્ર તરીકે ગામડાંમાં રહ્યા પણ હશે.

મૌર્યસમય વિષે કશું જાણવાના સાધન ઉપલબ્ધ નથી, પણ ક્ષત્રપ-સમયમાં તો સૌરાષ્ટ્રમાં અને જો કે ગુજરાતમાંથી નિશાનીઓ મળી નથી પણ ગુજરાતમાંયે ઘણાં ગામડાં વસ્યાં હોય એમ જણાય છે. ક્ષત્રપ રુદ્રદામાના લેખમાં મૌર્યરાજા ચન્દ્રગુપ્તના સૂબા પુષ્યગુપ્તે સુદર્શન નામનું સરોવર કરાવ્યાનો અને અશોકના યવન સૂબા તુષાસ્પે નહેરો ખોદાવી એને શોભાવ્યાનો ઉલ્લેખ છે[2]. આવું તળાવ કરાવવાની ઇચ્છા તથા એ પ્રદેશમાં સૂબાઓને નીમવાની જરૂર વસ્તીની સૂચક છે, પણ રુદ્રદામાના શબ્દોમાંથી એના પોતાના સમય માટે ઘણો વધારે અર્થ નીકળે છે. નગર નિગમ અને જનપદનો અને પૌર તથા જાનપદજનનો એ ઉલ્લેખ કરે છે[3]. એ ઉપરથી જનપદ કહેવાય એવા મોટા પ્રદેશોમા

---

૧ રુદ્રદામા તરફથી આખા આનર્ત-સુરાષ્ટ્રનો સૂબો અને સુદર્શન સરોવર સમરાવનાર સુવિશાખ પહ્લવ (પાર્થિયન) હતો. જુઓ એ. ઇ. ગ્ર. ૮, પૃ. ૪૭

૨ मौर्यस्य राज्ञः चन्द्रगुप्त(स्य) राष्ट्रियेण वैश्येन पुष्यगुप्तेन कारितमशोकस्य मौर्यस्य कृते यवनराजेन तुषास्फेनाधिष्ठाय प्रणालीभिरलङ्कृत ।

ગિરનારનો રુદ્રદામાનો લેખ, ગુજરાતના ઐતિહાસિક લેખો નં. ૬.

૩ नगरनिगमजनपदाना

એજ

ગામડા વસી ગયા હતા, નાના નાના પણ કાઈ કોઇ શહેરો હતા, અને હાલમા અમદાવાદમા ભરાય છે તેમ બજારો પણ ભરાતા, એવુ દેખાય છે રાજ્યને મળતા કરનો ઉલ્લેખ પણ છે[1]

એ ક્ષત્રપ રાજા પ્રજાને (ખાસ) કર વેઠ કે ભેટસોગાદ વડે પીડ્યા વગર રાજ્યના કોશમાથી પૈસો ખરચીને સુદર્શનનુ બાધકામ કરાવ્યાનો ગર્વ લે છે[2] આ જોતા હાલના જેવા કર વેઠ નજરાણુ વગેરે રાજ્યના લાગાઓ એ કાળમા–અઢારસો વર્ષ પહેલાં દાખલ થઈ ગયા જણાય છે રો બ્રાહ્મણનો તથા દાનનો ઉલ્લેખ કરે છે યુદ્ધનાં સાધનરૂપ ઘોડા હાથી અને રથનો ઉલ્લેખ કરે છે[3]

### આ દેશમા સૂબા નીમવાનો રિવાજ

રાજ્યવ્યવસ્થાના અગ તરીકે દૂરના પ્રદેશમા સૂબા નીમવાનો રિવાજ મૌર્ય–સમયથી પ્રચલિત હોવાનુ એજ લેખ કહે છે અને રુદ્રદામાએ આનર્ત અને સુરાષ્ટ્ર બન્ને ઉપર એક જ અધિકારી નીમ્યો હતો આ સૂબા જેવા પ્રાન્તાધિકારીને એ લેખમા અમાત્ય કહ્યો છે[4]

### ક્ષત્રપકાળમા સરસ્વતીકાઠો સાબરમતીકાઠો મહીકાઠો અને રેવાકાઠો વસેલા હતા

આ જ લેખમા પહેલી વાર શ્વભ્રનો ઉલ્લેખ જોવામાં આવે છે અને એ ઉપરથી સાબરમતીકાઠો પણ એ વખતે વસ્યો હોય એમ લાગે છે ભરૂચ શહેર અને ઘોડો નર્મદા કે રેવાનો કાઠો એ વખતે વસેલા જ હતા અપરાન્તનો ઉલ્લેખ અશોકના ગિરનારના લેખમા તથા રુદ્રદામાના

---

१ यथावत्प्राप्तैर्बलिशुल्कभागैः । એજ

२ अपीडयित्वा करविष्टिप्रणयक्रियाभि पौरजानपद जन स्वस्मात् कोशान्महता धनौघेन એજ

३ तुरगगजरथचर्यासिचर्मनियुद्धाद्या એજ

४ पौरजानपदजनानुग्रहार्थं पार्थिवेन कृत्स्नानामानर्तसुराष्ट्राणा पालनार्थं नियुक्तेन अमात्येन એજ

આ લેખમાં મળે છે.[1] અને પુરાણો ઉપરથી સરસ્વતીકાંઠો એટલે કે ઉત્તરના લેખનો આનર્ત. સાબરમતીકાંઠો કે લાટ, મહીકાંઠો, અને રેવાકાંઠો એ ભાગો થોડાઘણા પણ એ વખતે વસેલા હતા એમ જણાય છે.[2]

**ક્ષત્રપોના લેખો તથા સિક્કાઓ બહોળી વસ્તીના સૂચક છે**

ક્ષત્રપોના લેખો તથા સિક્કાઓ સોરઠમાં જૂનાગઢ, અમરેલી, મૂળવાસર, જસદણ, ગૂંદા (હાલાર), અંધાઉ (કચ્છ) મેવાસા વગેરે અનેક સ્થળોથી મળ્યા છે. એક લેખમાં લોકોએ તળાવ ખોદાવ્યાનો અને બીજા લેખમાં રસોપદ નામના ગામ પાસે કૂવો ખોદાવ્યાનો ઉલ્લેખ છે.[3] વળી યવનરાજા યુક્રેટિડિસ (ઇ. સ. પૂર્વે ૧૫૦)થી આરંભી અનેક રાજાઓના સિક્કા મળ્યા છે, અને ક્ષત્રપોની તો આખી વંશાવળી જ સિક્કાઓની મદદથી ગોઠવી શકાઈ એટલા એ વખતના સિક્કા મળી આવ્યા એ હકીકત એ વખતમાં એ પ્રદેશમાં વસ્તી અને વેપાર બહોળા હોવાનું સિદ્ધ કરે છે.

**રુદ્રદામાનો લેખ સંસ્કૃતમાં એ હકીકત સંસ્કૃતભાષા-જ્ઞાનના પ્રચારની સૂચક છે**

રુદ્રદામાનો ગિરનારનો લેખ સંસ્કૃત ભાષામાં છે એ પણ ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે, કારણ કે એ વખતમાં લેખો મોટે ભાગે પ્રાકૃતમાં લખાતા. ગુપ્તસમય પહેલાંના જે બે ચાર સંસ્કૃત લેખો મળ્યા છે તેમાંનો એક લાંબો લેખ આ રુદ્રદામાનો છે, એ લેખ ઉપરથી ક્ષત્રપરાજા રુદ્રદામાના દરબારમાં સંસ્કૃતમાં લેખ લખવાની સલાહ આપે એવા બ્રાહ્મણ-સંસ્કૃતિના પક્ષપાતી સલાહકારો હતા તથા સારૂં સંસ્કૃત

---

૧ ગુજરાતના ઐતિહાસિક લેખો નં. ૧. પૃ. ૫ તથા લેખ નં. ૬.

૨ જુઓ —

माकच्छाः समाहेयाः सहसारस्वतैस्तथा ।

कच्छीयाश्च सुराष्ट्राश्च आनर्ताश्चार्बुदैः सह ॥ મત્સ્ય પુ. અ. ૧૧૩, શ્લો. ૫૧.

વાયુ પુ. અ. ૪૫. શ્લો. ૧૩૧.

૩ ગુજરાતના ઐતિહાસિક લેખો નં. ૬.

ગદ્ય લખનાર પંડિતો હતા એમ પણ માનવું પડશે.

અલબત્ત, રુદ્રદામાને તાબે સુરાષ્ટ્ર કચ્છ શ્વભ્ર અને આનર્ત ઉપરાંત અવન્તી અપરાન્ત સિન્ધુ સૌવીર વગેરે દેશો પણ હતા અને એની રાજધાની પણ કદી ઉજ્જેનમાં હતી.[1]

## ગુપ્તો અને બ્રાહ્મણસ્મૃતિ

ક્ષત્રપો પછી ગુપ્તોના તાબામાં ગુજરાત ગયું. એઓ બ્રાહ્મણ સ્મૃતિ અને બ્રાહ્મણ-ધર્મના પરમ અભિમાની હતા. ગુપ્તોની રાજધાની પાટલિપુત્ર અને અયોધ્યામાં હતી. ઈ. સ. ૪૦૦ પહેલાં તરતમાં ચંદ્રગુપ્ત બીજાએ માળવા જીતીને એ રસ્તે ગુજરાતમાં પેઠી ક્ષત્રપ રુદ્રસિંહ પાસે છેલ્લે રહેલું સુરાષ્ટ્ર પણ એઓની પાસેથી લઈ લીધું.[2]

આ ચંદ્રગુપ્ત બીજાના વિરલ રૌપ્ય સિક્કા સૌરાષ્ટ્રમાંથી મળ્યા છે, પણ એના અનુયાયી કુમારગુપ્તના સિક્કા પુષ્કળ મળ્યા છે અને સ્કંદગુપ્તનો, ગિરનારના અશોકના લેખવાળા પથ્થર ઉપર, લેખ મળ્યો છે.

## વૈષ્ણવાદિ ધર્મોનો ગુજરાતમાં પ્રચાર

આ ગુપ્ત રાજાઓ પરમ ભાગવત-વૈષ્ણવ હતા, બ્રાહ્મણધર્મ બ્રાહ્મણસ્મૃતિ તથા સંસ્કૃત ભાષાના પક્ષપાતી હતા અને એ બધી નિશાના એઓએ ગુજરાત સૌરાષ્ટ્રમાં નાખ્યા કરી. હવે પણ એ પહેલાં બૌદ્ધ ધર્મનો આ પ્રદેશમાં પ્રચાર કરવાનો પ્રયત્ન તો માર્યમહારાજા અશોકે જ કર્યો હોવાનું એના ગિરનારના લેખથી જણાય છે.

પછી રુદ્રદામા રુદ્રભૂતિ રુદ્રસિંહ વગેરે નામો ઉપરથી લાગે છે તેમ ક્ષત્રપો ખરેખર શિવભક્ત હોય તો શિવભક્તિનો કંઈક પ્રચાર

---

૧ મુંબઈ ગેઝેટિયર પ્ર. ૧, ભા. ૧, પૃ. ૩૯

૨ વિન્સેંટ સ્મિથની અર્લી હિસ્ટરી ઑફ ઇંડિયા, આ. ૩, પૃ. ૨૮૨; મું. ગે. પ્ર. ૧, ભા. ૧, પૃ. ૬૯

એઓના વખતમાં થયો હોવાનો સંભવ છે. અને પરમભાગવત ગુપ્તોના વખતમા ગુજરાતમાં વૈષ્ણવધર્મના પ્રચારનો ચોક્કસ પ્રયાસ થયો હોવો જોઈએ સ્કંદગુપ્તના ગિરનારના લેખમાં સુદર્શન સરોવરને કાંઠે વિષ્ણુનુ મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ છે એ એવા પ્રચારનો સૂચક છે.[1]

## ગુપ્તકાળમાં રાજ્યવ્યવસ્થાની સંકુલતા

ક્ષત્રપ રુદ્રદામાના વખતમાં સુરાષ્ટ્ર અને આનર્તનો એક જ સૂબો હતો, પણ સ્કંદગુપ્તના વખતમાં માત્ર સુરાષ્ટ્રનો પર્ણદત્ત નામે સૂબો હતો જેણે પોતાના પુત્ર ચક્રપાલિતને નગર (ગિરિનગર—હાલના જૂનાગઢ)ની રક્ષા માટે નીમ્યો હતો; આ હકીકત ગુપ્તકાળમા રાજ્યવ્યવસ્થા વધારે સંકુલ થઇ હોવાની સૂચક છે.

'સુરાષ્ટ્ર'મા જ્યા જુદો નગરરક્ષક રાખવાની જરૂર પડે એવુ ગિરિનગર એક જ શહેર હતુ કે બીજાયે હતા એ જાણવાનુ કાંઈ સાધન નથી, પણ પર્ણદત્ત પોતાના પુત્રને જ ગિરિનગરમા રાખે છે એ જોતાં એ સૌથી અગત્યનુ શહેર હતુ એટલુ તો નક્કી સ્કંદગુપ્તના લેખ ઉપરથી જ એ શહેરમાં વેદનો પાઠ કરનારા ઘણા દ્વિજો રહેતા હતા અને શહેરીઓ સમૃદ્ધ હતા[2] એમ જણાય છે.

કાંઈ પણ શુભ કામની શરૂઆતમાં દેવપૂજન યજ્ઞાદિ તથા બ્રાહ્મણ-પૂજન થતું, બ્રાહ્મણોને ધન આપવામા આવતુ, અને રાજ્ય તરફથી શહેરીઓ(મહાજનો?)ને માન આપવામાં આવતુ.[3]

અધિકારીઓના ગુણોમા ક્ષમા, પ્રભુતા, વિનય, નય, શૌર્ય, ધૈર્ય,

---

૧ જુઓ સ્કંદગુપ્તનો ગિરનારનો લેખ, ગુજરાતના ઐતિહાસિક લેખો નં. ૧૫.

૨ द्विजबहुगतगीतब्रह्मनिर्नष्टपापम् ।
नगरमपि च भूयात् वृद्धिमत्पौरजुष्टम् । એજ શ્લો. ૩૯

૩ आग्यप्रगार्मविंबुधानथेष्ट्वा धनैर्द्विजातीनपि तर्पयित्वा पौरान्तथाभ्यर्च्य यथार्हमानैः । શ્લો. ૩૮

દુષ્ટ અથવા અનાર્યોના નિગ્રહની શક્તિ, બ્રહ્મણ્યતા, દાનપરાયણતા અને પ્રજારંજકતા વગેરે ગણાવવામાં આવ્યા છે[૧]

### એ પ્રાચીન આદર્શનું ઇતિહાસમાં સાતત્ય

આ રીતે ગુપ્તકાળમાં શરૂ થયેલા કેટલાક રિવાજો હમણા સુધી ચાલુ રહ્યા છે એ કાળે જે આદર્શ બંધાયા તે બ્રિટિશો આવ્યા ત્યાં સુધી આદર્શ તરીકે ચાલુ રહ્યા છે પછી એ આદર્શને અનુસરતું આચરણ ઇતિહાસમાં ભાગ્યે જ જોવામાં ન આવે, પણ આદર્શ બદલાયો નથી જેના રાજ્યમાં પ્રજામાંથી કોઈ વર્ણથી વેગળો ન હોય, કોઈ દુખી કે લોભી કે અયોગ્ય ન હોય, એ આદર્શ રાજા ગણાતો[૨]

મહાભારત અને વાયુપુરાણ જેવા કેટલાક પુરાણ ગુપ્ત-સમયમાં પ્રચારમાં આવી ગયા હતા અને ઉપરના આદર્શ ઘડવામાં તથા જીવનની બીજી અનેક બાબતોમાં એ વખતના હિન્દુસમાજ ઉપર આ ગ્રન્થોની ભારે અસર હતી એ અસર અમુક પ્રમાણમાં પછી પણ ચાલુ રહી છે એ આગળ દેખાશે.

### વલભીસમયથી ગુજરાતમાં રાજધાનીવાળા રાજ્ય-અમલની શરૂઆત થઈ

વલભીના મૈત્રકોએ, ભરૂચના ગુર્જરોએ, તથા ગુજરાત ઉપર સત્તા જમાવનાર દક્ષિણના ચાલુક્યોએ ઉપર દર્શાવેલી ક્ષત્રપ અને ગુપ્તોની પરંપરા ઘણે અંશે ચાલુ રાખી છે પણ આ સમયમાં વસ્તુ

---

१ सत्पथे च प्रवृत्तोऽभूत्। श्लो० २३
ब्रह्मण्यभावेन परेण युक्तः शुक्लः शुचिर्दानपरो यथावत्। श्लो० २८
क्षमा प्रभुत्वं विनयो नयश्च।
शौर्यं समर्थितनिग्रहश्च अविस्मयो धैर्यमुदीर्णता च। श्लो० १७-१८

२ तस्मिन्नृपे शासति नैव कश्चिद्धर्मादपेतो मनुजः प्रजासु।
आर्तो दरिद्रो व्यसनी कदर्यो दण्ड्यो न वा यो भृशपीडितः स्यात्॥
श्लो० ६

સ્થિતિમા એક મોટો ફેરફાર થયો છે. મૌર્યોને તાબે ગુજરાત હતુ, પણ મૌર્યો ગુજરાતના નહોતા ક્ષત્રપોની રાજધાનીયે ગુજરાત બહાર હતી એમ મનાય છે અને ગુપ્તો પાટલિપુત્રમાંથી ગુજરાત સૌરાષ્ટ્ર ઉપર સૂબાઓ મારફત રાજ્ય કરતા હતા પણ મૈત્રકોએ ઈ. સ. ૫૦૦ની આસપાસમા વલભી (હાલના વળા)મા રાજધાની સ્થાપી અને ગુર્જરોએ લાટમાં નાન્દીપુરીમાં[1] સ્થાપી ગુર્જરો તદ્દન સ્વતત્ર હોય એમ લાગતુ નથી. એઓ, પં ભગવાનલાલ ઇન્દ્રજી ધારે છે તેમ, વલભીના મૈત્રકોને નહિ, પણ ભિન્નમાલના ગુર્જરોને તાબે હોવાનો સભવ છે. અને થોડો વખત એઓએ દક્ષિણના ચાલુક્યોની ઉપરીસત્તા કબૂલ કરી લાગે છે વલભીના મૈત્રકોએ પણ પહેલા તો બીજાનુ—ઘણુ કરી ગુપ્તોનુ પરમસ્વામીપણું કબૂલ કર્યું હતુ.[2]

પણ પાછળથી, જો કે એઓ ચક્રવર્તી થઈ શક્યા નથી પણ, પોતાની સ્વતત્ર સત્તા મોટે ભાગે નભાવી શક્યા છે આ રીતે ગુજરાતમાં રાજ્ય કરતા રાજવશોને બહારથી ગુજરાત સૌરાષ્ટ્ર ઉપર ચડી આવી પોતાને દબાવનાર રાજવશો સામે લડવાનું કારણ મળ્યુ અને ધીમે ધીમે પહેલા ગુજરાતના રાજવશોમા અને પછી અમુક પ્રમાણમા ગુજરાતના લોકોમા ગુજરાતનુ મમત્વભર્યું અભિમાન જાગ્યુ જે સોલકી સમયમા પરિપક્વ થયુ અને પછી સોલકી રાજાઓમા ચક્રવર્તી થવાની મહત્ત્વાકાક્ષા જાગી

### ગુજરાતના સોલંકી રાજાઓમાં ચક્રવર્તી—પદની મહત્ત્વાકાંક્ષા

ગુજરાતના સોલકી રાજાઓને ચક્રવર્તી—પદની મહાભિલાષા

૧ ભરૂચની પૂર્વે ૩૮ મૈલ ઉપર આવેલી રાજપીપળારાજ્યની રાજધાનીરૂપ નાદોદ તે નાન્દીપુરી એમ મું ગે મા કહ્યુ છે, પણ ડૉ બુલ્હરે ભરૂચના પૂર્વ દરવાજાથી બે મૈલ છેટે આવેલા જૂના કિલ્લાને જ નાન્દીપુરી માનેલ છે જુઓ મું ગે ગ્ર. ૧. ભા. ૧, પૃ ૧૧૩ તથા ઇ. એ. ગ્ર ૭, પૃ ૬૨.

૨ જુઓ વલભીદાનપત્રોમા દ્રોણસિંહના વિશેષણ ગુજરાતના ઐતિહાસિક લેખો નં. ૧૭, ૧૯ વગેરે તથા મુ ગે ગ્ર ૧, ભા ૧. પૃ. ૮૮ અને એની ટિ. ૩.

વારસામા નહોતી મળી એટનુ ઉપરના ઐતિહાસિક દિગ્દર્શનથી દેખાય છે અને ગુજરાત બહારના કાન્યકુબ્જ માળવા માન્યખેટ વગેરેના રાજવંશોનુ ઘોરણુ જોઇને કેવી રીતે એઓમા એ મહાભિલાષા જાગી એ આગળ પ્રસગ આવતા જોવાશે

**પાટણ સ્થપાયા પહેલાની ગુજરાતની ધાર્મિકાદિ સ્થિતિનુ દિગ્દર્શન**

પણ અહીં પાટણુ સ્થપાયા પહેલા આ દેશની રાજકીય ધાર્મિક તથા સામાજિક સ્થિતિ કેવી હતી એનુ ટૂકામા અવલોકન કરી લેવુ એ પછીની સ્થિતિને તથા એના ફેરફારોને સમજવા માટે જરૂરનુ છે મૌર્યસમયથી ગુપ્તસમય સુધીમા ગુજરાતમા વસ્તી વધતી જતી હતી એ ઉપર જોયુ, હવે વલભીસમયમા તો વસ્તી ખુબ વધેલી હોવાના પુષ્કળ પુરાવા મળે છે વલભીના રાજવંશનો કોઈ શિલાલેખ નથી મળ્યો એ આશ્ચર્ય છે પણ અમુક એક જ ધાતુના લગભગ ૯૦ થી વધારે તામ્રપત્ર જુદે જુદે સ્થળેથી મળ્યા છે અને વલભીવંશના ઇતિહાસનુ મુખ્ય સાધન આ તામ્રપત્રો જ છે

આ તામ્રપત્રોમા વલભીના જુદા જુદા રાજાઓએ આપેલા દાનોની નોંધ છે દાનમા મુખ્યત્વે જમીન અપાયેલી છે દાનમા અપાયેલી જમીનના સ્થળ સબધી જે વચનો આ દાનપત્રોમા છે તેમાથી ઘણા ગામોના નામ મળે છે

પચાસેક લેખોમાથી આવા નામ તારવતા હસ્તવપ્રાહરણી (હાલનુ હાથબ), વલભી (હાલનુ વળા) સિંહપુર (હાલનુ શિહોર), નિસગમક, શર્કરાવાટ, મહુવા, તાપસીય તિનિશક, સિંહપુર[1] (હાલનુ શિહોર ?), કુક્કુટ (હાલનુ કુકડ

[1] વલભીતામ્રપત્રોમા સિંહપુરમા વસતા બ્રાહ્મણોને (જુઓ લેખ ન ૧૮) અને સિંહપુરમાથી નીકળેલા કિષ્ટાપુત્રમા વસતા બ્રાહ્મણોને (જુઓ લેખ ન ૭૧) દાન આપ્યાની નોધ છે હવે આ સિંહપુર તે જો શિહોર જ હોય તો પ્રબન્ધચિંતામણિમા સિંહપુર નામનો બ્રાહ્મણોનો અગ્રહાર સ્થાપ્યો (મારુ ભાષાન્તર પૃ ૧૫૨) એમ લખ્યુ છે એનો અર્થ એ ગામ નવુ વસાવ્યુ એમ નહિ પણ બ્રાહ્મણોને આપ્યુ એમ જ લેવો જોઈએ.

## વિ સ ના સાતમા આઠમા શતકમા ગુજરાત આખો સારી રીતે વસેલો હતો

અને અંકલેશ્વરથી પણ દક્ષિણમા આગળ જતા ચ્યાલુક્ય શીલાદિત્યના નવસારીના ઈ સ ૬૭૦ ના તામ્રપત્રમાં તાપીની દક્ષિણમાં નવસારી, અષ્ટગામ, કામરેજ, ઓસભના આદિ ગામનો ઉલ્લેખ મળે છે[1] આ ઉત્કીર્ણ લેખોના પુરાવાથી ગુજરાત વિ સ છઠ્ઠા સાતમા શતકમા સારી રીતે વસેલો જણાય છે જો કે અમદાવાદ જિલ્લાના ગામોનો કાંઈક પાછળથી ઉલ્લેખ મળે છે પણ એથી એ ભાગ નહિ વસ્યો હોય એમ માનવાનુ કારણ નથી વળી બધા પ્રદેશો સરખા વસ્તીવાળા ન પણ હોય. ચીનાઈ મુસાફર યુઆનચુઆંગે (ઈ સ ૬૪૦) ભરૂચ ગુર્જરની નોંધ લેતા એ દેશને ખારવાળો અને ઉજ્જડ કહ્યો છે[2]

આ પ્રમાણે કોઈ પણ પ્રદેશમા વસ્તી વધતા એની વિભાગ વ્યવસ્થા થયા વગર રહે નહિ આ ઉત્કીર્ણ લેખોમાંથી ચાર વિભાગોનો ઉલ્લેખ મળે છે (૧) વિષય–વલભીલેખોમાં સુરાષ્ટ્રને વિષય કહેલ છે પાછળના સોલંકીલેખોમાં એ જ 'મંડળ' કે દેશ કહેલ છે (૨) 'આહાર' કે 'આહરણી' એ હાલના જિલ્લાને મળતુ લાગે છે 'આહાર'ના અર્થમા પાછળથી 'વિષય' શબ્દ પણ વપરાયો છે (૩) 'પથક' આ નાના તાલુકાને મળતો વિભાગ છે એ પાછળના લેખોમાં પણ જોવામા આવે છે અને સૌરાષ્ટ્રમા આજે પણ 'પથક' શબ્દ તાલુકા કે જિલ્લાના અર્થમા શિથિલ રીતે વપરાય છે (૪) 'સ્થલી' એ નાનામા નાનો વિભાગ છે એમાયે એક કરતા વધારે ગામોનો સમાવેશ થતો હશે એમ લાગે છે[3] એક પથકમા કેટલા ગામ હોવા જોઈએ, એક આહાર (કે વિષય)માં કેટલા પથક હોવા જોઈએ કે એક વિષય (મંડળ કે દેશ)મા કેટલા આહાર હોવા જોઈએ, એ બાબતમા કોઈ નિયમ હોય એમ લાગતુ

---

૧ જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો, લેખ ન ૧૦૩

૨ જુઓ બિલના બુદ્ધિસ્ટ રેકર્ડ્ઝ ભ ૨ પૃ ૨૫૮

૩ જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો ન ૯૫

નથી[1] વલભીતામ્રપત્રોમાં તો ગામની સંખ્યાનો કયાંય નિર્દેશજ નથી[2] કર્યો, પણ પાછળના સોલંકીલેખોમાં આવાં સૂચન મળે છે, પણ તેમાંયે કશો નિયમ દેખાતો નથી જુદા જુદા દેશોની જુદી જુદી રૂઢિ હોય અને રાજવંશોએ તે તે રૂઢિ સ્વીકારી હોય એવું લાગે છે.[3]

ઉપર પ્રમાણે વિષય આહાર વગેરે વિભાગો તો રાજકીય વ્યવસ્થા માટેજ પાછળથી કર્યા હોવા જોઇએ, બાકી ગામો તો ગમે તેમ વસી ગયેલાં આ ગામોમાં મુખ્ય વસ્તી તો ખેડૂતોનીજ હાલની પેઠે હશે. કણબી(કુટુંબી)નો ઉલ્લેખ અમુક લેખોમાં મળે છે.[4] અને ખેતીના ઓજાર બનાવવાં સુધારવા વગેરે કામ માટે જરૂરનાં કુંભાર સુતાર લુહાર ચમાર મોચી વગેરે વસવાયાં પણ ઘણાખરાં ગામોમાં હશેજ. જો કે એના ઉલ્લેખ માટે આ લેખોમાં સ્થાનજ નથી, પણ જ્યારે મુસાફરી માટે બળદ ગાડાં વપરાતાં હોય, લાકડાનાં મકાન બંધાતાં હોય, તલવાર બાણ વગેરે હથિયાર વપરાતા હોય, જોડા પહેરાતા હોય,[5] પાણી ખેંચવાના કોશમાં ચામડું વપરાતું હોય, ત્યારે સુતાર લુહાર મોચી વગેરે વગર ચાલે નહિ એ સમજાય એવું છે. હજામતનો રિવાજ પણ એ કાળે હતો એટલે વાળંદો પણ હશેજ,[6]

---

૧ જોકે મનુએ તો એક ગામનો અધિપતિ, દશ ગામનો અધિપતિ, વીસ ગામનો અધિપતિ, સો ગામનો અધિપતિ, અને હજાર ગામનો અધિપતિ, એ રીતે દસના ગુણકવાળી વિભાગવ્યવસ્થા સૂચવી છે. જુઓ મનુ અ ૭. શ્લો. ૧૧૫. પણ વ્યવહારમાં એનો ભાગ્યેજ ઉપયોગ થતો હશે એમ લાગે છે.

૨ માત્ર એક લેખમાં कत्तारग्राम षोडशशतत्रिपचात.पाती એ રીતે શબ્દો છે અને ભાષાંતરમાં એજ શબ્દો મૂક્યા છે, કશો ખુલાસો કર્યો નથી. જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો. ભા. ૧, પૃ ૧૧૦

૩ સોલંકીવંશના વખતની રૂઢિનો વિચાર એ વંશના વર્ણનપ્રસંગમાં કર્યો છે.

૪ જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો ન. ૫૫.

૫ મારો આયુર્વેદનાં દાર્શનિક તથા સદ્વૃત્ત સંબંધી પ્રકરણોનો અભ્યાસ, પૃ ૭૩.

૬ જુઓ પુરાતત્ત્વ પુ. ૧, અ. ૨ ક્ષૌર કર્મ ઉપરનો મારો લેખ. એ લેખ ઐ. સ. પૃ. ૫૨૯માં છે.

ધીરધારનો ધંધો કરનાર તથા પરચૂરણ બજારી વસ્તુ વગેરેના વેચાણનો ધંધો કરનાર એકાદ નાનો વેપારી પણ ખરા. લોકો કપડાં પહેરતા,[1] એટલું જ નહિ, પણ કવચિત્ શીવેલાં કપડાંયે પહેરતા. એટલે વણકરો તથા કોઈ કોઈ ગામોમાં વિરલ દરજીઓની વસ્તી પણ હશે, કારણ કે ત્યારે રિવાજ શીવ્યા વગરનાં કપડાં પહેરવાનો હતો એમ કાદંબરી હર્ષચરિત વગેરે ગ્રંથો ઉપરથી લાગે છે. ગામ બહાર મોટે ભાગે નેસડાઓમાં ગાયો ભેંસો વગેરે ઉપર નભનાર ભરવાડ-આહીરની વસ્તી પણ ખરી. કાલિદાસે રઘુવંશમાં નેસડા (ઘોષ)ના વૃદ્ધોનો ઉલ્લેખ કર્યો છે.[2]

### વલભીસમયના બ્રાહ્મણો અને એમની પ્રવૃત્તિ

ખેડૂત સિવાયની ઉપર કહેલી બધી વસ્તી વિશે એ કાળના સાહિત્ય ઉપર આધાર રાખવો પડે છે, પણ બ્રાહ્મણો વિશે તો વલભી લેખોમાં પુષ્કળ ઉલ્લેખો મળે છે. એ દાનપત્રોના દાનોના મુખ્ય અધિકારી જ બ્રાહ્મણો છે. એઓની ધાર્મિક પ્રવૃત્તિ આગળ જોવાશે. વ્યાવહારિક પ્રવૃત્તિમાં ગિરિનગર (હાલનું જૂનાગઢ), સિંહપુર, આનર્તપુર (વડનગર) વગેરે ગામોના બ્રાહ્મણોને વલભીના રાજાઓએ પોતાના રાજ્યમાં ગામ આખાં કે જમીનો દાનમાં આપી છે અને રાજ્યના હક્ક છોડી દઈને જાતે ખેડી કે ખેડાવી ભોગવવાના વંશપરંપરાના હક્ક આપ્યા છે. જો કે આ લેખોમાં બ્રાહ્મણોની વિદ્યા વિશે ખાસ કાંઈ નોંધ જોવામાં આવતી નથી, પણ પેટ ભરવાની આ રીતે નિશ્ચિંતતા થતાં પંચ મહાયજ્ઞ વગેરે ધાર્મિક કર્મકાંડમાંથી જે વખત બચતો હશે તેમાં અધ્યયન (ભણવું)-અધ્યાપન (ભણાવવું)નું સ્મૃતિયુક્ત દ્વિજકર્મ એઓ કરતા જ હશે. વળી આ લેખો સંસ્કૃતમાં ઈ.સ. સાતમા શતકના બાણ દંડી વગેરે પ્રસિદ્ધ કવિઓને અનુસરતી સમાસમંડિત આડંબરી-ખાસ શબ્દજાળવાળી શૈલીમાં લખેલા છે, એ ઉપરથી પણ એ જમાનામાં સંસ્કૃતમાં

---

૧ કપડાં વણવાનું સૂચન તો વેદમાંયે મળે છે

૨ રઘુવંશ સ. ૧, શ્લો. ૪૫

એવું લખવાની શક્તિવાળા પંડિતો રહેતા હશે એમ અનુમાન થાય છે

**વલભીદાનપત્રોમાંથી પ્રાપ્ત થતી રાજ્યવહીવટને લગતી માહિતી**

આ ઉપરાંત વલભીલેખોમાંથી ઐતિહાસિક ઉપયોગની ઘણી મહત્ત્વની માહિતી–રાજાનું મંત્રીમંડળ, વસૂલાતીખાતું, પોલીસખાતું, ગ્રામ્યવહીવટ વગેરે રાજ્યવ્યવસ્થાને અંગે જરૂરના ખાતાંના ભિન્ન ભિન્ન અધિકારીઓ વિશે મળે છે. દાનપત્રમાં પોતે અમુક ગામ કે અમુક જમીન અમુકને દાનમાં આપેલ છે માટે રાજ્યના અમુક અમુક અધિકારીઓએ એ દાનના ભોગવટામાં વિઘ્ન ન આવે એવી રીતે વર્તવું એમ કહીને જે જે અધિકારીઓના નામ ગણાવેલ છે[1] તેના નીચે આપેલા વિવરણથી એ વખતની રાજ્યવહીવટ–પદ્ધતિ સાધારણ રીતે સમજાઈ જશે.

**અધિકારીઓનાં નામ**

૧ **આયુક્ત** } આ બેય શબ્દોનો અર્થ રાજાએ નીમેલા જેવો
૨ **વિનિયુક્તક** } થાય છે એટલે કોઇ પણ ચાલુ કે ખાસ કામ પ્રસંગે નિમાયેલો અધિકારી શ્રી અલ્તેકરે 'ગામડાનો હિસાબ રાખનાર' અર્થ કર્યો છે.

૩ **દ્રાંગિક**—દ્રંગનો અર્થ શહેર થાય છે એટલે 'દ્રાંગિક'નો અર્થ નગરરક્ષક પં. ભગવાનલાલે કર્યો છે અને શ્રી વૈદ્યે એ માન્ય ગણ્યો છે.

૪ **મહત્તર**—મોટો. મરાઠી 'મ્હાતારા' શબ્દ મહત્તરમાંથી નીકળ્યો છે. વલભીતામ્રપત્રોમાં એનો અર્થ 'ગામના મુખી' જેવો લાગે છે સૌરાષ્ટ્રના ગામડામાં હજી ગામનો જ માણસ મુખી તરીકે નિમાય છે.

૫ **ચાટભટ**—પં. ભગવાનલાલે 'ચાટ' એટલે ચોર–ઠગ વગેરે અને 'ભટ' એટલે ચોર પકડવા માટે રાખેલ સિપાઈ એવો અર્થ કર્યો છે, પણ કોઈ કોઈ દાનપત્રોમાં 'અચાટ ભટ પ્રવેશ્ય' એવા શબ્દો

---

૧ આ નામો એક જ રૂઢિમાં ઘણાંખરાં વલભીતામ્રપત્રોમાં તથા એથી ઓછાં વત્તાં એ વખતના ગુર્જર વગેરે બીજાં તામ્રપત્રોમાં મળે છે તેથી એના ખાસ ઉલ્લેખની જરૂર નથી ગુજરાતના ઐતિહાસિક લેખોમાંના ગમે તે લેખ જોવા.

ડૉ[1] એ જેના ચાટ અને ભટ બેયનો ઉત્યના અધિકારીરૂપ અર્થ ગના જોઇએ અને ફ્લીટ[2] ચાટ એટલે અમુક વખત માટેનો (irregular) પોલીસ અને 'ભટ' એટલે કાયમી પોલીસ એવો અર્થ કર્યો છે ત્યારે શ્રી વૈદ્ય 'ચાટ' એટલે નગરરક્ષક અને 'ભટ' એટલે ગરગી સિપાઈ એવો અર્થ કર્યો છે

૬ ધ્રુવ—હિસાબ વગેરે રાખનાર તલાટી-કુલકર્ણી જેવા ગામડાનો કાયમી અમલદાર હજી કચ્છમા ગામડાનું આ કામ કરનાર અમલદારો ધ્રુ ક ધ્રુવ કહે છે એ કામ કરનારના વશજોની એ અટક થઈ પડી હશે તેથી કચ્છ સોરઠ અને ગુજરાતના નાગર બ્રાહ્મણોમા, અને મોઢમા તથા બીજા વાણિયાઓમા 'ધ્રુવ' જેવી અટક મળે છે

૭ અધિકરણિક—ન્યાયનુ કામ કરનાર અધિકારી 'અધિકરણ'નો ન્યાયની અદાલત અર્થ થાય છે

૮ દડપાશિક—પોલીસનો વડો—જેના હાથમા સજા અમલમા મૂકવાનો અધિકાર હોય તે જેનના ઉપરી માટે પણ આ શબ્દ વપરાય ખરા

૯ ચૌરોદ્ધરણિક—ચોર પકડનાર ચોરને પકડવા માટે આ દેશમા પહેલા બે રસ્તા પ્રચલિત હતા (૧) ચોરને પકડવા ચોર મોકલવો અને (૨) પગી દ્વારા ચોરનુ પગેરુ પકડવાનો આ બીજો રસ્તો સોરઠ ગુજરાતના કેટલાક પ્રદેશમા ઠીક કામ આપે છે, હાલમા પણ ગામ દીઠ પગી હોય છે

શ્રી વૈદ્ય વરિષ્ઠ પોલીસ અધિકારી એવો અર્થ કરે છે

૧ જુઓ મહારાજ હસ્તીનુ ખોહનુ ગુ મ ૧ ૧ નુ તામ્રપત્ર કૉ ઇન્સ્ક્રિ ઇ ગ્ર ૩

૨ જુઓ કૉર્પ ઇન્સ્ક્રિ ઇન્ડિ ગ્ર ૩, પૃ ૯૮, ટિ ૨ વગેરે આ પ્રકરણમા ૨ બાલાનનલાલથી મુ ગે ગ્ર ૧, ભા ૧, પૃ ૮૧ ૮૨ અને શ્રી વૈદ્યથી મધ્યયુગીન ભારત ભા ૧, પૃ ૨૩૦ થી ૨૩૨ અને ગ નેહરુથી 'રાષ્ટ્રકૂટક ... ટાઈમ્સ'ના તે તે વિષયના પ્રકરણ સમજવા

૧૦ **રાજસ્થાનીય**—ફ્લીટ 'રાજસ્થાનીય'નો અર્થ રાજપ્રતિનિધિ—વાઇસરૉય જેવો કર્યો છે શ્રી વશ ગમા કે નકશીસ્નાર જેવા અર્થ માને છે

૧૧ **અમાત્ય**—મંત્રી-પ્રધાન ફ્લીટ આ કુમાર શબ્દ જોડીને 'કુમારામાત્ય' એ રીતે શબ્દ વપરાયેલ છે. તેનો શ્રી વૈદ્ય કુમારના અમાત્ય એવો અર્થ કરેલ છે.

૧૨ **અનુત્પન્નાદાન-સમુદ્ગ્રાહક**—ચઢી ગયેલા મહેસૂલ વસૂલ કરનાર

૧૩ **શૌલ્કિક**—ટોલ કે જકાત ખાતાનો ઉપરી.

૧૪ **ભોગિક કે ભોગોદ્ગ્રહણિક**—રાજભાગ-મુખ્યત્વે જમીનના ઉત્પન્નનો સ્મૃતિવચનોને અનુસરી છઠ્ઠો કે તેથી વધારે ઓછો પણ ઠરાવેલો ભાગ ઉઘરાવવાના ખાતાનો ઉપરી. આ શબ્દ ભાગબટાઈનો સૂચક છે.

૧૫ **વર્ત્મપાલ**—રસ્તાના ચોકિયાત. એક ગામથી બીજે ગામ જતા રસ્તા ઉપર અમુક અંતરે ચોકિયાતોની ટાપરીઓ અંગ્રેજોના રાજ્યના ચાલુ હતા ત્યાં સુધી હતી

૧૬ **પ્રતિસરક**—ગામડામાં તથા ખેતરોમાં રાતની ગસ્ત ફરનારા ચોકિયાતો

૧૭ **વિષયપતિ**—વિષય-જિલ્લાનો ઉપરી હાલના મામલતદાર કે કલેક્ટર જેવા

૧૮ **રાષ્ટ્રપતિ**—વિષય કરતા મોટા વિભાગનો ઉપરી કમિશ્નર-સૂબો.

૧૯ **હસ્ત્યારોહ**—[1]
૨૦ **અશ્વારોહ**— } ઘોડેસવાર અને હાથીનો સવાર

૨૧ **ગ્રામકૂટ**—ગામનો મુખી.

---

૧ મુંબઈ ગેઝેટિયરમાં આ બે શબ્દો સામાન્ય રૂઢ અર્થમાં વપરાયેલા હોઈને ન આપેલા હોવાથી શ્રી વૈદ્યે પણ નથી આપ્યા. છતાં કોઈ કોઈ લેખમાં છે. દા. ત. લેખ નં. ૮૭, તેથી અહીં આપ્યા છે.

ઉપર ગણાવેલા જુદા જુદા અધિકારીઓના અધિકાર વિશે લેખોમાં કશું કથન નથી. તેના નામો તેના સૂચક છે, અને ધર્મશાસ્ત્ર અર્થશાસ્ત્ર અને સંસ્કૃત સાહિત્યની મદદથી પુરાવિદોએ એનો ઉપર પ્રમાણે જે અર્થ બેસાડ્યો છે તે ઉપરથી એ વખતની રાજ્યવહીવટની પદ્ધતિનો કાંઈક ખ્યાલ આવે છે.

**જમીનની માપણી તથા એ ઉપરની રાજ્યની મહેસૂલ**

દાનશાસનપત્રો જે બે પ્રદેશ—સુરાષ્ટ્ર અને ખેટકને લગતા મળ્યા છે તે બેય પ્રદેશોમાં મહેસૂલપદ્ધતિ જુદી જુદી હોય એમ લાગે છે.

સુરાષ્ટ્રમાં જમીનની માપણી પાદાવર્તથી થતી. 'પાદાવર્ત'નો વાચ્યાર્થ એક પગના અને બીજા પગના વચ્ચેની જગ્યા જેટલું માપ પણ વ્યવહારમાં તો જમીન માપવા માટે પાદાવર્તની લંબાઈ ચોક્કસ ઠરાવેલી હોવી જોઈએ, કારણ કે ક્વચિત્ 'ભૂપાદાવર્ત' શબ્દ વાપર્યો છે. આ જમીનની માપણી કરનાર અધિકારી–મોજણીદાર કદાચ 'પ્રમાતા' કહેવાતો હશે. આથી જુદી રીતે ખેટકમાં ઉત્પન્ન–પેદાશ ઉપરથી માપ થતું. દા. ત. પીટક—સૂડો (?) ભરીને, અમુક પીટક—સૂડાના અનાજ જેટલા વાવી શકાય તેટલી જમીન આપ્યાનો ઉલ્લેખ છે.[1] ખેતરોને પણ હાલમાં ઘણે ઠેકાણે હોય છે તેમ જુદાં જુદાં નામ હતાં એવું લેખો ઉપરથી દેખાય છે. મહેસૂલની પદ્ધતિની વિગતો લેખોમાં નથી પણ કેટલાક સૂચક શબ્દ મળે છે. જેમ કે દા. ત. મહારાજ હસ્તીના ખોહના ઈ. સ. ૫૧૦ના તામ્રપત્રમાં તથા ઈ. સ. ૫૭૧ના ધરસેનના દાનશાસનપત્રમાં ઉદ્રંગ ઉપરિકર વગેરે શબ્દો મળે છે.[2] આ ઉપરથી રાજ્ય તરફથી અનેક પ્રકારના કર લેવાતા હોય એમ લાગે છે. એમાંથી જમીનના ઉત્પન્નનો જે રાજભાગ તેનું નામ 'ઉદ્રંગ' એ આ તામ્રલેખોના અભ્યાસી ફ્લીટે નક્કી કર્યું છે.

---

૧ જુઓ લેખ નં. ૭૩

૨ કોર્પસ ઇન્સ્ક્રિ. ઇન્ડિ. ગ્રં. ૩, પૃ. ૧૧૨ તથા ગુજરાતના ઐતિહાસિક લેખો નં. ૪૦

## જમીનમહેસૂલ સિવાયના કર

પછી 'ઉપરિકર' એટલે વધારાનો કર; પણ વધારાનો શેના ઉપર એ કશુ સ્પષ્ટ નથી પણ મનુએ ઝાડ, માંસ, મધ, ઘી, ગધ ઔષધિ, રસ, પુષ્પ, મૂળ, ફળ, પત્ર, ખડ, ચામડુ, વાળ, માટીના ઠામ વગેરે વસ્તુઓનો છઠ્ઠો ભાગ કર તરીકે રાજાએ લેવો એમ કહ્યુ છે[1] ને એના વેચાણ ઉપર હશે? વાકાટક મહારાજા પ્રવરસેનના એક તામ્રપત્રમાં[2] પણ अपुष्पक्षीरसदोह વગેરે શબ્દો છે એ જેના ફૂલો અને દૂધ ઉપર કર આપવો પડતો હશે અને આવા કર તે ઉપરિકર' એમ શ્રી વૈદ્ય અર્થ કરે છે આ ઉપરાંત વેઠનો રિવાજનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. અને વલભીતામ્રપત્રોમા પણ (વિષ્ટિ)નો ઉલ્લેખ મળે છે બીજો એક દશાપરાધનો ઉલ્લેખ મળે છે ઘણુ કરી મનુએ અ. ૧૨—શ્લો. ૫ થી ૭મા કહેલ કાયિક વાચિક અને માનસિક—દશધાપાપ તે જ દશ અપરાધો, અને એવા અપરાધ કરનાર ગુનેગારો પાસેથી વસૂલ કરાતો દડ એવો અર્થ હોવો જોઇએ એ દડ વસૂલ કરનાર અધિકારીનુ નામ **દશાપરાધિક** આપ્યુ છે[3] અને એ સાથે જેનો નિર્દેશ છે તે **અવલોકિક** ઉપરિકર વસૂલ કરનારનુ નામ હશે?

વલભી લેખોમાંથી ઉપર ગણાવ્યા તે ઉપરાત નીચેના મોટા અધિકારીઓનાં નામ પણ મળે છે:

**દૂતક**—આવા દાનો સબધી તથા બીજી રાજઆજ્ઞાઓને અમલમા

---

૧ आददीताथ षड्भाग द्रुमांसमधुसर्पिषाम् ।
गधौषधिरसानां च पुष्पमूलफलस्य च ।
पत्रशाकतृणानां च चर्मणा वैदलस्य च ।
मृण्मयाना च भाण्डाना सर्वस्याश्ममयस्य च ॥
મનુ અ ૭, શ્લો ૧૩૧, ૧૩૨.

૨ પ્રાચીન લેખમાળા લેખ ન. ૮૮. મધ્યયુગીન ભારત, ભા ૧. પૃ. ૧૯૧.

૩ ગુ. ઐ. લેખો ન. ૬૦

અધિકારીનું નામ મળે છે.[1] લેખમાં મહાક્ષપટલાધિકૃતના અધિકારી સ્કંદગુપ્તને મહારાજ કહેલ છે એ ઉપરથી એ ઊંચી કોટીનો અધિકારી હશે એમ લાગે છે પણ હર્ષચરિતમાં 'ગ્રામાક્ષપટલિક'નો ઉલ્લેખ છે[2] એ જોતાં ગામડાના અક્ષપટલનો અધિકારી તે 'ગ્રામાક્ષ-પટલિક' અને એ આખા ખાતાનો સૌથી મોટો અધિકારી તે 'મહાક્ષપ-ટલિક' એવો અર્થ બેસે છે. શ્રી વૈદ્ય 'અક્ષપટલિક' શબ્દ ઉપરથી હાલનો મરાઠી 'પાટીલ' શબ્દ નીકળ્યો છે એમ ગણે છે. મતલબ કે ગામડાંના પટેલ તે અક્ષપટલિક[3] બીજો અર્થ દફતરખાતાનો ઉપરી એવો પણ થાય છે. પ્રબંધચિંતામણિમાં જ્યાં રાજકીય લખાણ થતાં હોય તે સ્થાનને 'અક્ષપટલ' કહ્યું છે[4] પાછળના સોલંકીતામ્રપત્રોમાં લેખક અક્ષપટલિક હોય છે[5] એ જોતાં પ્ર. ચિ. નો અર્થ એ કાળ માટે તો સાચો લાગે છે

મહાદંડનાયક—વલભી રાજા ધ્રુવસેન પોતાને મહાદંડનાયક કહે છે[6] એ ઉપરથી એ ઊંચી કોટીની પદવી હોવી જોઈએ. પણ અહીં 'દંડનાયક'નો અર્થ મોટો પોલિસ અમલદાર, મુખ્ય સેનાપતિ કે વાયસરોય કરવો ? એ પ્રશ્ન છે.

આટલા બધા અધિકાર ગણાવ્યા છતાં વલભીતામ્રપત્રોમાં પુરોહિત રહી ગયો છે, પણ એ ધર્મશાસ્ત્રે કહેલો અધિકારી હોવો જ જોઈએ અને ઇ. સ ૪૯૦–૯૧ના ત્રૈકૂટક વ્યાઘ્રસેનના તામ્રપત્રમાં 'પુરોહિત'નો ઉલ્લેખ છે જ[7] અલબત્ત, પુરોહિતો દાનોમાં દખલગીરી ન કરે એ સમજાય છે.

૧ પ્રાચીન લેખમાળા લેખ નં. ૯૦.
૨ હર્ષચરિત ઉચ્છ્વાસ ૭
૩ મધ્યયુગીન ભારત ભા ૧ પૃ ૧૮૯. ૧૯૦.
૪ પ્ર ચિ નવીન સંસ્કરણ. પૃ. ૧૦૮.
૫ ભીમદેવ બીજાનું સં. ૧૨૮૩નું દાનપત્ર. ગુ. ઐ લેખ ન. ૧૬૬.
૬ ગુ. ઐ લેખો ન. ૨૭
૭ ગુ. ઐ લેખો ન. ૧૮.

## વલભીકાળના રાજાઓનો આદર્શ

આ બધા અધિકારીઓથી અને પોતે સ્વતન્ત્ર પરાધીન ન હોય એટલે કે જાતે સામન્ત કે મહાસામન્તરૂપ ન હોય તો સામન્તોથી વીંટાયેલો રાજા એ રાજ્યતન્ત્રનું પ્રધાન અંગ. વલભીલેખોમાં **મહાસામન્તરૂપ** તથા **પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર** રૂપ એટલે તદ્દન સ્વતન્ત્ર એ બે જાતના રાજાઓના ઉલ્લેખો મળે છે.[1] આ રાજાઓનો આદર્શ—પુરાણો અને સ્મૃતિઓનાં વચનોને અનુસરી આ રાજાઓ પોતાને લોકપાલ જેવા લેખે છે. સમુદ્રગુપ્તને અલાહાબાદના શિલાલેખમાં[2] કુબેર વરુણ ઇન્દ્ર અને યમ જેવો કહ્યો છે. વલભી તામ્રપત્રોમાં[3] તો પોતે રૂપમાં કામદેવ, ગાંભીર્યમાં હિમાલયને, અને સ્થિતિમાં સમુદ્રને ટપી જવાનો ગર્વ લે છે. સાધારણ રીતે વલભી તામ્રપત્રોમાં રાજાના વિશેષણોમાં નમ્રતાનુ તત્ત્વ ઓછું છે. છતાં એમાંથી એઓના આદર્શની કાંઈક ઝાંખી થાય છે. રાજા શત્રુઓ સામે લડવા તથા એના શસ્ત્રપ્રહારો સહન કરીને પણ પોતાનો પ્રતાપ દેખાડવા તત્પર હોવો જોઈએ. એનો વૈભવ દીન અને અનાથોને પાળવામાં વપરાવો જોઈએ, મનુ વગેરેએ રચેલ વિધિ પોતે પાળે તથા પળાવે અને ધર્મરાજ પેઠે પ્રજા પોતપોતાના વર્ણાશ્રમધર્મને અનુસરે એવી વ્યવસ્થા રાખે,[4] એટલું તો એની ફરજમાં ખાસ દેખાય છે.

### રાજાઓનો વિદ્યાપ્રેમ

વળી આ રાજાઓ વિદ્યા મેળવવા પણ કાંઈક આતુર હશે એમ લેખો ઉપરથી લાગે છે. રાજા ધ્રુવસેન પહેલો પોતાને શાસ્ત્રાર્થનો

---

૧ જુઓ ગુ. ઐ. લેખો નં. ૨૭ તથા ૭૧

૨ જુઓ ફ્લીટના કૉર્પસ ઇન્સ્ક્રિપ્શનમ ઇન્ડિકેરમ ગ્રં. ૩ નં. ૧

૩ ગુ. ઐ. લેખો નં. ૭૪

૪ વલભીતામ્રપત્રના मन्वादिप्रणीतविधिविधानधर्मा અને विहितविनयव्यवस्थापद्धति । (લેખ નં. ૧૯) શબ્દો સાથે એ સમયના એક શિલાલેખના वर्णाश्रमव्यवस्थापनप्रवृत्तचक्र प्रभाकरवर्धन (એ. ઇ. ગ્રં. ૪ પૃ. ૨૧૦) વાંચો

જાણકાર કહે છે, ત્યારે પછીના કોઈ કોઈ સર્વ વિદ્યા મેળવવાનો દાવો કરે છે અને છતાં પોતે નાનાં નુઆપ્તિથી પણ સંતુષ્ટ થાય છે એમ ઉમેરે છે[1] પોતે ખાસ શસ્ત્રઅસ્ત્ર વાપરવાની કેળવણી લીધાનો પણ કેટલાક ગર્વ લે છે, કેટલાક રાજનીતિ અને વ્યાકરણ પણ શીખ્યાનું અભિમાન કરે છે. અને પ્રજા પાસેથી ઓછો (મૃદુ—ભારે ન પડે એવો) કર લેવાનો પણ કેટલાક દાવો કરે છે.[2] જોકે કરના ઉપર જે પ્રકાર જોયા તેનો સરવાળો થતાં તો લોકોને માથે ઠીક બોજો પડતો જોઈએ એમ લાગે છે, છતાં યુવાનચુઆંગ કરને ભારે નથી ગણતો[3]

## ન્યાયનું ધોરણ

ન્યાયના ધોરણ બાબત આ લેખોમા તો કશું ન જ હોય, સ્મૃતિઓમાથી અને નાટકો વગેરે સંસ્કૃત સાહિત્યમાંથી કાંઈક ખ્યાલ આવે છે. આ લેખોમાથી તો "સર્વ સ્મૃતિઓએ રચેલા માર્ગનું સારી રીતે પરિપાલન કરવાથી પ્રજાના હૃદયને રંજન કરીને જેણે રાજા નામને સાર્થક કર્યું"[4] એ શબ્દોમાથી જેટલો અર્થ નીકળે તેટલું મળે છે, પણ યુવાનચુઆંગના કહેવા પ્રમાણે એના વખતમાં ભારે ગુના તો ભાગ્યેજ થતા; જો કે એક ગામથી બીજા ગામ વચ્ચેના મોટા રસ્તા તથા જળમાર્ગ ગુપ્તસમય જેવા સલામત નહોતા, વચ્ચે લૂટાવાની બીક ખરી[5] ગુનેગારોને શિક્ષામા જેલમાં પૂરવાની શિક્ષા સાધારણ હતી અને જેલમા જનારની સ્થિતિ ઘણી ખરાબ હતી યુવાનચુઆંગ કહે છે કે એઓને માણસમાં જ નહોતા ગણવામા આવતા સ્મૃતિઓને અનુસરી નાક કાન હાથ પગ વગેરે અંગોના છેદની તથા દંડની બન્ને પ્રકારની સજા પ્રચલિત હતી[6] અદાલતમા સાક્ષીઓનો

1 ગુ. ઐ લેખો ન. ૭૪

૨–૪ એજ.

૩ વિન્સેન્ટ સ્મિથની અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા, આ. ૩, પૃ. ૩૯૨.

૫–૬ એજ.

ઉપયોગ થતો જ, પણ એ સાથે જળ અગ્નિ વગેરે દિવ્યો અને શપથોનો પણ રિવાજ હતો[1]

### લશ્કરના અંગ

મોટા રાજાઓની એ વખતની મોટી વાસના ચક્રવર્તી થવાની અને એ માટે દિગ્વિજય એ એક સાધન શ્રી હર્ષ ઈ સ સાતમા શતકનો ચક્રવર્તી રાજા હતો એણે વલભીના ધ્રુવસેનને પણ હરાવેલો ચતુરંગ સેના અને રાજાના પોતાના અસાધારણ પરાક્રમ તથા વ્યવસ્થા કૌશલ તે જ વિજયના એ વખતના મુખ્ય સાધન સેનાના જૂના કાળથી ગણાતા ચાર અંગો—હાથી ઘોડા પાયદળ અને રથ, તેમાંથી રથો એ વખતે વપરાશમાંથી નીકળી ગયા હોય એમ હર્ષચરિતના તથા પુરાતત્વખાતાના વર્ણનથી દેખાય છે પછી હાથીઓનો લડાઈમાં ઉપયોગ ઘણો હતો વલભીલેખોમાં શત્રુની ગજઘટાનો ઉલ્લેખ સ્પષ્ટ મળે છે હર્ષચરિતમાં પણ એનો સ્પષ્ટ ઉલ્લેખ છે પછી ઘોડેસવાર લશ્કરનો ઘણો ઉપયોગ થતો એ માટે અનેક જાતના ઘોડા વપરાતા ઘોડાને સાચવવાનો મોટે ભાગે ચાલતો હશે એમ હર્ષચરિતના અમુક વચન ઉપરથી લાગે છે અને લશ્કરનું છેલ્લું અને સૌથી મોટું અંગ તે પાયદળ હથિયારમાં ધનુષ્યબાણ મુખ્ય વપરાતા તલવાર અને ભાલા પણ વપરાતા રાજા પોતે મોટે ભાગે હાથી ઉપર એમના રાજકુટુંબ અને સામંતોના કુટુંબ પણ સવારીમાં સાથે રહેતા અને હાથી ઉપર અથવા બળદના ગાડામાં એઓ મુસાફરી કરતા ખોરાક પાણી દૂધ વગેરે સીધુ–સામાન વગેરેનો બંદોબસ્ત તો

૧ મનુ અ–૮, શ્લો ૧૧૦ થી ૧૧૬
દિવ્ય-હાથમાં અગ્નિ ઉપાડવો પાણીમાં અમુક વખત સુધી ડૂબકી મારવી, અને જેને અગ્નિ ન બાળે કે પાણી ન મારે તે સાચો એમ મનુ યાજ્ઞવલ્ક્ય વગેરે લખે છે પણ ગમે તેવો સાચો માણસ આ દિવ્યની વાત કેમ કબૂલ કરે એ સમજાતું નથી

૨ જુઓ હર્ષચરિત—ઉચ્છ્વાસ ૨

હોવા જ જોઈએ સાથે વૈદ્ય રાખવાનું પણ મુહૂર્ત જોવા વૈદ્યકગ્રંથમાં તથા અર્થશાસ્ત્રમાં કહ્યું છે. પ્રયાણ વખતે ભેરી શંખ વગેરે વગાડવામાં આવતાં હર્ષચરિતમાં આખા દિવસમાં આઠ કોશ (૧૬ માઈલ)ની મજલ કર્યાનું વર્ણન છે.[1] જ્યાં પડાવ નાખે ત્યાં શિબિર ગોઠવવામાં આવતી જોકે આ શિબિર પાછળના મોગલોના આલીશાન તંબુઓ જેવા નહિ પણ સાદાં, યુવાનચુઆંગના કહેવા પ્રમાણે, ઝાડની ડાળીઓ પાંદડાં વગેરેથી બનાવવામાં આવતાં અને મુકામ ફરતાં જાળી નખાતી.[2] લશ્કર મોટે ભાગે ક્ષત્રિયોનું બનેલું હશે એમ બાણના તથા યુવાનચુઆંગના વર્ણનથી લાગે છે[3] અને લશ્કરી નોકરોને તથા વહીવટખાતાના ઉપર ગણાવેલા અધિકારીઓને પગારને બદલે અમુક જમીન આપવામાં આવતી એમ યુવાનચુઆંગ કહે છે.[4]

## સમૃદ્ધિ અને વેપાર-ઉદ્યોગ

ગુજરાત એ કાળમાં સામાન્ય રીતે સમૃદ્ધ અને સુખી હશે જોકે વલભી શહેરની મોટાઈની એક પણ નિશાની અત્યારે મળતી નથી, પણ યુવાનચુઆંગ (ઈ. સ. ૬૪૦) કહે છે કે વલભી દેશ લગભગ એક હજાર માઈલમાં હતો અને રાજધાનીનો ઘેરાવો પાંચ માઈલમાં હતો. જમીન હવાપાણી અને લોકોની રીતભાત મહીકાંઠાના[5] જેવાં હતાં. વસ્તી ગીચ હતી. ધર્મસ્થાન સમૃદ્ધ હતાં. સો કરતાં વધારે વેપારીઓ

---

૧ હર્ષચરિત ઉપરથી ઉતારેલું મધ્યયુગીન ભારત ભા. ૧. પૃ. ૯૬ જુઓ.

૨ બિલ્સ રેકર્ડ્ઝ ગ્ર. ૨. પૃ. ૧૯૩.

૩ જુઓ હર્ષચરિત-ઉચ્છ્વાસ છઠ્ઠો તથા વોટર્સ યુવાનચુઆંગ ગ્ર. ૨ પૃ. ૧૭૧.

૪ વિન્સેન્ટ સ્મિથની અર્લી હિસ્ટરી ઑફ ઇન્ડિયા. આ. ૩, પૃ. ૩૮૨.

૫ વોટર્સ ગ્ર. ૨. પૃ. ૨૪૨ થી ૨૪૮. મૂળમાં 'મોલાપો' શબ્દ છે એ વિશે પુષ્કળ ચર્ચા થઈ છે. મેં શિથિલ રીતે મહીકાંઠો અર્થ કર્યો છે. એ પ્રદેશ વલભી ગત શીલાદિત્યને તાબે હતો. 'મોલાપો'ની ચર્ચા માટે જુઓ વી. એ. સ્મિથની અર્લી હિસ્ટરી ઑફ ઈન્ડિયા. આ. ૩. પૃ. ૩૨૮ થી ૩૨૯ તથા પૃ. ૩૨૯ની પાદનોંધ

**બ્રાહ્મણ માત્રમાં પરસ્પર બેટીવ્યવહાર અને રોટીવ્યવહારની છૂટ**

ક્ષત્રિય વર્ણનો તથા બ્રાહ્મણ વર્ણનો આખા દેશમાં એક જ સમુદાય એ વખતે હતો એમ જણાય છે. ક્ષત્રિયો મૌર્ય ગુપ્ત વૈનિક મૌખરિ વગેરે વંશનામોથી પ્રસિદ્ધ હતા અને બ્રાહ્મણો અમુક ગામના, અમુક ગોત્રના તથા અમુક વેદ ભણનાર એ રીતે ઓળખાતા. પણ બેટીવ્યવહાર તથા રોટીવ્યવહાર કોઈ પણ પ્રદેશના બ્રાહ્મણનો બીજા પ્રદેશના બ્રાહ્મણ સાથે થઈ શકતો. અને બ્રાહ્મણમાં જે વ્યવહારની છૂટ હોય તો ક્ષત્રિયને તો શેનો જ બાધ હોય? પાછળથી પણ ક્ષત્રિયોએ તો લગ્નવ્યવહારની ઘણી છૂટ રાખી છે.

મનુ યાજ્ઞવલ્ક્ય બ્રાહ્મણને પણ શ્રાદ્ધમાં તથા દેવ અને પિતૃઅર્થે તૈયાર કરેલા માંસના ભક્ષણની છૂટ આપે છે જો કે એ જ સ્મૃતિકારો ડુંગળી, બિલાડીનો ટોપ, લસણ વગેરે ખાવાની ના પાડે છે,[૧] જેના ધીમેધીમે અહિંસા તરફ તથા માંસના ત્યાગ તરફ વલણ વધતું જતું યાજ્ઞવલ્ક્યના જ શબ્દોમાં દેખાય છે,[૨] એ જોતાં વલભીસમયમાં બ્રાહ્મણ અને જૈનોના ખોરાકમાંથી લગભગ માંસ નીકળી ગયું હોવાનો સંભવ છે.

**અનુલોમ વિવાહની છૂટ**

લગ્નવ્યવહારની બાબતમાં દરેક વર્ણ માટે પોતાના વર્ણની સ્ત્રી પ્રશસ્ત ગણી છે જેની ઇચ્છા હોય તે પોતાથી ઊતરતા વર્ણની કન્યા સાથે પણ લગ્ન કરી શકે છે. એમ મનુ કહે છે. મતલબ કે શૂદ્ર જાતિનો પુરુષ શૂદ્ર જાતિની કન્યા સાથે લગ્ન કરી શકે, વૈશ્ય પુરુષ વૈશ્ય જાતિની તથા શૂદ્ર જાતિની કન્યા સાથે, ક્ષત્રિય ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર ત્રણેયની કન્યા સાથે, અને બ્રાહ્મણ ચારેય વર્ણની કન્યા સાથે પરણી શકે.[૩] આ રીતે અનુલોમ વિવાહની મનુ છૂટ આપે છે,

---

૧ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ, આચારાધ્યાય, શ્લો. ૧૭૬ તથા ૧૭૯.

૨ એજ શ્લો. ૧૮૦, ૧૮૧.

૩ મનુ અ. ૩ શ્લો. ૧૨, ૧૩.

પણ બ્રાહ્મણ પુરુષને ક્ષત્રિય કન્યાથી, કે ક્ષત્રિયને વૈશ્ય કન્યાથી, એ રીતે તરતના નીચેના વર્ણની કન્યાથી ઉત્પન્ન પ્રજાને પુરુષના જ વર્ણની પણ કાંઈક હલકી ગણવી એમ કહે છે પણ યાજ્ઞવલ્ક્ય તેથી જુદા પડીને આવી પ્રજાને પુરુષના વર્ણની ગણવાની ના પાડે છે[1] પછી બ્રાહ્મણ પુરુષથી વૈશ્ય કન્યામા ઉત્પન્ન થયેલી પ્રજા તે અમ્બષ્ઠ અને શૂદ્ર કન્યામા ઉત્પન્ન થયેલી પ્રજા તે પારશવ, એમ મનુ ભેદ પાડે છે

ત્યારપછીના શંખ વગેરે બ્રાહ્મણથી ક્ષત્રિય કન્યામા થયેલ પ્રજા તે ક્ષત્રિય, અને ક્ષત્રિયથી વૈશ્યમા થયેલ તે વૈશ્ય, એમ કહે છે[2] આ અનુલોમ વિવાહની વાત થઈ

## પ્રતિલોમ વિવાહની પ્રજા અને અન્ત્યજો

પ્રતિલોમ વિવાહથી ઉત્પન્ન થયેલ પ્રજાને ક્ષત્તા વૈદેહિક આયોગવ માગધ આભીર ચંડાલ વગેરે નામો મનુ આપે છે અને એને અન્ત્યજ કે અન્ત્યજ જેવી ગણે છે આ બાબતમા વધારે ચર્ચાને માટે અહીં સ્થાન નથી,[3] છતા આવા પ્રતિલોમ લગ્ન પણ થતા હશે એમ લાગે છે અને મનુ એક શ્લોકમા બ્રાહ્મણને શૂદ્ર સ્ત્રી પરણવાની છૂટ આપ્યા પછી નીચેના શ્લોકમા બ્રાહ્મણ ક્ષત્રિયને શૂદ્ર કન્યા પરણવાની ના પાડે છે તથા યાજ્ઞવલ્ક્ય તો પહેલેથી જ ચોખ્ખી ના પાડે છે એ તો કહે છે કે બ્રાહ્મણથી ત્રણ જ સ્ત્રી થઈ શકે, ક્ષત્રિયથી બે, અને વૈશ્ય તથા શૂદ્રથી એક એક જ[4] છતા વલભીકાળમા સાગર નિદ્રાન બ્રાહ્મણોના ઘરમા પરણેલી શૂદ્ર સ્ત્રી હોવી એ નિન્દિત ન

1 મનુ અ 10, શ્લો 6, યાજ્ઞવલ્ક્ય આ શ્લો 91

2 મનુ અ 10 શ્લો 8, યા સ્મૃતિ આ શ્લો 91 ઉપર ની મિતાક્ષરા તથા સ્મૃતીનાં સમુચ્ચય (આનંદાશ્રમ સંસ્કરણ) ઔશનસ સ્મૃતિ પૃ 47, શ્લો 28

3 આ વિષયની વધારે ચર્ચા માટે જુઓ વસંત વર્ષ 31 અંક 7–8મા શાસ્ત્રી હરિપ્રસાદ ભગવાનજીનો પ્રશ્ન નામનો લેખ

4 જુઓ મનુ અ 3 શ્લો 14થી 17 અને યા સ્મૃતિ આચાર અધ્યાય શ્લો 56, 57

ગણાતું હોય એમ કવિ બાણ જેવો પ્રતિષ્ઠિત બ્રાહ્મણ હર્ષચરિતમાં પોતાના બે પારશવ ભાઈઓનો ઉલ્લેખ કરે છે એ ઉપરથી લાગે છે.[1] અને મેવાડના ગુહિલો, મારવાડના પરમારો, મંડોરના પ્રતિહારો વગેરે અનેક રાજવંશોના મૂળ પુરુષોને બ્રાહ્મણ પુરુષથી ક્ષત્રિય કન્યામાં ઉત્પન્ન થયેલ કે બ્રહ્મક્ષત્ર તે તે વંશના કેટલાક લેખોમાં કહ્યા છે.[2] બ્રાહ્મ આર્ષ વગેરે વિવાહપ્રકારોનું તથા લગ્નવિધિઓનું વર્ણન સ્મૃતિઓ ગૃહ્યસૂત્રો તથા કુમારસંભવ જેવાં કાવ્યોમાં મળે છે, પણ ઉતારવાની જરૂર નથી લાગતી

## વસ્ત્રો અને અલંકાર

જોકે કપડાં સીવવાની કળા એ કાળમાં જાણવામાં હતી તોપણ મોટે ભાગે પુરુષો અને સ્ત્રીઓ વૈભવ અનુસાર બારીક અને રંગીન પણ સીવ્યા વગરનાં સૂતરનાં ઊનનાં કે રેશમનાં વસ્ત્ર પહેરતાં.[3]

પુરુષો—રાજાઓ પણ સાધારણ રીતે બે વસ્ત્રો—એક નીચે ધોતિયું અને બીજું ઓઢવાનું પહેરતા, માત્ર બહાર જાય ત્યારે માથે કાંઇક વીંટે.[4] સ્ત્રીઓ મોટે ભાગે, દક્ષિણી સ્ત્રીઓ પેઠે, એક વસ્ત્ર વીંટતી અને છાતી ઉપર એક કટકો બાંધતી.[5] વસ્ત્રોમાં આવી સાદાઈ છતાં એ કાળના લોકોને અલંકારોનો ભારે શોખ હતો.[6]

## વિધવાવિવાહની બંધી અને સતીનો રિવાજ

ઊંચા ગણાતા વર્ણમાં વિધવાવિવાહનો રિવાજ ન હતો અને

૧ भ्रातरौ पारशवौ चन्द्रसेनमातृषेणौ। હર્ષચરિત ઉ ૧.
૨ જુઓ મેવાડના ગુહિલો, પૃ. ૮૭ થી ૯૩
૩ જુઓ હર્ષચરિત ઉ ૪.
૪ જુઓ ચરક સૂત્ર, અ. ૮.
૫ જુઓ શાકુંતલ તથા અજિંઠાનાં ચિત્ર.
૬ જુઓ હર્ષચરિત ઉ ૪ તથા વોટર્સ યુવાનચુઆંગ ગ્ર ૨, પૃ. ૫૧ અને મધ્યયુગીન ભારત, ભા ૧, પૃ ૧૩૩.

સતી થવાનો રિવાજ હતો એમ મનાય નથી[1] કુનામો-દામો રાખવાનો પણ રિવાજ હતો[2] વેશ્યાઓ પણ હતી, એટલુ જ નહિ, પણ એઓ ખાસ કળાઓ જાણનારી ગણાતી[3] અને રાજાની આસપાસ આવી સ્ત્રીઓ રહેતી એમ મનુના તથા બાણના શબ્દોથી જણાય છે[4]

### પ્રજામા કેળવણી

બ્રાહ્મણો અને બૌદ્ધ સાધુઓમા વિશેષ, પણ ક્ષત્રિયોમાયે ઠીક ઠીક, લખવા વાચવાની કેળવણી હતી, એમ જણાય છે કેટલાક રાજાઓએ તો કાવ્ય નાટક રચવાની પણ પ્રવૃત્તિ કરી છે રાજા હર્ષની સસ્કૃત કૃતિઓ પ્રસિદ્ધ છે સગીત વગેરે કળાઓ પણ રાજાઓ શીખતા હશે એમ કવિરાજની પદવી ધારણ કરનાર સમુદ્રગુપ્તના અલાહાબાદના સ્તભલેખથી તથા એના સિક્કાઓથી જણાય છે સ્ત્રીઓમા પણ કેળવણી થોડી ઘણી હશે જ રાજાઓની તથા સામન્તોની કુમારીઓ નૃત્યસગીત વગેરે કળાઓનો ખાસ અભ્યાસ કરતી એમ સસ્કૃત સાહિત્ય ઉપરથી લાગે છે[5]

### વલભીનગરમા વિદ્યાપીઠનુ સ્થાન

ઈ સ. છઠ્ઠા શતકથી વલભીપુ વિદ્યાધામ તરીકે પ્રસિદ્ધ થયુ હશે ઈત્સિગ તો વલભીને નાલન્દા સમાન ગણે છે બૌદ્ધ ધર્મનુ એ

---

૧ જુઓ યા સ્મૃ આચારાધ્યાય શ્લો ૮૬ની ટીકામા ઉતારેલા વચન
૨ એજ શ્લો ૧૬૬
૩ જુઓ કામસૂત્ર ૧-૩-૧૨
૪ મનુ અ. ૭ શ્લો ૨૨૮ અને હર્ષચરિત ૩-૨ आसन्नचारविलासिनीप्रतियातनाभि प्रगम्यमानम् ।
૫ કામસૂત્ર ૧-૩-૧૨ માલવિકાગ્નિમિત્ર અને એની ભૂમિકા તથા હર્ષચરિત ઉ ૪મા રાજ્યશ્રીનુ વર્ણન-राज्यश्रीरपि नृत्यगीतादिषु विदग्धासु कलासूपचीयमानपरिचया यौवनमारुरोह ।

એક કેન્દ્ર હતુ, પણ વિદ્યાઓ તો બૌદ્ધ જૈન અને બ્રાહ્મણ ત્રણે ય શીખવાતી.[1]

## ધાર્મિક સ્થિતિ

વલભીલેખો ત્રણ ચાર અપવાદોને બાદ કરતાં બ્રાહ્મણોને અપાયેલા દાનોના લેખો છે આ દાનો બલિ ચરુ વૈશ્વદેવ અગ્નિહોત્ર અને અતિથિ એ પાચ મહાયજ્ઞોના અનુષ્ઠાન માટે અપાયેલાં છે. એનો અર્થ એટલો જ થાય કે આ બ્રાહ્મણો જ્યાંસુધી આ પચમહાયજ્ઞોના અનુષ્ઠાનરૂપ પોતાનુ બ્રહ્મકર્મ કર્યા કરે ત્યાંસુધી એમનુ પોષણ આ દાનોમાંથી થયા કરે. પણ આ લેખોમાં ગણાવેલા પચમહાયજ્ઞમા સ્મૃત્યુક્ત ઋષિયજ્ઞ કે બ્રહ્મયજ્ઞનો ઉલ્લેખ નથી અને 'ચરુ'નો છે, એ જરા વિચિત્ર છે.[2] આ સાદા પચમહાયજ્ઞો સિવાયના વૈદિક સમયના મોટા યજ્ઞોનો પ્રચાર લગભગ બધ થઈ ગયો હતો. શુગરાજા પુષ્યમિત્ર, સમુદ્રગુપ્ત વગેરેએ અશ્વમેધ યજ્ઞ કર્યાના ઉલ્લેખો મળે છે,[3] પણ પછી સમુદ્રગુપ્તથી જ ચાલેલો બ્રાહ્મણોને ગાયો અને સુવર્ણના દાનનો[4] તથા જમીનના દાનનો પ્રવાહ જ જોરથી ચાલ્યો છે.

## પૂર્તધર્મનો અને શૈવ વૈષ્ણવ, સૌર (સૂર્યભક્તિ) અને બૌદ્ધ ધર્મનો પ્રચાર

મતલબ કે વૈદિક યજ્ઞધર્મનો પ્રચાર પહેલા વિરલ થઈને અને પછી લગભગ નીકળી જઇને મહાભારત તથા પુરાણોમા કહેલ પૂર્ત-

---

૧ કથાસરિત્સાગર (નિ આ. પૃ. ૧૮૦૧)નુ નીચેનુ વચન વલભીની વિદ્યાધામ તરીકે એ વખતની ખ્યાતિનુ ઠીક દ્યોતક છે·

स विष्णुदत्तो वयसा पूर्णषोडशवत्सरः ।

गन्तु प्रववृते विद्याप्राप्तये वलभीं पुरीम् ॥ કાવ્યાનુશાસન ઇ. પૃ. ૭૫.

૨ મનુ અ ૮ શ્લો ૨૧

૩ જુઓ માલવિકાગ્નિમિત્ર અને સમુદ્રગુપ્તના અશ્વમેધના ઘોડાવાળા સિક્કા તથા એના અનુયાયીઓના લેખો.

૪ જુઓ સમુદ્રગુપ્તનો અલાહાબાદનો લેખ કો. ઇન્સ્ક્રિ ઇન્ડિ. ગ્ર. ૩. નં. ૧.

ધર્મ[1] તથા શિવ વિષ્ણુ વગેરે દેવોની ભક્તિનો ધર્મ જ આ કાળથી વધારે પ્રચલિત હોય એમ જણાય છે.

હર્ષચરિત (ઉ. ૮)માં દિવાકરમિત્ર નામના ભિક્ષુ પાસે શ્વેતાંબર આર્હતો, મસ્કરિ સાધુઓ, ભાગવત (વૈષ્ણવ) સાધુઓ, કપિલ મતના, જૈન, વેદાંતી સંન્યાસીઓ, ધર્મશાસ્ત્ર જાણનારા, પૌરાણિકો, શૈવો, લોકાયતિકો વગેરે અનેક ધર્મમાર્ગોના અનુયાયીઓ બેઠા હોવાનું બાણે વર્ણન કર્યું છે, અને એટલા જ ઉપરથી એ વખતે આ દેશમાં અનેક ધર્મમાર્ગો તે તે માર્ગના ભિક્ષુઓ અને ગૃહસ્થો સાથે પ્રચલિત હોય એમ જણાય છે. વલભીના રાજાઓ મોટે ભાગે શૈવ ધર્મના અનુયાયી હતા ને પોતાને 'માહેશ્વર' કહેવરાવે છે, પણ એ જ વંશનો મહારાજ ધ્રુવસેન 'પરમભાગવત' (વૈષ્ણવ) છે અને એનો જ નાનો ભાઈ ધરપટ્ટ 'પરમ-આદિત્યભક્ત' છે.[2] એ જ રીતે હર્ષના પિતામહ મહારાજા રાજ્યવર્ધનને આદિત્યભક્ત, એના પુત્ર આદિત્યવર્ધનને પણ આદિત્યભક્ત, પ્રભાકરવર્ધનને પણ આદિત્યભક્ત, પણ એના પુત્ર રાજ્યવર્ધનને 'પરમ સૌગત' (બૌદ્ધ) અને શ્રી હર્ષને પોતાને 'પરમ માહેશ્વર' કહ્યા છે.[3] આવા બીજા પણ અનેક દાખલા છે અને તેથી ધર્મપાલન માટે લોકોમાં ઘણી છૂટ હતી એ દેખાય છે. વળી હર્ષવર્ધન પોતે માહેશ્વર હોવા છતાં બૌદ્ધ ધર્મ તરફ પોતે બૌદ્ધ હોય એવું વર્તન રાખતો એ યુવાનચુઆંગના ગ્રંથ ઉપરથી જણાય છે. વલભીના રાજાઓ સર્વધર્મને પોષણ આપવાનું પોતાનું કર્તવ્ય માનતા. એ જ રીતે વલભીવંશના પરમમાહેશ્વર રાજા ધરસેને પુષ્પ ગંધ ધૂપ દીપ નૈવેદ્ય ક્રિયાઓ ચલાવવા માટે અને દેશ દેશાંતરથી આવતા ભિક્ષુઓને ચીવર (વસ્ત્ર), અન્ન ઔષધ વગેરે માટે તથા વિહારમાં કાંઈ નુકસાન થાય તો

---

1 वापीकूपतडागादि देवतायतनानि च ।
अन्नप्रदानमारामः पूर्तं त्वभिधीयते ॥

2 જુઓ ગુ. ઐ. લેખો નં. [illegible]

3 પ્રાચીન લેખમાળા ભા. ૨, લેખ નં. ૬૦

સમાગરામ થઈ શકે એ માટે ગપ્પપાદીય વિહારને દાન આપ્યુ છે.[1]

### મઠો અને મંદિરો

એ કાળમા આ દેશમા અનેક બૌદ્ધ મઠો તથા અનેક દેવગૃહ તથા શિવમન્દિરો હોવાનુ યુવાનચુઆગ કહે છે રત્નજડિત અલકારો ધારણ કરેલ સુવર્ણની મૂર્તિવાળુ સૂર્યનુ ભવ્ય મન્દિર મુલતાનમા હોવાનું વર્ણન એણે કર્યું છે.[2] અને કાશીના શિવમન્દિર માટે એ કહે છે કે આ મદિરોમા દરરોજ દસ હજાર શિવભક્તો દર્શન માટે આવે છે, એ મંદિરમાં સત્તર હાથ ઊચી, પુરુષાકાર શિવમૂર્તિ છે વલભી માટે એજ ગ્રન્થકાર કહે છે કે વલભીદેશમા સેકડો સંઘારામો છે, જેમા ૭ હજાર બૌદ્ધ સાધુઓ રહે છે, ઘણાખરા હીનયાન મતના છે, વળી સેકડો મદિરો દેવોના પણ છે સુરાષ્ટ્ર માટે એજ મુસાફર કહે છે કે ત્યા દસ સંઘારામ અને ૧૦૦ મદિર છે.[3] આ રીતે એ કાળે ગુજરાત સૌરાષ્ટ્રમા શિવ વિષ્ણુ અને સૂર્યના અનેક મદિર હોવાં જોઈએ, જો કે વલભીદાનપત્રોમાથી એક જ એવું મળ્યુ છે કે જેમા મહાદેવના પૂજા ધૂપ ગધ વગેરે માટે શીલાદિત્ય પહેલાએ ઈ. સ ૬૦૬મા દાન આપ્યાની વાત છે.[4]

### એ કાળનાં બાંધકામની સ્થિતિ

પણ એ કાળે ગામડાના ઘર માટીના અને શહેરનાં ઘરો તથા મદિરો વગેરે ઈંટો તથા લાકડાના બનેલા હોવાથી એ કાળનુ કોઈ મદિર બચ્યુ નથી ગુજરાત બહાર એ વખતે ગુફામદિરો તથા પથ્થરના મદિર બધાવા શરૂ થઈ ગયેલા, પણ ગુજરાતમાં તો છેક સિદ્ધરાજના વખત સુધી લાકડાના મદિર હોય એમ પ્રબંધચિંતામણિ

૧ ગુ ઐ લેખો ન ૮૫.
૨ વોટર્સ યુવાનચુઆગ ગ્ર. ૨ પૃ. ૨૫૪.
૩ એજ.
૪ જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો ન. ૫૭

ઉપરથી જણાય છે,[1] જો કે આમા કોઈક અપવાદ પણ હશે[2]

## વિદ્યા કળાઓને રાજ્ય તથા સમાજનું ઉત્તેજન

આ બૌદ્ધ મઠોમા તથા વૈષ્ણવ શૈવ મદિરો વગેરેમા તથા એની બહાર પણ ધાર્મિક તથા નાસ્તિક અનેક વિદ્યાઓનુ ભારે ખેડાણ એ કાળે થતુ હતુ વળી વિહાર અને મદિરો બનાવવાની પ્રવૃત્તિએ ચિત્રકળા શિલ્પકળા અને સ્થાપત્યકળાને અપૂર્વ ઉત્તેજન આપ્યુ હતુ અજિટા એલિફન્ટા અને એલોરા આ કાળના છે અહીં ખેડાતી વિદ્યાઓ આ દેશના ગુરુઓ પાસે ભણવા ચીનથી અનેક મુસાફરો આ દેશમા આવતા હતા યુવાનચુઆંગનો દાખલો અદ્ભુત છે વળી આ દેશના ધર્મપ્રચારની ઉગ્ર વાસનાવાળા સાધુઓ ધર્મ પ્રચાર માટે એક તરફથી મધ્ય એશિયામા અને ચીનમા તો બીજી તરફથી જાવા સુમાત્રા વગેરે દક્ષિણના દ્વીપોમા પણ જતા હતા[3]

બૌદ્ધ જૈન શૈવ વૈષ્ણવ વગેરે ધાર્મિક પથોમાથી કોઈ પણ એ પથના અનુયાયી મોટા છતા લોકો અને રાજાઓ પણ વાવ કૂવા તળાવ વગેરે ખોદાવવાનો અન્નસત્રો તથા ધર્મશાળાઓ બધાવવાનો અને પશુઓ માટે તથા માણસો માટે દરેક જાતની ઇસ્પિતાલો બધાવવાનો લોકહિતકારક ધર્મ—જેને સ્મૃતિઓ 'પૂર્ત' કહે છે તેને ભૂલતા નહોતા[4]

રાજકીય સામાજિક આર્થિક તથા ધાર્મિક સ્થિતિની વધારે વિસ્તારવાળી કે વધારે વિગતવાર ચર્ચા તે તે વિષયના ખાસ ગ્રથોમા

---

૧ પ્ર ચિ ગુ ભાષાતર, પૃ ૧૮૩

૨ જુઓ આગળ સોમનાથનુ વર્ણન

૩ જુઓ મારુ ભારતીય સસ્કૃતિ, પૃ ૭૦

૪ જુઓ વિન્સેટ સ્મિથની અર્લી હિસ્ટરી ઓફ ઇંડિયા આ ૩, પૃ ૨૫ ૨૬૭ તથા ૩૪૪ તથા મારો આયુર્વેદનો ઇતિહાસ, પૃ ૧૧૮, ૧૨૦

જ શોભે,[1] પણ આટલાથી એ વખતની સ્થિતિનો સામાન્ય ખ્યાલ જરૂર આવશે. ટૂંકામા ગુપ્તકાળમા વિદ્યા કળા સમૃદ્ધિ વગેરે બાબતમા ઉન્નતિનો સૂર્ય મધ્યાહ્ને પહોંચી ગયો હતો. શ્રી હર્ષના કાળમાં એ સૂર્ય પશ્ચિમ તરફ ઊતરવા માંડ્યો હતો, પણ હજી બહુ નીચે નહોતો ગયો: કેટલીક બાબતમા અધોગતિ શરૂ થઈ ચૂકી હતી. દા. ત. સંસ્કૃત કાવ્ય નાટકની ઉત્તમોત્તમ રચનાનો કાળ આથમી ગયો હતો, એમા કૃત્રિમતા આવી ગઈ હતી. વૈદ્યવિદ્યાની ઉન્નતિનો મધ્યાહ્ન પૂર્ણ થયે તો ઘણો કાળ થઈ ગયો હતો, પણ ગણિતવિદ્યા ન્યાયશાસ્ત્ર વગેરેનું ખેડાણ આ કાળમા જ ઘણુ સારુ થતુ હતું. સમર્થ તત્ત્વજ્ઞાની શંકરાચાર્ય એ સમયની આખરમા જન્મ્યા છે. ચિત્રના તથા શિલ્પના ઉત્તમ નમૂના ઈ. સ. સાતમા શતકના મળે છે. મતલબ કે હજી આ દેશની સંસ્કૃતિની તેજસ્વી ઝલક દેશની બહાર દૂર દૂર સુધી ફેલાતી હતી પણ એની ગતિ નીચે ઊતરવા તરફ શરૂ થઈ ચૂકી હતી.[2]

---

૧ મારા વૈષ્ણવધર્મ તથા શૈવધર્મના ઇતિહાસોમા એ કાળમા વૈષ્ણવધર્મનું અને શૈવધર્મનુ કેવુ સ્વરૂપ પ્રચલિત હતુ એનુ નિરૂપણ મળશે અને અઘોરી પદ્ધતિની ચંડિકાપૂજાનો કાંઈક ખ્યાલ કાદમ્બરી તથા હર્ષચરિત ઉપરથી આવશે વળી ભિક્ષુઓમાં જેમ ચારિત્ર્યશાળી અને વિદ્વાનો હતા તેમ ચારિત્ર્યહીન અને મૂર્ખો પણ હતા જુઓ હર્ષચરિત (૫-૬)માં પારાશરીનુ વર્ણન.

૨ જુઓ મારુ ભારતીય સંસ્કારો, પૃ ૩૦૨ થી આગળ.

# પ્રકરણ બીજું

## ભૌગોલિક સ્થિતિ

ગુજરાતમા હાલમા ઉત્તર ગુજરાત, મધ્ય ગુજરાત અને દક્ષિણ ગુજરાતનો સોરાષ્ટ્ર અને કચ્છનો તેમજ મહીકા । રેવાકાંઠા પાલણપુર વડોદરા અને ખભાતના સસ્થાનોનો સમાવેશ થાય છે

જેની પશ્ચિમે ખભાતનો અખાત, કચ્છનુ રણ અને અરબ્બી સમુદ્ર છે, વાયવ્ય દિશામા કચ્છનો અખાત છે, ઉત્તરમા કચ્છનુ રણ મારવાડ અને અરવલ્લીની હારો છે, ઈશાન ખૂણામા આબુ મેવાડ શિરોહી અને ડુંગરપુર-વાસવાડા છે, પૂર્વમા એક તરફ વિંધ્યાચળની ટેકરીઓવાળા વનપ્રદેશો, વચ્ચે માળવા, ખાનદેશ અને દક્ષિણ તરફ સાતપુડાની આગળ વધી આવતી ટેકરીઓ છે, તથા દક્ષિણમા વનસાડ અને પારડી પછી સહ્યાદ્રિની લગભગ દરિયા સુધી ધસી આવેલી દીવાલથી શરૂ થતો કોકણ પ્રદેશ મહારાષ્ટ્ર અને અરબ્બી સમુદ્ર છે તે પ્રદેશ હાલમા 'ગુજરાત' નામથી ઓળખાય છે

### જૂના કાળમા હદમા તેમજ જુદા જુદા ભાગોના નામોમા થયેલા ફેરફાર

ગુજરાતની હદ ઉપર પ્રમાણે જ ભૂતકાળમાં હમેશા નહોતી તો બીજી તરફથી પ્રાચીન કાળમા હાલના ગુજરાતનો કોઈ પ્રદેશ ગુજરાત નામથી નહોતો ઓળખાતો, પણ આનર્ત સુરાષ્ટ્ર અને લાટ એ ત્રણ નામથી ગુજરાતના જુદા જુદા ભાગ ઓળખાતા હતા વડનગર અને એની આસપાસનો પ્રદેશ એ આનર્ત વડનગરનો આનર્તપુર નામથી નાગરખડમાં તથા વલભીસમયના ઉત્કીર્ણ લેખોમા પણ ઉલ્લેખ મળે છે ભૂતકાળમાં એથી ઊડે ઊતરતા ક્ષત્રપ રુદ્રદામાના ગિરનારના ઇ સ. ૧૫૦ ના શિલાલેખમા આનર્ત અને સુરાષ્ટ્રનો એ સાથે ઉલ્લેખ દેખાય છે—વળી રુદ્રદામા રાજાએ 'સુવિશાખ નામના પલ્હવને સમગ્ર આનર્ત અને સુરાષ્ટ્રનો સૂબો નીમ્યો હતો એવુ પણ એ લેખમા કહેલુ છે એ ઉપરથી સુરાષ્ટ્ર અને

**આનર્ત** એકસાથે જેના ઉપર રુદ્રદામન સત્તા ચલાવી શકાય તેવા પાસે પાસેના દેશ હોવા જોઈએ એમ સિદ્ધ થાય છે હવે **સુરાષ્ટ્ર** કે **સોરઠ** (પ્રાકૃતમાં સુરટ્ઠ) નામ ગિરનારની આસપાસના તથા ત્યાંથી દરિયાકાંઠા સુધીના પ્રદેશ માટે કેટલીક વાર, ત્યારે આખા સૌરાષ્ટ્ર માટે પણ કેટલીક વાર વપરાયેલ છે ઉપરના લેખમાં **સુરાષ્ટ્ર** અને **આનર્ત** એ જ નામ છે[1] ત્યારે યુવાનચ્વાંગ વલભીથી સોરઠને ભિન્ન ગણે છે[2] ત્યારે સાતમા શતકના જ દંડી કવિએ "સૌરાષ્ટ્રમા વલભી નગરી છે" એમ કહ્યું છે. મતલબ કે ગિરનારના લેખમાં સૌરાષ્ટ્ર આખાને 'સુરાષ્ટ્ર' અને વડનગરની આસપાસના પ્રદેશને 'આનર્ત' કહેલ છે, વળી **આનર્ત**મા હાલના અમદાવાદની આસપાસના પ્રદેશનો કે સાબરમતીકાંઠાનો સમાવેશ ત્યારે નહોતો થતો એમ **શ્વભ્ર**નો જુદો ઉલ્લેખ એ લેખમાં છે એ ઉપરથી લાગે છે. આ લેખમાં **લાટ**નો ઉલ્લેખ નથી, પણ એને બદલે **અપરાન્ત** છે. અને **અપરાન્ત** એટલે મહીથી આરંભી છેક ગોવા સુધીનો પશ્ચિમ કાંઠો એમ પં ભગવાનલાલ ઇન્દ્રજીનો મત છે[3]

**લાટ**—લાટ નામ ઈ. સ ૧૫૦ પછી પ્રચારમાં આવ્યુ હોવુ જોઈએ, કારણ કે ઉપર કહેલા ગિરનારના લેખમાં **અપરાન્ત** છે અને **લાટ** નથી. વળી મહાભારત વગેરે પ્રાચીન સંસ્કૃત ગ્રન્થોમા પણ **લાટ** નામ મળતુ નથી. **લાટ**નો જૂનામાં જૂનો ઉલ્લેખ વાત્સ્યાયનના કામસૂત્રનો છે.[4] અને એ ગ્રન્થ વિદ્વાનોને બહુ મતે ઇ. સ ત્રીજા શતકનો ગણાય છે.[5] આથી જૂનો ઉલ્લેખ તો એક જ મળે છે અને

---

૧ જુઓ ગિરનારનો શિલાલેખ ગુ. ઐ. લેખો નં. ૬.

૨ વૉટર્સનુ યુવાનચ્વાંગ. ગ્ર. ૨. પૃ. ૨૫૦

૩ જુઓ મુંબઈ ગેઝેટિયર ગ્ર. ૧, ભા. ૧, પૃ. ૩૬. ટિ. ૮.

૪ કા. સૂ. ૨-૫-૨૬. આમા અપરાન્ત અને લાટ બેયનો એક વાક્યમાં ઉલ્લેખ છે.

૫ જુઓ સ્ટડીઝ ઇન્ વા. કામસૂત્ર (૧૯૨૯).

એ ટૉલેમી (ઈ સ ૧૫૦)એ કરેલો 'લારિક' (Larike)નો ઉલ્લેખ સંસ્કૃત લાટ કે લાટક જેવા શબ્દનું આ પરદેશી ઉચ્ચારણ જણાય છે[1] પણ પાંચમા શતકના અજિંઠાના ઉત્કીર્ણ લેખમાં[2] તથા દશપુરના ઈ સ ૫૭૩ (વિ સ ૫૨૯) ના બંધુવર્માના શિલાલેખમાં લાટ વિષયનો ઉલ્લેખ છે[3] અને ઈ સ સાતમા શતકના કવિ બાણના હર્ષચરિતમાં પણ લાટનો ઉલ્લેખ છે[4] પછી ઈ સ ૭૦૦ થી ૧૨૦૦ સુધીના ચાલુક્ય ગુર્જર અને રાષ્ટ્રકૂટ રાજાઓના ઉત્કીર્ણ લેખોમાં[5] તથા એ સમયના આરબ મુસાફરો તથા લેખકોના લખાણમાં[6] લાટનો ઉલ્લેખ સામાન્ય છે આ લાટ દેશની સાધારણ સીમા પણ મહીથી તાપી સુધી ગણાય છે,[7] જો કે લાટના અમુક રાષ્ટ્રકૂટ રાજાઓના રાજ્યની હદ છેક ખેડા જિલ્લાના સુત્રી અને વડનગર સુધી પણ ત્યાના ગુજરાતનો એ મોટો પ્રદેશ લાટ-નામે ન કહેવાતો,[8] એટલું જ નહિ પણ રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદ ચોથાના શક સ ૮૫૫ (ઈ સ ૯૩૩) ના દાનપત્રમાં ખેટક-મંડલ એટલે ખેડાના પ્રદેશને લાટ દેશની અંદર આવેલું કહ્યું છે,[9] અને ગ્વાલિયરના એક ઉત્કીર્ણ લેખમાં કનોજના રાજા રામભદ્ર કે રામદેવ (ઈ સ ૮૨૫ થી ૮૪૦)ના એક સામન્તે લાટમંડલાન્તર્ગત આનન્દપુર નિર્જિત કર્યો છે[10] મતલબ કે ઈ સ નવમા અને દસમા શતકમાં (લગભગ દસમા શતકના મધ્ય સુધી) મધ્ય ગુજરાત અને

૧ જુઓ મુંબઈ ગૅઝેટિયર ગ્રં ૧, ભા ૧ પૃ ૭ તથા ટિ ૧
૨ આ. સ. વે ઇ ગ્રં ૪ પૃ ૧૨૭ ગુફા સોળમીનો લેખ શ્લો ૧૮
૩ ફ્લીટનો કૉ ઇ ઇ ગ્રં ૩ નં ૧૮ શ્લો ૪
૪ હર્ષચરિત ઉ ૪
૫ ઇ એ. ગ્રં ૧૩ પૃ ૧૫૬, ૧૫૮, ૧૬૩ ૧૮૦ ૧૮૮, ૧૯૬ ૧૯૯ ૨૦૮
ઇલિયટ ગ્રં ૧ પૃ ૮૭
૭ મુ ગે ગ્રં ૧, ભા ૧, પૃ ૭૮
૮ જુઓ ઇ એ ગ્રં ૧૪ પૃ ૧૯૮ તથા મુ ગે ગ્રં ૧, ભા ૧, પૃ ૧૨૧ તથા ૧૨૮
૯ એ. ઇ ગ્રં ૭ પૃ ૪૯
૧૦ જુઓ એ. ઇ ગ્રં ૧, પૃ ૧૫૯

વડનગરની આસપાસનો પ્રદેશ ઈ સ ના બીજા શતકમા **આનર્ત** કહેવાતો હતો એમ જણાય છે, પણ કેટલાક પુરાણોમા કુશસ્થલી જેની રાજધાની હતી તે દેશનુ નામ **આનર્ત** કહ્યુ છે[1] મહાભારતમા અને પુરાણોમા જ અપરાન્ત કચ્છ અને પ્રભાસ દેશને સુરાષ્ટ્રમા ગણ્યા છે અને સુરાષ્ટ્ર અને આનર્ત દેશનો એકસાથે ઉલ્લેખ કર્યો છે[2] એ બધા ઉપરથી રુદ્રદામાના લેખથી જૂના કાળમા સુરાષ્ટ્ર અને મધ્ય તથા ઉત્તર ગુજરાત દેશને સાથે લઈને એ સમગ્ર દેશ માટે **આનર્ત** નામ વપરાતુ હશે એમ લાગે છે[3]

ઉપરના વિવેચનથી ઈ સ ના આરંભની આસપાસના **સુરાષ્ટ્ર** **આનર્ત** અને **અપરાન્ત** એ ત્રણ નામથી હાલના ગુજરાતના જુદા જુદા ભાગ ઓળખાતા હતા એમ નિશ્ચય થાય છે (૧) **અપરાન્ત** તે મહીથી દક્ષિણનો નાનો પ્રદેશ, (૨) **સુરાષ્ટ્ર** તે હાલનુ સૌરાષ્ટ્ર, અને (૩) **આનર્ત** તે સૌરાષ્ટ્રને સાથે લઈને મધ્ય તથા ઉત્તર ગુજરાતનો આખો પ્રદેશ પણ ખરો અને કેવળ ઉત્તર ગુજરાતનો ભાગ પણ ખરો પુરાણોમા **આનર્ત** નામ શિથિલ રીતે વપરાયુ છે પછી ઈ સ બીજા શતકમા આનર્તનો જ સાબરમતીકાંઠાનો પ્રદેશ **શ્વભ્ર** કહેવાવા લાગ્યો અને વડનગરની આસપાસનો પ્રદેશ આનર્ત દેશ પછી ઈ સ ૭મા આઠમા શતકમા **શ્વભ્ર**નો વપરાશ નથી દેખાતો સૌરાષ્ટ્રના બે કટકના બે નામ મળે છે એક **વલભી** અને બીજુ **સુરાષ્ટ્ર** **અપરાન્તનો** મહીથી તાપી સુધીનો પ્રદેશ **લાટ** કહેવાવા માંડ્યો છે અને એની દક્ષિણનો પ્રદેશ કોંકણ મધ્ય અને ઉત્તર ગુજરાતના પણ એ વખતે બે ભાગ યુવાનચ્વાંગના વર્ણન ઉપરથી લાગે છે યુવાન ચ્વાંગનુ **મોલાપો** એ વડનગર ભરૂચ કચ્છ વલભી મહી અને સાબરમતીની વચ્ચેનો પ્રદેશ જેના ઉપર વલભીના ધ્રુવભટના કાકા શીલા

1 વિષ્ણુ પુ અ ૪, ગ ૧, વાયુ પુ અ ૮૬, શ્લો ૨૪
2 મ ૭-૯-૩૪૬ મત્સ્ય પુ અ ૧૧૩, શ્લો ૫૧, વાયુ પુ અ ૫, શ્લો ૧૩૧-
3 મુ ઇ મ ૧, ભા ૧, પૃ ૬

હર્ષ રાજાનું રાજ્ય હતુ એમ જણાય છે.¹ પણ ઈ. સ. સાતમા સૈકામાં હાલના ગુજરાતનો મોટો ભાગ 'ગુજરાત' નહોતો કહેવાતો એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

**ગુજરાત નામનું મૂળ**—ગુજરાત શબ્દ પ્રાકૃત ગુજ્જરરટ્ઠ સંસ્કૃત ગુર્જરરાષ્ટ્ર ઉપરથી નીકળ્યો છે અને ગુજરાત એટલે ગુર્જરોનો દેશ, એવો જે શબ્દનો અર્થ થાય છે એમ પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ લખ્યું છે.² પણ ગુજ્જરરટ્ઠ કે ગુર્જરરાષ્ટ્ર જેવા શબ્દ જૂના સાહિત્ય કે જૂના ઉત્કીર્ણ લેખોમાં વપરાયેલા જોવામાં આવતા નથી, અને સૌરાષ્ટ્ર દેવરાષ્ટ્ર વગેરે શબ્દોના દૃષ્ટાંત ઉપરથી કલ્પેલો આ શબ્દ અવાસ્તવિક લાગે છે. આ તો પ્રાકૃત ગુજ્જરત્તા—સંસ્કૃત ગુર્જરત્રા ઉપરથી 'ગુજરાત' શબ્દ નીકળ્યો છે એમ માનવું જોઈએ. દિવેટિયા અને કે. કા. શાસ્ત્રીના જણાવ્યા પ્રમાણે પ્રજાવાચક 'ગુર્જર' શબ્દના નારીજાતિવાચક અરબી બહુવચનના મૂળ 'ગુર્જરાત' શબ્દનું પાછી પ્રાકૃતીકરણ અને સંસ્કૃતીકરણ થયું છે, એમ આ બેય શબ્દો જૂના સાહિત્યમાં તથા ઉત્કીર્ણ લેખોમાં મળે છે તે ઉપરથી હાલના ઘણા ખરા વિદ્વાનો માને છે અને એ જ યથાર્થ લાગે છે.³

## જૂનો ગુર્જરત્રા દેશ

આ ગુજ્જરત્તા-(સં.) ગુર્જરત્રા કે ગુર્જર દેશ જેવું નામ વિ

---

૧ જુઓ વિન્સેન્ટ સ્મિથની અર્લી હિસ્ટરી ઑફ ઇન્ડિયા આ. ૩. પૃ. ૩૫૮, ૩૬૯. ટિ ૧ તથા અને જ વોટર્સ યુવાનચુઆંગ-ગ્ર ૫ ૨ માં આપેલી Itinerary પૃ ૩૪૧ તથા હિસ્ટરીમાં આપેલો હર્ષનું રાજ્ય દેખાડતો નકશો.

૨ મુ. ગે. ગ્ર. ૧, ભા ૧. પૃ. ૨ તથા સાહિત્યવિચાર પૃ. ૭૨, ૭૩

૩ જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ ખં. ૧. પૃ. ૫૯. ૧૩૧. ૧૩૨ વગેરે. પણ બીજાઓ મૂળ શબ્દ જ 'ગુર્જરાત' અને એ ઉપરથી ગુજ્જરત્તા તથા ગુર્જરત્રા શબ્દો થયા હોવાનો તર્ક કરે છે જુઓ ગુજરાતી લેંગ્વેજ ઍન્ડ લિટરેચર ગ્ર ૧ પૃ. ૧૯૮ થી ૨૦૧ આ ઉપરાંત જુઓ પુરાણોમા ગુજરાત પૃ ૭૩ થી ૭૫ અને કે કા શાસ્ત્રીનો 'અનુશીલન'માંનો લેખ. અલ્બીરૂનીએ એના પ્રવાસગ્રંથમાં આબુના ઉત્તર પ્રદેશનું 'ગુજરાત' નામ નોંધ્યું છે (ઈ સ ૧૦૩૫).

ઈ. સ. ના નવમા સૈકા સુધી હાલના ગુજરાત માટે નહોતું વપરાતું, એટલું જ નહિ, પણ વિ. સં. ના સાતમા સૈકાથી તે દસમા સૈકા સુધી ભિન્નમાલ અને એની આસપાસનો ઘણું કરી હાલના જોધપુર રાજ્યના ઉત્તર જિલ્લાઓથી આગળી મારવાનો ભાગ 'ગુર્જર દેશ' કહેવાતો હતો[1]

## હાલના ગુજરાતને ગુજરાત નામ મળવાનું કારણ

ગુર્જરજાતિ—જેનું મૂળ ચોક્કસ કહેવું મુશ્કેલ છે તેનું રાજ્ય ઉપરના પ્રદેશમાં થવાથી એ પ્રદેશને ઈ. સ. છઠ્ઠા સૈકાની આસપાસમાં ગુર્જરદેશ - ગુર્જરત્રા નામ મળ્યું અને એ પ્રદેશના રાજાઓ પણ ગુર્જર રાજા કહેવાવા લાગ્યા[2] અને એ જ કારણથી રાષ્ટ્રકૂટ લેખો જેને ગુર્જર કહે છે તે કાન્યકુબ્જના પ્રતિહાર રાજાના સામંત તરી' મૂળરાજનો બાપ ઉપર કહેલા ગુર્જર પ્રદેશનો રાજા હોય અને એને પણ રાષ્ટ્રકૂટો 'ગુર્જર' કહેતા હોવાનો સંભવ છે પરિણામે મૂળરાજે અણહિલપુર પાટણનું રાજ્ય લીધા પછી હાલના ગુજરાતને ગુર્જરદેશ કે ગુર્જરત્રા—(ગ) ગુર્જરના અથવા પ્રચલિત ગુજરાત નામ મળ્યું, એમ મારું અનુમાન છે[3]

---

૧ જુઓ બુદ્ધિપ્રકાશ ૧૯૩૩ના ઓક્ટોબર-ડિસેમ્બરના અંકમાં આપણા દેશને ગુજરાત નામ ક્યારે મળ્યું નામનો મારો લેખ તથા પ્રાચીન ગુર્જર દેશ અને ગુર્જરજાતિ નામનો મારો લેખ, કૌમુદી ૧૯૩૪ના જાન્યુઆરી-માર્ચમાં તથા મારું ન. ગુ. પૃ. ૨૮૦

૨ એજ

૩ જુઓ આ જ ગ્રંથના પ્ર. ૧ લું

# પ્રકરણ ત્રીજું

## ચાવડા-સમય

## વિ. સં. ૮૦૨ થી ૯૯૮

### પાટણ સ્થપાયા પહેલાં ચાવડા વંશનું સ્થાન

ગુજરાતની ચાલુક્ય શાખાના રાજા અવનિજનાશ્રય પુલકેશીના નવસારીના ત્રૈકૂટક સંવત્ ૪૯૦ (ઈ સ. ૭૩૮-૩૯)ના તામ્રપત્રમા, **સિન્ધુ કચ્છ સૌરાષ્ટ્ર ચાવોટક મૌર્ય** અને ગુર્જર વગેરે રાજ્યોને કાપી નાખીને દાક્ષિણાત્ય રાજાઓને જીતવાની ઇચ્છાથી દક્ષિણાપથમા પ્રવેશ કરવા ઇચ્છતા તાજિક (મુસલમાન) લશ્કરને નવસારી પ્રદેશમાં તલવારના બળથી જીત્યાનો એ ચાલુક્કિક કુલનો રાજા ગર્વ લે છે [૧] આ તાજિક-મુસલમાન લશ્કર તે ખલીફ હશામ (હિ સ ૧૦૫ થી ૧૨૫-વિ. સ. ૭૮૪ થી ૭૪૩)ના સિન્ધના સૂબા જુનૈદનુ લશ્કર હોવુ જોઈએ ઈ સ. ૭૧૨મા જ આરબોએ સિંધ જીતી લીધુ હતું અને ત્યાંથી લુટારુ મુસ્લિમ ટોળીઓ મારવાડ વગેરે ઉપર ઊતરી પડતી અને જુનૈદ પોતાના લશ્કરની લુટારુ ટોળીઓ આસપાસના પ્રદેશમા-મારવાડ, મલીબ (માળવા ?), બરૂસ (ભરૂચ), ઉજ્જેન, અલબૈલમાન (ભિન્નમાલ ?) અને જુઝ (ગુજર્ર) ઉપર મોકલ્યાનુ મુસલમાન ઇતિહાસોમા નોધાયુ છે [૨]

---

૧ ગુજરાતના ઐતિહાસિક લેખો ભા. ૧, લેખ ન ૧૦૬, પણ એમાં છપાયેલા ભાગમાથી પુલકેશીના પરાક્રમવર્ણનવાળો પ્રસ્તુત કટકો જે મુ. ગે. ગ્ર. ૧, ભા ૧, પૃ. ૧૦૯માં છપાયેલો છે તે છોડી દેવાયો છે. એમાના મૂળ શબ્દ નીચે પ્રમાણે છે —

तरलतारतरवारिदारितोदितसैन्धवकच्छेल्लसौराष्ट्रचावोटकमौर्यगुर्जराद्दि-राज्ये ... ... ...

विजिते ताजिकानीके

આ લેખમા જે સૈન્ધવનો ઉલ્લેખ છે તે કોઈ ધ્રુમલીનો સૈન્ધવ (ઇ સ. ૭૩૪ થી ૯૧૯) હોવો જોઇએ એમ અલ્તેકર ધારે છે (જુઓ E. I. Vol XXVI No 27મા સૈન્ધવ તામ્રપત્રો.)

૨ ઇલિયટ ગ્ર. ૧ પૃ ૪૪૦-૪૧.

મુસલમાન લેખકોએ દેશના નામ નોંધવામાં ગડબડ કરી છે એ સ્પષ્ટ છે, પણ અવનિજનાશ્રય જે મુસલમાન તરફને હરાવ્યાનો ગર્વ લે છે તે આ જુનૈની જ ખાઈ રોળી જોઈએ, અને ઈ સ ૭૩૮ પહેલા એ બનાવ બન્યો હોવો જોઈએ પણ આ લેખમાં કહેલા ચાવોટક એટલે કે ચાવડા (સ ચાપોત્કટ)નુ રાજ્ય અને ગુર્જરનુ રાજ્ય કયા હતા? અણહીલપુ પાટણ સ્થપાયા પહેલાંની આ વાત છે એ ભૂલવાનુ નથી અને પાટણથી જુદુ સ્થળ ચાવડાઓ માટે નોંધતા જતાં તરણ નામ યા આવે છે

ચાવડા વંશની જૂના રાજધાની તરીકે ત્રણ સ્થળોનો નિર્ભન

(૧) પંચાસર—વનરાજના પિતા જયશિખરી ચાવડાનુ રાજ્ય પંચાસરમાં હતું એમ પ્રબંધચિંતામણિ રત્નમાળા વગેરેમા જણાવેલ ટ્રેડી હકીકત કહે છે[1] (૨) બ્રહ્મસ્ફુટસિદ્ધાન્ત નામનો જ્યોતિષનો ગ્રન્થ લખનાર બ્રહ્મગુપ્ત આચાર્ય શ્રી ચાપવંશ (ચાવડા વંશ)ના તિલકરૂપ વ્યાઘ્રમુખ રાજા જ્યારે રાજ્ય કરતો હતો ત્યારે શક સ ૫૫૦ (ઈ સ ૬૨૮)માં પોતે ગ્રન્થ રચ્યાનુ કહે છે અને બ્રહ્મગુપ્તને ભિલ્લમાલકાચાર્ય કહેલા છે માટે ભિલ્લમાલમાં ચાપવંશનુ રાજ્ય હતુ એમ ગ ગૌ હી ઓઝા કહે છે[2] (૩) શક સ ૮૩૬ (ઈ સ ૯૧૪)ના ચાપવંશના રાજા ધરણીવરાહના વઢવાણથી અપાયેલા દાનપત્રથી વઢવાણમાં પણ ચાપવંશનુ રાજ્ય હતુ એમ ઠરે છે[3] હવે આ ત્રણમાંથી પૌરાણિકોના લેખમાં કહેલા ચાવડા કયાના સમજવા?

---

1 જુઓ ગ ટ્રિનુ ગુજરાતી ભાષાન્તર પૃ ૩૧ તથા ટિ ૫૦ અને રાસમાળા ગુ ભા આ ૩ પૃ ૩

2 श्रीचापवंशतिलके श्रीव्याघ्रमुखे नृपे। पञ्चाशत्संयुक्तैर्वर्षशतैः पञ्चभिरतीतैः ॥ ब्राह्म स्फुटसिद्धान्त सज्जनगणितगोलवित्प्रीत्यै। त्रिंशद्वर्षेण कृतो जिष्णुसुतब्रह्मगुप्तेन ॥

જુઓ ગૌ રાજપૂતાનેકા ઇતિહાસ ખ ૧ પૃ ૫૯ તથા ૧૩૧

3 પ્રાચીન લેખમાળા લેખ ન ૯

વઢવાણનુ રાજ્ય કેટલા વખતથી ચાલતુ હતુ એ ચોક્કસ જાણવાનુ કાઈ સાધન નથી આ દાનપત્ર સિવાય બીજે કયાય એનો ઉલ્લેખ મળતો નથી, અને દાનપત્રમા દાન આપનારે પોતાના પૂર્વજની ત્રણ જ પેઢી નોધી છે વળી સુરાષ્ટ્રનો જુદો નિર્દેશ પુલકેશીવાળા લેખમાં છે અને એ વખતે વલભીનુ રાજ્ય હજી નાશ પામ્યું નહોતુ વલભીમા એ વખતે શીલાદિત્ય પાચમો રાજ્ય કરતો હતો, એના ખેડામાથી વ સ. ૪૦૩ ( ઈ. સ. ૭૨૨ ) મા અપાયેલા બે દાનપત્રો ગોડલમાંથી મળ્યા છે.[૧] એ બધુ જોતા પુલકેશીના લેખમા જે સુરાષ્ટ્રનો ઉલ્લેખ છે તેથી આ વલભીનુ રાજ્ય સમજવુ જોઇએ અને લેખના ચાવડા રાજ્યને સુરાષ્ટ્રની બહાર શોધવુ જોઇએ એવો મારો મત છે. હવે ભિલ્લમાલને બ્રહ્મગુપ્તના આધારે ચાવડાની રાજધાની ઠરાવવા જતાં યુવાનચુઆગ (ઈ સ. ૬૪૦) ભિલ્લમાલ ( પી-લો-મો-લો ) ને ગુર્જર રાજ્યની રાજધાની કહે છે[૨] એ નડે છે ચાવડાને ગુર્જરવશના માનીને જેક્સન આ મુશ્કેલીનો તોડ કાઢે છે[૩] પણ ઉપર ઉતારેલા અવનિજનાશ્રય પુલકેશીના લેખમા ચાવડાને તથા ગુર્જરને જુદા ગણ્યા છે એ પણ જેક્સન કબૂલ રાખે છે. સ્વ ગૌ હી ઓઝા ભિલ્લમાલમા રાજ્ય તો ચાવડાનુ જ હતુ પણ એ દેશ યુવાનચુઆગના વખતમાં ગુર્જર કહેવાતો હતો એમ તોડ કાઢે છે.[૪] પણ પોતે ભિલ્લમાલમા જ બ્રહ્મસ્ફુટસિદ્ધાંત લખ્યો છે એવુ બ્રહ્મગુપ્તે કહ્યુ નથી અને એને પાછળથી ભિલ્લમાલકાચાર્ય કહેવામાં આવ્યો છે,[૫] એટલે એના વચન ઉપરથી ભિલ્લમાલમા ચાપવંશનુ રાજ્ય માનવાની જરૂર મને

---

૧ જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો ન. ૯૩ તથા ૯૪.

૨ જુઓ બીલ્સ બુદ્ધિસ્ટ રેકર્ડ્ઝ ગ્ર. ૨, પૃ. ૨૭૦, વૉટર્સ યુવાનચુઆગ ગ્ર. ૨, પૃ. ૨૪૯

૩ મુ. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૪૬૭

૪ રાજપૂતાનેકા ઇતિહાસ ખ. ૧, પૃ ૫૯ તથા પૃ. ૧૮૯

૫ જુઓ ભારતીય જ્યોતિઃશાસ્ત્ર. પૃ ૨૧૭ની ટિપ્પણી.

નથી લાગતી બિલ્લમાનમા તો ગુર્જર[૧] ગન્ય જ હોવાનો સભવ છે દક્ષિણના ચાલુક્ય પુલકેશીના શક સ ૫૫૬ (ઈ સ ૬૩૪) ના શિલાલેખમા જે ગુર્જર નામે થયાનુ લખ્યુ છે તે પણ આ ભિલ્લમાલના જ ગુર્જર હોવા જોઇએ.[૨]

**અવનિજનાશ્રય પુલકેશીના લેખવાળા ચાવડા તે પચાસરના ચાવડા**

આ રીતે ત્તેના મુસલમાનોએ જે ચાવડાઓને હરાવ્યાનુ અવનિજનાશ્રય પુલકેશી કહે છે તે પચાસરના ચાવડા હોવા જોઈએ. મલતમ - ઉપરનો લેખ પચાસરના ચાવડાની હરાવ્યાનો ટકો આપે છે એવો પ ભગવાનલાલ પેઠે મારો પણ મત છે શ્રી ર છો પરીખ પણ એ મત સ્વીકારે છે[૩] આ પચાસર કચ્છના રણની હદ ઉપર રાધનપુર સસ્થાનમા એક નાના ગામરૂપે હાલમા પણ છે[૪] જૂના કાળમાયે એ બહુ મોટુ નહિ હોય કચ્છ અને ગુજરાત વચ્ચેના કચ્છના રણના મધ્યના રાધનપુરની આસપાસના પ્રદેશને વઢિયાર કહે છે એ વઢિયાર પ્રદેશમા પચાસર ગામમાં વનરાજનો જન્મ થયો હોવાનુ પ્રબધચિંતામણિ કહે છે[૫] પચાસરનુ આ ચાવડા-રાજ્ય એ વખતે અગત્યનુ નહિ ગણાતુ હોય એઓના તાબામા વઢિયાર અને બહુ તો એને અડીને આવેલો સૌરાષ્ટ્ર અને વીરમગામ જિલ્લાનો થોડો ભાગ હશે 'ચાવડા નામનુ મૂળ જાણવામા આવ્યુ નથી પાછળથી એને ચાપોત્કટ જેવુ સસ્કૃતરૂપ આપવામા આવ્યુ છે, પણ મને તો ચત્ય ચાલુક્ય વગેરે મૈત્રકોના મૂળ નામ જેવુ ચાવડા પણ દેશી

---

૧ શ્રી મુનશીએ મારી રૂપલી દલીલ મા ય રાખી છ (ગ્લોરી ધેટ વૉઝ ગુર્જર દેશ, ભા ૩ પૃ ૩૦)

૨ प्रतापोपनता यस्य लाटमालवगूर्जरा ।
પ્રાચીન લેખમાળા ભા ૧ લેખ ન ૧૬ શ્લો ૨૨.

૩ મુ ૧ મ ૧, ભા ૧, પૃ ૧૪૯ તથા ભા ૩ પૃ ૧૦

૪ હાલના પચાસરની સ્થિતિ માટે વાચો 'કુમાર' અક ૧૪૬, પૃ ૭૧.

૫ પ્ર ચિ ભા પૃ ૩૧

નામ લાગે છે. એ ગુજરાતી ચોર-ચોટ્ટા કે ચોરટાને ઘણું મળતું છે એમ પં. ભગવાનલાલ કહે છે એ ઠીક ભાસે છે.

### નાની ઠકરાતના ઠાકોરો

ઉપર નોંધેલા બે ઉત્કીર્ણ લેખો સિવાય ચાવડા વંશ માટે સમકાલીન ગણાય એવો કોઈ પુરાવો નથી, એઓનો પોતાનો કોઈ લેખ મળ્યો નથી કે એમને વિશે પણ વિ. સં. ૧૨૦૦ પહેલાના કોઈ લેખમાં ઉલ્લેખ મળ્યો નથી. આ ઉપરથી તથા એ વખતે ગુજરાતના મોટા ભાગ ઉપર બીજા રાજવંશોની સત્તા હતી એ જોતાં ચાવડાઓ પંચાસરથી અણહીલવાડ સુધીના મુલકની કોઈ નાની ઠકરાતના ઠાકોરો હોય એમ લાગે છે.[1]

### જયશિખરી અને એના પુત્ર વનરાજ સંબંધી દંતકથાઓ

પ્રબંધચિંતામણિએ તો ફક્ત વનરાજના જન્મસ્થાન તરીકે પંચાસરનો જ ઉલ્લેખ કર્યો છે, પણ રત્નમાળમાં વનરાજનો બાપ જયશિખરી પંચાસરનો રાજા હતો અને કાન્યકુબ્જના કલ્યાણકટકના ચાલુક્યવંશી રાજા ભૂવડે એના ઉપર ચડાઈ કરી અને લડાઈમાં જયશિખરીને મારી નાખ્યો એવું વર્ણન કર્યું છે. આ બનાવ ક્યારે બન્યો એની તારીખ રાસમાળામાં તથા એને અનુસરીને મુંબઈ ગેઝિટિયરમાં ઈ. સ. ૬૯૬ આપી છે.[2] આ તારીખનું મૂળ પ્ર. ચિં. વગેરેમાં ઈ. સ. ૭૪૬ (સં. ૮૦૨) માં વનરાજે અણહીલપુર પાટણની સ્થાપના કરી ત્યારે એ પચાસ વર્ષનો હતો એમ કહ્યું છે,[3] અને રત્નમાળમાં જયશિખરી ઉપર કહેલી લડાઈમાં મરાયો ત્યારે એની રાણી રૂપસુંદરી સગર્ભા હતી અને એણે જે પુત્રને જન્મ આપ્યો તે

---

૧ મું. ગે. ગ્ર. ૧, ભા. ૧, પૃ. ૧૫૦.

૨ રાસમાળા ગુ. ભા. આ. ૩, પૃ. ૨૪ તથા મું. ગે. ગ્ર. ૧, ભા. ૧, પૃ. ૧૫૦.

૩ પ્ર. ચિં. ગુ. ભા. પૃ. ૩૫.

વનરાજ ન ૭૫૨ વૈશાખ સુદ પૂનમને દિવસે જન્મ્યો એમ કહેતુ છે,[1] તે જણાય છે સવત્ ૮ ૨માથી પચાસ વર્ષ બાદ કરતા પણ ઉપરની તારીખ આવી રહે છે અને જન્મમાળે એ રીતેજ ઉપજતી હશે એવો મારો તર્ક છે વળી રાસમાળમા ભૂવડ સાથેના જયશિખરીના યુદ્ધનુ વિસ્તારથી વર્ણન આપ્યુ છે[2] પણ એ વર્ણન કલ્પિત છે અને એ લડાઈની તારીખ માનવા માટે પણ કશો સ્વતત્ર આધાર નથી વળી દતકથામા તારીખ સૌથી ઓછી વિશ્વસનીય વસ્તુ હોય છે જયશિખરીએ પોતાના સાળા સુરપાળ સાથે પોતાની રાણી રૂપસુદરીને જગલમા મોકલી દીધી અને ત્યા એણે વનરાજ નામના પુત્રને જન્મ આપ્યો, એ દતકથામા પણ કેટલો સત્યાશ છે એ નક્કી કરવાનુ કાઈ ઐતિહાસિક સાધન નથી

## કલ્યાણકટક અને કનોજ

જોકે પ ભગવાનલાલે તો કનોજ પ્રદેશમા કાઈ કલ્યાણકટક નામનુ શહેર જ નથી એમ કહેતુ છે અને એ સાચુ છે, પણ ગુર્જર વિરો ગમેના લેખમા 'કલ્યાણ' અને 'મહોદય' પર્યાય છે અને 'કટક' એ સ્કધાવાર–છાવણીનો પર્યાય હોવાથી કલ્યાણકટક એ 'મહોદય સ્કધાવાર' જેવા ઉત્કીર્ણ લેખોમા વપરાયેલા શબ્દોનો પર્યાય ઠરે છે માટે કનોજ દેશની રાજધાનીરૂપ જે કનોજ શહેર તેજ કલ્યાણકટક એવુ શ્રી દે રા ભાડારકરનુ કથન મને તો ઠીક લાગે છે અને હવે એ ઇતિહાસવિદોમાં સામાન્ય રીતે માન્ય થયુ છે આ રીતે

---

१ विक्रमाजीतबाक्वर्षजात, गतपत्तदोहपचासमान ।
ऋतु तत्र यमत मष सुरराशि वैशाखमास तिथिपूनमासि ॥ ८ ३१
આ રત્નમાળા ૧૭મા અઢારમા શતકનો ગ્રથ છે, તેની વિશ્વસનીયતા નહિ જેવી જ મનાય

૨ રાસમાળ ગુ ભા આ ૩, પૃ ૨૪ થી ૩૪

કલ્યાણકટકની મુશ્કેલી તો દૂર થાય છે.[1] પણ વિ. સં. ૭૫૨ માં તથા એની આગળપાછળ કનોજમાં ચાલુક્ય વંશની સત્તાનો કે ભૂવડ નામના કોઈ રાજાનો પત્તો લાગતો નથી. એ વખતે અને એ પછી પણ—ઘણું કરી ઈ. સ. ૬૯૦ થી ૭૪૦ સુધી કનોજમાં કવિ ભવભૂતિ અને વાક્પતિના આશ્રયદાતા યશોવર્માનું રાજ્ય હતું એટલું આપણે રાજતરંગિણી વગેરે ઉપરથી જાણીએ છીએ.[2] ત્યારે આ દંતકથાનું મૂળ શું હશે? ખરી વાત એમ લાગે છે કે જે સમયમાં આ બનાવો બન્યાનું કહેવામાં આવે છે તે પછી ઘણે કાળે—લગભગ પાંચસો વર્ષ પછી આ દંતકથા લખાઈ છે અને એ કારણથી એમાં કેટલીક ગરબડ થઈ ગઈ છે. કાન્યકુબ્જના અમુક રાજાઓએ—પ્રતિહાર રાજાઓએ ગુજરાતનો ઘણો ભાગ પોતાને કબજે કરેલો એટલી સાચી વાત આ પ્રબંધલેખકોએ સાંભળેલી, પણ એ સ્થિતિ ક્યારે હતી એની ખબર નહિ.[3] વળી દક્ષિણના ચાલુક્યોની પણ ગુજરાત ઉપર સત્તા હતી એવું એઓએ સાંભળેલું, અને દક્ષિણના ચાલુક્યોની રાજધાની પાછળથી કલ્યાણમાં હતી એ એઓ જાણતા હતા, જો કે પંચાસરના પતન વખતે તો વાતાપિપુર (બદામી)માં રાજધાની હતી.[4]

પણ કાળક્રમનો બરાબર ખ્યાલ ન હોવાથી આ બધી વાતોની ગરબડ દંતકથામાં થઇ ગઇ છે એવું પં. ભગવાનલાલનું કહેવું યથાર્થ

---

૧ જુઓ પ્રાચીન ગુર્જરદેશ અને ગુર્જર જાતિ નામનો મારો લેખ. કૌમુદી ૩૪ જાનેવારી તથા જ. બો. બ્રે. રો. એ. સો. ગ્ર. ૨૬, પૃ. ૪૨૮.

‘કાન્યકુબ્જમાં કલ્યાણકટકે’ પહેલાં વિદ્વાનોને ઠીક મૂંઝવેલા, જુઓ રાસમાળા આ. ૩. પૃ. ૨૮, ટિ. ૨ તથા ૨૫ ટિ. ૧ અને મું. ગે. ગ્ર. ૧. ભા. ૧ પૃ. ૧૦૫.

૨ જુઓ ડફની ક્રોનોલોજી પૃ. ૫૮ તથા ૬૨ તથા અર્લી હિસ્ટરી ઑફ ઇન્ડિયા ૩ પૃ. ૩૭૮.

૩ ગુજરાત ઉપરની કનોજના પ્રતિહાર રાજાઓની સત્તાનું વર્ણન પ્રકરણ ચોથામાં આગળ આવશે.

૪ જુઓ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ, પૃ. ૧૦.

લાગે છે[૧] વળી એ જ વિદ્વાન કહે છે કે વિ સ ૭૫૭મા દક્ષિણના ચાલુક્યોના સામન્ત તરીકે લાટમા રાજ્ય કરતા કોઈ ચાલુક્ય રાજાએ પચાસર ઉપર ચઢાઇ કરી હોય અને કોઇકનુ નામ (કે બિરુદ) 'ભૂઅડ' હોય એ સભવ છે[૨] પણ એવી કલ્પના માટે કાઈ પુરાવો નથી, અને ઉપર જોવેલા પુલકેશીના દાનપત્રના શબ્દ જો આ ચાવડાને લાગુ પડતા હોય તો પચાસરનો નાશ દતકથા કહે છે તેમ ઈ સ ૬૯૬ (વિ. સ ૭૫૨)મા કોઈ ભૂવડે નહિ પણ સિંધમાથી ઊતરી આવેલા આરબ ટોળાએ ઈ સ ૬૨૪મા કર્યો હોય એમ માનવુ વધારે યોગ્ય છે[૩] અને વનરાજનો જન્મ પણ એ અરસામા માનવામા વાધો નથી શ્રી રસિકલાલ પરીખ પચાસરને ભિન્નમાલના પ્રતિહારોએ ભાગ્યુ હોવાનો તર્ક કરે છે પણ એને ઐતિહાસિક તથ્ય માનવા માટે વધારે પ્રમાણની અપેક્ષા છે એમ સ્વીકારે છે વળી એઓ ત્યાં જ ઉમેરે છે - દતકથાને માનીએ તો વનરાજનો જન્મ અને પચાસરનો નાશ ઈ સ ૬૯ (વિ સ ૭૫૨)મા થયો હોય અને ન માનીએ તો ઇ સ ૭૫૦ (વિ સ ૭૯૬)મા થયો હોય[૪]

### વનરાજના ઉછેર સબધી દતકથા

વનરાજને ઝાડને બાધેલી ઝોળીમા સુવાડી એની માતા લાકડા વીણતી હતી ત્યા જૈનાચાર્ય શીલગુણસૂરિએ ઝોળીમા રહેલા બાળકના ચિહ્ન જોઈને, એ જૈનધર્મનો પ્રભાવક થશે એવી આશાથી એ બાળકની

૧ મુ ગે અ ૧ ભા ૧ પૃ ૧૫૦

૨ સેંદ્રન ચાલુક્ય વિજયરાજનુ ચેદી સ ૩૪ (વિ સ ૭૦)નુ તામ્રપત્ર ખેડામાથી મળ્યુ છે (ગુજરાતના ઐતિહાસિક લેખો લેખ ન ૧૦૨), પણ તે બનાવટી છે અને એથી કશુ વિધાન સાબિત થતુ નથી.

૩ મુ ગે અ ૧ પૃ ૧૫૦ સ્વ રામલાલ ચુ મોદી દતકથાને અનુસરી વિ સ ૭૫૨મા જ વનરાજનો જન્મ માનવાના મતના છે (જુઓ ચાવડાઓની વંશાવળી પૃ ૩૩ ભાવનગરની સાહિત્ય પરિષદનો રિપોર્ટ)

૪ કાવ્યાનુશાસનનો ઉપોદ્ઘાત પૃ ૧૦૯-૧૧૦

મા પાસેથી બાળક માગી લીધો અને માની આજીવિકા માટે બંદોબસ્ત કર્યો, પણ શીલગુણસૂરિએ[1] જેને 'વનરાજ' નામ આપેલું તેવો એ બાળક આઠ વર્ષનો થતાં, ઉંદરોથી દેવની પૂજાના સાધનોનો નાશ થતો જોઇને એ સાધનોના રક્ષણનું કામ ગુરુએ એને સોંપ્યું એટલે વનરાજે તો ઉંદરોનો નાશ કરવા માંડ્યો. ગુરુએ એની આવી જૈનધર્મની વિરુદ્ધ અને રાજધર્મને અનુકૂળ પ્રવૃત્તિ જોઈને એને પાછો એની માને સોંપી દીધો, વગેરે કથા પ્રબંધચિંતામણિમાં છે,[2] પણ પં. ભગવાનલાલ ઇંદ્રજી કહે છે તેમ જૈનોનું મહત્ત્વ વધારવા જૈનોએ જ ઉપજાવી કાઢેલી આ બધી કથા છે[3] રત્નમાળમા આવી કોઈ વાત નથી. અને ધર્મારણ્યમા જુદો જ વૃત્તાંત છે, એમા વનરાજની માનુ નામ અક્ષતા લખ્યુ છે અને આ રાણીથી ધર્મારણ્યક્ષેત્રમા—જ્યા મોઢ બ્રાહ્મણો તપ કરતા હતા ત્યા જ જન્મેલા વનરાજને મોઢ બ્રાહ્મણોએ મોટો કર્યો એમ કહેલુ છે[4]

વનરાજના માબાપ વિશે સિંધી જૈન ગ્રન્થમાળામા પ્રસિદ્ધ થયેલ પુરાતન પ્રબંધસંગ્રહ (પૃ. ૧૨)માં વળી જુદો જ વૃત્તાન્ત આપ્યો છે. "આંબાસણમા ચાપોત્કટ જ્ઞાતિના ચડ અને ચામુંડ એ ભાઈઓ હતા તેઓને કોઈ જોશીએ કહ્યુ કે ચામુંડની પત્નીના ગર્ભથી ચડનું મરણ થશે" એટલે એની સગર્ભા સ્ત્રીને તજી દીધી અને એ પંચાસર ગઈ. પછીની વાત પ્ર ચિ.ને અનુસરતી છે.

વળી ફાર્બસ ગુજરાતી સભા પાસેના એક હસ્તલિખિત પુસ્તકમા[5] ચાસના નામનો ચાહટગઢનો રાજા હોવાનુ તથા એનાથી

---

૧ પ્રભાવકચરિતમા શીલગુણસૂરિને દેવચન્દ્ર નામ આપ્યુ છે

૨ પ્ર ચિ. ગુ ભા, પૃ ૩૧. ૩૨.

૩ મુ. ગે પૃ ૧૫૧. ગેઝિટિયરની ટિ. મા જિનપ્રભસૂરિના તીર્થકલ્પમા આને મળતી દંતકથા કોઈ બીજા રાજા વિશે કહી છે, એમ લખેલુ છે.

૪ જુઓ પ્ર ચિ ગુ ભા., પૃ. ૩૨, ટિ. ૫૦.

૫ જુઓ હસ્તલિખિત પુસ્તકોની નામાવલિ, અ. ૪૮-૮.

ચાવડા વંશ ચાપો હોવાનું કહ્યું છે ત્યારથી ૨૧ મો ચાહડરાય તોડી જયપુર આવ્યો, પછી ૩૧ મો ભીમદેવ ભિલ્લમાલ આવ્યો એની રાણી આમેરના કચ્છવાહ માનસિંહની દીકરી જશકુંવરબાનો પુત્ર તે વનરાજ આ દંતકથા તો અત્યંત ઇતિહાસ વિરુદ્ધ છે પણ દંતકથાઓની આ પરમ્પરા વિરોધી સ્થિતિમાથી ઐતિહાસિક સત્ય એટલુ જ તરી આવે છે કે વનરાજનાં માબાપના સાચા નામ ઇ સ ૧૮ મી સદીમા ભુલાઈ ગયા હતા. અલબત્ત, વનરાજનો જન્મ પંચાસરમા કે એની પાસેના વનમા થયો હતો એટલી વાત દંતકથામા મોટે ભાગે સમાન છે

## વનરાજને ધાડપાડુનો ધંધો

વનરાજ જુવાનીમા આવતા એના મામા સાથે નાના ગામ ડામા રહીને ચોરનો ક ધાડપાડુનો ધંધો કરવા લાગ્યો આ ધંધો કરતા એને કેવી રીતે જામ્બ નામના શૂરવીર વાણિયાનો મેળાપ થયો એ પ્ર ચિ મા વર્ણવ્યુ છે[1] પણ એ તો લોકવાર્તા લાગે છે વનરાજે કેવી રીતે અણહીલપુર પાટણ સ્થાપવા જેટલો પૈસો મેળવ્યો એ વિષે પ્ર. ચિ મા લખ્યુ છે કે કાન્યકુબ્જના રાજાએ પોતાની પુત્રી[2] શ્રી મહણિકાને પહેરામણીમા ગુર્જર દેશ આપેલો તેની ખંડણી ઉઘરાવવા જે પંચોળીને કાન્યકુબ્જથી મોકલ્યો તેણે વનરાજને સેનાની (સેનાભૃત) નીમ્યો પછી ૭ મહિના સુધી દેશમાથી વસૂલ ઉઘરાવીને ૨૪ લાખ રૂપાના દ્રમ્મ[3] અને ચાર હજાર ઘોડા એટલું લઈ ને સ્વદેશ તરફ પાછા

---

૧ પ્ર ચિ ગુ. ભા પૃ ૩

૨ કાન્યકુબ્જનો રાજા ગુજરાતના રાજાની દીકરી પરણ્યો ને તે પહેરામણીમા મળેલો કર ઉઘરાવવા પંચકુલને મોકલેલો એમ મુ જિનવિજય ના લખ્યુ છે પણ એ પ્ર ચિ ની તેમને મળેલી તાડપ્રતના પાઠની ગરબડનુ પરિણામ લાગે છે સુકૃતકીર્તિકલ્લોલિની (શ્લો ૧૦)મા પણ દીકરી માટે કર ઉઘરાવવાની વાત છે

૩ આ રૂપાના દ્રમ્મ તે ચાર છ આનાની કીમતના ક્ષત્રપ સિક્કાઓના વંશજ અનુકરણો હશે એમ પં ભગવાનલાલ અટકળ કરે છે પ્ર ચિ પૃ ૩૪ ટિ.૫૩

નામનુ નગર હતુ

### પાટણની સ્થાપનાની તારીખ

અણહીલપુર પાટણની સ્થાપનાની તારીખ પ્રબધચિંતામણિમા સવત્ ૮૦૨ વૈશાખ સુદિ બીજ ને સોમવાર આપેલ છે પ્ર. ચિં ના કર્તાથી ભિન્ન[1] મેરુતુગના વિચારશ્રેણીમા સવત્ ૮૨૧ વૈશાખ સુદિ બીજ ને સોમ એ રીતે તારીખ આપેલ છે વિચારશ્રેણી સિવાય બીજા બધા ગ્રથોમા સ ૮૦૨ જ આપેલ છે, પણ તિથિવારમા ફેર છે ખરો ધર્મારણ્યમા આષાઢ સુદ ૩ ને શનિવાર આપેલ છે પાટણના ગણપતિ મદિરની મૂર્તિ નીચેના લેખમા સ ૮૦૨ ચૈત્ર સુદિ બીજ ને શુક્રવાર લખેલ છે રાસમાળામા ઉતારેલા એક કવિતમા સ ૮૦૨ માઘ વદિ ૭ ને શનિવાર છે, અને રાજવશાવલીમા સ ૮૦૨ શ્રાવણ સુદિ બીજ ને સોમ આપેલ છે આ જુદીજુદી તિથિઓમાથી પ્ર. ચિ મા તથા ધર્મારણ્યમા આપેલા તિથિવાર મળી રહે છે એમ સ્વ. રા સુ મોદીએ નહિ પાસે ગણિત કરાવી નક્કી કર્યુ છે અને સ્વ મોદી પેઠે સવત્ ૮૦૨ (ઈ સ ૭૪૬) અણહીલપુર પાટણની સ્થાપના થઈ છે એવો મારો પણ મત છે ગેઝિટિયરના કર્તા વિચારશ્રેણીનુ ૮૨૧નુ વર્ષ વનરાજના રાજ્યાભિષેકનુ વર્ષ માનવાનો મત આપે છે, પણ વિચારશ્રેણીમા સ ૮૨૧મા અણહીલવાડની સ્થાપના કરી એમ સ્પષ્ટ શબ્દો છે[3] માટે એ તારીખને ભ્રમભરેલી જ માનવી પડે. ગેઝિટિયરના કર્તા વનરાજના રાજ્યાભિષેક માટે સ ૮૨૧ ની તારીખ

---

1 જુઓ ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ આગળ મુનિશ્રી જિનવિજયજીનુ વ્યાખ્યાન ૧-૩-૩૪ સભાનો ગ્રથ પૃ ૩૧

2 જુઓ પ્ર ચિં ગુ ભા પૃ ૩૫, ટિ ૬૦ તથા કાન્તમાળામા સ્વ રામલાલ ચુનીલાલ મોદીનો લેખ પૃ ૧૫૭

3 तदनु सवत् ८२१ वर्षे वैशाख सुदि २ सोमे चाउडावशोत्पन्न वनराज श्रीअणहिल्लपुरमस्थापयत् । तत्र च ६० वर्षाणि राज्य भुक्त ।
ગવર્મેન્ટ સગ્રહની પ્રત તથા રાજકોટની પ્રત

માનવાના પક્ષમાં દલીલ કરે છે કે વનરાજ પચાસ વર્ષની ઉમરે ગાદીએ બેઠો અને ૧૦૯ વર્ષ જીવ્યો તથા ૬૦ વર્ષ રાજ્ય કર્યું એમ પ્ર. ચિ. માં તથા વિચારશ્રેણીમા બેયમા કહ્યું છે. હવે વનરાજ વિ સ. ૭૭૬ મા જન્મ્યો અને સ. ૮૨૧ મા એનો રાજ્યાભિષેક થયો એમ માનીએ તો રાજ્યાભિષેક વખતે એની ઉમર પચાસની નજીક ચુમાળીશની હોય વળી ૬૦ વર્ષનો રાજ્યકાળ અને ૧૦૯ વર્ષનુ આયુષ બેય ગેઝિટિયરના કર્તાને ઘણાં લાંના લાગે છે અને તેથી વનરાજનો કુલ આયુષકાળ જ ૬૦ વર્ષનો માની સ. ૮૩૬ સુધી વનરાજે રાજ્ય કર્યું હતું એમ એઓ ઠગવે છે[1] સ્વ રામલાલ મોદીએ આની વિરુદ્ધ પ્રબંધોના કથનના બચાવમાં દલીલો કરી છે.[2] પણ આ બાબતમા નિર્ણાયક પુરાવો ન મળી આવે ત્યાસુધી તર્કબાજી નકામી છે. ચાવડા વંશના કુલવર્ષ ૧૯૬ બધા પ્રબંધોને તથા આધુનિક ઇતિહાસલેખકોને માન્ય છે અને વનરાજના રાજ્યનો આરંભ વિચાર-શ્રેણીને અનુસરી વિ.સં ૮૨૧ માં માનનાર પં. ભગવાનલાલ, સ્વ. ગૌ હી. ઓઝા, વિન્સેન્ટ સ્મિથ વગેરે બધાને મૂળરાજનો રાજ્યારંભ સ. ૮૨૧ માં ૧૯૬ ઉમેરીને વિચારશ્રેણી પેઠે વિ. સ. ૧૦૧૭ માં માનવો પડ્યો છે.

**વનરાજનો રાજ્યકાળ ઈ સ. ૭૪૯ થી ઈ. સ. ૮૦૫**

**( સં. ૮૦૭ થી ૮૬૧ )**

થોડા વર્ષ પહેલાં આ માન્યતા વિરુદ્ધ કશો પ્રબળ પુરાવો મળ્યો ન હતો, પણ સાંભરમાથી મળી આવેલો સિદ્ધરાજનો એક લેખ ઇ. સ. ૧૯૨૯મા ઇન્ડિયન એન્ટિક્વેરીમા છપાયો છે[3] તેમાં મૂળરાજના

---

૧ મુ. ગે ગ્ર. ૧. ભા. ૧. પૃ ૧૫૨.

૨ જુઓ ચાવડા વંશાવળી. ભા. સા. રિપોર્ટ. ઇ. વિ પૃ ૩૧ થી ૩૩.

૩ જુઓ ઇન્ડિયન એન્ટિક્વેરી ૧૯૨૯. ડિસેમ્બર. પૃ ૨૩૪ લેખમા નીચેના શબ્દો છે—

वसुनन्दनिधौवर्षे व्यतीते विक्रमार्कत ।
मूलदेवनरेशस्तु(चूडाम)णिरभूद्‌ भुवि ॥

તથા પ્ર ચિ. ગુ ભા પૃ. ૪૦.

રાજ્યારંભનું વર્ષ સં. ૮૯૮ આપેલું હોવાથી હવે અણહીલપુર પાટણની સ્થાપનાની તથા વનરાજના રાજ્યાભિષેકની તારીખ સં. ૮૦૨ જ માનવી જોઈએ એમ નક્કી લાગે છે અને ઉપર વનરાજના જન્મની તારીખ સં. ૭૮૦ કલ્પી છે એટલે પ્રબંધોને અનુસરીને એનો રાજ્ય કાળ ૬૦ વર્ષનો માનવામાં પણ વાંધો નથી.

### વનરાજ સંબંધી પ્રબંધોએ આપેલી કથાઓ

પોતાની દુઃખી સ્થિતિમાં પોતાના ઉપર ઉપકાર કરનારનો ગાદી ઉપર બેસી પછી વનરાજે કેવો બદલો વાળ્યો એનું વર્ણન પ્રબંધોમાં મળે છે. વનરાજે પોતે બહેન માનેલી શ્રીદેવી પાસે તિલક કરાવ્યું[1], જાંબને મહામાત્ય બનાવ્યો[2] અને અણહીલપુર પાટણમાં પંચાસર પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું, પંચાસરથી પાર્શ્વનાથની મૂર્તિ લઈ આવી એમાં પધરાવી અને પોતાની આરાધક મૂર્તિ ઊભી કરાવી. પંચાસરા પાર્શ્વનાથ નામનું જૈનમંદિર અત્યારે પાટણમાં છે અને એનો ઉલ્લેખ સોલંકીસમયમાં મળે છે. પણ એ મંદિર વનરાજના સમયનું તો ક્યાંથી જ હોય? પણ સોલંકીસમયનુંયે નથી. વનરાજની મૂર્તિનું ચિત્ર રાસમાળામાં[3] છાપ્યું છે અને ગેઝેટિયરમાં એના અલંકાર પહેરવેશ વગેરેનું વિગતવાર વર્ણન કર્યા પછી એ વિગતો ઉપરથી એ મૂર્તિ સોલંકીસમયની ઠરે છે એવું અનુમાન કર્યું છે[4].

---

૧ આ શ્રીદેવીને વનરાજે શા માટે બહેન માની એ પ્ર. ચિં. (પૃ. ૩૩)માં વર્ણવ્યું છે. એ બહારવટિયા વર્ગની સામાન્ય રીત થા લા। છે (જુઓ પૃ. ૩૩ની ટિ. ૫૩)

૨ જાંબપ્રબંધ માટે જુઓ પ્ર. ચિં. પૃ. ૩૩

૩ રાસમાળા ગુ. ભા., પૃ. ૪૨

૪ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૫૩, પણ સ્વ. રામલાલ મોદીને મતે એ મૂર્તિ સોળમા શતકની છે અને તેના પરિખાની ૧૮ના શતકની છે અને એના ઉપર લેખ છે. જુઓ માનસી ૧૯૩૮ સપ્ટેમ્બરમાં આ ઇતિહાસની આવૃત્તિ ૧ લીનું અવલોકન

આ રીતે હાલના પાટણમાં એની સ્થાપનાના સમયની કોઈ શિલાલેખની, સ્થાપત્યની કે શિલ્પની નિશાની નથી એમ માનવું યોગ્ય છે પણ પાટણમાંથી જે જૂની કોતરણીવાળા પથ્થર મળી આવે છે તેમાંથી કૂત શિલ્પશોભિત જૂના સ્થાપત્યના સાત અવશેષ ચંડાકારના સગ્રહસ્થાનમા રાખવામાં આવ્યા છે.[1] આ ટુકડાઓ ઉપર કોઈ લેખ તો મળ્યો નથી, પણ એની શિલ્પશૈલીનો અભ્યાસ કરીને શ્રી. ગોએઝ એ ખડિત આકૃતિઓને છેક પાછલા ગુપ્તકાળની એટલે ઈ. સ આઠમા શતકની, મતલબ કે વનરાજના સમયની ઠરાવે છે. આવા કેવળ શિલ્પ-પ્રકારાધીન પુરાવા ખાસ કરીને આપણા દેશમા જ્યા હજી શિલ્પસ્થાપત્યના કાલક્રમાનુસારી પ્રકારોનુ વર્ગીકરણ ચોક્કસ થયુ નથી ત્યા ભાગ્યેજ નિર્ણાયક ગણી શકાય, પણ એ લેખક તો એથી આગળ વધી કાશ્મીરના લલિતાદિત્ય મુક્તાપીડ (ઈ. સ. ૭૨૫ થી ૭૫૬)નુ ઇ સ. ૭૩૬ થી ૭૪૬ વચ્ચે મગધ અને કોંકણથી દ્વારકા અને રાજપુતાનાના પશ્ચિમ હિંદના પ્રદેશ ઉપર એક જાતનુ આધિપત્ય—અલબત્ત અલ્પજીવી હતુ ત્યારે વનરાજ પોતાનું બળ જમાવી પાટણમા ચાવડા રાજ્યની સ્થાપના કરી શક્યો એમ પણ કહે છે પણ આ તો ઇતિહાસ ભાગ્યેજ સાંખી શકે એવી અતિકલ્પના લાગે છે.

### વનરાજના અનુયાયીઓ

વનરાજના અનુયાયીઓના નામ, એનો અનુક્રમ, અને દરેકનો રાજ્યકાળ, એ બધી બાબતમા જુદા જુદા ગ્રન્થોમા એટલો બધો હેરફેર જોવામા આવે છે કે કોઈ બાબત ઉપર વિશ્વાસ રાખી શકાય એમ નથી તેમ સ્વતત્ર બાહ્ય પુરાવો હજી સુધી મળ્યો નથી. ચાવડાવંશના કુલ ૧૯૬ વર્ષના રાજ્યકાળ દરમ્યાનનો કોઈ પણ ચાવડા રાજ્યકર્તાનો ઉત્કીર્ણ લેખ મળ્યો નથી. પ્ર. ચિ. ની અમુક પ્રતોમા કુલ સાત જ નામ આપ્યા છે ત્યારે બીજી પ્રતોમા અને વિચારશ્રેણીમા આઠ નામ

૧ પાટણ–અણહીલવાડની કેટલીક શિલ્પાકૃતિઓ નામનો બુલેટિન ઓફ ધી બરોડા મ્યુઝિયમ ગ્ર. ૭ પૃ. ૨૫ ઉપ એચ ગોએઝનો લેખ.

છે વળી દરેક રાજાના રાજ્યકાળના વર્ષ માસ તિથિ વાર અને નક્ષત્ર પણ અમુક પ્રતમા આપેલ છે,[૧] છતા જ્યોતિષની ગણતરી કરતા એ સિવાય ભાગ્યેજ કોઈનો મેળ બેસે છે[૨] સ્વ રામલાલ ચુનીલાલ મોદીએ ગણિતની મદદથી તથા પ્રબન્ધોની પરમ્પરા તુલનાથી આ વંશાવળીને શુદ્ધ કરવાનો પ્રયાસ કર્યો છે પ્ર. ચિં ની જુદી જુદી પ્રતોની બે વંશાવળી ઉપરાત (૧) સુકૃતસંકીર્તન, (૨) સુકૃતકીર્તિકલ્લોલિની, (૩) વિચારશ્રેણી (૪) કુમારપાલપ્રબંધ, (૫) ધર્મારણ્ય, (૬) રત્નમાળ, (૭) મિરાતે અહમદી (૮) પ્રવચનપરીક્ષા (૯) રાજાવલી કોષ્ટક, તથા (૧૦) ભાટ ચારણોના ચોપડા, આ બધામા આ વંશાવળી મળે છે અને પહેલા બે ગ્રન્થો સિવાય બાકીના બધામા રાજ્યકાળના વર્ષ પણ આપ્યા છે પહેલા બે ગ્રન્થો પ્ર. ચિં પહેલા લગભગ પોણોસો વર્ષે રચાયેલ છે (વિ સ ૧૨૮૨ થી ૮૫ની લગભગ), બાકીના પ્ર ચિં પછી રચાયેલા છે કુમારપાલપ્રબંધ સ ૧૪૯૨મા અને મિરાતે અહમદી તો અઢારમા શતકના મધ્યમા.

હવે સુકૃતસંકીર્તનમા, સુકૃતકીર્તિકલ્લોલિનીમા, વિચારશ્રેણીમા અને પ્ર. ચિં ની અમુક પ્રતમા ચાવડાવંશમા આઠ રાજા થઈ ગયા માન્યા છે તથા સં ૧૯૬ વર્ષ માટે સાત કરતા આઠ હોવાનો વધારે સભવ એમ ગણી એ આઠ નામ કબૂલ કરીને તથા વનરાજનો જન્મકાળ ગેઝિટિયરમા સ ૮૨૧ થી ૮૩૬ માન્યો હોવાથી વનરાજ અને એના પુત્ર ક્ષેમરાજ વચ્ચે ૮૩૭થી ૮૬૨ સુધી માટે જેનુ નામ નથી જળવાયુ તેવા એક રાજાને ગેઝિટિયરમા વધારે જોડ્યો છે સ્વ ગોવિન્દભાઇ દેસાઈએ પ્રાચીન ગુજરાતમા એજ વંશાવળી આપી છે, પણ આ વંશાવળી વિશે સ્વ રામલાલ ચુનીલાલ મોદીએ બારે ઊહાપોહ કર્યો હોવાથી અને સ્પષ્ટ પુરાવો ન મળે ત્યાસુધી કેવળ તર્કથી માથાકૂટ કરવી નકામી છે એમ ગણીને નીચે

૧ પ્ર ચિં ગુ પૃ ૨૨ની ટિ

૨ ચાવડાઓની વંશાવળી પૃ ૯૦ બા સા પ રિપોર્ટ

પ્ર ચિં. ના 'રાજાની હારમાં નહોતા ગણાતા' 'રાજા નહોતા કહેવાતા' એ શબ્દો ટેકો આપે છે.

વનરાજે પાર્શ્વનાથના પચાસરનુ તથા કંટેશ્વરીનુ મંદિર બંધાવ્યુ એટલા કામ પ્ર ચિં. આ રાજાઓના ગણાવે છે.[૧]

આ ચાવડાઓનો કેવી રીતે નાશ થયો એનો વિચાર મૂળરાજની રાજ્યપ્રાપ્તિના પ્રસંગમાં કર્યો છે. ચાવડાઓને શ્રી જૅક્સન ભિલ્લમાલના તથા વઢવાણના ચાપ સાથે સંબંધવાળા અને એ કારણથી ગુર્જરવંશના અને ભિલ્લમાલના ગુર્જરના સામંત ગણે છે.[૨]

ચાવડાઓ જેવા નાના ઠાકોરો સ્વતંત્ર નહિ પણ સામંત જ હોવા જોઈએ એ દેખીતુ છે. અને બધુ જોતાં મોટે ભાગે પ્રતિહાર રાજાઓના અને એઓ તદ્દન નબળા પડ્યા પછી રાષ્ટ્રકૂટોના સામંત હોવા જોઈએ એવો સંભવ છે.[૩] ઉપર વનરાજના પ્રસંગમા ગોએઝનો આ બેથી જુદો પણ કાંઈક રમૂજી વિકલ્પ નોંધ્યો છે.

૧ એજન પૃ ૩૭

૨ મુ. ગે ગ્ર. ૧, ભા ૧, પૃ. ૧૫૫

૩ જુઓ પ્રકરણ ચોથુ

# પ્રકરણ ચોથુ

## રાષ્ટ્રકૂટો અને પ્રતિહારો

### ઈ સ ૭૪૬ (વિ સ ૮૦૨) થી ઈ સ ૯૪૨ (વિ સ ૯૯૮)

#### વિ સ ૮૦૦ ની આસપાસમા ગુજરાતની રાજકીય સ્થિતિ

વળુ કરી ઈ સ ૭૩૪મા પચાસર સિંધની આરબ લશ્કરી ટોળીને હાથે પડ્યુ ત્યારે દક્ષિણ ગુજરાતમા નવસારી પ્રદેશમા દક્ષિણના ચાલુક્યોનુ રાજ્ય હતુ એ અવનિજનાશ્રય પુલકેશીના ઉપર ઉલ્લેખેલા નવસારીના તામ્રપત્રથી ચોક્કસ જણાય છે[1] સુરાષ્ટ્ર અને ખેડા ઉપર વલભીના મૈત્રકવંશી રાજા શીલાદિત્ય પાંચમાનુ રાજ્ય હતુ[2] ઉપર કહેલી આરબ ટોળીએ સુરાષ્ટ્રને પણ લૂટ્યુ હોવાનુ પુલકેશીના તામ્રપત્રોમા કહ્યુ છે, પણ એ લૂટથી વલભીરાજ્યને ઘણુ નુકસાન થયુ લાગતુ નથી, કારણ કે દીવા જેમ ઠરતા પહેલા જોરમા ઝબકે તેમ વલભીના છેલ્લા બે રાજાઓએ ખાસ જોર કર્યું જણાય છે શીલાદિત્ય છઠ્ઠાએ વ. સ ૪૪૧ (વિ સ ૭૬૦)મા ગોધરાની વિજયછાવણીમાથી દાન આપ્યુ છે અને એના અનુયાયી શીલાદિત્ય સાતમાએ વ સ ૪૪૭ (ઈ સ ૭ ૬)મા વડનગરની વિજયછાવણીમાથી દાનપત્ર આપ્યુ છે,[3] મતલબ કે વિ સ ૮૨૨ (ઈ સ. ૭ ૬) પછી બે ચાર વર્ષની અંદર નાશ પામ્યા પહેલા વલભીની હકૂમત સુરાષ્ટ્ર ઉપર, ખેડા જિલ્લા, વડનગર પ્રદેશ ઉપર અને ગોધરા ઉપર પણ હતી

ભરૂચની આસપાસના લાટ પ્રદેશ ઉપર એ વખતે ગુર્જરવંશના જયભટ ત્રીજાનુ રાજ્ય હતુ[4] આ જયભટ વલભીરાજ્યને હરાવ્યાનો

---

1 જુઓ પૃ ૮૮, ટિ ૧

2 જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો લેખ ન ૮૪ એ શીલાદિત્ય પાંચમાનુ ગુપ્ત સ ૪૦૩ (વિ સ ૭૭૮)નુ તામ્રપત્ર છે અને ન ૮૫ એ શીલાદિત્ય છઠ્ઠાનુ ગુ સ ૪૪૧ (વિ સ ૮૧૬)નુ છે

3 એજન ન ૮૫ ન ૯૬

4 જયભટના વિ સ ૭૯૪ તથા વિ સ ૮૦૨ના બે તામ્રપત્ર મળ્યા છે જુઓ ગુજરાતના ઐ. લે ભા ૨ ન ૧૧૭, ૧૧૮ તથા પ્ર ગો અ ૧ ભા ૧ પૃ ૧૧૭

ગર્વ કરે છે, પણ એ વિજય કદાચ ચાલુક્ય પુલકેશીના સામંત તરીકે મેળવેલો હોવાનો સંભવ છે આ ગુર્જર રાજ્યને ડગાવી ઉપર નોંધેલ આરબ લોકોએ ભરૂચ લૂટ્યુ હતુ.

ઈ. સ. ૭૪૦ પછી આ ભરૂચના ગુર્જરોનુ કશાય નામનિશાન નથી દેખાતુ[1] પણ એથી જુના ગુર્જરોના ઉલ્લેખ આવી રહે છે જેમકે મુ. યુવાનચુઆંગે (ઈ. સ. ૬૪૦ આસપાસમા) ભિલ્લમાલ ગુર્જર રાજ્યની રાજધાની હતી એમ કહ્યુ છે[2] અને યુવાનચુઆંગના સમય પછી પણ ભિલ્લમાલમા ગુર્જરોનુ રાજ્ય હોવાનો સંભવ છે અને રાષ્ટ્રકૂટોના તથા બીજા ઉત્કીર્ણ લેખોમા જે ગુર્જર સંબંધી ઉલ્લેખો છે[3] તે આ ભિલ્લમાલના ગુર્જરો સંબંધી છે. એઓ જ કનોજના ગુર્જરો, કે ગુર્જર પ્રતિહારો કે પ્રતિહાર

આ ગુર્જરો કોણ એ વિષે પુરાતત્ત્વ-સંશોધકોમા ઘણી વાદાવાદી લાંબા વખતથી ચાલે છે. મહાભારત પુરાણો કામસૂત્રો વગેરે પ્રાચીન સંસ્કૃત સાહિત્યમા ભારતના દેશનામ ગણાવતા ગુર્જર દેશનો ઉલ્લેખ નથી મળતો. વળી વાસિષ્ઠીપુત્ર પુલુમાયીના નાસિકના ઈ. સ. બીજા શતકના અને સમુદ્રગુપ્તના ચોથા શતકના ઉત્કીર્ણ લેખમાં પણ ગણાવેલાં દેશનામોમા ગુર્જરનો ઉલ્લેખ નથી. પરંતુ શ્રી સાંકળિયાએ બતાવ્યું છે તેમ પાછળથી જેને ગુર્જરદેશ કહેલ છે તેને પહેલા એ ઉત્કીર્ણ લેખોમા મરુકચ્છ કહેલ છે, અને પાંચમા શતક પહેલાના લેખોમા ગુર્જરનો

૧ એજન પૃ. ૧૧૭

૨ જુઓ પ્રાચીન ગુર્જરદેશ અને ગુર્જર જાતિ નામનો મારો લેખ કૌમુદી ૧૯૩૮ માર્ચ, ઐ. સં. પૃ. ૨૯૮.

૩ જે એક ઉલ્લેખ મ. સભા પર્વમા મળે છે તેમા ચીનો, બર્બરો અને આભીરો સાથે ગુર્જરોના ઉલ્લેખ છે (જુઓ પુરાણોમા ગુજરાત. પૃ. ૭૩) આ ઉલ્લેખ ક્યા સમયનો છે એ નિશ્ચિત કહેવુ મુશ્કેલ છે. શ્રી. ઉમાશંકર જોશી કહે છે કે એથી ઉત્તર વાયવ્ય પંજાબ તરફના ગુર્જરો હોવાનુ સૂચન થાય છે. બીજા જે ભવિષ્યપુરાણના છે તે તો હર્ષચરિત પછીના છે.

અને શ્રી શાહ પણ શ્રી સાંકળિયા કહે છે તેમ દે. રા ભાંડારકરના મતને ટેકો આપે છે. પણ શ્રી. મુનશીના મતનું સવિસ્તર ખંડન તો શ્રી હ. ધી. સાંકળિયાએ કર્યું છે એઓ કહે છે કે શ્રી. મુનશીના વિચારો, એમના તરફ યોગ્ય આદર હોવા છતાં, મારે ગળે ઊતરતા નથી. અને પછી એમણે પોતાના વિરોધના પ્રમાણ આપ્યાં છે,[1] જે ઉતારવાની જરૂર નથી, કારણ કે ગુર્જરો પરદેશી હોવાની શંકા શા કારણથી ઇતિહાસસંશોધકોમાં જાગી એ ઉપર કહ્યું જ છે.

હવે ગુર્જરો વિશે જેનો ચોક્કસ સમય જાણી શકાય છે તેવા બે ઉલ્લેખ[2] જૂનામાં જૂના છે: એક છે સાતમા શતકનો ઈ. સ ૬૩૦–૪૦ની આસપાસનો બાણ કવિનો જેમાં એ કહે છે કે પોતાના આશ્રયદાતા સ્થાણ્વીશ્વરના રાજા હર્ષવર્ધનના પિતા પ્રભાકરવર્ધને ગુર્જરોને ઉજાગરા કરાવ્યા હતા[3] અને બીજો છે ચીનાઈ મુસાફર યુવાનચુઆંગનો જેમાં 'કીયેલો' એટલે ગુર્જરોની રાજધાની ભિલ્લમાલ હતી એમ સ્પષ્ટ કહેલું છે.[4] યુવાનચુઆંગનો ઉલ્લેખ ઈ. સ ૬૪૦નો ગણાય બાણનુંય લખાણ એનું સમકાલીન હશે, પણ પ્રભાકરવર્ધનનો સમય ધ્યાનમાં લઈએ તો ૬૦–૭૫ વર્ષ પહેલાંની સ્થિતિનો ભલે એ ઉલ્લેખ નિદર્શક ગણાય, પણ યુવાનચુઆંગ ભિલ્લમાલના ગુર્જરોની જ વાત કરે છે એ જોતા એનો સમકાલીન બાણ પણ ભિલ્લમાલના ગુર્જરોની જ વાત કરે છે એમ માનવું યોગ્ય છે. અને ગુર્જરો પરદેશથી આવ્યા હો કે ન હો, આવ્યા હોવાનો વિશેષ સંભવ છે, પણ છઠ્ઠા શતકના પાછલા ભાગમાં અને સાતમા શતકના મધ્યમાં એઓનું ભિલ્લમાલમાં રાજ્ય હતું એ ચોક્કસ.

---

૧ ત્રિપાઠી અને શાહના ઉલ્લેખ માટે જુઓ પૃ ૬૯–ટિ. ૫–વાળો લેખ ટિ. ૩, ૮.
૨ ગુ. સ. ત્રૈ. ગ્ર ૮ ન. ૨. ૩, પૃ ૮૨.
૩ બાણના શબ્દો हूणहरिणकेसरी......गूर्जरप्रजागरः હર્ષચરિત.
૪ બીલના બુદ્ધિસ્ટ રેકર્ડ્ઝ ગ્ર. ૨, પૃ. ૨૬૦–૭૦.

ભરૂચના સામંત દદ્દ પહેલા (ઈ. સ. ૫૯૦)થી જયભટ ત્રીજા (ઈ. સ. ૭૩૪થી ૭૪૦) સુધીના ગુર્જરરાજાઓએ ભિન્નમાલના ગુર્જરની શાખારૂપ અને શરૂઆતમાં એના સામંત પણ હશે, એમ પંડિતો માને છે.[1] છેલ્લા બે ત્રણ રાજાઓએ, ઉપર કહ્યું તેમ, ચાલુક્યની સામંત-પદવી પણ સ્વીકારી હોવાનો સંભવ છે. ઈ. સ. ૭૫૭ (વિ. સં. ૮૧૩)માં ભરૂચમાં નાગાવલોકના સામંત ચાહમાન (ચોહાણ) વંશના ભર્તૃવડ્ડની સત્તા હતી એમ એણે ભરૂચમાંથી આપેલા અને હાંસોટમાંથી મળેલા એક દાનપત્રથી જણાય છે. હવે ચાહમાન ભર્તૃવડ્ડ પોતે ભરૂચના ગુર્જર રાજાને માર્યો કે કોઈ બીજાએ માર્યો અને એ બીજાને ભર્તૃવડ્ડે કે એના માલિક નાગાવલોકે માર્યો એ પ્રશ્ન છે. એ ગમે તેમ હો પણ ઈ. સ. ૭૪૪ (વિ. સં. ૮૦૦)ની આસપાસમાં રાષ્ટ્રકૂટોએ માળવા અને લાટ ચાલુક્યો પાસેથી છીની લીધાં હોવાનો પુરાવો રાષ્ટ્રકૂટોના ઉત્કીર્ણ લેખોમાંથી મળે છે. મતલબ કે તાત્વિક (આગમ) લક્ષ્મીને પાછું લાવનાર પુલકેશીના હાથમાં ઈ. સ. ૭૩૮નું દાનપત્ર લખાયા પછી પૂરાં દસ વર્ષ પણ સત્તા રહી નથી.

ઉપરની ટૂંકી નોંધ ઉપરથી [illegible] એ વખતે અને એ પછીની સદીમાં સુરાષ્ટ્ર ખેટ વગેરે વલભીના હાથમાં, ભરૂચ અને એની આસપાસનો પ્રદેશ ચાલુક્યોના સામંત તરીકે ગુર્જરોના હાથમાં, નવસારી અને એની દક્ષિણનો પ્રદેશ ચાલુક્યોના હાથમાં અને ભિન્નમાલ અને એની આસપાસનો ગુર્જર દેશ પાછળથી ગુર્જરો અથવા ગુર્જર પ્રતિહાર તરીકે પ્રસિદ્ધ વંશના—નાગાવલોકના પોતાના કે એના પૂર્વજના હાથમાં હતો એવી સ્થિતિ જણાય છે. વડનગર અને એની આસપાસનો પ્રદેશ ઘણું કરી ભિન્નમાલને તાબે હશે અને ઈ. સ. ૭૬૬માં વલભીના રાજાએ એના ઉપર વિજય મેળવ્યો હશે જે ક્ષણિક નીવડ્યો.

---

૧ આજન

૨ જુઓ મુંબઈની આ. સ.નો રિપોર્ટ તથા જે. બ. ૧૨ પૃ. ૧૨

## ભિલ્લમાલ અથવા શ્રીમાલ

ગુર્જરોનું રાજ્ય ઈ. સ ના છઠ્ઠા સાતમા શતકમાં ભિન્નમાલ નગરમાં હતું, એ નગરનું સ્થાન હાલમાં આબુથી પશ્ચિમે લગભગ પચાસ મૈલ છેટે છે અત્યારે અથવા પચાસ સાઠ વર્ષ પહેલાં તો ત્યાં વિશાળ ગોચર જમીન અને વચ્ચે વચ્ચે ગામડાં હતાં, થોડે છેટે એક ટેકરા ઉપર ચામુંડાનું થાનક છે અને જેક્સન કહે છે તેમ અત્યારે તો સ્થળ જોતાં ત્યાં એક વખત મહાન શહેર હોવાની થોડી જ નિશાનીઓ મળે છે. જેક્સને પુષ્કળ શ્રમ લઈને જે કાંઈ જૂની નિશાનીઓ—ઉત્કીર્ણ લેખો વગેરે મળી આવી તે સઘળી વિસ્તારથી પ્રકટ કરી છે[1] જેક્સન કહે છે તેમ આ સ્થળ તથા પરગણું ખેડાંનું ગામડું છે ત્યાં એક વખત ગુર્જરોની રાજધાની હતી. આ ભિલ્લમાલ માટે જેક્સને એ સ્થળે શોધખોળથી મેળવેલી વિગતો ઉપરાંત શ્રીમાલ-માહાત્મ્યમાં[2] એ નગર વિશે કેટલીક પૌરાણિક વાતો છે તેનો ઉપયોગ કર્યો છે[3]

જેક્સને ભિલ્લમાલના અવશેષોમાં યક્ષકૂપ અને જગત્સ્વામી નામના સૂર્યમન્દિરના અવશેષોનું તથા એક સુન્દર મૂર્તિનું વિસ્તારથી વર્ણન કર્યું છે વિ સં. ૧૩૪૨ના લેખવાળો આરસપહાણનો થાંભલો પણ એને મળ્યો હતો.[4]

સ્થાનિક દંતકથા પ્રમાણે 'જગત્સ્વામીનું મન્દિર પહેલી વાર બંધાયું વિ સં ૨૨૨માં, પછી સં ૨૬૫માં એ નગરનો નાશ થયો. નગર

૧ જુઓ મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પરિશિષ્ટ ૩ જું. શ્રી. રસિકલાલ પરીખે કા. ઇ.માં જેક્સનના લખાણમાંથી લાંબો ઉતારો કર્યો છે. પૃ. ૮૯ થી ૯૯

૨ જુઓ પુરાણોમાં ગુજરાત. પૃ. ૧૮૯.

૩ શ્રીમાલમાહાત્મ્ય ચારસો વર્ષથી વધારે નથી એમ જેક્સન કહે છે. અને શ્રી ર. છો. પરીખનો મત એથી વિરુદ્ધ જતો નથી (મું. ગે ગ્રં. ૧. ભા ૧ પૃ. ૪૬૧)

૪ મું. ગે ગ્રં. ૧. ભા. ૧. પૃ. ૪૫૭–૫૮. ૪૫ર.

ફરી બંધાયું, વિ સ ૯૦૦ માં ત્રીજીવાર નાશ પામ્યું અને ૯૫૫માં ફરી જીર્ણોદ્ધાર થયો તે ૧૪મા સૈકા સુધી ચાલ્યો  આ દંતકથાનો વિચાર છોડી દઈને ભિન્નમાલ કે શ્રીમાલ નામનો જ વિચાર કરીએ એના ચાર યુગના ચાર નામ હતાં  હવે શ્રીમાલ નામની પૌરાણિક ઉત્પત્તિ જવા દઈએ પણ શ્રી રસિકલાલ પરીખ બતાવે છે[1] તેમ ચાર યુગના ચારેય નામોમાં 'માલ' શબ્દ સામાન્ય છે એનો વિચાર કરીએ તો આ 'માલ' શબ્દના ત્રણ અર્થ પ્રસિદ્ધ છે (૧) બે ગામો વચ્ચેનું જંગલ, (૨) ડુંગરાળ પ્રદેશ અને (૩) મ્લેચ્છ જાતિ  માલ શબ્દના આ અર્થો જોતાં ભિન્નમાલ નામ સૂચવે છે કે આ શહેર ભીલો તથા માલો (પરદેશીઓ-મ્લેચ્છો)નું સ્થાન પહેલાં હતું અને ઐતિહાસિક નામ તો શ્રી રસિકલાલ પરીખ કહે છે તેમ ભિન્નમાલ જ હશે પણ ભિન્નમાલ કે શ્રીમાલ મૂળ ભીલોનું સ્થાન હોવા છતાં ગુર્જરોની રાજધાનીના નગર તરીકે મધ્યકાળમાં ખૂબ સમૃદ્ધ અને મોટું હશે.[2] નગરને ફરતો ગઢ હોવાનો ઉલ્લેખ છે જ[3] પણ એ જૂના કાળમાં એ નગરમાં બ્રાહ્મણો તથા જૈનો દ્વારા જે પુષ્કળ સાહિત્યપ્રવૃત્તિ થઈ હશે તેના તરફ નજર નાખીને આપણે સંતોષ માનવાનો રહે છે  શિશુપાલવધ મહાકાવ્યના કર્તા માઘ કવિને પ્ર ચિ માં[4] શ્રીમાલનો વતની કહ્યો છે[5] આ દંતકથા યથાર્થ હોય તો માઘ ભિન્નમાલનો વતની ઠરે[6] વળી એ કવિ પોતાના દાદા સુપ્રભદેવને વર્મલાતના મંત્રી તરીકે વર્ણવે છે[7] આ વર્મલાતનો

૧ મ ગુ અ ૧ ભા ૨, પૃ ૪૬૧

૨ કા ૯ પૃ ૯૮

૩ મ ગુ અ ૧ ભા ૧, પૃ ૪૪૮ તથા [illegible]

૪ પ્ર ચિ ગુ ભા. ૧, ૪, પૃ ૭૭

૫ જુઓ ટે ઇ અ , પૃ ૧૦

૬ પ્ર ચ શિશુપાલવધ શ્લો  અને કા ૯ પૃ ૫

૭ શ્રી રસિકલાલ પરીખ પણ પ્ર ચ માં જે વર્મલાતને શ્રીમાલનો રાજા કહે છે તેની આ લેખવાળા વર્મલાત સાથે એકતા સ્વીકારી છે તો [illegible] તો કહે જ છે

એક ઉત્કીર્ણ લેખ વસન્તગઢ (શિરોહી) માંથી સં. ૬૮૨નો (ઈ. સ. ૬૨૬) નો મળ્યો છે[2] હવે પ્રભાવકચરિતમાં એક વર્મલાતને શ્રીમાલનો રાજા કહેલ છે[2] એ જો વર્મલાત એક જ હોય તો ઈ. સ. ૭૦૦ની આસપાસ કે આઠમા શતકની પહેલી પચ્ચીસીમાં માઘ કવિ શ્રીમાલમાં થયો હોય પણ આ પ્રબંધોની આવી દંતકથાઓ બહુ વિશ્વસ-નીય નથી ઉપર કહ્યું છે તેમ શ્રીમાલ અથવા ભિન્નમાલ જૈન વિદ્યાનું પણ કેન્દ્ર હતું. મહાન જૈનાચાર્ય હરિભદ્રસૂરિ જેઓએ ષડ્દર્શન-સમુચ્ચય નામનો ગ્રન્થ લખ્યો છે તેમ સમરાઇચ્ચકહા નામનો પ્રાકૃત કથાગ્રન્થ લખ્યો છે તેઓ ઈ સ ૭૫૦ની આસપાસમાં વિદ્યમાન હતા અને શ્રી રસિકલાલ પરીખ કહે છે તેમ ભિન્નમાલ પણ એ જૈન મુનિની પ્રવૃત્તિનું એક કેન્દ્ર હશે[3] પછી ઉદ્યોતનસૂરિ જેઓ ઘણું કરી હરિભદ્રના શિષ્ય હશે તેઓ ઈ સ ૭૭૮માં કુવલયમાલાકથા પ્રાકૃતમાં તથા અંશતઃ અપભ્રંશમાં[4] જાબાલિપુર (જાલોરમાં) લખે છે આ સ્થળ શ્રીમાલની પડોશમાં જ ગણાય. પછી સિદ્ધર્ષિ જેને પ્રબંધોમાં સચવાયેલી દંતકથામાં માઘના કાકાના દીકરા ભાઈ તથા ભોજના બાલ-મિત્ર કહેલ છે—આ દંતકથા ઉપર કહ્યું તેમ ભલે વિશ્વસનીય ન હોય પણ, તે સિદ્ધર્ષિએ ઉપમિતિભવપ્રપંચકથા સંસ્કૃતમાં શ્રીમાલમાં વિ સ. ૯૬૨ (ઈ. સ. ૯૦૬)માં રચી છે.

આવા પ્રખ્યાત ગ્રન્થકારો શ્રીમાલ અને એની આસપાસમાં ભલે થોડા થયા હોય પણ શ્રીમાલમાં એ કાળે વેદો ઉપનિષદો અને બીજા

---

૧ પ્રબંધોની દંતકથામાં વિશ્વાસ ન રહેવાના કારણો મેં પ્ર. ચિં. ગુ ભા. પૃ. ૮૦. ટિ. ૨૪ માં કહેલાં છે

૨ પ્રા. ઉ. પૃ ૯૭

૩ એન્જન તથા મુનશીનું ગુજરાત એન્ડ ઇટ્સ લિટરેચર (૧૯૩૫). પૃ ૩૮.

૪ જુઓ પ્ર ચ સિ. પ્ર. શ્લો ૧૫ અને પ્ર. ચિં. પૃ ૮૦. ટિ. ૨૪. માઘનો સમય ઉપર વિચાર્યો છે અને ભોજનો સમય તો ઈ સ ૧૦૦૦ પહેલાં નથી આવતો

બ્રાહ્મણ તથા જૈન શાસ્ત્રોનું અધ્યયન અધ્યાપન શ્રીમાલપુરાણ કહે છે તેમ, જારી ચાલતું હશે.[1]

### રાષ્ટ્રકૂટ વંશનું મૂળ

ચાલુક્યો પાસેથી નવસારીનો પ્રદેશ અને ગુર્જરો પાસેથી ભરૂચ પડાવી લેનાર તથા પાછળથી ગુજરાતના ઘણા ભાગ ઉપર પોતાની ઓળખીતી સત્તા જમાવનાર રાષ્ટ્રકૂટોએ ગુજરાતમાં આ સમય પહેલાં દક્ષિણમાં પોતાની સત્તા જમાવી હતી. આ રાષ્ટ્રકૂટ વંશના મૂળ વિશે પુષ્કળ ચર્ચા થઈ છે.[2] એ વંશના પાછળના લેખોમાં ... ત નવસારીમાંથી મળેલા ઈ. સ. ૯૧૫ (શક સં. ૮૩૬) તથા ઈ. સ. ૮૭૨ (શક સં. ૭૯૩)ના દાનપત્રોમાં[3] રાષ્ટ્રકૂટોને ચંદ્રની યાદવ વંશના કહ્યા છે. હલાયુધ પણ એઓને સાત્યકિના વંશના કહે છે.[4] પણ કનોજના ગહડવાલ રાજાઓ જેઓ વળી ફરી દક્ષિણના રાષ્ટ્રકૂટોમાંથી નીકળ્યા છે તેઓ પોતાને સૂર્યવંશી કહે છે તથા મારવાડના રાઠોડ પણ પોતાને સૂર્યવંશી કહે છે. એ ઉપરથી શ્રી વિશ્વેશ્વરનાથ રેઉ પણ રાષ્ટ્રકૂટોને સૂર્યવંશી ઠરાવવાનો પ્રયાસ કરે છે. પણ આ સૂર્યવંશ ચંદ્રવંશનો ઝગડો પૌરાણિક કલ્પના માત્ર છે એમ એ પોતે જ કહે છે[5] અને ઈ. સ. ૮૭૨ પહેલાંના એ વંશના તામ્રપત્રોમાં કશાય સૂર્યવંશ કે ચંદ્રવંશનો ઉલ્લેખ જ નથી એમ એ પોતે જ કબૂલ કરે છે.[6] માટે એ મિથ્યા ઝઘડાથી દૂર રહી એ વંશનું મૂળ જોઈએ. ગુફાઓમાંથી

૧ ... પૃ. ...માં ટાંકેલા શ્રીમાલપુરાણના શ્લોક જુઓ.

૨ રાષ્ટ્રકૂટના મૂળ વિશે થયેલી ચર્ચા માટે તથા અહીં જે મૂળ સૂચવ્યું છે તે સિવાયના બીજા વિકલ્પોના ખંડન માટે જુઓ શ્રી. રેઉનું ‘રાષ્ટ્રકૂટ...’ ... ૧૯૩૮, પૃ. ૧૫ થી ૨૬

૩ જુઓ ... અં. ૧૨ પૃ. ૨૬૮ તથા એ. ઇં. ગ્રં. ૧૮ પૃ. ૨૩૫.

૪ ભારતકે પ્રાચીન રાજવંશ તૃતીય ભાગ પૃ. ૫, ટિ. ૧

૫ એજન પૃ. ૫ થી ૧૦

૬ એજન પૃ. ... તથા પૃ. ...

મળેલા પ્રાચીન શિલાલેખોમાં બોડ૪, રઠી, રાષ્ટ્રીક જેવા નામ મળે છે.[1] અને મહારાષ્ટ્રમા પ્રાચીન સિક્કાઓ પોતાને 'મહારઠી' એટલે 'મોટા રઠી' કહેતા, પણ દેશના બીજા ભાગોમા 'રઠી' અથવા 'રટ' નામ વપરાતુ હતુ.[2] આવી રટ કે રટ્ટ જાતિઓનો એક સમૂહ (કૂટ) તે રટ્ટકૂટ (સં રાષ્ટ્રકૂટ–રાઠોડ) એમ ડૉ. રા ગો ભાંડારકર કહે છે[3] અને ઉત્તર હિંદમા પોતાને 'રાઠોડ' કહેવરાવનાર અને દક્ષિણમા પોતાને 'રટ્ટ' કહેવરાવનાર જાતોની નિશાનીઓ ઈ સ પાચમા શતકના મધ્યમા મળે છે, આ રટ્ટ અને રાઠોડ એક જાતિનાનો છે અને 'કૂટ' એટલે નેતા કે નાયક અર્થાત્ રટ્ટ જાતિના નાયકો–રાજાઓ તે 'રાષ્ટ્રકૂટ' અને એઓ સબંધી દંતકથાઓ જોતા એઓ મળ હિંદુ થઈ ગયેલા પરદેશી કે આર્યન પ્રચાર પહેલાની દાક્ષિણાત્ય જાતિના હોવા જોઈએ,[4] એમ પં. ભગવાનલાલ ઇન્દ્રજી કહે છે પણ ઉત્તરના રાઠોડની પાચમા શતકની દંતકથા માટે ટોડ રાજસ્થાનનો જે આધાર પંડિતજીએ લીધો છે તેમા કશો માલ નથી, અત્યારે તો દક્ષિણના રાષ્ટ્રકૂટના કોઈ વંશજે કનોજમાં રાજ્ય સ્થાપ્યુ હોવાનો સંભવ મનાય છે. પણ કૂટનો જે નેતા જેવો અર્થ પં ભગવાનલાલે કર્યો છે તેને શ્રી જેકસને ટેકો આપ્યો છે[5] અને રટ્ટ તથા મહારટ્ટ બેયને અશોકના શિલાલેખના રાષ્ટ્રીક સાથે જોડવામા અત્યારે તો વાંધો નથી લાગતો[6] રાષ્ટ્રકૂટ રાજા ઇન્દ્ર ત્રીજો પોતાને રટ્ટકુલની લક્ષ્મીનો ઉદય કરનાર કહે છે[7] તથા સિન્દરના

---

૧ રાષ્ટ્રીકનો પ્રાચીનતમ ઐતિહાસિક ઉલ્લેખ અશોક–શિલાલેખ પાંચમાના છે.

૨ જુઓ દક્ષિણનો પૂર્વ સનયનો ઇતિહાસ પૃ ૭૯ ૮૦

૩ મુ. ગે ગ્ર. ૧ ભા. ૧. પૃ. ૧૧૯

૪ જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ, ભા. ૩, પૃ. ૯૬. ટિ. ૧

૫ મુ. ગે ગ્ર ૧. ભા ૧, પૃ ૧૩૧.

૬ એજન

૭ ઇ એ. ગ્ર ૧૨. પૃ ૨૨૪.

અમોઘવર્ષ પહેલાના લેખમાં રત્નગોઇભન કહે છે.[1] દ્રઢમાં મધુ જોતાં એમ લાગે છે કે જો અશોકના લેખમાં રાષ્ટ્રીય કે રાષ્ટ્રીક કહેલ છે અને જેઓ પોતાને રટ્ટ ગણી કહે છે તેના કોઈ ટોળાએ—ટોળાના નાયકે જ્યારે દક્ષિણમાં રાજ્ય જમાવ્યું ત્યારે એઓ પોતાને અગ્રતમાં રાષ્ટ્રકૂટ કહેવા માંડ્યા.

## દક્ષિણમાં રાષ્ટ્રકૂટવંશના રાજ્યનો આરંભ

કન્હેરી ગુફાના એક શિલાલેખ ઉપરથી તથા રાષ્ટ્રકૂટવંશના પાછળના લેખોનો વિચાર કરીને ડૉ. ભગવાનલાલ ભાઉ દાજી અનુમાન કરે છે કે આશરે ઈ. સ. ત્રીજા શતકના અન્તથી તે છઠ્ઠા શતકના આરંભ સુધી દક્ષિણમાં રાષ્ટ્રકૂટવંશના રાજાઓની સત્તા હતી.[2] પણ પછી ચાલુક્યો દક્ષિણમાં સર્વોપરિ થઈ પડ્યા. ચાલુક્યોની આ સત્તાનો રાષ્ટ્રકૂટ વંશના દન્તીદુર્ગ રાજાએ ઈ. સ. ૭૪૮ થી ૭૫૪ની વચ્ચે અન્ત આણ્યો અને પોતે દક્ષિણમાં સાર્વભૌમપદ પ્રાપ્ત કર્યું.[3] આ દન્તીદુર્ગના સામનગઢના ઈ. સ. ૭૫૪ (શક સં. ૬૭૫)ના દાનપત્રમાં લખ્યું છે કે એના હાથીઓ મહી અને મહાનદી રેવા (નર્મદા) સુધી પહોંચ્યા છે,[4] અને એના એલોરાના દશાવતાર-મન્દિરના વિ. સં. ૮૦૬—(ઈ. સ. ૭૫૦)ના લેખમાં એણે માળવા અને લાટ જીત્યા હોવાનું લખ્યું છે.[5] પણ ગુજરાતમાં રાષ્ટ્રકૂટોનો પગપેસારો તે પહેલાં થયેલો. આ દન્તીદુર્ગના પિતા ઇન્દ્ર પહેલાએ રાક્ષસવિવિધી ચાલુક્ય-કુંવરી

1 ઇ. એ. પુ. ૨૨૦

2 મુંબઈનો પૂર્વ સમયનો ઇતિહાસ, પૃ. ૭૮–૮૦ તથા રાષ્ટ્રકૂટ્સ એન્ડ ધેર ટાઈમ્સ પૃ. ૨૭

3 મુંબઈનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૧૨. ભારતકે પ્રાચીન રાજવંશ, ભા. , પૃ. ૨૬

4 એ. ઈ. ગ્ર. ૧૧, પૃ. ૧૧૧ જુઓ ઉક્ત લેખનું નીચેનું વચન—

महीमहानदरेवारायोमित्तिनिदारणम्

5 જુઓ મુંબઈ આર્કિઓલોજિકલ સર્વે-સેપરેટ નં. ૧૦, પૃ. ૭ થી ૯

ભવનાગા સાથે લગ્ન કર્યો હોવાનું સંજાણના દાનપત્રમાં કહ્યું છે.[1] આ બનાવ ઈ. સ. ૭૨૨ ની આસપાસમાં બન્યો હોવાનું શ્રી. અલ્તેકર કહે છે.[2] પણ એ વખતે ખેડા હજુ વલભી-રાજાને તાબે હતું એ આપણે ઉપર નોંધ્યું છે. ઇન્દ્ર ખેડાના ચાલુક્ય રાજાના સામંત તરીકે ગયો હશે એમ પણ શ્રી. અલ્તેકરનું અનુમાન છે.[3] એ ગમે તેમ હો પણ રાષ્ટ્રકૂટોની ગુજરાતમાં રાજસત્તા હોવાનું વચન તો પહેલવહેલું શક સં. ૬૭૯-ઈ. સ. ૭૫૭ જમ્બુસરના બ્રાહ્મણને સુરતથી દસ માઇલ છેટે આવેલા સ્થાવરપલ્લી એટલે હાલના આન્ત્રોલી-છારોલી ગામના દાનના લેખવાળા કક્ક બીજાના આન્ત્રોલી છારોલી (સુરત) માંથી મળેલા તામ્રપત્રમાં મળે છે.[4]

આ તામ્રપત્રમાં નીચે પ્રમાણે વંશાવળી આપી છે–

| | | |
|---|---|---|
| કક્ક | (ઈ સ ૬૯૦ થી ૭૧૦ લગભગ) |
| ધ્રુવ | ( „ ૭૧૦ થી ૭૩૦ „ ) |
| ગોવિંદ | ( „ ૭૩૦ થી ૭૫૦ „ ) |

### ગુજરાતનો કક્ક બીજો-ઈ. સ. ૭૫૭

અને પછી કક્ક (બીજો) શક ૬૭૯-ઇ. સ ૭૫૭. આ કક્કને સામંતયોગ્ય 'સમધિગતપંચમહાશબ્દ'નું બિરુદ લગાડેલું છે, પણ સાથે સાથે 'પરમ ભટ્ટાર્ક મહારાજ' પણ કહેલ છે. દન્તીદુર્ગના ઉપર નોંધેલા ઇ. સ. ૭૫૪ના તામ્રપત્રનો અને આ તામ્રપત્રનો સમય લગભગ એક છે, એ ઉપરથી પં. ભગવાનલાલ અનુમાન કરે છે કે ઉપરના આન્ત્રોલી-છારોલીના દાનપત્રમાં જે કક્ક પહેલો છે તે દન્તીદુર્ગનો દાદો કક્ક પહેલો હોવો જોઇએ. દક્ષિણના રાષ્ટ્રકૂટનું વંશવૃક્ષ પરિશિષ્ટમાં

૧ જુઓ એ ઇ ગ્ર ૧૮. પૃ ૨૩૫.
૨ રાષ્ટ્રકૂટઝ એન્ડ ધેર ટાઇમ્સ, પૃ. ૩૧.
૩ એજન પૃ.૩૨.
૪ જર્નલ મુ. એશિયાટિક સોસાયટી ગ્ર. ૧૬. પૃ. ૧૦૫; ગુ. ઐ. લે ન. ૧૨૦.

જોવાથી એનો સંબંધ બરાબર સમજાશે[1]

દક્ષિણના રાષ્ટ્રકૂટોના વંશવૃક્ષમાં જે ચોથો રાજા કર્ક પહેલો છે તેને બે જ પુત્રો હોવાનું દક્ષિણના લેખોમાં કહેલું છે અને તેથી દક્ષિણના પૂર્વ સમયના ઇતિહાસ (પૃ ૧૨૪)માં તથા ભારત પ્રાચીન રાજવંશ-ભા ૩માં ઇન્દ્ર અને કૃષ્ણ બે જ નોંધ્યા છે પણ પં ભગવાનલાલે ઉપર કહ્યું છે તેમ આન્ત્રોલી-છારોલીનું દાનપત્ર આપનાર કર્ક રાજના દાદા ધ્રુવને કર્ક પહેલાનો ત્રીજો પુત્ર માન્યો છે શ્રી વિશ્વેશ્વરનાથ રેઉએ[2] એ સંબંધને સંભવિત ગણ્યો છે, અને શ્રી અલ્તેકર પણ એને અસંભવિત નથી ગણતા, પણ અનિશ્ચિત ગણે છે, છતાં ગુજરાતની આ શાખાને દક્ષિણની મૂળ શાખા સાથે કોઈક જાતનો સંબંધ હોવો જોઈએ એમ તો કહે જ છે (જુઓ પૃ ૧૧થી ૧૩) બેઉ શાખામાં રાજમુદ્રાનું તથા નામોનું સામ્ય છે એ પણ સૂચક છે એમ તો એઓ પણ ગણે છે

દન્તિદુર્ગ પોતાના હાથીઓ સાથે અને નર્મદા સુધી પહોંચ્યાનો અને લાટ જીત્યાનો ગર્વ કરે છે એ ઉપર નોંધ્યું છે એના સામનગઢના અમુક શબ્દો ઉપરથી પં ભગવાનલાલે ખેડા જિલ્લો (માતર તાલુકો) પણ દન્તિદુર્ગના તાબામાં હોવાનું અનુમાન કર્યું હતું પણ મૂળ લેખના શબ્દ જોતાં એ બરાબર નથી લાગતું[3] ખેડામાં તો દન્તિદુર્ગના વખતમાં વલભી-રાજાની સત્તા હોવાનો સંભવ તામ્રપત્રો ઉપરથી ઉપર નોંધ્યો છે, પણ લાટમાં રાષ્ટ્રકૂટની સત્તા ચોક્કસ જણાય છે અને

1 ગુજરાતના રાષ્ટ્રકૂટો અમુક વખત દક્ષિણથી સ્વતંત્ર થયા છે તો અમુક વખત એને તાબે રહીને ગુજરાતમાં રાજ્ય કર્યું છે એ સ્થિતિમાં દક્ષિણના રાષ્ટ્રકૂટોના વંશવૃક્ષનો પરિચય આગળનો વૃત્તાંત સમજવા માટે આવશ્યક છે

2 ભારતકે પ્રાચીન રાજવંશ ભા ૩, પૃ ૭૨, ટિ ૧

3 મૂળ લેખમાં માતૃમક્તિ પ્રતિમાસ એ રીતે શબ્દો છે માતૃભુક્ત હોત તો એપિગ્રાફિયાના લેખકે કર્યો છે તેવો માતર તાલુકાનો અર્થ નીકળી શકત. લેખ માટે જુઓ ઇ એ. ગ્ર ૧૧, પૃ ૧૧૨

દન્તીદુર્ગ એ વંશનો મહાપરાક્રમી રાજા હતો એ જોતા ગુજરાતનો કર્ક બીજો એનો સામંત હોવાનો સંભવ છે. વળી કર્ક સુવર્ણવર્ષના વડોદરામાંથી મળેલા શક સં ૭૩૪ (ઈ સ ૮૧૨)ના તામ્રપત્રમાં[1] પોતાની વંશાવળી કહેતા એ દક્ષિણની રાષ્ટ્રકૂટ-વંશાવળી નોંધે છે અને ગુજરાતના આ કર્કને નોંધતા જ નથી, એ ઉપરથી પણ કર્ક સામંત હોવાના અનુમાનને ટેકો મળે છે

### દન્તીદુર્ગ પછી એનો કાકો કૃષ્ણ

આ દન્તીદુર્ગ અપુત્ર મરણ પામ્યો અને એની ગાદી ઉપર એનો કાકો કૃષ્ણ બેઠો.[2] આ કૃષ્ણ વિશે વડોદરાના ઉપર કહેલા દાનપત્રમાં કહ્યું છે કે "એણે અવળે[3] રસ્તે ચડેલા પોતાના વંશના માણસનું ઉન્મૂલન કરીને પોતે જ કુળના હિત માટે રાજ્ય કર્યું"; આ શબ્દોનો દન્તીદુર્ગના મરણ પછી ગુજરાતના સ્વતંત્ર ધણી થવા ઇચ્છતા કર્કને કૃષ્ણે જડમૂળથી ઉખેડી નાખ્યો એવો અર્થ પં. ભગવાનલાલે કર્યો છે.[4] કર્કનો કે એના વંશવારસનો આ સમય પછી પત્તો લાગતો નથી એ વાત ખરી છે, પણ કર્કનો નાશ કરનાર અને એ સાથે થોડા વખત માટે રાષ્ટ્રકૂટ-સત્તાને પણ ગુજરાતમાંથી દૂર કરનાર તો નાગાવલોક હોય એમ લાગે છે અને એ કારણથી વડોદરાના દાનપત્રના શબ્દોનો અર્થ ડૉ ભાંડારકર પેઠે દક્ષિણની રાષ્ટ્રકૂટ-ગાદીના કોઈ હક્કદારને લાગુ પડે છે એમ મારું પણ માનવું છે[5]

---

૧ જુઓ પ્રા લે મા ભા ૧. લેખ નં ૫, ગુ એ લે. નં ૧૨૩

૨ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ, પૃ ૧૦૩

૩ यो वंश्यमुन्मूल्य विमार्गभाज राज्य स्वय गोत्रहिताय चक्रे ।

પ્રા લે મા લે નં. ૫ શ્લો ૮. અન્યત્ર

૪ મું. ગે. ગ્ર. ૧. ભા ૧. પૃ ૧૨૨

૫ જુઓ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ ૧૦૩ આ વિષય ઉપર ઘણી ચર્ચા ચાલી છે. ફ્લીટ, વિન્સેન્ટ સ્મિથ વગેરેએ, દન્તીદુર્ગને ગાદી ઉપરથી ઉઠાડી કૃષ્ણે રાજ્ય પચાવી પાડ્યું. એવો અર્થ કર્યો છે (ઓક્સફર્ડ હિસ્ટરી

હન્તીદુર્ગના સામંત કર્ક અને ભિલ્લમાલના નાગાવલોક વચ્ચે અથવા નાગાવલોકના સામંત વચ્ચે થયેલી લડાઈથી થયા હશે એવું મારૂ અનુમાન છે. અને એ લડાઈમાં નાગાવલોકના વિજય થતાં એના ભરૂચના સામંત ભર્તૃવૃદ્ધે ઈ. સ. ૭૫૭ માં ભરૂચમાંથી દાન આપ્યું,[1] જેનું તામ્રપત્ર હાંસોટમાંથી મળ્યું છે. એમાં નાગાવલોક-પ્રવર્ધમાન-વિજયરાજ્ય વખતે દાન આપ્યું એમ લખ્યું છે. હર્ષ હર્ષનાથના મંદિરના વિ. સ. ૧૦૩૦-ઈ. સ ૯૭૩ના લેખમાં સાંભરના ચોહાણ-વંશના મૂળ પુરુષ રાજા ગૂવકને જે નાગાવલોક રાજાની સભાનો વીર કહ્યો છે[2] તે નાગાવલોક બીજાને પણ ગ્વાલિયરની પ્રશસ્તિમાં નાગ-ભટ જ કહ્યો છે,[3] એ જોતાં નાગાવલોક અને નાગભટ પર્યાય લાગે છે. વળી ચોહાણો એના સામંતો હતા એ પણ હર્ષનાથના લેખથી સિદ્ધ થાય છે, એટલે નાગાવલોક કે નાગભટ પહેલાએ રાષ્ટ્રકૂટને હરાવી ભરૂચનું રાજ્ય પોતાને તાબે લઈ ત્યાં ચોહાણ ભર્તૃવૃદ્ધને સામંત નીમ્યો હોય એમ હાંસોટના તામ્રપત્રથી જણાય છે. ગ્વાલિયરની પ્રશસ્તિમાં આ નાગાવલોકે બલોચ્છમ્લેચ્છને હરાવ્યાનો ઉલ્લેખ છે તે સિંધમાંથી ઉતરી આવેલ કોઈ આરબ ટોળીને, કદાચ વિ. સં. ૮૧૩-ઈ સ ૭૫૭ માં સિંધથી નીકળેલી ટોળીને લક્ષીને જ હોતું જોઇએ આ આરબ ટોળીઓ કોઈવાર ફાવી જતી હશે તેમ કોઈવાર માર પણ ખાતી હશે એમ અવનિજનાશ્રય પુલકેશીના તથા ગ્વાલિયરની પ્રશસ્તિના કથનથી જણાય છે.

આ નાગાવલોકની કે એના સામંતની સત્તા લાટ દેશ ઉપર કેટલો વખત રહી હશે એ જાણવાનું કાંઈ સાધન મળ્યું નથી, પણ વિ. સ. ૮૧૩-ઈ. સ. ૭૫૭ પછી પચાસેક વર્ષ સુધી રાષ્ટ્રકૂટનાં

---

૧ સુરતની સા ૫ નો રિપોર્ટ તથા એ ઇ ગ્ર. ૧૨. પૃ ૨૦૨, ગુ. ઐ. લે ૭૩૩ અ

૨ आद्यः श्रीगूवकाख्य प्रथितनरपतिश्चाहमानान्वयोभूत्

श्रीमन्नागावलोकप्रवरनृपसमालब्धवीरप्रतिष्ठ ॥ એ ઇ ગ્ર. ૨. પૃ ૧૨૧.

૩ જુઓ ગ્વાલિયરની પ્રશસ્તિ. શ્લો. ૮.

વિ સ ૮૪૫ની સાલ આપી છે.[1] વલભીનો નાશ કોણે કર્યો એ ચોક્કસ હજી નથી થયુ.

### નાગાવલોકના વંશજોને તાબે ગુજરાત હોવાનો સંભવ

વલભીનો આ રીતે નાશ થવાથી અને આરબો તો નાશ કરીને લૂટ લઇને પાછા ગયા હોવાથી ઈ. સ ૭૭૦ થી ૭૮૪ વચ્ચે ગુજરાતનો ઘણોખરો ભાગ ઉપર કહેલા નાગાવલોકના વંશજોને તાબે હોય એમ અનુમાન થાય છે. આ નાગાવલોકની રાજધાની ભિલ્લમાલમા હોવાનુ તથા એને તાબે ઉત્તરમાં મારવાડથી દક્ષિણમાં ભરૂચ સુધીનો બધો મુલક હોવાનું તજજ્ઞો અનુમાન કરે છે.[2]

### પ્રતિહારવંશી વત્સરાજ—ઈ. સ. ૭૮૪

ઉપર કહેલા નાગાવલોક પછી એનો ભત્રીજો કકુત્સ્થ કે કક્કુક ગાદી ઉપર બેઠો, પછી એનો નાનો ભાઈ દેવરાજ કે દેવશક્તિ જે પરમભાગવત હતો તે બેઠો, અને એ પછી એનો પુત્ર વત્સરાજ ગાદી ઉપર બેઠો આ વત્સરાજ પરાક્રમી રાજા હતો. એનો સમય ચોક્કસ જાણવાનુ સાધન છે. શક સ. ૭૦૫ (વિ. સ. ૮૪૦–ઇ. સ ૭૮૪)મા દિગંબર જૈન આચાર્યે જિનસેને હરિવંશ પુરાણ લખ્યું છે તેમા લખ્યુ છે કે શક સ. ૭૦૫ મા જ્યારે ઉત્તર દિશામા ઇન્દ્રાયુધનુ રાજ્ય હતુ, કૃષ્ણનો પુત્ર વલ્લભ દક્ષિણ દિશાનુ રક્ષણ કરતો હતો, પૂર્વમા અવન્તીનો રાજા હતો અને પશ્ચિમ (મારવાડ–ગુજરાત)માં વત્સરાજનું રાજ્ય હતુ ત્યારે આ પુસ્તક પૂરું કર્યું છે.[3] આ શ્લોકોક્ત ઉત્તર

1 ફ્લિટ ગે. ૧, પૃ. ૪૬૪, ગ્ર. ૨. પૃ ૨૪૬. પ્ર. ચિ સૂળ પૃ. ૧૬૮ ટિ.* તથા એનું ગુ ભા. પૃ ૨૨૯ તથા ટિ ૯, ૧૦. રસિકલાલ પરીખ વિ તીર્થકલ્પને અનુસરી વિ. સ ૮૪૫ (ઈ. સ. ૭૮૮ કે ૭૮૯)માં વલભીનો નાશ થયો હોવાનો મત આપે છે. કા. ઉ. ૮૨.

2 નાગરી પ્રચારિણી પત્રિકા, ભા. ૯. અ. ૩, પૃ. ૩૨૦.

3 शाकेष्वब्दशतेषु सप्तसु दिशं पञ्चोत्तरेषूत्तरां पातीन्द्रायुधनाम्नि कृष्णनृपजे श्री-
वल्लभे दक्षिणां। पूर्वां श्रीमदवंतिभूभृति नृपे वत्सादिराजेऽपरां सौराणामधि-
मण्डले जययुते वीरे वराहेऽवति॥
દક્ષિણના પૂર્વ સમયનો ઇતિહાસ, પૃ. ૨૫૨ ટિ.

[illegible]ાનું રાજ્ય તે મનોજનું રાજ્ય, પશ્ચિમનું તે ભિન્નમાલ, અને દક્ષિણનું તે રાષ્ટ્રકૂટ વંશનું અને વલ્લભ તે કૃષ્ણનો પુત્ર ગોવિંદ બીજો એમ વિદ્વાનોનો તર્ક છે[1] મતલબ કે આ વત્સરાજની ઈ સ ૭૮૪ મા ગુજરાત ઉપર સત્તા હશે એમ ચોક્કસ જણાય છે,

### કૃષ્ણ-ઈ સ ૭૫૭ અને ગોવિંદ બીજો-ઈ સ. ૭૧૮

પણ આ વત્સરાજ ગુજરાતનું સામ્રાજ્ય સુખે ભોગવી શક્યો હોય એમ લાગતું નથી, કારણ કે પડોશના મોટા રાષ્ટ્રકૂટવંશના દન્તીદુર્ગ પછી એનો કાકો કૃષ્ણ લગભગ ઈ સ ૭૫૭ મા ગાદી ઉપર બેઠો અને ઈ સ ૭૭૪ મા એનો પુત્ર ગોવિંદ બીજો બેઠો[2] એ બેના વખતની કોઈ નિશાની ગુજરાતમાથી મળી નથી અને એ સમયમા ઉપર જોયું તેમ નાગાવલોકની તથા એના વનરાજોની સત્તા ગુજરાત ઉપર હોય એમ જણાય છે, એટલે રાષ્ટ્રકૂટોની સત્તા એ વખતે ગુજરાતમા નહિ રહી હોય એમ જ માનવું યોગ્ય છે પણ રાષ્ટ્રકૂટ રાજે ગુજરાતનો લોભ છોડી દીધો હતો એવું તો નહોતું જ અને ઈ સ ૭૮૦ મા આ ગોવિંદ બીજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી અને ગાદી ઉપર બેસનાર એના નાના ભાઈ કલિવલ્લભ કે ધ્રુવ ધારાવર્ષે ગુજરાત ઉપર ફરી રાષ્ટ્રકૂટ સત્તા સ્થાપી હોય એમ જણાય છે

### ધ્રુવ નિરુપમ—લગભગ ઈ સ. ૭૮ થી ૭૯૪

આ ધ્રુવ ધારાવર્ષ નિરુપમ પરાક્રમી રાજા હતો દક્ષિણ હિંદમાંથી અને એના રાજાઓને હરાવી છે રામેશ્વર સુધી એણે પોતાનો વિજયડંકો વગાડ્યો હતો એ ધ્રુવ નિરુ એના પુત્ર ગોવિંદ ત્રીજાના

૧ જુઓ ના પ્ર ૫ ભા , અ ૩ રૂ ૭૨ તથા હિન્દનો પૂર્વ સમયનો ઇતિહાસ, પૃ ૨૫૨

૨ હિન્દનો પૂર્વ સમયનો ઇતિહાસ, પૃ ૨૦૩ થી ૨૦૬, તથા મુ ગે ગ્ર ૧, ભા ૧, પૃ ૧૨૨ રાષ્ટ્રકૂટઝ એન્ડ ધેર ટાઈમ્સ પૃ ૪૮

૩ હિન્દનો પૂર્વ સમયનો ઇતિહાસ, પૃ ૨૦૬-૨૦૭ ઇ એ ગ્ર ૬, પૃ ૬૫, મુ ગે ગ્ર ૧ ભા ૧, પૃ. ૧૨૯ રાષ્ટ્રકૂટઝ એન્ડ ધેર ટાઈમ્સ પૃ ૫૨

વાણીની ડારી અને રાધણપુરના શક સં ૭૩૧-ઈ. સ ૮૦૮નાં તામ્રપત્રોમા લખ્યુ છે કે એણે ગૌડના રાજાની લક્ષ્મી સહેલાઈથી હાથમા આવી જવાથી મત્ત થઇ ગયેલા વત્સરાજને અપ્રતિમલ સૈન્ય વડે મારવાડની વચ્ચે ખરાબ સ્થિતિમા મૂકી દઈને એની પાસેથી ગૌડ દેશને છીનીને એણે મેળવેલા ચદ્ર જેવા બે શ્વેત છત્ર ખૂચવી લીધાં[1] આ વત્સરાજ તે ઉપર કહેલો પશ્ચિમનો નાગવલોકના વશનો વત્સરાજ આ રીતે વત્સરાજને મારવાડમાં હરાવીને ગુજરાતનુ રાજ્ય રાષ્ટ્રકૂટ રાજા ધ્રુવે પાછુ લીધુ એ બનાવ ક્યારે બન્યો એ ચોક્કસ કહેવુ મુશ્કેલ છે, પણ ઈ સ ૮૦૮ ના ઉપર કહેલા તામ્રપત્રોમા આ હકીકતનો ઉલ્લેખ છે અને ઈ. સ ૭૯૪ નુ ગોવિંદ ત્રીજાનુ દાનપત્ર મળ્યુ[2] છે એ જોતા ઈ સ. ૭૮૯ની આસપાસમા આ બનાવ બન્યો હોય એ સંભવિત છે

## ગોવિંદ ત્રીજો—ઈ સ. ૭૯૪ થી ૮૧૮

ઉપર કહેલ તામ્રપત્રોમા જ કહેલુ છે કે પોતાના પુત્ર ગોવિંદની કૃષ્ણ જેવી અલૌકિક શક્તિઓ જોઈને એને જ પોતાનુ પૃથ્વીનુ સામ્રાજ્ય આપવા માડ્યુ, પણ એણે 'મારે તો આ કઠી (कंठिका)[3] બસ છે' એમ કહીને ના પાડી મયૂરખડી કે મોરખડ (નાશિક) મા ગોવિંદની રાજધાની હતી એ જોતા કઠિકા એટલે વલસાડની ઉત્તરનો પ્રદેશ

---

૧ हेलास्वीकृतगौडराज्यकमलामत्त प्रवेश्याचिराद्
दुर्मार्गं मरुमध्यमप्रतिबलैर्यो वत्सराज बलैः ।
गौडीय शरदिन्दुपादधवल छत्रद्वय को(के)वल
तस्मान्नाहृत तद्यशोपि ककुभाप्राते स्थित तत्क्षणात् ॥
ઇ એ. ગ્ર. ૧૧ પૃ ૧૫૭, ગુ ઐ લે. ભા ૨, ન. ૧૨૧ અને ન. ૧૨૨.

૨ એ ઇ. ગ્ર. ૩, પૃ ૧૦૫

૩ આ કઠિકા શબ્દનો ડોકમાં પહેરવાની માળા-કઠી-અર્થ શ્રી અલ્તેકરે કર્યો છે (પૃ. ૫૨) અને એ જ ઠીક લાગે છે.

નિર્ણીત હશે એમ પં. ભગવાનલાલ તર્ક કરે છે, પણ મૂળ લેખના શબ્દ જોતાં એ અર્થ ખોટો લાગે છે વળી એ જ ગ્રંથકર્તા તર્ક કરે છે કે ગુજરાતના ગોવિંદના (ઈ. સ. ૮૨૭)ના કાવીના દાનપત્રોમાં સ્તંભ અને બીજા રાજાઓથી પોતાના રાજ્યને માથે ભય ઝઝૂમતું જોઈને ધ્રુવ ગોવિંદને પોતાના હાથના જ રાજ્યાભિષેક કર્યો એમ કહેવું છે એ જોતાં ધ્રુવે દક્ષિણની સત્તા પોતાના હાથમાં રાખીને ગુજરાતનું રાજ્ય ગોવિંદને સોંપી દીધું હોય એનો સંભવ છે આ સ્તંભને ખંભાત સાથે સંબંધ હોવાનો પં. ભગવાનલાલે તર્ક કર્યો છે અને તેઓ સ્તંભને ગોવિંદનો મોટો ભાઈ કહે છે.[1]

એ ગમે તેમ હો પણ ઉપર કહેલાં વાણીદિંડોરી અને રાધણપુરનાં તામ્રપત્રો સ્પષ્ટ કહે છે કે ગોવિંદ ત્રીજાએ (સ્તંભની અધ્યક્ષતા નીચે?) એકઠા થયેલા બાર રાજાઓને હરાવ્યા. ગુર્જર તો ભયનો માર્યો ભાગી ગયો તે પાછો સ્વપ્નામાં પણ દેખાયો નહિ,[2] અને માનસરાજા નામે થયો. આ ગુર્જર રાજા કોણ હશે એ કહી શકાતું નથી એમ પં. ભગવાનલાલે લખ્યું છે, પણ એ વત્સરાજનો અનુયાયી નાગભટ હોવાનો સંભવ છે, કારણ કે એ ગોવિંદ ત્રીજાનો સમકાલીન હતો.[3] ગુર્જર રાજા ભાગી ગયા પછી માળવાના રાજાને નમાવ્યો. માળવેથી ગોવિંદ વિંધ્ય તરફ ગયો ત્યાં પૂર્વમાળવાના રાજા મારશર્વ એની અધીનતા સ્વીકારી અને ખંડણી ભરી ત્યાંથી વળતાં શ્રીભવન (ગુજરાતમાં આવેલું સરભોણ[4] ભરૂચના આમોદ તાલુકાનું)માં ગોવિંદે ચોમાસું ગાળ્યું. ચોમાસું પૂરું થયા પછી ગોવિંદ વિજય કરવા માટે દક્ષિણમાં છેક તુંગભદ્રા સુધી ગયો અને જતાં જતાં ગુજરાતનું રાજ્ય પોતાના

૧ મું. ગે. ગ્રં. ૧ ભા. ૧, પૃ. ૧૨૩ અને રાષ્ટ્રકૂટઝ એન્ડ ધેર ટાઈમ્સ પૃ. ૬૧
૨ એ. ઈ. ગ્રં. ૬, પૃ. ૨૩૮ જુઓ નીચેનો શ્લોક ૧૫

त समक्षत्रमुदीक्ष्य च नारदनु पर्जन्यवद्गुर्जरो
नष्ट क्वापि भयात्तथा न समर स्वप्नेऽपि पश्येद्यथा।

૩ ઇં. એ. ગ્રં. ૮, પૃ. ૨૬, ટિ. ૪

ભાઇ ઇન્દ્રને આપતા ગયા હતા[1] અને આ ઇન્દ્રથી રાષ્ટ્રકૂટોની ગુજરાત-શાખા શરૂ થાય છે. અનેક તામ્રપત્રોમાં ઇન્દ્રને એના ભાઇ ગોવિન્દે લાટેશ્વરમંડલ આપ્યું એમ કહેલું છે.[2] ગુજરાતના બીજા તામ્રપત્રોમાં ઇન્દ્રે ગુજરાત છીનવી લીધું, કારણ એના ભાઈએ આપ્યું નહોતું, એમ દેખાડવાની ઇચ્છાથી ગોવિન્દના અનુયાયી તરીકે શર્વ અમોઘવર્ષ (ઈ. સ. ૮૧૪)નું નામ લીધા પછી શર્વનો કાકો ઇન્દ્ર (ગુજરાતનો) રાજા હતો એમ કહેલું છે.[3]

### ઇન્દ્ર—ઈ. સ. ૮૦૮ થી ૮૧૨

ગોવિન્દ ત્રીજાએ પોતાના ભાઈ ઇન્દ્રને લગભગ ઈ. સ. ૮૦૦ અને ૮૦૮ વચ્ચે ગુજરાતનું રાજ્ય સોંપ્યું અને ઈ. સ. ૮૧૨ (શક સં. ૭૩૪)નું તો એના પુત્ર કર્કનું વડોદરાનું દાનપત્ર મળ્યું છે એ જોતાં ઇન્દ્રનો રાજ્યકાળ ઘણો ટૂંકો લાગે છે. કર્કના ઈ. સ. ૮૧૨ના એક દાનપત્રમાં ઇન્દ્રને આખા લાટેશ્વરમંડલનો રાજા કહ્યો છે,[4] અને બીજા એ જ સાલના છપાયેલા દાનપત્રના એક શ્લોકમાં કહ્યું છે કે લડવા સામે આવેલા ગુર્જરેશ્વરની પાછળ પડીને એને ઇન્દ્રે નસાડ્યો અને શ્રીવલ્લભે (શર્વ કે અમોઘવર્ષે) જેના વૈભવને છિન્નભિન્ન કરી નાખ્યો હતો તેવા અને ડરી ગયેલા ઘણા દક્ષિણાપથના મહાસામન્તોને

---

૧ જુઓ, શક સં. ૭૩૦ના રાધનપુરના તામ્રપત્રનો હવાલો આપીને પં. ભગવાનલાલે ઉપર પ્રમાણે તર્ક કર્યો છે, પણ મૂળ લેખમાં એવા તર્ક માટે કશો આધાર નથી અલબત્ત. ટિ. ૩માં ઉતારેલા શબ્દો ઉપરથી ઉપરનું અનુમાન ખેંચી શકાય ખરું.

૨ शास्ता बभूव........तद्दत्तलाटेश्वरमण्डलस्य
શક સં. ૭૩૪ (ઈ. સ. ૮૧૨)નું તામ્રપત્ર. પ્રા. લે. મા. ભા ૧, લેખ નં. ૫.

૩ જુઓ શક સં. ૭૮૯ (ઈ. સ. ૮૬૭)નું ધ્રુવરાજનું તામ્રપત્ર. શ્લો. ૨૮, એજન લેખ નં. ૮.

૪ शास्ता प्रतापप्रथितं पृथिव्यां सर्वस्य लाटेश्वरमण्डलस्य ।
વડોદરાના અમુદ્રિત દાનપત્રમાંથી મુ. ગો. ગ્ર. ૧, ભા ૧. પૃ. ૧૨૪, ટિ. ૧ માં ઉતારો.

લગભગ સમકાલીન છે, એ જોતાં નાગભટ્ટ ગુજરાતમાં રહ્યો નહિ અને કનોજમાં રાજ્યો એમ જ માનવું યોગ્ય છે. પ્રભાવકચરિત નામના જૈન ગ્રંથમાં જે આમ કે નાગાવલોક રાજાની વાત છે તે આ નાગભટ્ટની છે એમ ગણીને સ્વ. ગૌ. હી. ઓઝા નાગભટ્ટ બીજાનો મરણકાળ એ ગ્રંથને આધારે ઈ. સ. ૮૩૩ (વિ. સં. ૮૯૦) ભાદ્રપદ શુદિ ૫ માને છે.[1]

ઇન્દ્ર પછી એનો પુત્ર કર્ક લાટમંડલનો સ્વામી થયો. એણે 'સુવર્ણવર્ષ' તથા 'પાતાલમલ્લ'નાં બિરુદ ધારણ કર્યાં હતાં. કર્કે દક્ષિણના મુખ્ય રાષ્ટ્રકૂટવંશની સાર્વભૌમ સત્તા કબૂલ રાખી હતી. એનાં ચાર તામ્રપત્રો મળ્યાં છે: (૧) શક ૭૩૪ (ઈ. સ. ૮૧૨)નું વડોદરાનું દાનપત્ર, (૨) શક ૭૩૮ (ઈ. સ. ૮૧૬) નવસારીનું, (૩) શક ૭૪૩ (ઈ. સ. ૮૨૧)નું સુરતનું, અને (૪) શક ૭૪૬ (ઈ. સ. ૮૨૪)નું. વડોદરાના દાનપત્રમાં આ કર્ક વિશે લખ્યું છે[2] કે ગૌડના તથા બંગના રાજાઓના વિજયથી ફુલાઈ ગયેલા ગુર્જરેશ્વરથી હારી ગયેલા માળવાના રક્ષણ માટે લંબાવેલા દિશાઓની ભોગળ જેવા જેના હાથને લીધે સ્વામી રાજ્યનું ફળ ભોગવે છે.[3] કર્કનો આ સ્વામી તે તો દક્ષિણનો રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદ ત્રીજો હોવો જોઈએ, પણ ગૌડ અને બંગાળાનો વિજય કરે એવો ગુર્જરેશ્વર કોણ એ ગેઝિટિયરના કર્તાને સૂઝ્યું નથી.[4] કનોજના પ્રતિહાર વંશની વંશાવળી હવે પૂરી મળી જવાથી તથા ગ્વાલિયરની ઉપર કહેલી પ્રશસ્તિમાં નાગભટ્ટે બંગપતિનો વિજય કર્યો હોવાનું સ્પષ્ટ

---

૧ નિ. પ્રેસના મુદ્રિત પ્રભાવકચરિતમાં બપ્પભટ્ટિપ્રબંધ, શ્લો. ૭૨૫. નાગરી પ્રચારિણી પત્રિકા ભા. ૯, અ. ૩. પૃ. ૩૨૩–૨૪.

૨ આ. એ. ઇં. ગ્ર. ૨૨ પૃ. ૭૪ નોંધ; ધનપ્રસાદ ચ. મુનશીએ ૧૯૯૨ના 'ગુજરાતી'ના દિવાળી-અંકમાં નોંધ કરી છે. ગુ. ઐ. લે. નં. ૧૨૫૯.

૩ गौडेन्द्रवंगपतिनिर्जयदुर्विदग्ध–सद्गुर्जरेश्वरदिगर्गलतां गतस्य ।
नीत्वा भुजं विहतमालवरक्षणार्थं स्वामी तथान्यमपि राज्यफलानि भुङ्क्ते ॥
પ્રા. લે. મા. લેખ નં. ૫ શ્લો. ૨૭

૪ મુ. ગે. ગ્રં. ૧, ભા. ૧, પૃ. ૧૨૪.

ને હાલનું જંબુવાડ, પશ્ચિમમાં અંકોટ્ટક તે હાલનું અકોટા, અને ઉત્તરમાં વડપદ્રક ગામ કહ્યું છે તે હાલનું વડોદરા હોવાનો સંભવ છે. આ દાનપત્રનો લેખક દુર્ગભટનો પુત્ર મહાસાંધિવિગ્રહાધિકૃત નેમાદિત્ય છે, અને દૂતક રાજપુત્ર શ્રીદન્તીવર્મા છે. આ રાજકુમાર દન્તીવર્મા તે કર્કનો પુત્ર હોવો જોઈએ. દાન વલભીમાંથી નીકળેલા બ્રાહ્મણને આપેલું છે.

કર્કનું ઈ. સ. ૮૧૬ (શક સં. ૭૩૮)નું નવસારીનું દાનપત્ર ખેટાથી અપાયેલું છે અને મહી તથા નર્મદા વચ્ચે આવેલા શમીપદ્રક ગામનું દાન અપાયું છે. દાન લેનાર બાદામી (વાતાપિપુર)ના દક્ષિણી બ્રાહ્મણ છે. એ ગોભ્ભટ્ટિ ઉર્ફે ૫ વત્સરાજ નામના બ્રાહ્મણને ચાર વિદ્યા જાણનાર કહ્યો છે. આ દાનપત્રનો દૂતક ભટ (યોદ્ધો) દ્રોણમ્મ છે.[1]

કર્કનું ઈ. સ. ૮૨૧ (૭૪૩)નું સુરતનું દાનપત્ર[2] વર્કીકાના કાંઠા ઉપર છાવણીમાંથી અપાયું છે. આ વર્કીકા તે વલસાડ પાસેની વાંકી ખાડી હશે, એમ પં. ભગવાનલાલ નક્કી કરે છે.[3] આમાં નાગસારિકા (નવસારી) નજીક અમ્બાપાટક ગામનું એક ખેતર આપ્યાનું કથન છે. આ દાનપત્રનો લેખક દુર્ગભટ્ટનો પુત્ર સાંધિવિગ્રહાધિકૃત નારાયણ છે. ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજાએ તાપીની દક્ષિણે આપેલું આ પહેલું દાન છે એ ઉપરથી પં. ભગવાનલાલ અનુમાન કરે છે કે[4] અમોઘવર્ષને ગાદીએ બેસવામાં મદદ કર્યા બદલ એણે ઉત્તર કોંકણનો પ્રદેશ જે હાલમાં તાપીની દક્ષિણના ગુજરાતનો ભાગ છે તે

---

૧ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧. પૃ. ૧૨૫, જ. બો. બ્રે. એ. સો. ગ્ર. ૨૦. પૃ. ૧૩૫; ગુ. ઐ. લે. ન. ૧૨૫.

૨ આ દાનપત્ર પચાસ વર્ષ પહેલાં પં. ભગવાનલાલ પાસે હતું અને હમણાં પ્રો. અલ્તેકરે એ. ઇ. ગ્ર. ૨૧. પૃ. ૧૩૩માં છપાવ્યું છે. જુઓ ગુ. ઐ. લે. ન. ૧૨૫ ખ

૩ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧, પૃ. ૧૨૫.

૪ કોંકણ.

દન્તિભટ્ટ કુમુદ છે. આ દાનપત્રમાં ગોવિંદ ગાદીએ બેઠા હોવાનું સૂચન નથી તેમજ શક સં. ૭૩૫ (ઈ. સ. ૮૧૩)નું નારગેટમાંથી અને શક સં. ૭૩૯નું કબોઈનાં પતરાંવાળું કર્ક ધ્રુવનાં ગોવિંદ આપેલાં એ રીતે બે તામ્રપત્રો મળ્યાં છે.[1] એ ઉપરથી પં. ભગવાનલાલે ધ્રુવની બાલ્યાવસ્થા દરમ્યાન એના પાલક તરીકે ગોવિંદે રાજ્ય કર્યું હશે એવું અનુમાન કર્યું છે.[2] મેજર ટૉડ, ગોવિંદે કર્ક પાસેથી રાજગાદી પડાવી લીધી હશે પણ તરત કર્કે અમોઘવર્ષની મદદથી પાછી લઈ લીધી હશે, એમ અટકળ કરે છે.[3] શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉ, કદાચ બેય ભાઈઓ સાથે રાજ્ય કરતા હશે, એવો તર્ક કરે છે.[4] અને શ્રી. અલ્તેકર કલ્પના કરે છે કે દક્ષિણના બાળરાજા અમોઘવર્ષને મદદ કરવા માટે કર્કને લાંબા વખત સુધી ગુજરાત બહાર રહેવું પડ્યું એટલે એણે પોતાના ભાઈને ગુજરાતમાં પ્રતિનિધિ નીમ્યો હશે.[5]

## ધ્રુવ પહેલો—ઇ. સ. ૮૩૫

વડોદરાના શક સં. ૭૫૭ (ઈ. સ. ૮૩૫)ના દાનપત્રમાં[6] ધ્રુવ ઉર્ફે નિરુપમ અને ધારાવર્ષને રાજા કહેલો છે. ધ્રુવ ઉમરે પહોંચ્યાં એના કાકા ગોવિંદ જીવતો હોવા છતાં ગાદીએ બેઠો હશે કે ગોવિંદ મર્યા પછી ગાદીએ બેઠો હશે એ નક્કી કહેવું મુશ્કેલ છે. આ દાનપત્ર ખેટક નજીક સર્વમંગલામાંથી અપાયું છે. અને બ્રહ્મસિદ્ધિ (બોરસદ) ગામનો યોગ નામનો બ્રાહ્મણ જેને ગોવિન્દરાજે 'જ્યોતિષક'ની પદવી આપેલી તેને અપાયું છે. આ દાનપત્રનો લેખક દુર્ગભટ્ટનો પુત્ર

1 એ. ઇ. ગ્ર. ૩. પૃ. ૫૪. ગુ. ઐ. લે. નં. ૧૨૪ અને ગુ. ઐ. લે. નં. ૧૨૫ અ.
2 મું. ગે. ગ્ર. ૧. ભા. ૧, પૃ. ૧૨૬.
3 ટૉડની ક્રોનોલૉજી. પૃ. ૭૭
4 ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૩. પૃ. ૭૩
5 રાષ્ટ્રકૂટઝ ઍન્ડ ધેર ટાઇમ્સ. પૃ. ૮૦.૮૧ તથા ઓઝા અભિનંદન ગ્ર. વિ. ૩, પૃ. ૫.
6 ઇ. એ. ગ્ર. ૧૪. પૃ. ૧૯૬; પ્રા. લે. મા. લેખ, નં. ૬૨, ગુ. ઐ. લે. નં. ૧૨૬.

મધિવિગ્રહકાધિકારી નારાયણ છે અને દૂતક શ્રીવિક્રમરાજ છે

ધ્રુવરાજે પોતાના પિતાની દક્ષિણના રાષ્ટ્રકૂટના આમંત્રણ ગરેવાની નીતિ છોડી દીધી હોય એમ ૫ ભગવાનલાલ નીચેના કારણથી અનુમાન કરે છે શક સં ૮૩૨ (ઈ સ ૯૧૦)ના કપડવંજના દાનપત્રમાં વર્ણવ્યું એટલે કે અમોઘવર્ષે લશ્કર મોકલી ઉત્તરકા (મુમ્બઈથી ખભાત સુધીના પ્રદેશ)ને ઘેરો ઘાલીને બાળ્યાનું કથન છે, એમ એઓ કહે છે પણ મૂળ લેખ જોતા એમાં કાંઈ જોવા શત્રુ ગણોઓને બાળ્યાનું કથન છે[1] આ ચડાઈ વખતે, ધ્રુવ બીજાના બગુમરાના શક સ ૭૮૯ (ઈ સ ૮૬૭)ના દાનપત્ર[2] પ્રમાણે વલભ કે અમોઘવર્ષ પહેલાના લશ્કરને નસાડ્યાના વાયન થઈને ગણભૂમિ ઉપર ધારાવર્ષ ઉર્ફે ધ્રુવ પહેલો મરણ પામ્યો

અકાલવર્ષ—ઈ સ. ૮૫૦

ધ્રુવ પછી એનો પુત્ર અકાલવર્ષ ઉર્ફે શુભતુંગ ગાદી ઉપર બેઠો ધ્રુવ બીજાના શક સ ૭૮૯ (ઈ સ ૮૬૭)ના બગુમરાના દાનપત્રમાં લખ્યું છે કે પોતાના પિતા ધ્રુવના રણભૂમિ ઉપર મરણ પછી વલ્લભના લશ્કરથી તથા ફરી ગયેલા અને દુષ્ટ અનુજીવી વર્ગથી દબાયેલા પણ પિતૃપરંપરાથી પ્રાપ્ત લાટમંડળનો ફરીના આત્મસન્ત્વરૂપ એ અકાલવર્ષ નામી થયો.[3]

---

૧ ઇ એ ૧, ભા ૧ પૃ ૧૨૬ મૂળ લેખ માટ જુઓ એ ઇ ૧ પૃ. ૫૨, શ્લો. ૯ ગુ ઐ. લે. ન ૧૩૨

મૂલ્યન્તકાલવશમાગમદ્ વિપક્ષિતાન્તરખિલ્ન દદાહ ।

૨ ઇ એ ૧૨, પૃ. ૧૭૯થી ૧૮૪ પ્રા લે મા લેખ ન ૪, શ્લો ૩૨ ગુ ઐ. લે. ન ૧૨૯

રાજિરહિ ગહ્નાપાર્થિવમદન્ પ્રાહુર્ગુણીકૃત્ય ।

દારાત્મન્દરેહ સ્વગમગદિઢ ગવામી ॥

૩ ક્ષાભદ્રશ્યમા વિપરિતદુષ્ટાનુજીવિવર્ગેન ।

પિતૃપર્યાગતમાચરન્મ્ન્ત્રસ્માપ્યાધિત ય ॥ એજન શ્લો. ૩૪

લેખકને સ્પષ્ટ થયું નહોતું. ટિપ્પણીમાં માળવા અને ગુજરાત વચ્ચેના આ ગુર્જરો હોય અથવા મહીની ઉત્તરના ભિલ્લમાલના ગુર્જરો હોય અથવા ચાવડા પણ હોય, એવા વિકલ્પ કર્યા છે. ભિલ્લમાલના ગુર્જરો હોવા તરફ ટિપ્પણીલેખકનું વલણ છે. પણ ઉપર બતાવ્યું છે તેમ નાગાવલોકના વખતમાં કાન્યકુબ્જના પ્રતિહારો જ અહીં 'ગુર્જર' શબ્દથી વિવક્ષિત છે.[1] આ અનુમાનમાં લગીરે સંદેહનું કારણ હોય તો એનું આ બગુમરા તામ્રપત્ર સ્પષ્ટ નિરાકરણ કરે છે એમ મને લાગે છે, કારણ કે એ જ તામ્રપત્રમાં આગળ ચાલતાં કહ્યું છે કે "જેનું તેજ દિશાઓમાં વ્યાપી ગયું છે તેવો મિહિર પણ ધારાવર્ષ (ધ્રુવ બીજા)-ની ઉન્નતિ જોઈને હારથી ઝાંખું થયેલું મોઢું લઈને શાંત થઈ ગયો."[2] આ શ્લોકમાં 'મિહિર'ના સૂર્ય અર્થ ઉપર અને ધારાવર્ષના મુસળધાર વરસાદ અર્થ ઉપર દ્વિઅર્થી રચના કરી છે પણ કહેવાની મુખ્ય વાત ધારાવર્ષે એટલે ધ્રુવ બીજાએ મિહિરને હરાવ્યાની છે. આ મિહિર ક્યાંનો રાજા? એ કોઈ સૌરાષ્ટ્રનો મ્હેર-મેર ઠાકોર હશે, કારણ કે વલભીના પતન પછી સૌરાષ્ટ્રમાં મેર લોકો જોરમાં આવ્યા એમ પં. ભગવાનલાલનો તર્ક છે[3] અને ગુર્જરો વિશે ખાસ નિબંધો લખનાર જેક્સનની તથા શ્રી દેવદત્ત ભાંડારકરની તો નજરમાંથી આ ઉલ્લેખ છટકી ગયો લાગે છે.[4] પણ આ મિહિર તે કાન્યકુબ્જનો

---

૧ જુઓ પ્રાચીન ગુર્જર દેશ તથા ગુર્જર જાતિ નામનો મારો નિબંધ અ. ૩ પૃ. ૧૯૮

૨ धारावर्षसमुन्नतिं गुरुतरामालोक्य लक्ष्म्या युतो
धामव्याप्तदिगन्तरोऽपि मिहिरः सद्यस्त्रपाह्लान्वितः ।
यातः सोऽपि शमं पराभवतमोव्याप्ताननः किं पुनः ॥ એજન શ્લો. ૬૧

૩ મુ. ગે. ગ્ર. ૧ ભા. ૧, પૃ. ૧૨૭

૪ પ્રો. ભિડકાકરે (ભાવનગર સાહિત્ય પરિષદ રિપોર્ટ ૬ વિ પૃ. ૭૧) તથા સ્વ. ગૌ. હી. ઓઝાએ આ ઉલ્લેખ પકડ્યો છે (જુઓ ના. પ્ર. પ. ભા. ૯, અં ૩ પૃ. ૩૪૪).

પ્રતિહાર રાજા મિહિરભોજ. કનોજના પ્રતિહાર વંશનો આ ભોજ અતિ પરાક્રમી રાજા હતો એણે ઈ સ. ૮૪૦ થી ૮૯૦ સુધી રાજ્ય કર્યું છે એટલે એ ધ્રુવ બીજાનો સમકાલીન હતો ઉપરના શ્લોકમાં મિહિરના તેજને દિશાઓમા વ્યાપ્ત કર્યું છે, એ ખોટું નથી. એણે કનોજના રાજ્યનો ખૂબ વિસ્તાર કર્યો હતો એના રાજ્યને સામ્રાજ્ય કહી શકાય એમ વિન્સેન્ટ સ્મિથ કહે છે.[1]

આ રાજા મિહિરભોજનુ ઈ સ ૮૪૪ (વિ. સ ૯૦૦)નુ ગુર્જર ભૂમિના ડેડવાનક વિષયના ઉલ્લેખવાળુ દાનપત્ર મળ્યુ છે, એ ઉપરથી જોધપુર રાજ્યનો ડીડવાના પરગણાવાળો ભાગ એ વખતે ગુર્જરત્રા (ગુજરાત) કહેવાતો હતો[2] અને એ પ્રદેશ કનોજના મિહિરભોજને તાબે હતો, એટલુ ચોક્કસ ત્યાથી લાટનો વિજય કરવા આ મિહિરભોજે લશ્કર મોકલ્યુ હોય અને એનો ધ્રુવ બીજાએ પરાભવ કર્યો હોય એમ જણાય છે.

ધ્રુવ બીજાની ઉપર જણાવેલી આફતોમા એને સહાય કરનાર તરીકે નાનાભાઈ ગોવિંદરાજનુ નામ આ બગુમરા તામ્રપત્રે આપ્યુ છે. આ દાનપત્રનો દૂતક પણ એ ગોવિન્દરાજ છે.[3] ધ્રુવે બગુમરાના

---

૧ અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા આ ૩ પૃ ૩૭૯, પણ છેલ્લી પ્રશસ્તિ માટે જુઓ ન્લોરી ઘેટ વોઝ ગુર્જરદેશ

૨ ઉક્ત દાનપત્ર માટે એ ઇ. ગ્ર ૫ પૃ. ૨૧૧ અને ગુર્જરત્રા દેશની વધારે ચર્ચા માટે જુઓ પ્રાચીન ગુર્જરદેશ તથા ગુર્જર જાતિ-નિબંધ કૌમુદી ૧૯૩૪ જાનેવારી

૩ જુઓ ઉપરના દાનપત્રના છેલ્લા બે શ્લોકો—

श्रीमच्छुभतुगसुतो धारावर्षानुजो रणे येन ।
निर्जित्य वैरिवर्गं राज्य विहित स्थिर भ्रातुः ॥
— — — — ।
श्रीमद्गोविन्दराजो निरुपमविहितः शासने दूतकोत्र ॥

દાનપત્રવાળુ દાન નર્મદામા સ્નાન કરીને ભરૂચમાથી આપ્યુ છે દાનમા પાગલણ ગામ જોઈભા નામના બ્રાહ્મણને અપાયુ છે આ પાગલણક તે સુરત અને નવસારી જિલ્લાના બલેસર તાલુકાનુ બગુમરાથી ચાર ગૈન છેટે આવેલુ પનાશણ હોવુ જોઈએ. એની પશ્ચિમે બ્રાહ્મણપુરથા ગ્પ જે મોત્ત ગામનો નિર્દેશ કરવામા આવ્યો છે તે મોતાળા સાહ્મણોનુ હાલનુ મોતા ગામ હુવ બીજાના વડો. ના દાનપત્રનુ પણ દાન ભરૂચથી અપાયુ છે અને દાનમા કપાલેશ્વર મહાદેવને મહીના દક્ષિણ ધાના કાણુવત્ની અને નક્કભજ્જ નામના બે ગામ અપાયા છે હવે જયભગના (ઈ સ ૮૬૭)ના તામ્રપત્રમા દક્ષિણમા છે નવસારી પાસે આવેના મનેનર તાલુકાનુ ગામ દાનમા આપેલુ છે ત્યાર એ પછી ચાર વર્ષે લખાયેલા વડો ના દાનપત્રમાં ગુર્જરો ભુજમ ભરૂચ અને મહી નદી વચ્ચે હોવાનુ જણાય છે એ જોતા ઈ સ ૮૬૭–૮૭૧ વચ્ચે ભરૂચની દક્ષિણનો મુલક દક્ષિણના ગર્જરોના તાબામા ચાલ્યો ગયો હોય એમ પ ભગવાનલાલ તર્ક કરે છે[1] મી શિયુના ગર્જર અમોર વર્ષ પહેલાનુ શ સ ૭૯૩ (ઈ સ ૮૭૧)નુ અગ્નગુનુ દાનપત્ર મળ્યુ છે એ જોતા એમનો તર્ક સાચો લાગે છે[2]

## યુવરાજ દન્તીવર્મા

યુવરાજ બીજા પછી એના ભાઈ દન્તીવર્માનુ નામ મળે છે એનુ શક સ ૭૮૯ (ઈ સ ૮૬૭)નુ તામ્રપત્ર મળ્યુ છે અને એના ભાઈ યુવ બીજાનુ શક સ ૭૯૩નુ તામ્રપત્ર મળ્યુ છે તથા દન્તીવર્માના દાનપત્રમા યુવરાજ બીજાએ પણ સહી કરી છે એ જોતા દન્તીવર્માએ યુવરાજ તરીકે દાન આપ્યુ હશે જો કે એ પોતાને 'મહાસામન્તાધિપતિ કહે છે આ દાનપત્રમા 'અપરિમિતવર્ષ જેવુ બિરુદ દન્તીવર્માએ ધારણ

૧ મુ ૧ ગ ૧ ભા ૧, પ ૧૨૬
૨ ગુ ગ ત ભા ૨, ન ૧૩૦

કોરાળ ગામે (હાલનું ... નથી આ ... છે) બે બ્રાહ્મણોને અપાયું છે આ ગામને લગતું વિષયના નગિયાલી ગામના ઓ મે સેળ ગામના વિભાગમાં આવતું હતું કે આ નગિયાલી સુરતની ઉત્તરે બે મૈલ ઉપર છે દાનપત્રનો લેખક ... નો પુત્ર જજ્જ છે અને દૂતક મહત્તમ સર્વાધિકારી બ્રાહ્મણ ઓઅપ્પૈય છે[1] આ દાનપત્રની ઉપર શક સં ૮૦૬ (ઈ સ ૮૮૪) ના દાનપત્રથી કરેલા અનુમાનને ટેકો મળે છે[2] પણ ગુજરાતની રાષ્ટ્રકૂટ-શાખાનું આ છેલ્લું દાનપત્ર છે શક સં ૮૦૬ (ઈ સ ૮૮૪) પછી આ ગુજરાતની રાષ્ટ્રકૂટ-શાખાનું નામનિશાન ક્યાંય જણાયું નથી અને શ સ ૮૩૨ (ઈ સ ૯૧૦)માં દક્ષિણની મુખ્ય રાષ્ટ્રકૂટ-શાખાના ... કૃષ્ણ અકાલવર્ષના સામન્ત પ્રચંડે આપેલા ખેડા જિલ્લાના ગામના દાનનું તામ્રપત્ર કપડવંજમાંથી મળ્યું છે તે તામ્રપત્રમાં કૃષ્ણરાજે પ્રચંડના પિતા ધવલપ્પને ગુજરાતનો અધિપતિ નીમ્યાનું કહ્યું છે[3] વળી શક સં ૮૩૬ (ઈ સ ૯૧૫)માં કૃષ્ણ અકાલવર્ષના પૌત્ર ઇન્દ્ર નિત્યવર્ષે લાટ વિષયનું નવસારી નજીકનું ગામ દાનમાં આપ્યું તેનાં બે દાનપત્ર બગુમરામાંથી મળ્યાં છે[4] આ ઉપરથી શક સં ૮૧૦ (ઈ સ ૮૮૮) અને શક સં ૮૩૨ (ઈ સ ૯૧૦) વચ્ચે ઘણું કરી મહેન્દ્રપાલના પ્રતિહારો (જેને રાષ્ટ્રકૂટ-લેખો ગુર્જર કહે છે) ને હાથે ગુજરાતના રાષ્ટ્રકૂટ-વંશનો તદ્દન નાશ થઈ ગયેલો અને શક સં ૮૩૨ (ઈ સ ૯૧૦)માં કૃષ્ણે ગર્જના કરતા ગુર્જરોને હરાવીને ફરી રાષ્ટ્રકૂટ-સત્તા ખેડા અને લાટમાં સ્થાપી હોય

---

૧ જર્નલ ... બા ૨, ન ૭૬

૨ મુ ગે ગ્ર ૧, બા ૧, પૃ ૧૨૮

૩ એપીગ્રાફિયા ઇન્ડિકા ગ્ર ૧, પૃ ૫૨

૪ આ તામ્રપત્રો પં ભગવાનલાલ પાસે હતા અને ડૉ ગ ભાંડારકરે જ બો બ્રે રો એ સો ગ્ર ૧૮ પૃ ૨૧૩માં જે બે દાનપત્ર છપાયાં છે તે જ લાગે છે (મુ ગે ગ્ર ૧ બા ૧, પૃ ૧૨૮, ટિ ૨) જુઓ ગુ ઐ લે બા ૨, ન ૧૩૩-૧૩૮

એમ જણાય છે[1]

## ગુજરાતના રાષ્ટ્રકૂટો સ્વતંત્ર નહોતા

ગુજરાતની આ રાષ્ટ્રકૂટ-શાખામા પહેલી શાખાનો શક સં. ૬૭૯મા દાન આપનાર કર્ક બીજો જ પોતાને 'પરમ ભટ્ટારક મહારાજ' કહે છે, જ્યારે બીજી શાખાના રાજાઓ જેના તામ્રપત્રો મળ્યાં છે તે પાચે ય (પહેલા ઇન્દ્રનુ તો તામ્રપત્ર જ નથી મળ્યુ) પોતાને 'મહાસામન્તાધિપતિ' કહે છે, એ જોતા એઓ તદ્દન સ્વતંત્ર રાજ્યકર્તા થયા હોય એમ લાગતુ નથી

## માન્યખેટનો કૃષ્ણ અકાલવર્ષ—ઈ સ ૮૭૭થી ૯૧૧

ઉપર જોયુ તેમ જ્યારે ઇ સ ૮૮૮મા ગુજરાતમા અકાલવર્ષ રાજ્ય કરતો હતો ત્યારે દક્ષિણમાં માન્યખેટની ગાદી ઉપર રાષ્ટ્રકૂટની મુખ્ય શાખાનો એ જ નામનો કૃષ્ણ અકાલવર્ષ ગાદી ઉપર હતો[2] આ કૃષ્ણ અકાલવર્ષે શક સ ૮૩૨ (ઈ. સ ૯૧૦) પહેલા ગર્જના કરતા ગુર્જરોને હરાવીને ખેડા જિલ્લાથી નવસારી સુધીનો ગુજરાતનો ભાગ પોતાને તાબે લીધો હોય એવું એના પૌત્ર ઇન્દ્ર નિત્યવર્ષ તથા ગોવિંદ ચોથાના તામ્રપત્રોના શબ્દોથી જણાય છે[3]

---

૧ પં ભગવાનલાલે અને શ્રી વિશ્વેશ્વરનાથ રેઉએ દક્ષિણના રાષ્ટ્રકૂટોએ ગુજરાતના રાષ્ટ્રકૂટ-વંશનો નાશ કર્યો એમ લખ્યુ છે (જુઓ મુ ગે ગ્ર ૧, ભા ૧. પૃ ૧૨૮ તથા ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૩. પૃ ૭૫) પણ મારો મત કાન્યકુબ્જના પ્રતિહારો (ગુર્જરો)ને હાથે ગુજરાતની રાષ્ટ્રકૂટ-શાખાનો નાશ થયો એમ છે અને તે મે સકારણ ઉપર દર્શાવ્યો છે

૨ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ. પૃ ૧૧૩-૧૪ તથા ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૩. પૃ ૮૯.

૩ ઇન્દ્રના તામ્રપત્રનુ આ સંબંધી મૂળ વચન નીચે પ્રમાણે છે

धारासारिणि सेन्द्रचापवलये यस्येत्थमब्दागमे
गर्जद्गूर्जरसंगरव्यतिकरं जीर्णो जनः शंसति ॥

મુ ગે. ગ્ર ૧, ભા ૧. પૃ ૧૨૮, ટિ ૪

એ પ્રયત્ન પૂરેપૂરો સફળ થઈને ભરૂચ નાગાવલોકને તાબે ગયેલું પણ ખરુ, પરંતુ એ વિજય લાંબો ટક્યો નહિ. અને ભિલ્લમાલના રાજાઓએ પણ પાછળથી કનોજ તરફ દૃષ્ટિ લંબાવી પરિણામે ઉપર જોયું તેમ સુરતની અને ભરૂચની આસપાસનો પ્રદેશ, વડોદરા–ખેડાનો પ્રદેશ, અને છેક રાધણપુર અને વડનગર સુધીનો પ્રદેશ ગોવિંદ ત્રીજા (ઈ. સ. ૭૯૪ થી ૮૧૪) ના સમયથી રાષ્ટ્રકૂટોના હાથમા રહ્યો હતો

## નાગભટ્ટ બીજો—ઈ સ. ૮૦૮ થી ૮૩૮

અને એ વખતે એ આખો પ્રદેશ લાટમંડલ કહેવાતો.[1] પણ કનોજના રાજાઓએ ગુજરાતની આશા છોડી નહોતી અને નાગભટ્ટે (ઈ સ ૮૦૮ થી ૮૩૪) આનર્ત્ત માળવા ગિરિદુર્ગ વગેરેને તાબે કર્યાનુ ગ્વાલિયરની પ્રશસ્તિમા કહ્યુ છે,[2] એ જોતા કદાચ સૌરાષ્ટ્રને નાગભટ્ટે પોતાને તાબે લીધુ હોય[3]

## ભોજ—ઈ. સ ૮૪૦ થી ૮૯૦

નાગભટ્ટ પછી એના પુત્ર રામચંદ્રને તથા પૌત્ર ભોજ (ઈ. સ ૮૪૦ થી ૮૯૦) ને તાબે રાજપુતાનાનો ઘણો ભાગ હતો અને એના પુત્ર તથા પૌત્રના સામંતના તામ્રપત્રો છેક સૌરાષ્ટ્રમાંથી મળ્યાં છે એ જોતાં ભોજને તાબે પણ સૌરાષ્ટ્રનો મોટો ભાગ હોવાનો સંભવ

---

૧ જુઓ આપણા દેશને ગુજરાત નામ ક્યારે મળ્યુ નામનો મારો લેખ, બુદ્ધિપ્રકાશ પુ ૮૦, અ. ૪, પૃ. ૩૨૮ તથા એમાં ઉદાહરેલુ ગોવિંદ ચોથાનું ખંભાતનુ દાનપત્ર. એ ઇ. ગ્ર. ૭, પૃ. ૪૦ તથા ગ્વાલિયરનો લેખ એ ઇ. ગ્ર. ૧. પૃ ૧૫૯

૨ જુઓ ઉપર પૃ ૮૦. ટિ. ૨. પ્રસ્તુત શ્લોકમાં નીચે પ્રમાણે શબ્દો છે :

आनर्तमालवकिराततुरुष्कवत्स–

मत्स्यादिराजगिरिदुर्गहठापहारै । શ્લો. ૧૧

ભોજની ગ્વાલિયર-પ્રશસ્તિ રિ આ સ ઓફ ઇન્ડિયા ૧૯૦૩–૪. પૃ. ૨૮૧

૩ શ્રી મુનશી તો સોમનાથના એક જીર્ણોદ્ધારનો યશ પણ નાગભટ્ટને આપે છે. (જુઓ સોમનાથનુ સોવેનૂર, પૃ. ૧૫)

વિન્સેન્ટ સ્મિથ સ્વીકારે છે[1] પણ સ્વ. ગૌ. હી. ઓઝાને સૌરાષ્ટ્રમાંથી મળેલા ભોજદેવના એક શિલાલેખનો ફોટો શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ ડિસ્કળકરે મોકલ્યો હતો તે જોઈને સ્વ. ઓઝાજી સૌરાષ્ટ્ર ભોજને તાબે હોવાનું નિશ્ચિત માને છે.[2]

### મહેન્દ્રપાલ કે મહેન્દ્રાયુધ—ઈ. સ. ૮૮૩ થી ૯૧૦

ભોજના અનુયાયી મહેન્દ્રપાલ (ઈ. સ. ૮૯૩ થી ૯૧૦)ના સમયના બે તામ્રપત્રો ઊના (સૌરાષ્ટ્ર)માંથી મળ્યાં છે. તેમાંથી વિ. સં. ૯૫૦-ઈ. સ. ૮૯૩ના તામ્રપત્રમાં પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર મહેન્દ્રાયુધદેવના પ્રસાદથી જેને પંચ મહાશબ્દ[3] મળ્યા છે તેવા મહાસામન્ત ચાલુક્યવંશના અવનિવર્માના પુત્ર બલવર્માએ નક્ષીસપુર[4] ચોરાશીનું જયપુર ગામ કણ્વીરિકા નદીને કાંઠે આવેલા તરુણાદિત્ય નામના સૂર્યમંદિરને આપ્યાનો લેખ છે અને બીજા વિ. સં. ૯૫૬-ઈ. સ. ૯૦૦ના દાનપત્રમાં ઉપરના મહેન્દ્રપાલદેવના મહાસામન્ત ચાલુક્યકુળના અવનિવર્મા બીજાએ ઉક્ત યોગે સૂર્યમંદિરના નક્ષીસપુર ચોરાશીનું અંબુલક ગામ ઉપરના જ મંદિરને આપ્યાનો લેખ છે.[5]

આ બલવર્મા અને અવનિવર્માના કુટુંબ વિશે નીચે પ્રમાણે હકીકત બીજા દાનપત્રમાં આપી છે. ચાલુક્યવંશમાં કલ્લ અને મહલ્લ નામના બે ભાઈઓ મોટા રાજાઓ થઈ ગયા (શ્લો. ૩). એ ની

---

1 અર્લી હિસ્ટરી ઑફ ઇંડિયા આ. ૩, પૃ. ૩૯

2 ના. પ્ર. પ. ભા. , અં. ૪ પૃ. ૩૨૮

3 પંચ મહાશબ્દના વિવેચન માટે જુઓ પ્ર. લિ. સં. ભા. પૃ. ૨૯૬, ટિ. ૪

4 નક્ષીસપુર આજ, જયપુર ગામ કે કણ્વીરિકા નદીનો પત્તો મળતો નથી.

5 ઉપરના બન્ને લેખ માટે તથા એ ઉપરના વિવેચન માટે જુઓ એ. ઇં. ભા. ૯, પૃ. ૪ થી ૧૦ તથા ગુ. એ. લે. નં. ૨૩૮ અને નં. ૨૩૯.

રાજેન્દ્ર નામે પુત્ર હતો અને એનો પુત્ર બાહુકધવલ થયો એણે ધર્મ[1] નામના રાજાનો પરાભવ કર્યો હતો તથા કર્ણાટકના સૈન્યને હરાવ્યુ હતુ. એનો પુત્ર અવનિવર્મા થયો. એના પુત્ર બલવર્માએ વિષઢનો પરાભવ કર્યો હતો અને જજ્જપ આદિ રાજાઓનો નાશ કરી પૃથ્વી ઉપરથી હૂણ-વંશને નષ્ટ કર્યો. આ બલવર્માએ વિ સ ૯૫૦–ઈ. સ. ૮૯૩નું દાનપત્ર આપ્યુ છે. એનો પુત્ર અવનિવર્મા બીજો ઉર્ફે યોગ જેણે બીજુ દાનપત્ર આપ્યુ છે તેણે [2]યક્ષદાસ આદિ રાજાઓના દેશ ઉપર આક્રમણ કરી એઓની સેનાનો પરાજય કર્યો અને ધરણીવરાહને હરાવ્યો આ વર્ણનમાં કર્ણાટના સૈન્યને હરાવ્યાનુ કહ્યુ છે તે કાન્યકુબ્જના રાજાઓ અને રાષ્ટ્રકૂટો વચ્ચે થયેલી અનેક લડાઇઓમાથી એકાદને ઉદ્દેશીને હશે અને અવનિવર્મા બીજાએ હરાવેલો ધરણીવરાહ તે તો વઢવાણનો ચાપવંશી રાજા ધરણીવરાહ જ. ચાલુક્યવંશનો આ બાહુકધવલ મિહિરભોજનો સામન્ત હશે એમ કિલહોર્ન તર્ક કરે છે એનો પુત્ર બલવર્મા અને પૌત્ર અવનિવર્મા ભોજના અનુયાયી મહેન્દ્રપાલના મહાસામન્તો હતા અને આ અવનિવર્મા બીજાએ હરાવેલો ધરણી-વરાહ તે મહેન્દ્રપાલના અનુયાયી, મહીપાલનો સામંત હતો એમ એ પોતે હડાળાના દાનપત્રમા કહે છે.

### મહીપાલ—ઈ સ. ૯૧૦ થી ૯૩૦

મહેન્દ્રપાલ પછી બેત્રણ વર્ષ સુધી એનો પુત્ર ભોજ બીજો ગાદી ઉપર રહ્યો અને પછી મહીપાલ કનોજના સિંહાસન ઉપર બેઠો. આ મહીપાલના વખતનુ વિ સ ૯૭૦–ઈ સ ૯૧૪નુ હડાળા (સૌરાષ્ટ્ર)માથી દાનપત્ર મળ્યુ છે તેમા ચાપવંશના રાજા ધરણીવરાહ વિશે લખ્યુ છે કે જેણે બધા (પાચેય) મહાશબ્દો પ્રાપ્ત કર્યા છે તેવા મહાસામન્ત ધરણી-

૧ આ ધર્મ કોણ એ ચોક્કસ કહેવાતુ નથી બંગાળના ધર્મપાલ સિવાય બીજો ધર્મ પ્રસિદ્ધ નથી ? ગ. ભાંડારકર એ ધર્મપાલ ઉદ્દિષ્ટ ધારે છે જુઓ ઇન્સ્ક્રિપ્શન ઓફ નોર્ધર્ન ઇન્ડિયા, નં ૪૧.

૨ ઉપરના લેખોના વિષઢ, જજ્જપ હૂણ, તથા યક્ષદાસનો પત્તો લાગતો નથી.

નગહે રાજાધિરાજ પરમેશ્વર શ્રી મહીપાલદેવના પ્રસાદથી પોતાના દાદાના નામથી ઓળખાતા અનુણક દેશ પર તથા બીજા દેશ ઉપર રાજ્ય કરતા વત્સાગરમાંથી આમર્દક સંપ્રદાયના શ્રીશિવાચાર્યના પુત્ર મહેશ્વરાચાર્યને કપિરથની સબંધવાળુ વિંચન નામનુ ગામ શક ૮૩૬ (ઈ સ ૯૧૪)મા આપ્યુ છે આ ધરણીવરાહના મોટા ભાઈનુ નામ ધ્રુવભટ પિતાનુ પુલકેશિ, દાદાનુ અવક અને પરદાદાનુ વિક્રમાર્ક હતુ દાનપત્રનો લેખક પાર્થિનો પુત્ર સાવિત્રિહિક મહિન્દ્ર છે[1]

કૃષ્ણ અકાલવર્ષ (ચાલુ)

ઉપરના પુરાવાઓથી સૌરાષ્ટ્રનો ઘણોખરો ભાગ છેક નાગભટ (ઈ સ ૮૦૮ થી ૮૩૪)ના સમયથી કનોજના રાજાઓને તાબે હોય એમ જણાય છે જો કે ચોક્કસ પુરાવો નથી મળતો, પણ કદાચ અણહીલપુર પાટણના ચાવડા પણ એમના સામત હશે પણ ગુજરાતનો બાકીનો ભાગ તો મિહિરભોજ, મહેન્દ્રપાલ અને મહીપાલના સમયમા પણ રાષ્ટ્રકૂટોને જ આધીન હશે હોય એમ તામ્રપત્રો ઉપરથી જણાય છે, કારણ કે ધરણીવરાહનુ દાનપત્ર ઈ સ ૯૧૪ મા અપાયુ એ પછીના ચાર વર્ષ શક સ ૮૩૨ (ઈ સ ૮૧૦)મા લખાયેલુ રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ અકાલવર્ષના સામત પ્રચડનુ દાનપત્ર કપડવંજ માંથી મળ્યુ છે[2] તેમા લખ્યુ છે કે એ વખતે ખેટ (ખેડા) હર્ષપુર વગેરે મડળના ૭૫૦ ગામોનો મહાસામત પ્રચડ હતો અને દ નાયક ચન્દ્રગુપ્ત હતો આ પ્રચડનો ધવલ (?) રાજાનો કુલો છે અને પ્રચડના ચાર પૂર્વ પુરુષોના નામ દાનપત્રમાં આપ્યા છે અને એ બધાં ગુજરાતી–મરાઠી જેવાં નામો છે પ્રચડના પૂર્વજો સ્વતંત્ર રાજાઓ નહિ પણ રાષ્ટ્રકૂટના મોટા અધિકારીઓ હશે પછીના

---

૧ ને ગ્ર સ ૧ પૃ ૧ ૨ ૧૦૮ પ્રા લે ના લેખ ન ૮ તથા મુ બા ગે ન ૩૨૬

૨ એ ઇ સ ૧ પૃ ૫૨ તથા મુ ગે સ ૧, પૃ ૧૨ પ્રા લે મા બા ર લેખ ન ૮ ડ. ન્યૂ ઇ. ન ૧૩

પૂર્વજનું કુંબડી નામ શુદ્ધ કાનડી છે એના પુત્રનું નામ ઢેગડી, ઢેગડીના પુત્રનું નામ રાજહંસ, અને એના પુત્રનું નામ ધવલપ્પ છે. આ ધવલપ્પને પ્રચંડ અને અકૂવ નામના બે પુત્રો હતા આ ધવલપ્પે "શત્રુઓએ લઈ લીધેલું મંડલ શત્રુને મારીને પોતાના ધણીને પાછું આપ્યું" એમ એ દાનપત્ર (શ્લો ૧૬)માં કહેલું છે. ગોવિંદ ચોથાના શક સં ૮૫૨ (ઈ સં ૯૩૦)ના દાનપત્રમાં "અકાલવર્ષના શત્રુઓએ એના પરાક્રમથી કરીને ખેટકમંડલ છોડી દીધું." (જુઓ પૃ ૯૩ ટિ ૧) એ રીતે કહેલું છે એ આ ધવલપ્પના પરાક્રમને ઉદ્દેશીનેજ હશે. અને એ શત્રુઓ તે ગર્જના કર્તા ગુર્જરેશ હોવાનું તો ઇંદ્રના વિ સં. ૯૭૦–ઈ. સ ૯૧૫ ના દાનપત્રથી સ્પષ્ટ જણાયું છે. દાનપત્રોના આ બધાં કથનોને મેળવતા એમ જણાય છે કે મહેન્દ્રપાલના વખતમા ખેડા જિલ્લો પણ રાષ્ટ્રકૂટના હાથમાથી પ્રતિહાર રાજાના હાથમા ચાલ્યો ગયો હશે મહેન્દ્રપાલનો સામંત બાહુકધવલ કર્ણાટકના સૈન્યને હરાવ્યાનો દાવો કરે છે તે આ રીતે બેસે છે પણ ખેડા જિલ્લો લાંબો વખત પ્રતિહાર રાજાના હાથમા રહેવા પામ્યો નહિ, કારણ કે ઉપર કહેલા કપડવજના દાનપત્રમાં કહ્યું છે તેમ ધવલપ્પે ઈ. સ ૯૧૦ પહેલાં ખેડા જિલ્લો મહીપાલના હાથમાથી પાછો લઈ લીધો, પછી ફક્ત સૌરાષ્ટ્ર પ્રતિહાર રાજાના હાથમા રહ્યો ધવલપ્પે ખેડા જિલ્લો પાછો જીતી આપ્યો હોવાથીજ કદાચ કૃષ્ણ અકાલવર્ષે ખેટકમંડલનો વહીવટ એને સોંપ્યો હશે આ દાનપત્રમાં "હર્ષપુર·અધઃશીમાન્ત·પાતિ કર્પટવાણિજ્ય ચતુરશિતિકાપ્રતિબદ્ધ-દ્વાદશકાન્તઃપાતિ–વ્યાધ્રાસાગામ" એક બ્રહ્મભટ્ટને દાનમા આપ્યુ છે આ લેખમાંનુ હર્ષપુર તે હાલનું પરાતીજ પાસે આવેલું હરસોલ, કર્પટવાણિજ્ય તે કપડવજ, અને વ્યાધ્રાસા તે હાલનુ ગાયકવાડી ગામ વાઘાસા. વળી આ લેખ ઉપરથી ૭૫૦ ગામનો હરસોલ જિલ્લો, એની અંદર ૮૪ ગામનો કપડ-વજ તાલુકો, અને એમા પાછો બાર ગામનો પેટાતાલુકો, એવી રાજ્ય-વહીવટ માટેની વિભાગવ્યવસ્થા દેખાય છે.

ઇન્દ્ર નિત્યવર્ષ—ઇ સ ૯૧૫

કૃષ્ણ અનન્તવર્ષને જગતુગ નામનો પુત્ર હતો જે ગાદી ઉપર બેઠો હોય એમ જણાતુ નથી પણ આ જગતુગને ચેદીના રાજા શકગણની કુવરીથી ઇન્દ્ર ઉર્ફ નિત્યવર્ષ નામે પુત્ર થયો શક સ ૮૩૬–ઈ સ. ૯૧૫ના ઇન્દ્રના બેય નવસારીના દાનપત્રોમા[1] એ પોતાને પોતાના દાદાનો અનુયાયી કહે છે આ નવસારીના દાનપત્રોમા લખ્યુ છે કે ઇન્દ્ર પોતાના પટ્ટબધ (રાજ્યાભિષેક) માટે માન્યખેટથી જ્યારે કુરુન્દક[2] ગયો ત્યારે એણે સુવર્ણનું તુલાદાન કર્યું હતું તથા તુલામાથી છોડયા પછી જ આડીસાડીન લાખ દ્રમ્મ અને પહેલાના રાજાઓએ વિલુપ્ત કરેલા સાડાચારસો ગામ બ્રાહ્મણોને આપ્યા હતાં એ વખતે લાટદેશાન્તર્ગત કમ્માણપુર પાસેનાં તેન અને ઉબગ ગામ પણ આપ્યાં આ કમ્માણપુર (હાલનુ કામરેજ) ઉબગ વગેરે ગામો નવસારી જિલ્લામા માગરોળની (જો લેખમાં બારપલ્લિક કહ્યુ છે)ની આસપાસ છે આ દાનપત્રમાના "હેલોન્મૂલિતમેરુ વિશેષણ ઉપરથી ઇન્દ્ર સોનારૂના મેરુ લોકો કહ્યા હોવાનો તર્ક પ ભગવાનલાલે કર્યો છે[3] ઇન્દ્રના દાનની ઉપરની વિગતોમાં અતિશયોક્તિની ગંધ છે પણ બાવીશ લાખ દ્રમ્મ આવો મોટો રાજા આપે એમા કાંઈ અશક્ય નથી અને સાડાચારસો ગામોનાં ઘણાંખરાં તો પહેલાં અપાયેલા હતા. આ સાધનમા નીચેનો દાખલો ઘણો સૂચક છે ધ્રુવ બીજાના ઈ સ. ૮૬૭ના બગુમરાના દાનપત્રમા લખ્યુ છે કે ધ્રુવ પહેલાએ જેસ નામનુ ગામ પહેલા ગોવીદ નામના બ્રાહ્મણને આપ્યુ હતું એ ગોવીદના પુત્ર

---

1 જ બો. બ્રે ૨ા એ સો. ગ્ર ૧૮, પૃ. ૨૫૩ થી ૨૬૧ અને એ. ઇ ગ્ર ૯ પૃ ૨૪ શુ ઇં. એ ન ૧૩૩, ૧૩૮

2 આ કુરુન્દ ને ખાખા જિલ્લામા બીલ્લીથી સાત મૈલ પર આવેલુ કુરુન્દ હોય કે વધારે સભવિત રીતે કૃષ્ણા અને પચગગાના સંગમ ઉપર આવેલુ કુરુન્દવાડ હોય. (જુઓ મુ ગે ગ્ર ૧, બા. ૧, પૃ ૧૩૦, ટિ ૩

3 મુ ગે ગ્ર ૧, બા ૧, પૃ. ૧૩૦

નેન્નપના પુત્ર ભોગિભાને ધ્રુવ બીજાએ બગુમરાના દાનપત્રવાળું[1] દાન આપ્યું અને એ જ નેન્નપના પુત્ર સિદ્ધભટ્ટને આ કૃષ્ણે ફરી એજ ગામનું દાન આપ્યું છે. મતલબ કે ધ્રુવ પહેલા (ઇ. સ. ૮૩૫)એ જે ગામ આપેલું તે પાછળથી બ્રાહ્મણના હાથમાંથી લુપ્ત થયેલું તે આ કૃષ્ણે ફરી દાન લેનારના પૌત્રને પાછું આપ્યું.

ઈ. સ. ૯૧૫ પછી માન્યખેટના રાષ્ટ્રકૂટોના હાથમાં ગુજરાત કેટલો વખત રહ્યું એનું અનુમાન કરવા માટે પહેલાં તો કોઈ જાતની નિશાનીઓ મળી નહોતી, પણ શક ૮૯૪ (ઈ. સ. ૯૭૩)માં પશ્ચિમી ચાલુક્ય રાજા તૈલપને હાથે માન્યખેટના રાષ્ટ્રકૂટ વંશનો ઉચ્છેદ થયો ત્યારથી દક્ષિણ ગુજરાત એઓને તાબે રહ્યું હોવાનો સંભવ માનવામાં આવ્યો હતો, કારણ કે પાડોશી ઉત્તર કોંકણના શિલાહાર રાજાઓ રાષ્ટ્રકૂટનું ઉપરીપણું છેવટ સુધી કબૂલ રાખતા હતા એમ ઉત્કીર્ણ લેખોથી જણાય છે, અને દક્ષિણ ગુજરાતની સ્થિતિ ઉત્તર કોંકણને મળતી હોય એ સંભવિત છે. પણ પં. ભગવાનલાલના ઉપરના અનુમાનને[2] પાછળથી પુરાવાઓનો પ્રબળ ટેકો મળ્યો છે

ઈ. સ. ૯૧૫માં અલમસૂદી ખંભાત ગયો ત્યારે ત્યાં માન્યખેટના બલ્હારા (વલ્લભ) રાજાનો પ્રતિનિધિ બ્રાહ્મણ રાજ્ય કરતો હોવાનું એ કહે છે.[3] અને ગોવિંદ ચોથાના શક સં. ૮૫૨ (ઈ. સ. ૯૩૦)ના ખંભાતના તામ્રપત્રમાં[4] એના પિતા ઇન્દ્રે મહોદય ઉપર ચડાઈ કરી મહીપાલને હરાવ્યો હતો એમ કહેલું છે. વળી કાનડી ભાષાના કવિ પંપે વિ. સં. ૯૯૮—ઈ. સ. ૯૪૨ પહેલાં રચેલા વિક્રમાર્જુનવિજય કે પંપભારત નામના કાવ્યમાં ચોલના ચાલુક્ય રાજા

૧ જુઓ પ્રા. લે. મા. લેખ નં. ૪ તથા મું. ગે. ગ્ર. ૧. ભા. ૧, પૃ. ૧૩૧.

૨ એજન પૃ. ૧૩૧.

૩ મું. ગે. ગ્ર. ૧ પૃ. ૧૩૧, ટિ. તથા પૃ. ૫૧૮.

૪ એ. ઇ. ગ્ર. ૭ પૃ. ૩૮ 'येनेदं हि महोदयारिनगरं निर्मूलमुन्मूलितम्।'
શ્લો. ૧૯. ગુ. ઐ. લે. નં. ૧૩૫.

અગ્નિસરીનો પિતા નરસિંહ બીજો જે ગર્જરોનો સામંત હતો તેણે ગુર્જર રાજા મહીપાલને હરાવી એની રાજ્યલક્ષ્મી છીનવી લીધી તથા એનો પીછો પકડી પોતાના ઘોડાઓને ગંગાના સંગમ ઉપર સ્નાન કરાવ્યું[1] એવું વર્ણન કર્યું છે. આ ગુર્જર રાજા મહીપાલ તે વરવાણનો ચાવડો રાજા ધરણીવરાહ જેનો સામંત હતો તે કનોજનો રાજા મહીપાલ જ[2] ઉપર જોયું છે તેમ કૃષ્ણ અકાલવર્ષના સામંત વનરાજે મહીપાલના હાથમાંથી પહેલા ખેડા લઈ લીધું અને પછી ઇન્દ્ર નિત્યવર્ષે ઈ. સ. ૯૧૫-૧૬ માં મહીપાલનો ઉચ્છેદ એની રાજધાની સુધી પીછો પકડ્યો, જેમાં એનો સામંત નરસિંહ સાથે હોવાથી એની પ્રશસ્તિમાં ઉપર પ્રમાણે પ્રશંસા કરી જણાય છે. આ રીતે નબળી પડેલી કાન્યકુબ્જની સત્તા પાછી જોરમાં આવી જ ન શકી. ગર્જરોએ પ્રતિહારોને સત્તા જમાવવા ન દીધી.[3]

પરિણામે ગુજરાતમાંથી પ્રતિહારોની સત્તા ઊઠી ગઈ. આનર્તમાં, સુરાષ્ટ્રમાં કે શુભ્રભૂમિમાં તેના જે સામંતો એ વખતે હશે તે સ્વતંત્ર થઈ ગયા હશે.

ગોવિંદ—ઈ. સ. ૯૩૦

અને લાટ જ નહિ પણ ખેડા પ્રદેશ સુધ્ધાં છે. શક સં. ૮૫૨ (ઈ. સ. ૯૩૦)માં માન્યખેટના ગર્જરોને તાબે હતો એમ ઇન્દ્ર નિત્યવર્ષના પુત્ર ગોવિંદ ચોથાના ઉપર ઉલ્લેખેલા ખંભાતના દાનપત્રથી ચોક્કસ જણાય છે, કારણ આ ગોવિંદે લાટદેશાન્તર્વર્તિ-ખેટ-મંડલમાં ઘણી પાસે આવેલું કનજ (હાલનું મોજ) ગામ દાનમાં

1 જેજ વિક્ષક પ્રાચીન ઇતિહાસ, પૃ. ૨૦૭
2 ઇ. એ. ન. ૧૨, પૃ. ૧૯૨
3 જુઓ, વિ. સં. ૯૯૯ (ઈ. સ. ૯૪૦)નું દેહગામનું દાનપત્ર
પ્રા. ગૈ. મા. ભા. ૩, લેખ નં. ૧૫૯
4 જુઓ પ્રબંધ છઠ્ઠું

આપ્યુ છે અને પછી છેક ઈ. સ ૯૫૦ માં પણ આ ખેડા પ્રદેશ ઉપર રાષ્ટ્રકૂટોની સત્તા હતી એ સાતમા પ્રકરણમા જોઈશું.

દાન કરવામા આ ગોવિંદ પોતાના પિતા ઇન્દ્ર નિત્યવર્ષથી સવાયો નીકળ્યો એના ખંભાતના તામ્રપત્રમા લખ્યુ છે કે[1] "પોતે ગોદાવરી-કાંઠે કપિત્થ ગામમા તુલાપુરુષદાન કરતી વખતે બ્રાહ્મણોને બલિ ચરુ વૈશ્વદેવ અને અતિથિઅર્પણ માટે ત્રણ લાખ સુવર્ણ સાથે છસ્સો ગામો દાનમા આપ્યાં છે તથા દેવકુલો (મંદિરો)ના જીર્ણોદ્ધાર, મંદિરોમાં ગન્ધ પુષ્પ દીપ નૈવેદ્ય તથા સાધુઓને વસ્ત્રાદિ માટે ચાર લાખ સુવર્ણ, ૩૨ લાખ દ્રમ્મ અને આઠસો ગામો આપ્યાં છે."[2]

---

૧ એ ઇ. ગ્ર. ૭, પૃ. ૪૦ અને ગુ. ઐ લે. ન. ૧૩૫.

૨ અહીં મૂળમાં षट्शतानि अग्रहाराणां सुवर्णलक्षत्रयसमेतानि એ રીતે શબ્દો છે તેનો શ્રી. અલ્તેકર 'જેની ઊપજ ત્રણ લાખ સુવર્ણ જેટલી થાય તેવાં છસ્સો ગામ અને જેની ઊપજ ચાર લાખ સુવર્ણ થાય તેવાં આઠસો ગામ' એવો અર્થ કરે છે. (જુઓ 'રાષ્ટ્રકૂટઝ એન્ડ ધેર ટાઇમ્સ' પૃ. ૨૧૯), પણ એ અર્થ મને પૂરેપૂરો ગળે ઊતરતો નથી

# પ્રકરણ ૫ મુ

## વિ સં. ૮૦૦ થી ૧૦૦૦ સુધીના સમયમાં ગુજરાતનો સામાજિક ધાર્મિક વગેરે સ્થિતિ

આ પ્રકરણમા જે સમયનો વિચાર કર્યો તે વિ સ ૮૦૦–ઈ સ ૭૪૦–૪૩ થી ૧૦૦૦ ઈ સ. ૯૪૦–૪૪ સુધીના સમય દરમ્યાન સૌરાષ્ટ્ર ગુજરાત અને લાટનો સમસ્ત પ્રદેશ રાષ્ટ્રકૂટ લેખો જેને ગુર્જર કહે છે તે પ્રતિહારો અને રાષ્ટ્રકૂટો વચ્ચે વહેચાયેલો હતો કે અને જો કે આ ભેદ રાજ્યો ગુજરાત માટે આ સમય દરમ્યાન ન્યા કયા છે છતા ગુજરાતનો મોટો ભાગ વખતે વખત સુધી એક અથવા બીજી રીતે રાષ્ટ્રકૂટ–સત્તા નીચે હતો છે

### ઉત્તર હિંદની તત્કાલીન રાજકીય સ્થિતિ વિષે મુસ્લિમ લેખકો

જે વખતની આપણે વાત કરીએ છીએ તે વખતે ઉત્તરમા કનોજનું અને દક્ષિણમા માનખેડના રાષ્ટ્રકૂટો (જેને આરબ લેખકો બલ્હારા કહે છે તે)નું એ રીતે બે સામ્રાજ્ય હતાં બન્નેના લશ્કરી બળ વગેરેની આરબ લેખકો પ્રશંસા કરે છે

આરબ વેપારી સુલેમાને સિલ્સિલાતુત્તવારીખ નામનુ પુસ્તક હિજરી સન ૨૩૭ (ઈ સ ૮૫૧)મા લખ્યુ છે તેમા એ લખે છે – "દુનિયામા ચાર મોટા બાદશાહ છે તેમા પહેલો આરબ દેશ (બગદાદ)નો ખલીફ બીજો ચીનનો રાજા, ત્રીજો યુનાનનો, અને ચોથો બલ્હારા આ બલ્હારા ભારતના બધા રાજાઓમાં વધારે પ્રસિદ્ધ છે ભારતના બીજા રાજાઓ એને માન આપે છે આરબો પેઠે એઓ પોતાના લશ્કરને તથા નોકરોને નિયમિત પગાર આપે છે એ દારૂ નથી પીતા એની પાસે ઘણી સમૃદ્ધિ અને ઘણા હાથીઓ અને ઘોડા છે કોંકણથી ચીનની સીમા સુધી એનું રાજ્ય છે એના રાજ્યમા તાતારી દ્રમ્મ ચાલે છે જેનુ વજન આરબી દ્રમ્મથી દોઢુ છે અને જેના ઉપર રાજ્યાભિષેકનો સંવત લખેલો હોય છે

બલ્હારા રાજાઓ આરબો તરફ માયાળુ દૃષ્ટિ રાખે છે. 'બલ્હારા' એ રાજાઓનું બિરુદ છે."

ઇબ્નખુર્દાદબાહ હિજરી સન ૩૦૦ (ઈ. સ. ૯૧૨)માં લખે છે કે "હિંદુસ્તાનમાં સૌથી મોટા રાજા બલ્હારા છે."

અલમસઉદી હિજરી સન ૩૩૨ (ઈ. સ ૯૪૪)માં લખે છે કે "વર્તમાનકાળના હિંદુ રાજાઓમાં સૌથી મોટા અને પ્રતાપી રાજા માનકીર (માલખેડ)નો બલ્હારા છે બીજા ઘણા રાજાઓ એને પોતાનો સરદાર સમજે છે. એની પાસે ઘણી મોટી ફોજ છે

એ લોકોની ભાષાનું નામ કીરિયા (કાનડી) છે. માનકીર મોટું શહેર છે."

ઇબ્નહૌકલ (ઇ સ. ૯૪૮ થી ૯૭૭) લખે છે કે બલ્હારા રાજાઓ પાસે મુસલમાનો પણ મોટા મોટા અધિકાર ભોગવે છે અને એઓ ઉપર રાજાની પૂરી કૃપા છે.[1]

**આરબ લેખકોના કહેવા પ્રમાણે ગુજરાત ઉપર રાષ્ટ્રકૂટ-સત્તા**

આરબ મુસાફરોનાં આ થોડાં અવતરણોથી પણ રાષ્ટ્રકૂટોની સત્તા એ કાળે કેવી મોટી હતી એ દેખાય છે. ગુજરાત તો રાષ્ટ્રકૂટોનું જ છે એમ આરબોએ માનેલું હતું અલઇદ્રીસી (ઈ. સ ૧૧૦૦) ઘણું કરી અલજૈહરી (ઇ. સ. ૯૫૦)માંથી ઉતારો કરીને નેહરવાલા (અણહીલવાડ)ને બલ્હારાની[2] રાજધાની કહે છે.

---

૧ આરબ ઉલ્લેખો માટે જુઓ. ઇલિયટ ગ્ર. ૧, પૃ ૫ થી ૩૪ સુધી; મુ. ગે. ગ્ર. ૧, ભા ૧, પૃ ૫૨૫-૨૬, ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૩ પૃ. ૧૪ થી ૧૭ તથા મિડિવલ હિન્દુ ઇન્ડિયા ગ્ર ૨, પ્ર ૧૨

૨ રાષ્ટ્રકૂટ રાજા દન્તીદુર્ગે ચાલુક્ય રાજા વલ્લભ કીર્તિવર્માને જીતીને 'વલ્લભરાજ' બિરુદ ધારણ કર્યું ત્યારથી એ વંશના ઘણા રાજાઓએ એ જ બિરુદ ધાર્યું અને આ પરદેશીઓએ તો એ બિરુદથી જ રાષ્ટ્રકૂટોને સંબોધ્યા છે જુઓ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ, પૃ ૧૨૩, મુ ગે. ગ્ર. ૧, ભા. ૧, પૃ. ૫૨૫, ભારતકે પ્રાચીન રાજવંશ, ભા. ૩, પૃ. ૧૭

આરબો આ ગૂર્જર રાજાઓની રાજ્યપદ્ધતિને વખાણે છે. એઓના રાજ્યમાં મિલકત સલામત હતી અને ચોરી કે લૂટનો ભય નહોતો, પરદેશીઓ તરફ ખાસ મહેરબાની રખાતી[1] એમ એઓ કહે છે. ગૂર્જરો સાથે આરબોને મૈત્રી-સંબંધ હતો એ તો દેખીતું છે.

### ગુર્જરો વિશે મુસ્લિમ ઇતિહાસ-લેખકો

આ સ. વેપારી સુલેમાન (ઈ. સ. ૮૫૧)ના કહેવા પ્રમાણે 'બલ્હારા પછી મોટા રાજ્ય તરીકે ગણનામાં લેવા જેવું રાજ્ય તે જુઝ (અર્થાત્ ગુર્જરનું મતલબ કે કનોજનું) આ રાજાનું ઘોડેસવાર લશ્કર હિંદુસ્તાનમાં સર્વશ્રેષ્ઠ હતું, એઓનો દેશ ઘણો સમૃદ્ધ હતો. આ રાજાઓ હમેશાં બલ્હારા સાથે લડ્યા કરતા અને આરબો તરફ એનું વર્તન મિત્રાચારીભર્યું નહોતું.' આરબો સિંધમાંથી રાજપૂતાનામાં લટફાટ કરવા વારંવાર જતા, એ હકીકત ધ્યાનમાં લેવાથી આ બે સાથે કનોજના રાજાની મિત્રતા કેમ નહોતી એ સમજાશે.

### આ સમયની વિદ્યાકળા

ગૂર્જર-સમયમાં વિદ્યા અને કળા પણ ઘણી ઉન્નત સ્થિતિમાં હતી. પુરાણો લખાવા શરૂ તો વહેલાં થયાં હતાં, પણ આધુનિક પુરાણોનો મોટો ભાગ આ સમય દરમ્યાન લખાયો છે અને હિંદુ પ્રજા ઉપર પૌરાણિક ધર્મે આ સમય દરમ્યાન ઘણી અસર કરી છે. આ સમય દરમ્યાન થઈ ગયેલા સંસ્કૃત ગ્રંથકારોની નોંધ કરવાની જરૂર નથી. પણ ગૂર્જર રાજાઓમાંના પણ કેટલાક વિદ્વાન હતા. અમોઘવર્ષ શર્વે રચેલો પ્રશ્નોત્તરરત્નમાલિકા નામનો ગ્રંથ એનો દાખલો છે.[2]

કનોજના પ્રતિહાર પણ વિદ્વાનોના મોટા પોષક હતા. મહેન્દ્રપાલ (ઈ. સ. ૮૯૮ થી ૯૧૦) અને મહીપાલ (ઈ. સ. ૯૧૦ થી

૧ મુ. ગે. ગ્ર. ૧, ભા. ૧, પૃ. ૫૨૬
૨ એજન. નિ. વિ. ૧ હિ. ઇ. ઇન્ડિયા, ભા. ૪ પ્ર. ૧૨

૮૩૦)ના ગુરુ અને આશ્રિત કવિ ગોવર્ધનના ત્રાણેલા ગ્રસ છે.

રાષ્ટ્રકૂટ ગન્ય દરમ્યાન થયેલા સ્થાપત્યોમા સૌથી અગ્રગણ્ય એલાપુર (એલોરા)નું કૈલાસ-મન્દિર છે.

## એ સમયનાં સુખ સમૃદ્ધિ

આ સમયે ભારતવર્ષની પ્રજા અત્યન્ત સુખી હતી. એ વખતના જેવા સુખના પહેલા યે કોઈ વખત નહોતા અને પછી પણ નથી આવી એમ શ્રી ચિં વૈદ્ય કહે છે[1] હું પોતે વિદ્યા-કળા અને હિતાર્થી પરિશ્રમની દૃષ્ટિએ ગુપ્તકાળને સૌથી વધારે ઉન્નત માનુ છું અલબત્ત સમૃદ્ધિની વૃદ્ધિ સાથે વિલાસી વૃત્તિના પ્રવેશની શરૂઆત ગુપ્તકાળમા જ થઈ ગઈ હતી. પ્રસ્તુત કાળ પણ ખૂબ સમૃદ્ધિમાન હશે એમ માનવામાં વાધો નથી, પણ અનેક દિશામા આ દેશની બુદ્ધિ શક્તિ એ વખતેય નીચે ઊતરવા માંડી હતી એટલું નિઃસદેહ છે પણ સાહિત્ય, સામાજિક સ્થિતિ. ધર્મ, કળા વગેરેની સવિસ્તર ચર્ચા તો તે તે વિષયના સ્વતંત્ર પુસ્તકમા જ શોભે એટલે અહી તો અતિ ટૂંકામાં પૂર્વસ્થિતિ પ્રકરણમા લોકસ્થિતિનુ જે વર્ણન કર્યુ છે તેમાં થયેલા ફેરફારનુ સૂચન માત્ર કરીને જ અટકવુ યોગ્ય છે

### ભાષા

સસ્કૃત ભાષા તો ઘણા કાળથી બોલાતી બંધ પડી હતી. મહારાષ્ટ્રી શૌરસેની વગેરે પ્રાકૃત ભાષાઓ પણ વપરાશમા નહોતી. અને આધુનિક હિંદી મરાઠી ગુજરાતી વગેરે ભાષાઓનો હજી ઉદય જ થયો નહોતો મારા ધારવા પ્રમાણે કોઈક જાતની (સંભવત મધ્ય-દેશીય અને ગૌર્જર) અપભ્રંશ, પુસ્તકોમાં મળે છે તેથી કાઇક જુદી પડતી જાતની, જ્યા હાલમા વ્રજ મારવાડી અને ગુજરાતી બોલાય છે ત્યા એ કાળે પ્રાન્તભેદે બોલાતી હોવાનો સભવ છે, પણ આ વિષયમા વધારે ચોક્કસ કાઈ કહી શકાય એટલી શોધખોળ થઈ નથી

---

૧ હિસ્ટરી ઑફ મિડિવલ હિન્દુ ઇન્ડિયા. ભા. ૫. પ્ર. ૮.

નૃત્ય કરતી વખતે લેંઘા જેવું કાંઈક પહેરતી. જનોઈ પહેરવાનો રિવાજ હતો, પણ ઘણા લોકો ઉતારે પણ કરતા. (જુઓ મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ પૃ ૫૧-૨)

## ધાર્મિક સ્થિતિ

પૂર્વસ્થિતિ વર્ણવતા જે ધાર્મિક સ્થિતિનું વર્ણન કર્યું છે તેમાં મહત્ત્વનો કહેવાય એવો એક જ ફેરફાર થયો છે. અને એ બૌદ્ધ-ધર્મનો લોપ છે વિ. સં. ના સાતમા આઠમા શતકમાં આ દેશમાં અને ગુજરાતમાં પણ બૌદ્ધધર્મનો સારો પ્રચાર હતો. વલભી-રાજાઓએ બૌદ્ધ વિહારોને દાનો આપ્યાં છે, પણ વિ. સં. નવમા દશમા શતકમાં ભારતવર્ષમાં બીજે-ખાસ કરીને બિહાર અને બંગાળમાં ભલે બૌદ્ધધર્મ હજી ચાલતો હોય. પણ ગુજરાતમાંથી એનો લગભગ લોપ થઈ ગયો દેખાય છે. લગભગ કહેવાનું કારણ એટલું જ છે કે દન્તીવર્માએ બૌદ્ધ મઠને દાન આપવાનો દાખલો નોંધ્યો છે એ જોતાં ક્યાંક ક્યાંક બૌદ્ધ મઠો હજી ચાલુ રહ્યા હોય એ સંભવ છે. આરબ વેપારી સુલેમાન જુઝનો મુખ્ય ધર્મ બૌદ્ધ ગણે છે[1] એ તો બૌદ્ધ હિંદુ અને બ્રાહ્મણ ધર્મ વચ્ચેનો ભેદ ન સમજવાનું પરિણામ લાગે છે અને ઇબ્નખુર્દાદબાહ (ઈ સ ૯૧૨) ભારતવર્ષમાં બેતાળીશ ધર્મો હોવાનું કહે છે[2] એ તો વૈષ્ણવાદિના પેટાભેદો ન સમજવાનું પરિણામ છે વિષ્ણુપૂજા, શિવપૂજા, ભગવતી શક્તિપૂજા અને સૂર્યપૂજા પહેલાં પેઠે જ પ્રચલિત હોવાના ઉત્કીર્ણ લેખોમાંથી પુરાવા મળે છે. સૌથી વધારે જેના તામ્રપત્ર આ સમયમાં મળ્યા છે તે રાષ્ટ્રકૂટ રાજાઓએ પણ વલભી રાજાઓ પેઠે પંચમહાયજ્ઞ માટે બ્રાહ્મણોને જમીનોનાં તથા ગામોના દાન આપ્યા છે. નવસારીના ઇન્દ્ર નિત્યવર્ષના ઉપર સવિસ્તર નોંધેલા દાનપત્રમાં તો સુવર્ણદાન સાડીબાવીશ લાખ દ્રમ્મ

૧ મુ. ગે અ. ૧, ભા. ૧, પૃ. ૫૩૦.
૨ ડૉસન તથા ઇલિયટ અ. ૧, પૃ ૧૬.

ના બીજા તામ્રપત્રો ઉપરથી જે વર્ણન કર્યું છે તેમાં ખાસ ફેરફાર થયો હોય એમ જણાતું નથી. રાષ્ટ્રકૂટ–તામ્રપત્રોમાં પણ એ જ રાષ્ટ્રપતિ વિષયપતિ વગેરે અધિકારીઓનો ઉલ્લેખ મળે છે. અલબત્ત, પાછળના તામ્રપત્રોમાં, વલભીતામ્રપત્રો પેઠે બધા અધિકારીઓનાં નામ લખવાને બદલે એક જ નામ લખી 'આદિ' ઉમેરીને પતાવ્યું છે. વિષય આહાર વગેરે દેશવિભાગો પણ એના એ જ છે પણ એક એક મોટા વિભાગમાં સાતસાતસો જેટલા ગામોનો પણ સમાવેશ થતો હશે એમ 'હર્ષપુર–અધિષ્ઠિત'ના પ્રચંડના કપડવંજના દાનપત્રોમાંના ઉલ્લેખ ઉપર નોંધ્યો છે તેથી જણાય છે

## વલભીથી રાષ્ટ્રકૂટની ખાસ ભિન્નતા

રાજ્યવહીવટ સિવાયની બીજી રાજ્યપદ્ધતિમાં પણ ખાસ ફેર પડ્યો હોય એમ જણાતું નથી, પણ એક બે બાબતમાં વલભીસમયથી આ સમય ખાસ જુદો પડે છે. વલભી કે લાટના ગુર્જર રાજ્ય કરતા રાષ્ટ્રકૂટ રાજ્યની સત્તા ઘણા મોટા પ્રદેશ ઉપર હતી. અને એ મહત્તાની પ્રતીતિ આપણને બે બાબતમાં થાય છે : (૧) વલભી રાજાઓ કરતા રાષ્ટ્રકૂટ રાજાઓએ મોટાં દાન આપ્યા છે અને (૨) વલભી રાજાઓએ કોઈ યુદ્ધો કર્યા હશે તો એનાં મોઘમ વચન જ દાનપત્રોમા મળે છે જ્યારે રાષ્ટ્રકૂટોનો તો ઘણો સમય લડાઈઓમાં જ ગયો દેખાય છે સામાજિક બાબતમા જોઈએ તો બ્રાહ્મણો ક્ષત્રિય કન્યાને અને શૂદ્ર કન્યાને પણ પરણી શકતા અને એની પ્રજાને બ્રાહ્મણ-વર્ગમાં સ્થાન મળતું એ સમય ચાલ્યો ગયો છે જૂના વર્ણાંતર-લગ્નના દાખલા મળે છે. લગ્નવિષયમાં ક્ષત્રિયોની છૂટ તો જૂના કાળથી પ્રસિદ્ધ છે અને સર્વ કાળમાં ચાલુ રહી છે, પણ પ્રસ્તુત કાળમાયે બ્રાહ્મણો ક્ષત્રિય કન્યા પરણી શકતા એ કવિ રાજશેખરે ચોહાણ કન્યા અવન્તિસુન્દરી સાથે કરેલાં લગ્નથી જણાય છે.[1]

---

૧ મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ. પૃ ૪૮.

એમ જ દાસપ્રથા જૂના કાળથી ચાલુ હતી; લોકોમાં વહેમો પણ જાતજાતના હતા.

## બ્રાહ્મણોનું સમાજમાં સ્થાન

એ વખતના સમાજમાંયે બ્રાહ્મણોએ વિદ્યા અને બુદ્ધિથી પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખી હતી અલ્બેરૂની (ઇ. સ. ૯૧૬) કહે છે કે હિંદુઓમાંથી બ્રાહ્મણો ધર્મ અને વિદ્યામાં ડૂબેલા રહે છે, બ્રાહ્મણોમાં વળી કેટલાક કવિઓ તરીકે, કેટલાક જોશી તરીકે, કેટલાક દાર્શનિક તરીકે, અને કેટલાક શુકન જોનાર તરીકે રાજાઓના દરબારમાં રહે છે.[૧]

એ જ ગ્રન્થકર્તા ઉમેરે છે કે લોકોને પુનર્જન્મની તથા પરલોકની એટલી ખાતરી છે કે માણસો ઘરડાં થતાં પોતાને અગ્નિમાં કે પાણીમાં નાખી દેવાનું પોતાના સગાને કહે છે.[૨] જે બ્રાહ્મણો રાજદરબારમાં કવિ વગેરે તરીકે સ્થાન ન મેળવી શકે અથવા પંચમહાયજ્ઞ માટે દાન ન મેળવી શકે તેઓ ખેતી શસ્ત્રધારણ વગેરે વૈશ્ય કે ક્ષત્રિયનું કર્મ કરી શકતા એ જ રીતે ક્ષત્રિય વૈશ્યને પણ બ્રાહ્મણ સિવાયના ઇતર વર્ણનો ધંધો કરવાની છૂટ હતી.[૩]

જીવનનો આદર્શ હજી જૂનો જ છે, પણ મહાભારતનું સ્થાન એ સમયમાં મોટી સંખ્યામાં બહાર આવેલા પુરાણોએ લેવા માંડ્યું હતું.

## ગુજરાત ઉપર રાષ્ટ્રકૂટ સત્તાની અસર

આ સમયનો ગુજરાતના સામાજિક જીવનને સૌથી વધારે અસર કરનારો બનાવ તે રાષ્ટ્રકૂટ-સત્તાને પરિણામે દક્ષિણની—મહારાષ્ટ્રની વસ્તીનો ગુજરાતમાં ફેલાવો થયો એ છે. રાષ્ટ્રકૂટ રાજાઓએ મહારાષ્ટ્ર અને કાનડી બ્રાહ્મણોને દાનો આપ્યાં અને એઓને સુરત તથા ભરૂચના જિલ્લાઓમાં વસાવ્યા. એ ઉપરાંત રાષ્ટ્રકૂટોના લાંબા

---

૧ ઇલિયટ ગ્ર. ૧. પૃ. ૧૦.

૨ એજન.

૩ જુઓ મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ પૃ. ૩૯

રાજ્ય દરમ્યાન લશ્કરમાં રહીને તથા રાજ્યવહીવટમાં પણ ઘણા મહારાષ્ટ્રી–કર્ણાટકી માણસો ગુજરાતમાં આવી વસ્યા હશે અને એ વખતે હજી જાતિના વાડા બંધાયા નહોતા એટલે એ બધા દક્ષિણી કુટુંબો ગુજરાતમાં પહેલાં આવેલી ગુર્જર મૈત્રક વગેરે વસ્તી સાથે ભળી જતાં જે પ્રજા થઈ તે હાલની લાટની વસ્તી આ રીતે લાટને દક્ષિણી સંસ્કાર અને દક્ષિણી લોહી પણ આપવાનું મહાકાર્ય આ રાષ્ટ્રકૂટ વંશ દરમ્યાન વધુ થયું જણાય છે પ્રાચીનતર કાળમાં થોડા વખત આન્ધ્ર રાજાઓની સત્તા ગુજરાત ઉપર રહી હતી અને થોડા વખત ઉપર જોયું તેમ દક્ષિણના ચાલુક્યોએ ગુજરાતમાં સત્તા ભોગવી છે, પણ એ ટૂંકી સત્તાએ સમાજ ઉપર ઝાઝી અસર ભાગ્યે જ કરી હશે દક્ષિણની ખરી અસર તો રાષ્ટ્રકૂટ–સમય દરમ્યાન વિ સં ના નવમા તથા દસમા શતકમાં થઈ છે અને મુખ્યત્વે લાટ ઉપર–મહીથી આરંભી નવસારી સુધીના કાંઠાના પ્રદેશ ઉપર આ અસર ખાસ જોવામાં આવે છે રાષ્ટ્રકૂટોની સત્તા ખેડા જિલ્લા ઉપર ઘણો થોડો વખત વડનગર ઉપર પણ રહી હતી પરંતુ એ ભાગ ઉપર દક્ષિણી સંસ્કારની અસર થઈ નથી

### ગુજરાતમાં મુસ્લિમો અને પારસીઓનો પ્રથમ પ્રવેશ

વળી વિ સં ના આઠમા શતકમાં જ (ઈ સ ૭૧૨ માં) આરબોએ સિંધ જીત્યું હતું અને સિંધના મુસલમાન હાકેમોની લુટારુ ટોળીઓ મારવાડ ગુજરાત વગેરે આસપાસના પ્રદેશમાં નીકળી પડતી હોવાનું વર્ણન ઉપર આવી ગયું છે દરિયા–રસ્તે આવીને પણ કોઈ મુસલમાનો લાટ ઉપર વસ્યા હોય એ સંભવિત છે

આ જ અરસામાં આરબોના ત્રાસમાંથી બચવા અને ઈરાનથી નાસી છૂટેલા પારસીઓ સંજાણ બંદરે ઊતર્યા અને એઓને જાદી રાણાએ આશ્રય આપ્યો એમ કહેવાય છે[1] આ જાદી રાણો તે ગુજરાતનો

૧ મુંબઈની આઠમી સાલ પનો રિપોર્ટ પૃ ૫ ઈ સ ૧૫૯૯માં લખાયેલ 'કિસ્સએ સંજાન' ના આધારની ઐતિહાસિક કીમત કાંઈ ન ગણાય

ચાલુક્ય રાજા વિજયાદિત્ય અને ઈ સ. ૭૧૬મા પારસીઓ સંજાણ આવ્યા એવી અટકળ પહેલા કરવામાં આવી હતી, પણ ખરી રીતે ઈ. સ ૯૩૬મા પારસીઓ આવ્યા છે અને જાદી રાણો તે ઉત્તર કોકણના શિલાહાર વંશનો રાજા વજ્જડદેવ એમ હાલમા શોધખોળ પછી નક્કી થયુ છે[1] પારસીઓ એક કરતા વધારે ટોળામા જુદે જુદે વખતે આવ્યા હોવાનો સંભવ છે

---

૧ બે- હિસ્ટરી ઓફ ગુજરાતમા કોમિસેરિયેટે ઈ સ ૭૧૯ની સાલ માન્ય રાખી છે (પૃ ૫૨), પણ જુઓ બુદ્ધિપ્રકાશ વર્ષ ૮૩, અ ૩, પૃ. ૨૮૭–૨૮૮મા ડૉ એન્ચ જહાંગીર તારાપોરવાળાનુ વ્યાખ્યાન.

## સોલંકી વંશની ઉત્પત્તિ

સોલંકી વંશનો પહેલો રાજા મૂળરાજદેવ પોતાને ચૌલુક્કિ વંશનો કહે છે.[1] એ જ વંશના બીજા એક લેખમાં એ વંશનું નામ 'ચૌલ્કિક' અને અન્યત્ર 'ચાલુક્કિ' પણ મળે છે.[2] પરંતુ મોટા ભાગના લેખોમાં પાછળના પ્રબન્ધકારોએ મુખ્યત્વે વાપરેલું 'ચૌલુક્ય' રૂપ જોવામાં આવે છે.[3]

ચૌલુક્ય કે ચૌલુક્કિ નામ શી રીતે પડ્યું? આ વંશ ક્યાંથી નીકળ્યો? હાલમાં તો સોલંકી રજપૂતો તથા એની એક શાખારૂપ વાઘેલા રજપૂતો પોતાને અગ્નિવંશી કહે છે અને વસિષ્ઠ ઋષિએ આબુ પર્વત ઉપર અગ્નિકુંડમાંથી પોતાના મૂળ પુરુષ ચૌલુક્ય કે ચાલુક્યને ઉત્પન્ન કર્યો છે એમ કહે છે,[4] પરંતુ એઓના અનેક જૂના શિલાલેખો તામ્રપત્રો પ્રબંધો મળે છે તેમાં ક્યાંય એઓને અગ્નિવંશી નથી કહ્યા પણ બે જુદી જુદી રીતે આ વંશની મૂળ ઉત્પત્તિ જુદા જુદા ગ્રન્થોમાં તથા લેખોમાં વર્ણવેલી જોવામાં આવે છે.

---

૧ चौलुक्किकान्वयो महाराजाधिराजमूलराजदेव
વિ સં ૧૦૪૩નું દાનપત્ર ઇ. એ. ગ્ર. ૬: ગુજરાતના રાજાઓના લેખો ન. ૧; ગુ. ઐ. લે. ૧૩૯ અ.

૨ चौलिक्कराजवंशतिलक —०
વિ સં. ૧૦૩૩નું ચામુંડનું દાનપત્ર અને चालुक्किककुलकमलिनी — એ રીતે ત્રિભુવનપાલ અને જયસિંહનાં કડીનાં દાનપત્રોમાં 'ચાલુક્કિ' રૂપ મળે છે. ગુ ઐ લે. ૧૩૯ અ.

૩ જુઓ સં. ૧૨૬૩નું ભીમદેવના વખતનું તામ્રપત્ર (ઇ. એ ગ્ર. ૧૧. પૃ. ૨૨૦; ગુ ઐ. લે. ન. ૧૬૧), વિ સં. ૧૨૭૩ની શ્રીધરની દેવપત્તન-પ્રશસ્તિ એ. ઇ ગ્ર. ૨ પૃ. ૪૩૭, ગુ ઐ લે ન. ૧૬૩, વસ્તુપાલ તેજપાલનાં મંદિરોના ગિરનારના તથા આબુના લેખો (પ્રાચીન જૈન લેખસંગ્રહમાં લેખાંક ૩૮-૧ તથા ૬૫) સં. ૧૩૧૭નું વીસલદેવનું દાનપત્ર ઇ. એ. ગ્ર ૬, પૃ. ૨૧૦, ગુ ઐ. લે ન. ૨૧૯.

૪ જુઓ સોલંકીઓનો પ્રાચીન ઇતિહાસ. પૃ. ૩.

તથા પ્રબન્ધચિંતામણિમાં[1] આ વંશની ઉત્પત્તિની આ જ કલ્પના મળે છે.

આ 'ચુલુક' (ખોબા)માંથી ચૌલુક્ય મૂળ પુરુષની ઉત્પત્તિની કલ્પના જરા જુદી રીતે પણ ક્વચિત્ મળે છે. લાટદેશના ચૌલુક્ય રાજા ત્રિલોચનપાલના શક સં. ૯૭૨ (ઈ. સ. ૧૦૫૦)ના તામ્રપત્રમાં લખ્યું છે કે "દૈત્યોની કનડગતને પરિણામે ઉત્પન્ન થયેલ ચિન્તારૂપ મન્દરાચળના મન્થનમાંથી બ્રહ્માના ખોબામાં એક પુરુષ ઉત્પન્ન થયો. એણે બ્રહ્માને પ્રણામ કરીને પૂછ્યું કે દેવ, મને શી આજ્ઞા છે? ત્યારે બ્રહ્માએ પ્રસન્ન થઈને જવાબ આપ્યો કે હે ચૌલુક્ય, તું કન્યાકુબ્જ (કનોજ)માં રાષ્ટ્રકૂટ (રાઠોડ)ની કન્યા સાથે લગ્ન કરી લે, એમાંથી તને જે સંતતિ થશે તે 'ચૌલુક્ય' નામથી પ્રસિદ્ધ ક્ષત્રિયો થશે"[2]

અને બિલ્હારી (જબલપુર જિલ્લામાં)માંથી મળેલા સંવત્ વગરના ઈ. સ. ૯૯૮ની આસપાસના કલચુરિવંશી રાજા યુવરાજદેવ બીજાના સમયના લેખમાં "ભારદ્વાજ (દ્રોણ) મુનિએ પોતાનું અપમાન કરનાર દ્રુપદને શાપ આપવા માટે 'ચુલુક' (ખોબા)માં લીધેલા જળમાંથી સાક્ષાત્ વિજયની મૂર્તિરૂપ એક પુરુષ ઉત્પન્ન થયો, જેમાંથી ચૌલુક્યવંશ ચાલ્યો. એ રીતે ચૌલુક્યની ઉત્પત્તિ આપી છે"[3]

---

૧ જુઓ પ્ર. ચિં. ગુ. અ. પૃ. ૧૭ તથા એની ટિ. ૯૯.

૨ कदाचिद्दैत्यपीडोत्थचिन्तामन्दरमन्थनात् ।
विरिञ्चेश्चुलुकाम्भोधे राजरत्नं पुमानभूत् ॥
देव किं करवाणीति नत्वा प्राह तमेव सः ।
. ... ... .. ...
कन्याकुब्जे महाराज राष्ट्रकूटस्य कन्यकां ।
लब्ध्वा सुखाय तस्यां त्वं चौलुक्याप्नुहि संततिम् ॥
ઇ. એ. ગ્રં. ૧૨ પૃ. ૨૦૧, પ્રા. લે. મા. ભા. ૧, પૃ. ૨૮ ગુ. ઐ. લે. ૨૩૯.

૩ भयाक्षेपात्तेन द्रुपदविपदर्थोद्धतधिया
यदात्तं शापाम्भस्तरलितकराग्रच्चुलुकम् ।

## (૨) સોલંકી વંશને ચંદ્રવંશી ઠરાવનાર જુદી ઉત્પત્તિકલ્પના

પણ ઉપરની કલ્પનામાં મહાભારત તથા પુરાણોમાં પ્રસિદ્ધ પ્રાચીન સૂર્યવંશ કે ચંદ્રવંશ સાથે આ વંશનો સંબંધ જોડાતો નથી એ ખામી છે, અને એ ખામી દૂર કરવા માટે ઉત્સુક પંડિતોએ મધ્યકાળના સમયમાં જ આ વંશના રાજાઓને ચંદ્રવંશી ગણવાનો પ્રયત્ન કર્યો છે. દાખલા તરીકે ઉપર કહેલા બિલ્હણના આશ્રયદાતા પશ્ચિમી સોલંકી રાજા વિક્રમાદિત્ય ૬ઠ્ઠા (ઈ. સ. ૧૦૭૬ થી ૧૧૨૭) ના એક શિલાલેખમાં લખ્યું છે કે ચાલુક્ય વંશ પણ ભગવાન બ્રહ્માના પુત્ર અત્રિના નેત્રમાંથી ઉત્પન્ન થયેલ ચંદ્રના વંશમાં છે[૧] એ જ રાજાના એક બીજા લેખમાં પણ આ જ મતલબનું લખાણ છે. પણ પૂર્વી સોલંકીરાજા રાજરાજ પહેલા (ઈ. સ. ૧૦૨૨થી ૧૦૬૪)ના એક તામ્રપત્રમાં, ભગવાન પુરુષોત્તમના નાભિકમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા, એમાંથી અત્રિ, એનાથી ચંદ્ર, પછી બુધ પુરુરવા આયુ વગેરે પૌરાણિક વંશક્રમ ઉદયન રાજા સુધી આપી, ઉદયન પછી ૫૯ ચક્રવર્તી રાજાઓ અયોધ્યામાં થયા, પછી એ વંશનો વિજયાદિત્ય રાજા વિજયની ઇચ્છાથી દક્ષિણમાં આવ્યો અને એનો વંશજ રાજરાજ થયો એ રીતે અવિસ્તર ઉત્પત્તિ આપી છે[૩] આ રાજાના રાજ્યકાળના ૩૨ મા વર્ષ (શ. સં. ૯૭૫-ઈ. સ. ૧૦૫૩)

---

पुमानासीत्तस्मिन्विजय इव साक्षात्तु च त
कुरु चौलुक्यानामनणुगुणसीम प्रकृत ॥ સ. હ. પ્ર. ૧ પૃ. ૨૫૬

૧ ॐ स्वस्तिसमस्तजगत्प्रसूतेर्भगवतो ब्रह्मण पुत्रस्यात्रेर्नेत्रसमुत्पन्नस्य सोमस्यान्वय सत्ययागशौर्यादिगुणनिलय श्रीमानस्ति चालुक्यवंश ।
ઇં. એ. ગ્ર. ૨૧ પૃ. ૧૬૭

૨ કાનડી ઇન્સ્ક્રિપ્શન્સ ગ્ર. ૧ પૃ. ૪૨૫

૩ नारायणस्य प्रभोर्नाभीपङ्करुहाद् बभूव जगतस्स्रष्टा तत जज्ञे अत्रिरत्रित सोमो वशकर उदयन तत पर तत्प्रभृतिष्वविच्छिन्न-

ના તામ્રપત્રમા પણ આ જ રીતે વશાવળી આપી છે[1] તેમજ ઉપર, કહેલા રાજરાજના પિતા વિમલાદિત્યના રાજ્યકાળના આઠમા વર્ષ (શક સ ૯૪૦ ઈ સ ૧૦૧૮)ના તામ્રપત્રમા,[2] ચોડ ગગ રાજરાજના તેકિ ગામમાથી મળેલા શક સ. ૧૦૦૮ (ઈ. સ ૧૦૮૬)ના દાનપત્રમા,[3] વીર ચોડના શક સ ૧૦૧૨ અને ૧૦૧૪ (ઈ સ. ૯૩૪ અને ૯૩૬)નાં બે તામ્રપત્રોમા,[4] અને ગજા મલ્લપદેવના શક સ ૧૧૨૪ (ઇ. સ ૧૨૦૨)ના તામ્રપત્રમા[5] લગભગ રાજરાજના તામ્રપત્રવાળી વશાવળી પ્રમાણે વશાવળી આપી છે

સોલકી ગજા કુલોત્તુગ ચોડદેવ બીજાના શક સ. ૧૦૬૫ (ઈ. સ. ૧૧૪૩)ના તામ્રપત્રમા સોલકીઓને ચદ્રવશી માનવ્યગોત્રી તથા હારીતીના વશજ કહ્યા છે[6] આ લેખમા માનવ્ય અને હારીતી કોણ હતા એ કહ્યુ નથી, પરતુ પશ્ચિમી સોલકી ગજા જયસિહ બીજાના શક સ ૯૪૭ (ઇ સ. ૧૦૨૪)ના લેખમા એઓનો પરિચય નીચે પ્રમાણે આપ્યો છે: બ્રહ્માથી સ્વાયભુવ મનુ ઉત્પન્ન થયા. એના પુત્ર માનવ્યના વશજ માનવ્યગોત્રી કહેવાયા માનવ્યના પુત્ર હરીત, એનો પચશિખી હારીતી થયો, અને એના પુત્ર ચાલુક્યથી જે વશ

---

संतानेष्वयोध्यासिंहासनासीनेष्वेकोनषष्टिचक्रवर्तिषु, तद्वंश्यो विजयादित्यो नाम राजा विजिगीषया दक्षिणापथ गत्वा। ઇ. એ ગ્ર ૧૯, પૃ. ૫૦ થી ૫૫. સોલકિયોંકા પ્રાચીન ઇતિહાસ, પૃ ૫

૧ એ ઇ. ગ્ર ૪, પૃ ૩૦૩ થી ૯

૨ એ. ઇ. ગ્ર. ૬. પૃ. ૩૫૧–૫૮.

૩ એજન પૃ ૩૩૬–૪૪.

૪ સાઉથ ઇન્ડિયન ઇન્સ્ક્રિપ્શન્સ, ગ્ર. ૧, પૃ. ૫૩–૫૭ તથા એ. ઇ. ગ્ર. ૫, પૃ. ૭૪–૯૪.

૫ એ. ઇ. ગ્ર. ૪, પૃ. ૨૩૧–૩૮.

૬ ઇ. એ. ગ્ર. ૧૪, પૃ. ૫૬; સોલકિયોકા ઇતિહાસ પૃ. ૬ની ટિ

બન્ને કલ્પના નિરાધાર અને નિતાન્ત અતિહાસિક મહત્ત્વ વગરની છે[૧]

**અયોધ્યા મૂળસ્થાન હોવાની વાત પણ પાયા વગરની છે**

દક્ષિણમાં સોલંકીવંશનો મૂળ પુરુષ અયોધ્યાથી આવ્યો એમ વિક્રમાંકદેવચરિતમાં કહ્યું છે એ ઉપર નોંધ્યું છે. એ જ રીતે લગભગ બિલ્હણના જ સમયના યેવૂરના શિલાલેખમાં તથા મીરજના તામ્રપત્રમાં ઉલ્લેખ છે. પછી ૫૯ રાજાઓએ અયોધ્યામાં રાજ્ય કર્યું, પછી સોળ રાજાઓએ દક્ષિણમાં રાજ્ય કર્યું, પછી સોલંકીઓની રાજ્યલક્ષ્મી કેટલોક કાળ બીજાઓના હાથમાં રહી, પછી રાજા જયસિંહે સોલંકી રાજ્યની ફરી સ્થાપના કરી[૨] એ રીતે કથન છે. ભાગના પુસ્તકોમાં પણ એમનું રાજ્ય પહેલાં ગયા[૩] હોવાનું તથા ત્યાંથી દક્ષિણમાં અને દક્ષિણમાંથી ગુજરાતમાં રાજપુતાનામાં તથા મધ્યદેશમાં ફેલાયું હોવાનું લખ્યું છે[૪]

પણ સોલંકીઓ અયોધ્યામાંથી આવ્યાની આ કલ્પના પણ ૫૦૦ વર્ષ પછી આવેલી હોઈને અતિહાસિક મહત્ત્વ વગરની છે. એમાં વિ. સં. ના સાતમા સૈકામાં પ્રચલિત માન્યતા જ હતી કે એવો ડૉ. ભાંડારકર પેઠે માનવું પણ મત છે[૫] અને ડી. સિ. વૈદ્ય [illegible] આ લોકો અયોધ્યા તરફથી આવ્યા કે મહારાષ્ટ્રના જ વતની હતા એ નિર્ણય

---

૧ ડૉ. ગૌરીશંકર ઓઝા તથા શ્રી ચિ. વિ. વૈદ્ય વગેરે ચૌલુક્યોને ચંદ્રવંશી માનવા તરફ છે (જુઓ સોલંકીઓનો પ્રાચીન ઇતિહાસ પૃ. ૧૦ તથા મધ્યયુગીન ભારત ભા. ૨ પૃ. ૧૫૦), જો [illegible] લેખનો આધાર તો વૈદ્યે લીધો છે તેના બાકીના વિસ્તારને તો કલ્પિત કથા જ કહે છે. (લેખક)

૨ तत्रैषु राज्यमनुपाल्य गतेषु राजस्वेकान्नषष्टिगणनेषु पुरादयोध्याम् । तद्वंशजास्तदनु षोडश भूमिपालाः क्ष्मां दक्षिणापथजुषां बिभरांबभूवुः ॥ दुरावष्टम्भायां कतिपयपुरुषान्तरितायां चालुक्यवंशलक्ष्म्यां भूयश्चालुक्यवंशस्य राव राजासीज्जयसिंहवल्लभ इति । ए. इं. ३ पृ. ५ १२

૩ ડૉ. ... ભ્રાન્તિસ્થાન ભા. ૧, પૃ. ૧૪ (મૂળ વર્તમાનમાં છપાયેલ)

૪ દક્ષિણના પૂર્વ સમયનો ઇતિહાસ, પૃ. ૨૦

થઈ શકતો નથી. છતાં અયોધ્યા તરફથી મૂળ પુરુષ આવ્યો હોય એટલી વાત એ કથામાંથી માનવા જેવી છે" એમ કહે છે[1]

## સોલંકીઓ ગુર્જર હોવાની કલ્પના પણ નિર્મૂળ છે

આ ઉપરાંત આધુનિક ઇતિહાસ-સંશોધકોએ પૃથ્વીરાજ–રાસામાં સોલંકીવંશને પડિહાર (પ્રતિહાર), ચોહાણ અને પરમાર સાથે અગ્નિવંશી કહેલ છે અને એમાંથી પડિહાર ગુર્જર જાતિના હોવાનું આધુનિક ઐતિહાસિક શોધખોળથી જણાય છે માટે સોલંકી વગેરે પણ ગુર્જર જાતિના જ હોવા જોઈએ અને ગુર્જર જાતિ ઉત્તરમાંથી આવી છે—વગેરે તર્ક પર પગ ચલાવી છે પણ પૃથ્વીરાજ–રાસાને વેદવાક્ય માનવાનું કારણ નથી સોલંકીવંશના કોઈ લેખમાં એ વંશને અગ્નિવંશી કહ્યો નથી અને સોલંકીઓ ગુર્જર જાતિના હોવાનો સ્વતંત્ર પુરાવો તો બિલકુલ નથી. એ મેં અન્યત્ર સવિસ્તર દર્શાવ્યું છે[2], સ્વ. માનશંકર પીતાંબરદાસ મહેતા માનવ્ય ગોત્રના ક્ષત્રિયના હારીતી ગોત્રની બ્રાહ્મણ કન્યા સાથેના લગ્નની જે પ્રજા તે ચાલુક્યવંશ એ રીતે આ વંશને બ્રહ્મક્ષત્ર ગણે છે[3] મને તો ખરી વાત એમ લાગે છે કે ચાલુક્ય ચિરિક્ય ચલ્ક્ય ચલિક્ય ચુલુક્ય કે ચાલુક્ક જેવા દેશી નામની અટકવાળું આ કોઈ મહારાષ્ટ્રી અથવા કર્ણાટકી કુળ હશે હારીતીપુત્ર નામ જોઈને શ્રી ચિં. વૈદ્ય અટકળ કરે છે તેમ પ્રાચીન સાતવાહન વંશ સાથે આ કુટુંબને કાંઈક સંબંધ હોય તો એ પણ સંભવિત છે[4] વળી ચૌલુક્ય એ તો પાછળથી સંસ્કૃત પંડિતોએ બનાવેલું સંસ્કૃત રૂપ છે.

---

૧ મધ્યયુગીન ભારત ભા. ૧. પૃ. ૧૬૮–૧૭૯.

૨ ગુર્જરજાતિ અને સોલંકી વગેરેનું ગુર્જરપણું એ વિષયની સવિસ્તર ચર્ચા માટે જુઓ મારો પ્રાચીન ગુર્જરદેશ અને ગુર્જરજાતિ નામનો લેખ, કૌમુદી ૧૯૩૮, જાનેવારી–માર્ચ.

૩ મેવાડના ગુહિલો. પૃ. ૭૯ થી ૮૦.

૪ ચાલુક્યોની રાજધાની બાદામીમાં હતી એ ઉપરથી એઓ દ્રાવિડ અથવા કાનડી હોવાની કેટલાકની માન્યતા શ્રી. ચિં. વૈદ્યને કબૂલ નથી (મધ્યયુગીન ભારત ભા. ૧ પૃ. ૧૭૫)

આવ્યા પછી અથવા દક્ષિણમાંથી નીકળ્યા પછી આ વંશના મૂળ પુરુષોએ શૈવ ધર્મ સ્વીકાર્યો અને એના ચિહ્ન તરીકે નન્દીનું ચિહ્ન ગણ્યું એમ માનવાથી ઉપરના ચિહ્નભેદનો પૂરો ખુલાસો થઈ શકે છે.

## સોલંકીઓ ગુજરાતમાં ક્યાંથી આવ્યા ?

સોલંકીઓ દક્ષિણમાંથી ક્યારે અને કેવી રીતે આવ્યા એની ચોક્કસ માહિતી મળતી નથી. ડૉ. બુહ્‌લરે તો[1] ઉત્તરમાંથી લગભગ કનોજ તરફથી ગુજરાતમાં આવ્યા એવો મત આપ્યો છે અને એ મતને પં. ભગવાનલાલે સંભવિત ગણ્યો છે.[2] પણ ટિપ્પણીમાં વળી મૂળરાજના પૂર્વજોની રાજધાની મનાતું કાન્યકુબ્જ તે જૂનાગઢનું જૂનું નામ 'કર્ણકુબ્જ' તો ન હોય[3] એવો મુદ્દો ઉઠાવ્યો છે.

## મૂળરાજના પૂર્વજો સંબંધી દંતકથાઓ

હવે પ્રબંધચિંતામણિમાં કાન્યકુબ્જના રાજા ભૂયડ કે ભૂયગડ-દેવના વંશમાં મુંજાલદેવના પુત્ર રાજનો પુત્ર તે મૂળરાજ એમ મૂળરાજ-દેવની વંશાવળી આપી છે[4] અને રત્નમાળમાં આ ભૂયડ અને પંચાસરના ચાવડા રાજા જયશિખરીને હરાવનાર ભૂયડ એયને એક ગણેલ છે અને રત્નમાળ તથા જિનમંડનગણિના કુમારપાલપ્રબંધમાં ભૂયડનો કર્ણાદિત્ય, એનો ચંદ્રાદિત્ય, એનો સોમાદિત્ય, એનો ભુવનાદિત્ય, અને એના રાજ બીજ તથા દંડક ત્રણ પુત્રો, એ રીતે વંશાવળી આપી છે[5] જયસિંહસૂરિએ વળી એક ત્રીજી જ લાંબી વંશાવળી આપી છે તે તો વિચારમાં લેવા

---

૧ ઇં. એ. ગ્રં ૬, પૃ. ૧૮૨

૨ મુંબઈ ગેઝિટિયર ગ્રં ૧. ભા. ૧, પૃ ૧૫૬

૩ એજન ટિ ૧ તથા બર્જેસનું 'કાઠિયાવાડ અને કચ્છ' પૃ. ૧૫૬.

૪ પ્ર ચિ ગુ. ભા પૃ. ૩૦ અને પૃ. ૮૨ તથા ટિ ૭૦.

૫ એજન, ટિ ૭૦.

કે રાજાને કાન્યકુબ્જ (કનોજ)ના રાજાનો વંશજ કહે છે,[1] પણ કાન્યકુબ્જમાં એ કાળે એટલે કે વિ. ની દસમી સદીમાં પડિહાર (પ્રતિહારો)નું રાજ્ય હતું અને આ રાજા કે રાજાઓ તો ચૌલુક્ય વંશના છે એ નિઃસંદેહ છે. આ બાબતમાં મારું અનુમાન તો એવું છે કે દક્ષિણના ચાલુક્ય રાજા પુલકેશી બીજાએ લાટ માલવ અને ગુર્જરને ઈ. સ. ૬૨૪ પહેલાં નમાવ્યા હતા અને ઈ. સ. ૬૬૬ થી ૭૪૪ સુધી દક્ષિણ ગુજરાત એના વંશજોને અધીન હતો. ધીમેધીમે એઓએ છેક ખેડા અને પ્રાંતીજ સુધી પોતાની સત્તા પ્રસારી હોવાનો સંભવ છે.[2] એ સાચું હો કે ન હો, પણ નવસારી જિલ્લો લગભગ એંશી વર્ષ સુધી ચાલુક્યોની સત્તા નીચે રહ્યો હોવાનું ચોક્કસ છે. આ ચાલુક્યસત્તા દરમ્યાન ગુજરાતમાં ચાલુક્ય સામંતો પણ નિમાયા હશે અને એમાંના કેટલાક રાષ્ટ્રકૂટ રાજ્યકાળમાં ચાલુ રહ્યા હશે. હવે રાષ્ટ્રકૂટ અને પ્રતિહારો વચ્ચે ગુજરાત માટે હરીફાઈ ચાલ્યા કરતી હતી[3] અને કોઈ વખત રાષ્ટ્રકૂટ જીતે તો કોઈ વખત પ્રતિહાર જીતે એમ બન્યા કરતું. એટલે પ્રતિહાર સામ્રાજ્યમાં જે વખતે ગુજરાતનો અમુક ભાગ આવ્યો ત્યારે ગુજરાતમાં એ સ્થળે હકૂમત ભોગવતા ચાલુક્ય સામંતોએ પણ કાન્યકુબ્જની ઉપરી સત્તા સ્વીકારી હોય એ બનવા જોગ છે. આ તર્કને નીચેની હકીકત ટેકો આપે છે. કાન્યકુબ્જનો પ્રતિહાર રાજા ભોજદેવ કે આદિવરાહ ઘણો પરાક્રમી રાજા હતો. એણે પચાસ વર્ષ સુધી રાજ્ય કરી પોતાના પરાક્રમોથી મોટું સામ્રાજ્ય જમાવ્યું હતું. રાજપુતાનાનો મોટો ભાગ એને અધીન હતો,[4] માળવા અને

---

૧ જુઓ ઉપર **ચાવડા-સમય**

૨ ગુજરાતના ઐતિહાસિક લેખો નં. ૧૦૨ થી ૧૦૬ તથા સુ. ગ. ગ્ર. ૧. ભા. ૧. પૃ. ૧૦૮ થી ૧૧૨ (નં. ૧૦૨ વાળો લેખ પ્રમાણભૂત નથી મનાતો એટલું અહીં નોંધવું જોઈએ)

૩ જુઓ પ્રકરણ ચોથું પૃ. ૧૦૩

૪ વિન્સેન્ટ સ્મિથની અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા. આ. ૩, પૃ. ૩૯૬.

# પ્રકરણ ૭ મું

## મૂળરાજદેવ

### ઈ. સ ૯૪૨ થી ૯૯૭ (વિ સ. ૯૯૮ થી ૧૦૫૩)

### મૂળરાજનો પિતા રાજિ કનોજનો સામંત

મૂળરાજદેવનો પિતા રાજિ પ્રાચીન ગુર્જરના દેશનો રાજા હોવા જોઈએ એવો તર્ક ઉપર કર્યો છે પણ એ સ્વતંત્ર રાજા હોવાનો સંભવ થોડો છે, કાન્યકુબ્જના પ્રતિહાર રાજાઓનો સામંત હોવાનો વધારે સંભવ છે પણ આ બાબતમાં વધારે ચોક્કસ અનુમાન કરવા માટે કાંઈ સાધન નથી

### મૂળરાજના જન્મની દંતકથા

મૂળરાજના જન્મ સબંધમાં પ્ર. ચિ. માં આપેલી દંતકથાનો સાર એવો છે કે મુંજાલદેવના પુત્રો રાજ બીજ અને દંડ નામના ત્રણ ભાઈઓ સોમનાથની યાત્રા માટે ગયેલા ત્યાંથી પાછા વળતાં અણહીલપુર પાટણ આવ્યા અને કાપડીના વેશમાં રહેલા રાજની ઘોડેસવારીની કુશળતા જોઈને, એને મોટા કુળનો ધારીને, પાટણના ચાવડા રાજા સામંતસિંહે એને પોતાની લીલાદેવી નામની બહેન પરણાવી આ લીલાદેવી સગર્ભાવસ્થામાં હતી ત્યાં એકાએક એનું મરણ થતાં એનું પેટ ચીરીને જીવતા બાળકને બહાર કાઢ્યું આ બાળક મૂળ નક્ષત્રમાં જન્મેલું હોવાથી એનું 'મૂળરાજ' નામ પાડવામાં આવ્યું [1]

---

૧ જુઓ પ્ર. ચિ ગુ ભા ૪૨-૪૩; રાસમાળામાં રત્નમાળને તથા જિનમંડનગણિના કુમારપાલપ્રબંધને અનુસરી રાજના બાપનું નામ ભુવનાદિત્ય આપ્યું છે. એ ઉપરાંત પણ આ દંતકથાના પાઠાંતર માટે જુઓ રાસમાળા ગુ. ભા. આ ૩. પૃ. ૫૫ તથા એ ઉપર ટિ. ૨.

સામતસિંહે આ મૂળરાજને દત્તક લીધા એમ રાસમાળામા લખ્યુ છે પણ પ્ર ચિં મા નથી કહ્યુ પ્ર. ચિં મા તો એમ જ કહ્યુ છે કે "આ બાળક બાલસૂર્ય જેવો હોવાથી સહુને વહાલો થઈ પડ્યો અને પરાક્રમી હોવાથી મામાનુ સામ્રાજ્ય વધારવા લાગ્યો '

## મૂળરાજની રાજ્યપ્રાપ્તિ સબધી દતકથા

'પણ મામો સામતસિંહ જ્યારે દારૂ પીને મત્ત બની જાય ત્યારે મૂળરાજનો રાજ્યાભિષેક કરે અને ભાન આવે ત્યારે એને ગાદી ઉપરથી ઉઠાડી મૂકે આ રીતે હમેશા પોતાની મશ્કરી થતી જોઇને મૂળરાજે પોતાના માણસોને તયાર રાખી, એક વખત ઉન્મત્ત મામાએ ગાદીએ બેસાર્યો ત્યારે તેને મારીને પોતે સાચે જ રાજા થઈ પડ્યો

સ ૯૯૮ મા મૂળરાજને રાજ્યાભિષેક થયો '[1]

પ્ર ચિં માથી ઉપર ઉતારેલી મૂળરાજના જન્મ તથા રાજ્ય પ્રાપ્તિ સબધી દતકથા ઉતારીને મુબઈ ગેઝિટિયરના લેખક કહે છે કે આ દતકથામા આપેલી મુખ્ય હકીકતો એટલે કે મૂળરાજનો બાપ ચાવડા રાજાની કોઈ(?) પરણેલો એને મૂળરાજ નામે પુત્ર થયો અને એ મૂળરાજ મામાને મારીને ગાદીએ બેઠો, એટલી વાત માનવા જેવી છે બાકી રાજ બીજ દક્ષ કાપડી વેશે ફરતા હતા તથા ઘોડે સવારીમા રાજની હોશિયારી જોઈને એને કન્યા આપી વગેરે કથા તો ભાટોની આધારણ કલ્પની કલ્પિત કથા છે[2] એ દતકથાના પાઠાંતર જોતા એ તો દેખીતી જ કલ્પિત લાગે છે, પણ ગેઝિટિયરના લેખક જે વાત માનવા જેવી કહે છે તેનો પણ કેટલોક ભાગ સૂક્ષ્મ ઐતિહાસિક પરીક્ષણથી કલ્પિત જણાય છે

---

૧ પ્ર. ચિં. પૃ ૪૩-૪૮, રાસમાળા મુખ્યત્વ રત્નમાળાને અનુસરે છે, જ્યારે મુબઈ ગેઝિટિયર મુખ્યત્વ પ્ર. ચિં ને અનુસરે છે તેમા વધારે વિશ્વસનીય પ્ર ચિં. જ છે એમા સદેહ નથી.

૨ મુ ગે. ગ્ર ૧ ભા ૧, પૃ ૧૫૬

મૂળરાજનો પિતા રાજિ 'રાજર્ષિરાજ' હતો એમ તો મૂળરાજ પોતે જ કહે છે[1] અને એ પ્રાચીન ગુજરાતના રાજા હતા એમ મેં અટકળ કરી છે. પછી રાજિ છેલ્લા ચાવડા રાજાની બહેનને[2] પરણ્યો હોય એમાં જો કે કશું અસંભવિત નથી અને પ્ર-ચિં. ના ઉપર ઉતારેલ કથન ને એ પહેલાં લખાયેલા સુકૃતસંકીર્તન અને સુકૃતકીર્તિકલ્લોલિની જેવા ગ્રંથો મૂળરાજને છેલ્લા ચાવડા રાજાનો ભાણેજ કહીને ટેકો આપે છે,[3] પણ દ્વયાશ્રયમાં એ બાબતમાં કશું કથન નથી અને મૂળરાજના ઉત્કીર્ણ લેખો, નીચે દર્શાવ્યું છે તેમ, એની વિરુદ્ધ જાય છે શ્રી મુનશી પણ છેલ્લા ચાવડા રાજા સાથે મૂળરાજને સંબંધ હોવાની વાતને ઉત્કીર્ણ લેખનો ટેકો નથી એમ કહે છે.[4]

મૂળરાજની માનું નામ પ્ર. ચિં માં તથા કુમારપાલપ્રબંધમાં લીલાદેવી આપ્યું છે, પણ દ્વયાશ્રયમાં મૂળરાજને 'ચંડિકામાન' કહેલ છે અને ટીકાકારે એનો અર્થ 'ચંડાલ દેવી જેની માતા છે' એવો કર્યો છે, એટલે મૂળરાજની માનું નામ પણ સંદિગ્ધ માનવું પડશે.[5]

## મૂળરાજ ચૌલુક્યવંશનો પહેલો રાજા

મૂળરાજ અણહિલપુર પાટણનો રાજા હતો એટલું તો એણે પોતે વિ. સં. ૧૦૫૧માં અણહિલપાટકમાંથી દાન આપ્યું છે[6]

૧ જુઓ વિ. સં. ૧૦૪૩ નું મૂળરાજનું દાનપત્ર

૨ વિચારશ્રેણીમાં મૂળરાજને છેલ્લા ચાવડા રાજાનો દૌહિત્ર કહ્યો છે એ તો ભૂલ જ છે.

૩ पदेऽथ तस्याजनि भागिनेयश्चौलुक्यवंशार्णवपूर्णचन्द्रः ।
श्रीमूलराज .......... ...... सु. सं. स. २, श्लो १.
स्वस्त्रीयः श्रयति स्म तस्य पदवीं चौलुक्यलक्ष्मीशिरो-
माणिक्यं हिमवद्विजिष्णुमहिमा श्रीमूलराजो नृपः । सु. की. क. श्लो २३.

૪ ગ્લોરી ધેટ વૉઝ ગુર્જરદેશ, ભા. ૩. પૃ ૭૧

૫ દ્વયાશ્રય સ. ૧, શ્લો. ૧૮૮.

૬ જુઓ વિ. સં. ૧૦૫૧ નું બલેરા દાનપત્ર, એ. ઇ. ગ્ર. ૧૦. પૃ ૭૮.

લાગો માન્યો છે એટલે એ વાંધો તો ટકતો નથી

પણ મૂળરાજે ચાવડા રાજા પાસેથી જ પાટણનું રાજ્ય લીધું હતું એમ મૂળરાજના પોતાના કે એની નજીકના એ વંશના કોઈ ઉત્કીર્ણ લેખમાં લખેલું હજી સુધી મળ્યું નથી. હેમચંદ્રે પણ કાંઈ લખ્યું નથી, પણ હેમચન્દ્રના તથા સિદ્ધરાજ કુમારપાલના સમકાલીન કવિ શ્રીપાલે વિ. સં. ૧૨૦૮ માં લખેલી વડનગર-પ્રાકાર-પ્રશસ્તિમાં "મૂળરાજે ચાવડા રાજાઓની રાજલક્ષ્મીને પોતાની દાસી બનાવીને વિદ્વાનો બાન્ધવો, વિપ્રો વગેરેને ભોગ્ય બનાવી" એમ લખ્યું છે,[1] એટલે એણે કોઈ ચાવડા રાજા પાસેથી પાટણનું રાજ્ય લીધું છે એટલું માનવામાં વાંધો નથી. "ચાવડાઓ પુષ્કળ દારૂ પીતા હતા અને તેથી યાદવો પેઠે તેઓનું રાજ્ય ગયું" એમ પ્ર. ચિં. પહેલાં વિ. સં. ૧૨૨૯ થી ૧૨૩૧ વચ્ચે લખાયેલા 'મોહરાજપરાજય' નાટકમાં કહ્યું છે[2] એટલે દંતકથાના એ અંશને પણ કાંઈક વજનદાર માનવો પડશે.

પણ છેલ્લા ચાવડા રાજાને કાંઈ સંતાન નહોતું માટે એણે પોતાના ભાણેજ મૂળરાજને દત્તક લીધો હતો એમ ધર્મારણ્યમાં આપેલી દંતકથા કહે છે, ત્યારે ચાવડાના ભાટ લોકો કહે છે કે સામંતસિંહને અહિપત નામનો છોકરો હતો અને મૂળરાજે સામંતસિંહને માર્યો ત્યારે એક વર્ષના એ છોકરાને લઈને એની મા પોતાને પિયર નગોર (સિંધ અને મારવાડની વચ્ચે રણમાં) ભાગી ગઈ, અને હાલમાં માણસાના ચાવડા દરબાર એ વંશના છે[1] પણ આ દંતકથાને કશો આધાર નથી

---

૧ यथापोत्कटराजराज्यकमला स्वच्छन्दवन्दीकृता
विद्वद्बान्धवविप्रबन्दिभृतकव्यूहोपभोग्यां व्यधात् ।
પ્રા. લે. મા. ભા. ૧. લેખ નં. ૮૫. શ્લો. ૫

૨ જુઓ મોહરાજપરાજય અ. ૮. પૃ. ૧૦૮-૦૯, રત્નમાળે છેલ્લા ચાવડા રાજાને અવિવેકી કહ્યો છે અને ધર્મારણ્યે ખાઉધરો (बहुमोदकभक्षी) તથા કામી (आसक्तो योषितां वृन्दे . . तथा कामसेवापरायण.) કહ્યો છે ભા. સા. ૫ નો રિપોર્ટ, ઇ. વિ. પૃ. ૩૯.

ઊંચા કુળમાં હશે, પણ એ ચોક્કસ જાણવાનું કાંઈ સાધન નથી અને એની ખબર ન હોવાથી જ પાછળથી ચાવડાનો ભાણેજ મૂળરાજ હોવાની માન્યતા ચાલી હશે.

### મૂળરાજ સં. ૯૯૮માં પાટણની ગાદીએ બેઠા

વળી મૂળરાજે પોતાનું બાપીકું રાજ્ય—ધારો કે ભિન્નમાલ, શા માટે છોડયું એ જાણવાનું કાંઈ સાધન નથી. પ્રતિહાર ચક્રવર્તી મહીપાલનો વિરોધ કરવાથી મૂળરાજને ગુર્જરત્રા છોડીને દક્ષિણમાં ઊતરવું પડયું એવા પણ આધાર વગરના તર્ક શ્રી મુનશીએ કર્યા છે[1] પણ ઈ. સ. ૯૪૨ (સં. ૯૯૮)માં મૂળરાજે પાટણ જીતી ત્યાં પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો એટલું પ્ર. ચિ. વગેરેમાં જળવાઈ રહેલ દંતકથા તથા સિદ્ધરાજના સાંભરના લેખથી ચોક્કસ જણાય છે.[2] આ વિજયથી મૂળરાજના હાથમાં કેટલો પ્રદેશ આવ્યો એ નક્કી થવું મુશ્કેલ છે, પણ એ પોતે સારસ્વતમંડલ કહે છે. અને સારસ્વતમંડલ[3] એટલે સરસ્વતીના કાંઠાનો પ્રદેશ—તે સિદ્ધપુર પાટણથી આરંભી સરસ્વતી અને રૂપેણ નદી વચ્ચેનો કચ્છના રણ સુધીનો પ્રદેશ હોવાનો સંભવ છે

### મૂળરાજના રાજ્યની હદ

ચાવડાઓને તાબે વઢિયાર નામથી ઓળખાતો કચ્છ અને ગુજરાત વચ્ચેનો કચ્છના રણકાંઠાનો પ્રદેશ તથા સરસ્વતીના કાંઠાનો પ્રદેશ—બીજી રીતે પંચાસરથી પાટણ કે સિદ્ધપુર સુધીનો પ્રદેશ હતો[4] અને મૂળરાજે પરાક્રમ કરીને જે પ્રદેશ મેળવ્યો તે પણ એટલો જ.

---

૧ ગ્લોરી ધેટ વોઝ ગુર્જરદેશ ભા ૩. પૃ ૧૦૮.

૨ જુઓ ચાવડા-સમય પ્ર ૩ માં પાટણની સ્થાપનાનો વિચાર પૃ ૫૮, ટિ. ૧

૩ જૂના કાળના આ રીતે નદીના નામ ઉપરથી એના કાંઠાના પ્રદેશનાં નામ પાડવાનો રિવાજ જણાય છે मारुकच्छा समाहेया सहसारस्वतस्तया । वायु पु. અ ૪૫, શ્લો. ૧૩૧; मत्स्य पु. અ ૧૧૩ શ્લો ૫૧. હાલમાં પણ સાબરકાંઠા, મહીકાંઠા, રેવાકાંઠા વગેરે નામો પ્રચલિત છે જ.

૪ જુઓ મુ ગે ગ્ર. ૧ ભા ૧. પૃ. ૧૫૦.

## મૂળરાજના આરંભના વર્ષોમાં ખેડા વગેરે ગુજરાતનો ભાગ રાષ્ટ્રકૂટના પરમાર સામંતને તાબે હતો

ઈ સ ૯૪૨ (વિ સ ૯૯૮)માં મૂળરાજ ગાદીએ બેઠો ત્યારે એ કોઈ મોટા રાજાનો સામંત હતો કે સ્વતંત્ર હતો એ જાણવાનું કોઈ સાધન નથી, પણ એ નાના રાજ્યનો એ રાજા હતો એટલું ચોક્કસ. છેલ્લા ચાવડા રાજાને હરાવવાથી એને કેટલું રાજ્ય મળ્યું હશે એ ઉપર અટકળ્યું કે મૂળરાજ મહત્ત્વાકાંક્ષી સાહસિક વીર પુરુષ હતો એમ એની પાછળની કારકિર્દી ઉપરથી તથા એના સંબંધી તવારીખો ઉપરથી જણાય છે પણ શરૂઆતમાં એ બહુ મોટો રાજ્યનો વિસ્તાર એ વધારી શક્યો હોય એમ લાગતું નથી કારણ કે ઈ સ ૯૪૯ (વિ સ ૧૦૦૫)ના પરમાર વંશના સીયકના દાનપત્રો હરસોલ (જિ પ્રાંતીજ)માંથી મળી આવ્યા છે[1] અને એમાં પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી અકાલવર્ષદેવ પૃથ્વીવલ્લભના મહામંડલિક ચૂડામણિ મહારાજાધિરાજ સીયકે પોતાના[2] ભોગવટાના મોહડાસા જિલ્લા (મોહડવાસ વિષય)માં આવેલા કુંભારોટક અને સીહકા નામના ગામ દાનમાં આપેલા છે આ દાનની વિગત જાણવાની એ લેખમાં લખ્યું છે કે આ સીયક ખેટ મંડળનો અધિપતિ હતો અને એણે યોગરાજનો પરાભવ કરીને પાછા વળતાં મહી નદીના કાંઠા ઉપર પડાવ નાખ્યો હતો ત્યારે સં ૧૦૦૫ માઘ વદિ અમાવાસ્યાને બુધવારે શિવનાથને પૂજીને આનંદપુરના નાગર ગોવર્ધનના પુત્ર લલ્લોપાધ્યાયને કુંભારોટક ગામ અને એના પુત્ર નિનાદીક્ષિતને સીહકા નામનું ગામ દાનમાં આપ્યું છે[3]

---

1 આ દાનપત્રોની નકલ શ્રી દત્તાત્રય બા ડિસકળકર પુરાતત્ત્વ પુ ૨ પૃ ૪૮–૪૫ ઉપર પ્રગટ કરી છે અને એની નીચે એનું વિવેચન કર્યું છે એ પછી એ ઇ ગ્રં ૧૯ પૃ ૨૪૧ના ઘણ આ તામ્રપત્રો પ્રગટ થયા છે ફા ગુ સૈ ત્રૈ ન ૨૦૭

2 આ લેખમાં તથા બીજા આવા લેખોમાં દત્તભુજ્યમાન શબ્દ વપરાયા હોય છે

3 એ ન

આ દાનપત્ર મૂળરાજના ઇતિહાસ માટે ઘણું ઉપયોગી છે. આ દાનપત્રમાં આપેલી હકીકતની મદદથી ચોથા પ્રકરણમાં ગુજરાતનો ઇતિહાસ જ્યાં અધૂરો મૂક્યો હતો ત્યાંથી આ પ્રકરણના સમય સાથે એને જોડવાનું સાધન મળે છે ઈ. સ. ૯૧૧ (વિ. સં. ૯૬૭)માં રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ બીજા અકાલવર્ષના સામંત પ્રચંડે કપડવંજમાંથી દાન આપ્યું ત્યારે ખેટકમંડલનાં સાતસો પચાશ ગામનો એ પ્રચંડ મહાસામંત હતો. આ સામંત-પદ એના કે એના વંશના હાથમાં ક્યાં સુધી રહ્યું એ જાણવાનું કાંઈ સાધન નથી, પણ ખેટકમંડલ અને ઘણું કરી લાટમંડલ પણ રાષ્ટ્રકૂટ રાજાઓને તાબે શક સં. ૮૫૨-ઈ. સ. ૯૩૦ સુધી હતાં, એમ ચોથા પ્રકરણમાં જોયું છે. અને એ સાલમાં ખેડાના ગામનું દાન આપનાર ગોવિંદ ચોથા સાહસાંક ઈ. સ. ૯૧૮ થી ૯૩૩ના અનુયાયી બદ્દિગ (અમોઘવર્ષ ત્રીજો) ઈ. સ. ૯૪૦ના વખતનો જો કે કોઈ લેખ મળ્યો નથી, પણ એ પછી કૃષ્ણરાજ ત્રીજા ઉર્ફે અકાલવર્ષ પૃથ્વીવલ્લભ (ઈ. સ. ૯૪૦ થી ૯૬૧)ના[1] વખતનું ઉપલું દાનપત્ર છે. એ દાનપત્ર ઉપરથી એ વખતે મહારાજા સીયક ખેટકમંડલનો મહામંડલેશ્વર હતો એમ સાબિત થાય છે. રાષ્ટ્રકૂટ રાજાઓની સત્તાના કાળમાં એક વખત કપડવંજ સુધીનો ખેડા જિલ્લાનો ભાગ પણ લાટમંડલમાં ગણાતો, પણ પાછળથી રાજ્યવહીવટની સગવડ ખાતર એના બે વિભાગ પાડવામાં આવ્યા હોય એમ જણાય છે: (૧) જંબુસરથી છેક નવસારી સુધીનો પ્રદેશ એ લાટમંડલ અને (૨) હાલનો ખેડા જિલ્લો તથા અમદાવાદ જિલ્લો, અને ગાયકવાડી કડી પ્રાંત અને મહીકાંઠા એજન્સી એ બધાનો કેટલોક ભાગ એ ખેટકમંડલ.

બીજું મોડાસા વિષયના બે ગામ દાનમાં આપ્યાનું આ લેખમાં કહ્યું છે તેમાંથી કુંભાપાટકનો પત્તો નથી લાગ્યો, પણ લેખનું સીહક તે

---

૧ આ રાષ્ટ્રકૂટ રાજાઓના વિશેષ વૃત્તાંત માટે જુઓ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ. પૃ. ૧૧૫ થી ૧૧૮ અથવા ભારતકે પ્રાચીન રાજવંશ. ભા. ૩, પૃ. ૫૨ થી ૬૦.

દાનનુ અમ ત્યા થી પ્રાતીજ જની નાઈનિના નૈઋત્ય ખૂણાથી પૂર્વમા પચીશ મૈલ ઉપર ધનસુરા પાસે સીકા નામે ગામ છે [1] આ દાનપત્રમા મહારાજ શ્રી સીયક પોતાને ખેટમડલનો અધિપતિ કહે છે અને મોડાસા વિષયના ગામ દાનમાં આપે છે એ જોતા મધ્ય ગુજરાતનો એ મવો ભાગ ઇ સ. ૯૧૧ થી ૯૩૦ સુધીમા હતો તેમજ ઇ સ ૯૪૯મા પણ રાષ્ટ્રકૂટ રાજાઓને તાબે હોય એમ નિશ્ચય થાય છે

## મધ્ય ગુજરાત ઇ સ ૯૭૦ (સ ૧૦૨૬) સુધી પરમાર રાજા સીયકને તાબે

આ પછી આ રાજા સીયકના વિ સ ૧૦૨ ના દાનપત્રનુ એક પત્ર અમ ત્યા માંથી મળ્યુ છે, [2] પણ એ દાનપત્રના બે પતરામાથી પાછનુ પતરુ હોવાથી એમાથી કાંઈ માહિતી મળી શકતી નથી એટલે ઇ સ ૯૭૦ (વિ સ ૧૦૨૬)મા પણ આ સીયક રાજા રાષ્ટ્રકૂટનો નામન હતો કે પાછળથી સ્વતત્ર થયો હતો તે કાંઈ જણાતુ નથી પણ આ દાનપત્ર ગુજરાતમાથી મળ્યુ છે એટલા જ ઉપરથી સીયકના હાથમા મધ્ય ગુજરાતનો કેટલોક ભાગ હોવાનો સભવ મનાય

આ રીતે ઘણુ કરી વીસ પચીસ વર્ષની ગુજરાતના કેટલાક ભાગ ઉપરની સત્તા દરમ્યાન આ પરમાર સીયકે કરેલાં કાંઈ નામો વિશે માહિતી મળતી નથી માત્ર ૧૦૦૫ના દાનપત્રમા પોતે યોગરાજ ઉપર ચડી જઈને એને હરાવ્યાનુ કથન મળે છે આ યોગરાજ કોણ હતો, ક્યા વશનો તથા ક્યા પ્રદેશનો રાજા હતો તે કશુ લેખમા આપ્યુ નથી ઘણા એ દાનપત્ર છપાવનારા શ્રી ડિસ્કળકરે આ યોગરાજ ચાવડાવશનો ઘાઘડ પછી થયેલો, જેનુ નામ વિચારશ્રેણીમા નથી આપ્યુ તે રાજા અથવા જેને મૂળરાજે માર્યો તે સામતસિંહ જ, એવો

[1] પુરાતત્વ પુ ૨, પૃ ૪૪, ટિ ૫

[2] જુઓ પુરાતત્વ પુ ૩ પૃ ૧૯૧ તથા એ. ઇ ગ્ર ૧૯, પૃ ૧૭૮ તથા ગુ ઐ લે ન ૨૩૮

પાયા વગરનો તર્ક કર્યો છે.[1] અને સ્વ. રામલાલ ચુનીલાલ મોદીએ આ યોગરાજ તે કનોજના મહેન્દ્રપાલનો સામંત અવનિવર્મા બીજો ઉર્ફે યોગ વખતે હોય એમ કહ્યું છે.[2] પણ અવનિવર્માનું દાનપત્ર છેક વિ. સં. ૯૫૬નું મળ્યું છે અને એના પુત્રનું સં. ૯૫૦નું મળ્યું છે (પૃ. ૧૦૨ જુઓ) એટલે એ એ પછી પચાશ વર્ષ સુધી જીવતો હોય અને સીયકની સામે લગભગ સો વર્ષનો એ યોગ થયો હોય, એ વસ્તુ સંભવિત નથી લાગતી. શ્રી. મુનશીએ તારીખોનો વિચાર કર્યા વગર રાજ પછી થયેલો ચાવડા યોગરાજ અથવા ચાલુક્ય અવનિવર્મા હોય એમ કહ્યું છે.[3]

આ ઉપરાંત આ લેખમાં દાન લેનારને આનંદપુરનો નાગર કહ્યો છે. નાગર જ્ઞાતિ નામનો આ સૌથી પહેલો ઉલ્લેખ છે. વળી એ લેખના લેખકનું નામ કાયસ્થ ગુણધર આપ્યું છે.

### માળવાનો પરમાર રાજા સીયક

હવે દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાનો સામંત અને ગુજરાતમાં દાન આપનાર આ સીયક કોણ હતો એ જોઈએ. કવિ પરિમલ કે પદ્મગુપ્તના નવસાહસાંકચરિત ઉપરથી તથા માળવાના જે પહેલા દાનપત્રો રાજા મુંજ (ઉર્ફે વાક્પતિરાજ)ના મળે છે તે ઉપરથી માળવાના પરમાર રાજવંશના મૂળ પુરુષ શ્રીકૃષ્ણરાજદેવનો પૌત્ર અને મુંજનો પોતાનો પિતા આ સીયક હોય એવું નક્કી થાય છે.[4] પણ આ સીયકનું રાજ્ય

---

૧ પુરાતત્ત્વ પુ. ૨ પૃ. ૮૬, સ્વ. રામલાલ ચુનીલાલ મોદી પણ ડિસ્કળકરના આ તર્કને નિરર્થક કલ્પના ગણે છે. ભા. સા. ૫. નો રિપોર્ટ. ૬ વિ. પૃ. ૨૯.

૨ એજન

૩ ગ્લોરી ધેટ વોઝ ગૂર્જરદેશ. ભા. ૩ પૃ. ૧૧૦.

૪ જુઓ મુંજનું ઈ. સ. ૯૭૪ (વિ. સં. ૧૦૩૧નું) દાનપત્ર. પ્રા. લે. મા. ભા. ૧, નં. ૨ તથા ઈ. સ. ૯૭૯ (૧૦૩૬નું) દાનપત્ર, એજન નં. ૫૯. તથા ઇ. એ. ગ્રં. ૧૪. પૃ. ૧૫૯ તથા નવસાહસાંકચરિત ઉપર બુલ્હર તથા ઝેડરીનો લેખ, ઇ. એ. ગ્રં. ૩૬, પૃ. ૧૪૯ પ્ર. ચિ. પૃ. ૯૧. પરિશિષ્ટ (ઘ). માળવાના પરમારોની વંશાવળી માટે પરિશિષ્ટ ૨.

એથી નક્કી થાય છે કે પહેલા ગેટલે ઈ. સ. ૯૪૯ થી ૯૭૩ (વિ. સં. ૧૦૦૫ થી ૧૦૨૯) વચ્ચે કનોજના સામંતને હરાવી એની પાસેથી માળવા છીની લઈ ઉજ્જૈનમાં સીયકે પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હશે, એમ માનવું યોગ્ય છે. પછી માલખેડના રાષ્ટ્રકૂટ ખોટ્ટિગને હરાવી એનાથી પણ સ્વતંત્ર થઈ પોતે 'પરમેશ્વર પરમભટ્ટારક મહારાજાધિરાજ' થયો હશે આ રીતે માળવામાં પરમાર રાજા સીયકે સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું એ પહેલાં અમુક વખત સુધી રાષ્ટ્રકૂટ રાજાના સામંત તરીકે એણે ગુજરાતમાં રાજ્ય કર્યું હતું એ દેખીતું છે એ સમય દરમ્યાન એણે પોતાના પુત્ર મુંજના નામથી મોઢેરા પાસે ધર્મારણ્યમાં મુંજપુર ગામ વસાવ્યું હોય કે પછી મુંજે મૂળરાજને હરાવ્યો ત્યારે એણે વસાવ્યું હોય. ગમે તેમ પણ મુંજપુર નામનું એક જૂનું ગામ મુંજે વસાવ્યાની દંતકથા મળે છે.[1]

## મૂળરાજ શરૂઆતમાં સ્વતંત્ર રાજા ન હોવાનો સંભવ

અણહિલપુર પાટણનો રાજા મૂળરાજ, ઉપર જોયું તેમ ઈ. સ. ૯૪૨ (વિ. સં. ૯૯૮)માં ગાદીએ બેઠો ખરો, પણ પોતાના રાજ્યની હદ વધારવા માટે ઈ. સ. ૯૭૪ (વિ. સં. ૧૦૩૦) સુધી એ કાંઈ કરી શક્યો હોય એમ લાગતું નથી. એનું પહેલું દાનપત્ર ઈ. સ. ૯૭૪ (૧૦૨૦ ભાદ્રપદ સુદિ ૫)નું મળ્યું છે જેમાં ગંભૂતા વિષયના પાલસ્થ ગામની એક હળ જમીન વરુણકાચાર્યને દાનમાં આપ્યાની નોંધ છે.[2]

---

૧ જુઓ ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ પૃ. ૨૯૩ તથા ૩૪૩. મુંજપુર વસાવ્યાની તારીખો જુદી જુદી દંતકથામાં જુદી જુદી આપેલી છે. એ જોતાં એના ઉપર વિશેષ ભરોસો મુકાય એમ નથી. 'પ્રથમ વડા પરમાર પૃથ્વી પરમારાં તણી' રાસમાળા પૃ. ૧૯૬. ટિ. જેવા વચન પણ ઉપર કહેલી પરમાર સત્તાના સૂચક લાગે છે.

૨ સ્વ. હરિ હર્ષદ ધ્રુવને પાટણના ગોસાઈ નારાયણભારતી પાસેથી આ તામ્રપત્ર મળ્યું હતું અને વિયેના ઓરિયેન્ટલ જર્નલ ગ્રં. ૫. પૃ. ૩૦૦ માં એની નોંધ (નકલ નહિ) છપાઈ છે હાલમાં આ તામ્રપત્રનો પત્તો નથી.

આ તામ્રપત્રમાં મૂળરાજને "સમસ્તરાજાવલીસમલંકૃત મહારાજાધિરાજ પરમેશ્વર" જેવા ખાસ સ્વતંત્રતાસૂચક શબ્દો નથી તથા આ પછી ૧૩ વર્ષે ઇ સ ૯૮૭માં અપાયેલા વિ. સ ૧૦૪૩ના દાનપત્રમાં પણ માત્ર "ચૌલુક્યાન્વય મહારાજાધિરાજ" એટલા જ શબ્દો છે જો-'સમધિગત-પંચમહાશબ્દ' એ ખાસ સામંતપદસૂચક શબ્દો નથી છતાં આ ઉપરથી મૂળરાજ સ્વતંત્ર ન થઈ શક્યો હોય-કદાચ માળવાના રાજા સીયકનું અને પછી એના પુત્ર મુંજનું કોઈક વખતનું ઉપરીપણું એણે કબૂલ કર્યું હોય, એમ માનવું યોગ્ય દેખાય છે અને આવું અનુમાન કરવા માટે બીજું પણ કારણ છે માળવાના રાજા સીયકના અનુગામી મુંજનો રાજ્યકાળ ઇ સ ૯૭૪ થી ૯૯૫ (વિ સ ૧૦૩૦ થી ૧૦૫૧) મનાય છે[1] હવે સીયકનું ગુજરાતમાં જે આધિપત્ય હતું તે એનું મરણ થતાં પૂરું થયું ગણીને મૂળરાજ, પોતે જે પહેલાં સીયકનું ઉપરીપણું કબૂલ રાખ્યું હોય તો એ ફેંકી દેવા તથા સીયકના તાબાની પોતાની હદની નજીકનો મુલક મારવા પ્રયત્ન કરે, અને મુંજ પોતાને વારસામાં મળેલી સત્તા બિલકુલ ઓછી ન થાય, એટલું જ નહિ, પણ ઊલટી વધે એવો પ્રયત્ન કરે, એ એ કાળનો સામાન્ય શિરસ્તો હતો અને વસ્તુત એમ જ બન્યું જણાય છે,

## માળવાના મુંજે મૂળરાજને હરાવ્યો

કારણ કે ગોડવાડ જિલ્લાના બીજાપુરથી બે માઈલ દૂર આવેલા જૈન મંદિરમાંથી મળી આવેલા ઈ સ ૯૯૭ (વિ. સ ૧૦૫૩)ના ગષ્ટ્રફૂટ રાજા ધવલના લેખમાં એ રાજા વિષે કહેલું છે કે "જ્યારે મેવાડના મ૦પ આઘાટ (આહડ)ને મુંજરાજે ભાંગ્યું, અને મોટી લડાઈ થઈ તેમાંથી માણુ (કોઈક રાજા જેનું નામ પૂરું નથી વંચાતું તે) તથા ગુર્જરેશ્વર હરણિયાં પેઠે ભાગી ગયા ત્યારે એઓનાં લશ્કરોને આ ધવલે આશ્રય

૧ વિ સ ૧૦૨૯ માં સીયક ગાદી ઉપર હતો એમ ઉપર ઉતારેલા પાઇયલચ્છીના ઉલ્લેખથી જણાય છે અને ૧૦૩૧નું મુંજનું દાનપત્ર મળ્યું છે (પ્રા લે મા લેખ નં ૧) ભારતના પ્રાચીન રાજવંશ ભા ૧, પૃ ૧૦૧

### મૂળરાજ મુંજનો સામંત હોવાનો સંભવ

ગુજરાતના ઇતિહાસ ઉપર પણ આ લેખથી આટલો પ્રકાશ પડે કે પોતાના પિતા સીયકથી પણ વધારે પરાક્રમી મુંજે—રાજ કરી ગાદીએ બેઠા પછી થોડા વખતમાં જ માથું ઊંચું કરતા મેવાડના તથા ગુજરાતના રાજા ઉપર ચઢાઈ કરી હશે અને એમાં હારી જવાથી મૂળરાજે એ પછી કેટલાંક વર્ષો સુધી સ્વતંત્ર થવાનો … વિચાર માંડી વાળ્યો હશે એમ જણાય છે. મેવાડ તો લગભગ બસો વર્ષો સુધી ઉપના સામાથી ઊઠ્યું જ નહિ. મુંજના હાથમાં આવેલો મેવાડનો પ્રદેશ એના અનુયાયીઓને પણ અધીન હોવાના પુરાવા છે.[1]

### મૂળરાજે રાજ્યની આંતરવ્યવસ્થા કરી

પણ મૂળરાજે મુંજનું ધ્યાન બીજી—દક્ષિણ તરફ ગયાના સમયમાં સ્વાધીનતા મેળવી લીધી હતી એ આગળ ચાલતાં જોઈશું, પણ એ પહેલાંના પરાધીન સમયમાં મૂળરાજે પોતાના નાનકડા રાજ્યની આંતરવ્યવસ્થામાં જ બહુ ધ્યાન આપ્યું હોય એવો સંભવ છે. ચાવડા વંશનું એક પણ તામ્રપત્ર ન મળેલ હોવાથી એની રાજ્યવ્યવસ્થા વિષે કાંઈ પણ જાણી શકાતું નથી અને [illegible] તો "બીજા રાજ્યોમાં ચાવડા રાજ્યની ગણતરી ચોરોના રાજ્ય જેવી હતી" એમ કહે છે,[2] એટલે મૂળરાજને ચાવડાઓ તરફથી રાજ્યવ્યવસ્થાનો ખાસ વારસો નહિ મળ્યો હોય એમ માનવામાં હરકત નથી. પણ મૂળરાજનો

---

मग्नानि द्विषतां कुलानि समरे त्वत्खड्गधाराकुले
नाथास्मिन्निति बन्दिवाचि बहुशो देव श्रुतायां पुरा ।
मुग्धा गुर्जरभूमिपालमहिषी प्रत्याशया पाथसः
कान्तारे चकिता विमुञ्चति मुहुः पत्युः कृपाणे दृशौ ॥

ઔચિત્યવિચારચર્ચા, પૃ ૧૦૬–૧૦૭

૧ રાજપૂતાનેકા ઇતિહાસ ખ ૧, પૃ ૮૦૭

૨ પ્ર. ચિ. પૃ. ૨૭

પિતા રાજિ કાન્યકુબ્જનો સામંત હતો એવી આપણે અટકળ કરી છે, એટલે મૂળરાજે કાન્યકુબ્જના પ્રતિહાર વંશની રાજ્યપદ્ધતિ જોઈ હશે અને એ જ ગુજરાતમાં દાખલ કરી હોય અથવા વલભીના રાજ્યવંશમાં તથા ગુજરાતના જ ગુર્જર તથા રાષ્ટ્રકૂટ વંશમાં પ્રચલિત રાજ્યપદ્ધતિના અનુભવીઓનો લાભ લીધો હોય એ ગમે તેમ હોય. પણ એ જમાનાની સર્વમાન્ય રાજ્યપદ્ધતિને અનુસરી એણે સાન્ધિવિગ્રહિક વગેરે અધિકારીઓની ગોઠવણ કરી હતી એમ ઇ. સ. ૯૭૪ (વિ સં ૧૦૩૦)ના તામ્રપત્રમાં એના દૂતક તરીકે સાન્ધિવિગ્રહિક જયંતનું અને લેખક તરીકે કેલનું નામ મળે છે એ ઉપરથી જણાય છે વલભીતામ્રપત્રોમાં દૂતક અને લેખક બેય અધિકારીઓનો ઉલ્લેખ મળે છે, મૂળરાજે જ્યારે સાંધિવિગ્રહિકની યોજના કરી છે ત્યારે બીજા મંત્રીઓની પણ યોજના કરી હોવી જોઈએ જ.

## યુવરાજ ચામુંડ

વળી ઈ સ ૯૭૭ (વિ સં. ૧૦૩૩)નું મૂળરાજના પુત્ર ચામુંડનું દાનપત્ર સ્વ કેશવ હર્ષદ ધ્રુવને મળી આવ્યું હતું (જે આ પુસ્તકની પહેલી આવૃત્તિ બહાર પડી ત્યારે ક્યાંય છપાયું ન હતું પણ હવે છપાયું છે, જુઓ ગુ એ. લે નં ૧૩૬ અ) એ ઉપરથી એ વખતે ચામુંડને યુવરાજ—પદનો અભિષેક કરવામાં આવ્યો હતો એમ સિદ્ધ (શ્લો. ૨) થાય છે આ ઉપરાંત દંતકથાઓમાં કે બીજા કોઈ દાનપત્રોમાં મૂળરાજની રાણીનું નામ નથી આપ્યું ત્યારે આ તામ્રપત્રમાં ચામુંડે પોતાની માનું **માધવી** નામ લખ્યું છે આ માધવી ચોહાણ કુળના ભોજરાજાની દીકરી હતી એમ પણ એ જ લેખમાં કહ્યું છે. આ ચોહાણ કુળનો ભોજ ક્યાંનો રાજા હતો એનો ચોહાણ કુળની જે વંશાવળીઓ મળે છે તેમાંથી પત્તો લાગતો નથી, એટલે કોઈ ફટાયો હોવાનો સંભવ છે

પણ વિ. સં. ૧૦૩૦ના તથા ૧૦૪૩ના ઉપર કહેલા બે લેખોથી એટલું સમજી શકાય છે કે મૂળરાજ એ વખતે મોટી ઉંમરનો

હોવો જોઈએ. વળી ઈ સ. ૯૪૨ (વિ સ ૯૯૮)મા ગાદી ઉપર બેસતી વખતે જાતે પરાક્રમ કરી શકે એવડો એટલે ૨૦-૨૫ વર્ષનો હોય તો ઈ સ ૯૭૪ (૧૦૩૦)મા ૫૨-૫૫ વર્ષનો હોય અને એ વખતે એનો પુત્ર ચામુંડ યુવરાજ-પદે નાયક તરીકે પોતાની સફળતાથી રણ આપે એવડો એટલે પચીસેક વર્ષનો હોય એ સંભવિત છે મૂળરાજે એ વખતે પ્રસિદ્ધ ક્ષત્રિય કુળ સાથે સંબંધ બાંધ્યો અને પોતાના રાજ્યની સાંધિવિગ્રહિક વગેરે મંત્રીઓ નીમીને યોગ્ય વ્યવસ્થા કરી એ મોટું કામ કર્યું યુવરાજ ચામુંડનો ગાનાર્ક નામનો જુદો લેખક હતો એમ એના દાનપત્રથી સમજાય છે

### સોરઠ ઉપરની ચડાઈની ચર્ચા

આ રીતે મૂળરાજે શરૂઆતના વર્ષોમા આંતર વ્યવસ્થામા વધારે ધ્યાન આપ્યુ હશે એમ માનવુ યોગ્ય છે પણ પછી જ્યારે પોતાના રાજ્યની સીમાઓ વધારવા માટે મૂળરાજે પ્રયત્નો આરભ્યા એ નક્કી કરવાનુ કાંઈ સાધન નથી ઉત્કીર્ણ લેખના જે એક બે ચોક્કસ પુરાવા મળે છે તે મૂળરાજના રાજ્યકાળના છેક છેવટનાં વર્ષોના છે એટલે પ્રબંધાત્મક સાધનોનો સાવચેતીથી પણ ઉપયોગ કર્યા વગર છૂટકો નથી પ્રબંધોમાં મૂળરાજના જીવનના જે ઘણુ ચાર પ્રસંગ વર્ણવ્યા છે તેમાં કાલાનુક્રમ નથી આપ્યો પ્રબંધોમા સૌથી જૂના દ્વ્યાશ્રયમાં મૂળરાજના વર્ણનમા પહેલુ જ સુરાષ્ટ્રના આભીરરિપુ ઉપરની ચડાઈનુ વર્ણન છે હેમચન્દ્રે કુલ ચાર સર્ગોમા આ સુરાષ્ટ્ર ઉપરની ચડાઈનુ વિસ્તારથી વર્ણન કર્યું છે[1] શ્રી રસિકલાલ પરીખે દ્વ્યાશ્રયના મૂળરાજે કરેલી વામનસ્થળી ઉપરની ચડાઈના વર્ણનમા શંકા જ કરી નથી અને પૂરો આધાર આપ્યો છે

૧ દ્વ્યાશ્રયને અનુસરીને આ ચડાઈનુ વર્ણન રાસમાળામાં આપેલુ છે અને તેની ટિપ્પણીઓમા ભાષાંતરકારે દ્વ્યાશ્રયના મણિલાલ નભુભાઈએ કરેલા ભાષાંતરમાંથી પુષ્કળ ઉતારો કર્યો છે (જુઓ પૃ ૬૧થી ૮૨) અને મુંબઈ ગૅઝેટિયરમા એનો સાર આપેલો છે (પૃ ૧૬૦)

( ફા ૭ પૃ. ૧૨૩ થી ૧૨૬ ). પછી સ્વ. રામલાલ મોદીએ[1] દ્વયાશ્રયના વર્ણનમાં એ કરેલી શકાને સાહસ કાઢીને મળરાજના સોરઠવિજયના પુરાવા તરીકે સિદ્ધહેમપ્રશસ્તિનુ श्रीमूलराजोऽवधीत् दुर्लभाभीरान् (श्लो० २) વચન ઉતાર્યું છે દ્વયાશ્રયના કાવ્યના વર્ણન કરતાં આ વચનનું ઐતિહાસિક મહત્ત્વ જરાક વધારે ગણાય એ માન્ય કથન છે પણ એ છે તો દ્વયાશ્રયના કર્તાનું જ વચન અને કોઈ સ્વતત્ર સમકાલીન લખાણનુ નથી. વળી આ વચનમાથી ‘ આભીરોને માર્યા ’ એટલા જ અર્થ નીકળે છે આભીરો તો જેમ સોરઠમા હતા તેમ કચ્છમા પણ હતા[2] શ્રી મુનશી દ્વયાશ્રયોક્ત મળરાજના વિજયનો વિગતથી સાર આપ્યા પછી એના સભવાસભવ વિશે કશુ કહેતા નથી, મારી દલીલનો ઉલ્લેખ કે ઉત્તર કશુ આપ્યુ નથી છેવટ લખાણ પરસ્પર વિરુદ્ધ હોવા છતા મળરાજે સોરાષ્ટ્રને અને કચ્છના રાજાઓને હરાવ્યા હશે તથા એઓના મુલકનો કાઈક ભાગ મેળવ્યો હશે એવુ મનાય, એમ અચોકકસ નિર્ણય આપે છે.[3]

હેમચન્દ્રે પોતે સિદ્ધહેમમાં સૌરાષ્ટ્રના વિજયનો યશ સિદ્ધરાજને આપ્યો છે એ હકીકત મારી વિચારસરણીને ટેકા આપનારી છે,[4] પણ સુરાષ્ટ્ર ઉપરની ચડાઈનો ઉલ્લેખ આ વશના કોઈ ઉત્કીર્ણ લેખમાં નથી મળતો, એટલુ જ નહિ, પણ દ્વયાશ્રય પછી લખાયેલા ગ્ર સં, સુ કી. ક, કી કૌ તથા પ્ર. ચિ વગેરેમાં એનો બિલકુલ ઉલ્લેખ જ નથી વળી એક તરફથી શાકંભરીનો ચોહાણ રાજા વિગ્રહરાજ, બીજી તરફથી મળરાજને રણક્ષેત્રમાથી એક વખત નસાડનાર માળવાનો રાજા મુંજ અને ત્રીજી તરફથી માલખેડના વિશાળ સામ્રાજ્યના ધણી તૈલપનો સામત લાટનો બારપ્પ મળરાજ તરફ તાકીને બેઠા હોય એ સ્થિતિમા

૧ જુઓ માનસી ૧૯૩૮, મારા ઇતિહાસનુ એમણે કરેલું અવલોકન.

૨ જુઓ મારો ચાવડાનુ કુળ લેખ. ઐ. સ પૃ. ૩૫૭

૩ ગ્લોરી ધેટ વોઝ ગુર્જરદેશ ભા. ૩, પૃ. ૧૧૮ થી ૧૨૦.

૪ જુઓ પ્રકરણ ૧૨ મુ

વચનો પ્રદેશ પોતાને તાબે લીધા વગર મૂળરાજ અણહીલપુરથી સોરાષ્ટ્ર મા વામનસ્થળી જેટલે દૂર ચડી જાય એ સભવિત જ નથી સ્ટનાપુ ઈ સ ૯૧૮ મા ચાવ। રાજાને તાબે હતું એ બનવા જોગ નથી પઠ્ઠાડે થી હુમલો થવાની બીક મૂળરાજને શાકભરીના રાજા આડે ઘાઈ જનતનુ અમાધા। ત્યાનૌ જરૂર પ્રબધાનુ મેરુતુગનુ કથન આપણે આગળ જોઈશુ. વળી સુરાષ્ટ્રના વિજયનો જશ સોનકી વશના ઉત્કીર્ણ લેખોમા તથા પ્રબધોમા મૂળરાજને નહિ પણ સિદ્ધરાજને આપવામા આવ્યો છે અને એ ઐતિહાસિક વિચારણાથી યથાર્થ ઠરે છે મતલબ કે મા। મત પ્રમાણે સુરાષ્ટ્ર ઉપરની ચડાઇનુ હેમચદ્રે કરેલુ આખુ વર્ણન કલ્પિત છે પછી સૌરાષ્ટ્રની દિશામા પાટણના રાજ્યની સરહદ ઉપર કદાચ સ્ટનાણના ચાવડા રાજા ધરણીવરાહના કોઈ વશજ સાથે કે કોઈ બીજા ઠાકરડા સાથે નાની લડાઈ થઈ હોય અને એને હેમચદ્રે સુરાષ્ટ્ર ઉપરની ચડાઇનુ મોટુ રૂપ આપ્યુ હોય તો જુદી વાત

ઉપરના જ કારણથી કચ્છના રાજા લાખા સાથેની લડાઈનુ પણ હેમચન્દ્રનુ વર્ણન કલ્પિત ગણ્ઉ છુ જ્યારે મેરુતુગના વર્ણનને સભવિત કોટિમા મૂકુ છુ

**કચ્છના લાખા સાથે યુદ્ધની કથા**

આ રાજા લાખો સુરાષ્ટ્રના આટકોટ પુનો મહાનિવાસ હતો અને જમ્બુમાલી નદીને કાઠે આટકોટ પાસે થયેલી લડાઈમા મૂળરાજે લાખાને માર્યો એમ હેમચન્દ્ર કહ્યું છે, ત્યારે પ્ર ચિ મા જુદી રીતે કચ્છમા જ કપિલકોટને ઘેરો ઘાલ્યા પછી ત્યા આગળ

૧ ગ્રાસમાળાના ભાષાન્તરકર્તા ત્યા લખાણ સૌરાષ્ટ્રમા આટકોટ પાસે થઈ હતી અને ત્યા લાખા ફુલાણી તથા તેના સાથીઓના પાળિયા છે એમ કાઠિયા વાડ ગેઝેટિયરને આધારે કહે છે (પૃ ૯૮, ટિ ૩), પણ આ વાતને ગેઝેટિયરકાર પોતે દતકથા કહે છે અને પાળિયો અમુકનો હોવાની માન્યતાની એ ઉપર લખ ન હોય તો પુરાવા તરીકે કાઈ જ કીમત નથી

થયેલા યુદ્ધમા મૂળરાજે લાખાને માર્યો એવું વર્ણન છે.[1] પ્ર ચિં ના કર્તા પાસે દ્વ્યાશ્રય હોવા છતાં એણે તેથી જુદી જાતનુ વર્ણન લખ્યુ અને સોમેશ્વર વગેરેએ મૌન રાખ્યુ એ ઘણુ સૂચક છે. વળી મૂળરાજનો રાજ્યપ્રદેશ કચ્છના નાના રણને અડીને હોવાથી એ બે રાજાઓ વચ્ચે કોઈક કારણથી વેર જાગે અને મૂળરાજ કચ્છના રાજાને હરાવે કે મારે એ તદ્દન સંભવિત હોવાથી પ્ર ચિં.નુ વર્ણન વધારે વિશ્વસનીય ગણવા યોગ્ય છે. કચ્છના રાજાનું હેમચંદ્ર મેરુતુંગ વગેરેએ લાખા કે લાખો ફુલાણી નામ આપ્યુ છે[2] અને જોકે એ માટે સ્વતંત્ર પુરાવા કચ્છના ઇતિહાસમાથી નથી મળ્યો, પણ એ માનવામાં વાંધો નથી લાગતો મેરુતુંગના કહેવા પ્રમાણે "કચ્છના રાજા લાખા ફુલાણીએ અગિયાર વાર[3] મૂળરાજના સૈન્યને ત્રાસ પમાડ્યો, પછી એક વખત લાખો કપિલકોટના કિલ્લામા હતો ત્યારે મૂળરાજે એને ઘેરો ઘાલ્યો અને ક્યાંક હલ્લો કરવા ગયેલા લાખાના માહેચ નામના અતિ સાહસિક સેવકને રસ્તામા ઘેરીને મૂળરાજે એની પાસે હથિયાર મુકાવી એને જવા દીધો. છેવટ માહેચ આવી મળ્યા પછી લાખો લડાઈ કરવા બહાર પડ્યો અને લડાઈમાં શૂરનાથી લડતા લાખાને મૂળરાજે માર્યો." પ્ર. ચિં. મા આપેલી વિગતો સાચી માનવાની જરૂર નથી.[4] લાખાએ અગિયાર વખત મૂળરાજના સૈન્યને ત્રાસ પમાડ્યો હતો એમ કહે છે,

---

૧ જુઓ પ્ર. ચિં ગુ ભા પૃ. ૪૯ થી ૫૧.

૨ લાખાની ઉત્પત્તિની લોકકથા પ્ર. ચિં (પૃ. ૪૯)મા આપી છે. કચ્છના રાજા સાથે વેરનુ સ્વાભાવિક કારણ સરહદની નિકટતા હોવાનું ઉપર અનુમાન કર્યું છે, પણ ભાટોએ કલ્પેલુ કારણ રાસમાળામા આપ્યુ છે (જુઓ પૃ. ૮૨).

૩ પ્ર. ચિં. ના લેખકને અગિયારની સંખ્યા ખાસ પસંદ છે. સિદ્ધરાજના સૈન્યને પણ આભીરોના રાણા નવઘણે અગિયાર વાર હરાવ્યુ હતુ એમ એ કહે છે (જુઓ પૃ. ૧૩૮).

૪ દા. ત. લાખો મર્યા પછી એના શબને મૂળરાજે પગ અડાડ્યો અને લાખાની માએ "તારો વંશ લૂતારોગથી મરણ પામશે એવો શાપ આપ્યો" એમ મેરુતુંગ કહે છે (પૃ. ૫૦) અને કુમારપાલપ્રબંધમા એણે એનો ઉપયોગ કર્યો છે.

પણ ઝેવી લડાઈ પહેલા એમદ વખત મેવના સૈન્યો વચ્ચે ભેટો થયો હોય એ સભવિત છે ગમે તેમ પણ કચ્છના ગજા સાથેની લડાઇનો ઉલ્લેખ બધા પ્રબધોમા મળતો હોવાથી એ બનાવ અતિહાસિક હોય એમ મને લાગે છે ૧

પછી મૂળગજ સામે ગ્રાહરિપુના મળતિયા તરીકે ન નાગઓમા સિન્ધુનો ગજા હતો એમ દ્વયાશ્રય (સ ૪ શ્લો ૮૯)મા કહ્યુ છે અને મૂળગજે સિન્ધુગજને હરાવ્યો હતો એમ સુ કી ક (લો ૨૪) અને વ તે પ્ર (શ્લો ૬)મા કહ્યુ છે મૂળરાજના વખતમા સિન્ધમા તો આરબોનુ ગજ્ય હતું, અને અહી જો કોઈ આરબ સરદાર વિવક્ષિત હોત તો તુરુષ્ક ? એવા કોઈ નામથી એનો ઉલ્લેખ કર્યો હોત સતનમ કે આ સિન્ધુરાજ તે કોઈ હાલના રાધણપુર કે પાલણપુર સંસ્થાન ાા ઝ્નુમાનના ભાગનો કટકો હોય તો એને મૂળરાજે માર્યો હોવાનો સભવ છે નહિ તો એ વર્ણન પણ કલ્પિત માનવુ પડે.

## લાટના સામત બારપ્પ સાથેનું યુદ્ધ

દ્વયાશ્રય (સ. ૬)મા આ ઉપરાત લાટના રાજા દ્વારપ ? બારપ્પ સાથેના યુદ્ધનુ વર્ણન છે આ યુદ્ધનો તથા એમા મૂળરાજે લાટના ગજાને હરાવ્યાનો ઉલ્લેખ પાછળના પણ ઘણાખરા પ્રબધોમા મળે છે કીર્તિકૌમુદીકાર કહે છે કે 'અસાધારણ પરાક્રમી મૂળરાજે લાટના ગજાના પાઠો ન ઠર્કે તેના સેનાપતિ બારપ્પને મારીને એની પાસેથી

---

૧ દ્વયાશ્રય (સ. ૫ શ્લો ૧૨૭)મા લાખાને મૂળરાજે માર્યાની વાત છે એ ઉપર કહ્યુ છે પછી કી. કૌ સ. ૨, શ્લો ૪ મા કહ્યુ છે કે—
सपराय स्वपविणा । महच्छकच्छभूपालं लक्षं लक्षीचकार य ॥
અને સુ સ (સ. ૨, શ્લો ૬), વ તે પ્ર (શ્લો. ૬) અને સુ કી ક (શ્લો. ૨૪)નો કી. કૌ ને ટેકો છે બાકી મૂળગજે ભાલાથી લાખાને માર્યા એમ કહે છ (જુઓ ગસમાળા પૃ ૮૧ ટિ)

હાથીઓ લીધા[1]" સુકૃતસંકીર્તનમાં આને મળતા જ શબ્દ છે, પણ એણે "બારપ્પને કાન્યકુબ્જનના રાજાનો દંડનાથ" કહ્યો છે.[2] પરંતુ એ તો એ કવિની સરતચૂક છે મેરુતુંગ પણ પ્ર. ચિં.ના કર્તા પેઠે બારપ્પને તિલંગદેશના રાજાનો સેનાપતિ કહે છે[3] હવે આ બારપ લાટનો રાજા હતો અને મૂળરાજના વખતમાં જ હતો એટલું એના પૌત્ર કીર્તિરાજના શક સં. ૯૪૦ (ઈ. સ. ૧૦૧૮)ના સૂરતના દાનપત્રથી તથા એના વૃદ્ધ પ્રપૌત્ર ત્રિલોચનપાલના શક સં. ૯૭૨ (ઈ. સ. ૧૦૫૦)ના એરથાણના લેખથી ચોક્કસ જણાય છે[4] ઈ. સ ૧૦૧૮મા કીર્તિપાલ જીવતો હોય તો એનો દાદો ઈ સ ૯૭૪–૯૮૪ (વિ સં ૧૦૩૦–૧૦૪૦)ની આસપાસમાં વિદ્યમાન હોય એ તદ્દન સંભવિત છે વળી આ બારપ્પ સ્વતંત્ર રાજા હોય એમ મને નથી લાગતું લાટપ્રદેશ અને ખેડાપ્રદેશ પણ માન્યખેટના રાષ્ટ્રકૂટોને તાબે ઈ સ. ૯૭૦ (વિ. સં. ૧૦૨૬) સુધી હોવાનો સંભવ આપણે ઉપર જોયો છે, પછી ચાલુક્ય તૈલપે રાષ્ટ્રકૂટસત્તાનો નાશ કરીને ઈ. સ. ૯૭૪ (વિ. સં. ૧૦૩૦)મા માન્યખેટ (માલખેડ)માં ચાલુક્ય રાજ્યની સ્થાપના કરી[5] ત્યારે આ તૈલપના હાથમાં રાષ્ટ્રકૂટ સત્તા નીચે રહેલો પ્રદેશ આવ્યો હોય અને તૈલપે લાટમંડલ ઉપર આ બારપ્પ નામના ચાલુક્ય સરદારને નીમ્યો હોય એ સંભવિત છે. જો કે ઉપર કહેલા બારપ્પના વંશના બે લેખોમાં એને તૈલપનો સામંત સ્પષ્ટ કહ્યો નથી, પણ ત્રિલો-

---

૧ लाटेश्वरस्य सेनान्यमसामान्यपराक्रमं ।
दुर्वारं वारपं हत्वा हास्तिकं च समग्रहीत् ॥ સ ૨, શ્લો ૩.

૨ विजित्य च संप्रति कन्यकुब्ज–
महीभुजो वारपदण्डनाथम् । સ ૨, શ્લો ૫.

૩ પ્ર. ચિં પૃ ૪૬.

૪ જુઓ વિ ઓ જ ગ્ર ૭, પૃ ૮૮મા કીર્તિરાજનું તથા પ્રા. લે. મા. લેખ નં.૭મા છપાયેલું ત્રિલોચનપાલનું દાનપત્ર, તથા ગુ ઐ. લે. નં. ૨૩૯.

૫ ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૩, પૃ. ૧૩

## ચોહાણ રાજા વિગ્રહરાજ સાથે લડાઈ

આ લાટ ઉપરની ચડાઈનો સમય કોઈએ આપ્યો નથી, પણ તૈલપે માન્યખેટ ઈ. સ ૯૭૪ (વિ. સં. ૧૦૩૦)મા લીધુ એ જોતા ૯૭૪ પછી આ યુદ્ધ થયુ હશે હવે પ્રબધચિંતામણિ કહે છે કે જે વખતે બારપ્પે મૂળરાજ ઉપર ચડાઈ કરી તે વખતે મૂળરાજ ઉપર સાંભરનો રાજા ચડી આવ્યો હતો[1] એટલે મૂળરાજે બેમાથી એક સાથે લડાઈ ચાલતી હોય ત્યાં બીજો પછવાડેથી હલ્લો કરે તો, એનો મંત્રીઓ સાથે વિચાર કરી થોડો વખત કંથાદુર્ગમાં ભરાઈ બેસવાનુ પસંદ કર્યું, પણ છેવટ સાહસિક વૃત્તિથી સાંભરના રાજાના તબૂમાં પેસી જઈ "તૈલપ રાજાના સેનાપતિને હુ શિક્ષા કરી લઉ ત્યાસુધી તમારે મારા ઉપર પછવાડેથી હલ્લો ન કરવો" એવી વિનતિ કરી અને પછી તો "મૂળરાજે બારપ્પને હરાવ્યો એ જોયુ એટલે શાકંભરીનો રાજા પાછો ભાગી ગયો."[2]

હવે શાકંભરીનો રાજા ચડી આવ્યાનો પ્ર. ચિં સિવાય દ્વયાશ્રયમાં કે બીજા કોઈ પ્રબધમાં ઉલ્લેખ નથી, પણ રણથભોરના ચોહાણવશી વીર પુરુષ હમ્મીરનું હમ્મીરમહાકાવ્ય નામનું કાવ્ય વિ સ. ૧૪૮૦ ની આસપાસમાં લખનાર નયચદ્રસૂરિએ લખ્યુ છે કે "ચૌહાણ રાજા વિગ્રહરાજે લડાઈમાં મૂળરાજને મારીને ગુર્જર દેશને જર્જરિત કરી દીધો."[3]

---

૧ પ્ર. ચિ. પૃ. ૪૪.

૨ જુઓ પ્ર. ચિં. પૃ. ૪૬, વિ સ. ૧૦૪૩ના તામ્રપત્રના त्र्यम्बक इव विहिताचलाश्रयः શબ્દોમા ઉપર પ્રમાણે કથકોટના કિલ્લામાં આશ્રય લીધો હોવાનું સૂચન બુલ્હરે કર્યુ છે.

૩ श्रीमूलराज समरे निहत्य यो गुर्जर जर्जरतामनैषीत् ।

હમ્મીરમહાકાવ્ય સ. ૨, શ્લો. ૯.

નયચદ્રસૂરિના સમય માટે જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ, પૃ. ૪૪૪.

આ ચોહાણ વિગ્રહરાજ મૂળરાજનો સમકાલીન હતા એટલી વાત સાચી છે, કારણ કે ઈ સ ૯૭૪ (વિ. સ ૧૦૩૦)નો એનો હર્ષનાથના મંદિરનો શિલાલેખ મળ્યો છે[1] પણ નયચંદ્રસૂરિ અને મેરુતુંગ સૂરિ બેમાથી કોને સાચો માનવો?[૧] ભગવાનલાલ તો ધારે છે કે મૂળરાજને ચોહાણ રાજાએ હરાવ્યો હશે, પણ એ તાબે થઈ જતા ચોહાણ રાજા પાછો ગયો હશે અને રાસમાળાના કર્તાએ "મૂળરાજે કંઈક નાણુ આપીને અજમેરના લશ્કરને પાછુ હાંક્યુ એમ લખ્યુ છે[2] પ્ર ચિં ના વર્ણનમાથી પણ મૂળરાજની હાર થઈ હોય એવા તો અર્થ નથી જ નીકળતો ચડી આવેલો રાજા, મેરુતુંગ કહે છે તેમ, પાછો જાય એ તો સભવિત નથી અને નયચંદ્રસૂરિના શબ્દ સ્પષ્ટ છે એ જોતા એના 'હણીને (निहत्य) શબ્દનો 'હરાવીને' અર્થ કરવા એજ યોગ્ય છે અને હમ્મીરમહાકાવ્યના કર્તા વધારે વિશ્વસનીય પૃથ્વીરાજવિજયના કર્તા "મૂળરાજને કથાદુર્ગમા નસાડી મૂક્યો એટલુ જ કહ્યુ છે અને એજ, બધુ જોતા સાચુ જણાય છે[3]

હવે મૂળરાજનુ જે સાચુ પરાક્રમ કોઈ પ્રબંધકર્તાએ નથી વર્ણવ્યુ તથા રાસમાળામાં તેમજ ગેઝિટિયરમા પણ નીચેના લેખોની ખબર ન હોવાથી નથી વર્ણવાયુ પણ જેની માહિતી તથા યથાર્થતાની ખાતરી જે સમકાલીન ઉત્કીર્ણ લેખો આપે છે તે જોઈએ.

## મૂળરાજે ધરણીવરાહને હરાવ્યો

ઈ સ. ૯૯૭ (વિ. સ ૧૦૫૦) ના જે ધવલના લેખનો ઉપર ઉલ્લેખ આવી ગયો છે તે લેખના બારમા શ્લોકમા લખ્યુ છે કે

---

૧ એ. ઇ સ ૨, પૃ ૧૨૧

૨ મુબઈ ગેઝિટિયર પૃ ૧૫૯ અને રાસમાળા પૃ ૫૮

૩ જુઓ—त्यक्त्वा सपदि विना (स्वच्छ) यशोंशुकमितीव य ।

गुर्जर मूळराजास्यं कथादुर्गमवीविशत् ॥

પૃથ્વીરાજવિજય, સ. ૫ શ્લો. ૫૧

"પ્રબળ સૈન્યવાળા અને દર્પાંધ મૂળરાજે, મદાંધ હાથી ઝાડને ઉખેડી નાખે તેમ, જે ધરણીવરાહ રાજાને ઉખેડી નાખ્યો હતો તે શરણે આવેલાને ધવલે આશ્રય આપ્યો "[1]

આ શ્લોકમાં કહેલા મૂળરાજ તે પાટણનો સોલંકી મૂળરાજ જ એમાં તદ્વિદોને સંદેહ નથી, પણ એ મૂળરાજે ગાદી ઉપરથી ઉખેડી નાખેલો ધરણીવરાહ કોણ? ઉપરનો લેખ છપાવનાર ડૉ. કિલ્હૉર્ને આ ધરણીવરાહ જૂનાગઢનો કોઈ ચૂડાસમાવંશી હશે એવો આધાર વગરનો તર્ક કર્યો છે.[2] વઢવાણનો ચાપોત્કટ ધરણીવરાહ અહીં વિવક્ષિત હોય એવો પણ બીજો તર્ક થાય, પરંતુ એ ધરણીવરાહ છેક ઈ. સ. ૯૧૪ (વિ. સં. ૯૭૦)માં વિદ્યમાન હતો[3] એટલે એને પણ વિચારમાંથી બાદ કરવો પડશે. મુનિ જિનવિજયજી પરમાર વંશનો કોઈ રાજા ધારે છે.[4] જ્યારે પં. વિશ્વેશ્વરનાથ રેઉ તો આબુના પરમારોની વંશાવળીમાં ૮ મા કૃષ્ણરાજ અને (દશમા) મહીપાલ દેવરાજ વચ્ચે જે નામ ખૂટે છે તે નામ ધરણીવરાહ હતું એમ કિરાડુના તથા વસંતગઢના લેખોની મદદથી માનીને મૂળરાજે જેને ઉખેડી નાખ્યો તે આ આબુનો પરમાર ધરણીવરાહ જ એવું નક્કી કરે છે. આબુનો ધરણીવરાહ જ ગોડવાડના રાષ્ટ્રકૂટ ધવલને શરણે જાય, વઢવાણનો રાજા ન જાય, એ પં. રેઉજીની દલીલ પણ યોગ્ય જણાય છે.[5]

### આબુના ધરણીવરાહે મૂળરાજનું સામંતપદ કબૂલ કર્યું

આ રીતે મૂળરાજે આબુના પરમાર રાજાને ગાદી ઉપરથી ઉઠાડી

---

૧ यं मूलादुदमूलयद् गुरुबलः श्रीमूलराजो नृपो दर्पान्धो धरणीवराहनृपतिं यद्वद् द्विपः पादपम् । आयान्तं भुवि कांदिशीकमभिको यस्तं शरण्यो दधौ ।
પ્રા. જૈ. લે. સં. લેખાંક ૩૧૮, શ્લો. ૧૨, ગુ. ઐ. લે. નં. ૨૩૮ અ.

૨ એ ઇ ગ્રં. ૧૦, પૃ ૧૭.

૩ જુઓ પૃ. ૧૦૯

૪ પ્રા જૈ. લે. સં. પૃ ૨૦૪.

૫ ભા. પ્રા. રાજવંશ, ભા. ૧. પૃ ૭૧.

ન થો ખરો પણ ભાગ્યના ભેરુ ગોત્રા..॥ ગષ્ટ્રકૂટ ગજા ધ્રુવને, જેમ એક વખત મૂળરાજને મદદ કરી હતી તેમ આ વખતે ધરણીવરાહને મદદ કરી. પરિણામે એને આબુનુ ગજ્ય તો પાછુ મળ્યુ હશે પણ મૂળરાજની અધીનતા ની ગઈ પડી એમ લાગે છે આબુના ગજાઓ, આ રીતે મૂળરાજના વખતથી જ ગુજરાતના સામંત થયા છે[1] મૂળરાજની સુરાષ્ટ્ર ઉપરની ચડાઈ॥ કલ્પિત વર્ણનમા હેમચંદ્રે મૂળરાજના પક્ષમા આબુનો રાજા તથા શ્રીમાલનો રાજા હોવાનુ કહ્યુ છે અને આ શ્રીમાલનો રાજા તે અર્બુદેશ્વર (આબુનો જ રાજા) એમ ગીતાન અભયતિલકગણિ કહે છે[2] એ બીજા ઐતિહાસિક પુરાવાથી યથાર્થ લાગે છે[3]

ભિન્નમાલમા જ મૂળરાજના પિતાનુ રાજ્ય હોવાનુ ઉપર અનુમાન કર્યુ છે એ ભિન્નમાલને નામક માગણથી મૂળરાજે ખોયુ ખરુ પણ એ ઉપર એની નજર તો હોય જ અને આ રીતે પરમાર ધરણીવરાહને હરાવવાથી ભિન્નમાલ અને આબુના પ્રદેશ ઉપર પાછુ એનુ સ્વામિત્વ થયુ આ બનાવ ક્યારે બન્યો[4] મુંજ પાછા॥ વખતમા માન્યખેટના તૈલપ સાથે લડતા હોવાનુ અને છેવટ ગોદાવરી ઓળગીને તૈલપ સાથે લડવા જતાં ત્યાં જ પકડાઈને મુંજ મરણ પામ્યાનુ પ્રબંધચિંતામણિમા વર્ણન છે[4] અને બીજા ઐતિહાસિક સાધનોમા એ વર્ણનની મુખ્ય હકીકત યથાર્થ ભાસે છે હવે મુંજથી એકવાર હારેલો તથા ઘણ કરી એની અધીનતામા ગયેલો મૂળરાજ, ઉપર પ્રમાણે દક્ષિણની લડાઈમા મુંજ રોકાયેલો હોય ત્યારે જ, આવુ સાહસ કરી શકે એ સ્વાભાવિક

---

1 સ ર પૃ ૭૨

2 દ્વાશ્રય સ. ૫ શ્લો ૮૨ થી ૯૧ અને ૪૫ ઉપરની ટીકા

3 જુઓ ભારત પ્રાચીન રાજવંશ ભા ૧ પૃ ૭૪ તથા મુ ગો બ્ર ૧ ભા ૧, પૃ ૯૭૨ ઉપર કહેલા ધરણીવરાહના પ્રપૌત્ર કૃષ્ણરાજનો વિ સ ૧૧૧૭-ઈ સ ૧૦૬૧ નો લેખ ભિન્નમાલથી મળ્યો છે

4 પ્ર ચિં મા મુંજરાજપ્રબંધ, પૃ ૫૬ થી ૬૦

વળી ઈ. સ ૯૮૭ (વિ. સ. ૧૦૪૩ )ના તામ્રપત્રમા ફક્ત રાજાધિરાજ જેવી સાદી પદવી જ વાપરી છે ત્યારે ઈ. સ ૯૯૫ (વિ સં. ૧૦૫૧)ના તામ્રપત્રમાં સ્વતત્ર રાજાને યોગ્ય "પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર" જેવા બિરુદો છે એ જોતા ઈ. સ. ૯૮૭ અને ૯૯૫ વચ્ચે અને વિજય પછી તરત જ માન આપવાની સામાન્ય પ્રથા જોતા તથા મુળની સ્થિતિનો વિચાર કરતાં ઈ. સ ૯૯૩-૯૪ ( વિ સં. ૧૦૪૯ કે ૫૦ )મા મૂળરાજે આબુના રાજાને હરાવ્યો હશે એમ મારું અનુમાન છે.

## મૂળરાજ સ્વતંત્ર રાજાધિરાજ

ઉપર કહેલા બલેગના દાનપત્રમાં પ. મ. પ. મૂળરાજદેવ વિ સ. ૧૦૫૧ માઘ સુદિ ૧૫ ને દિવસે પોતાની માલિકીના સત્યપુર-મડલમા આવેલુ વરણકગામ ચદ્રગ્રહણના પર્વમાં ભગવાન અંબિકા-પતિને પૂજીને માતાપિતાના તથા પોતાના પુણ્ય અને યશની અભિવૃદ્ધિ માટે કાન્યકુબ્જ (કનોજ)થી નીકળેલા અને સર્વવિદ્યાપારગત તપોનિધિ શ્રીદુર્લભાચાર્યના પુત્ર[1] શ્રીદીર્ઘાચાર્યને આપ્યુ છે [2]

આ તામ્રપત્ર મૂળરાજના ઇતિહાસમાં બહુ ઉપયોગી છે આ તામ્રપત્રમા, ઉપર કહ્યુ છે તેમ, પહેલી જ વાર સ્વતત્રતાસૂચક 'પ. મ પ.' બિરુદ વપરાયેલ છે બીજુ ઈ. સ ૯૭૪ ( વિ. સં. ૧૦૩૦ ) મા ગભના વિષયના પાલજ્ય ગામની જમીન દાનમા અપાયેલી છે આ ગભૂતા તે હાલનું ગાંભૂ અને ગભૂના વિષય કે પથક તે કડી જિલ્લાનો વાડાવલી વિભાગ હોવો જોઈએ એમ ડૉ. બુલ્હરે તર્ક કર્યો છે.[3] અને વિ સ. ૧૦૪૩ના તામ્રપત્રમા મોઢેરા-અર્ધાષ્ટમનુ કઓઈકા ( હાલનુ

---

1 ભારતકે પ્રાચીન રાજવશ. પ્ર. ભા. પૃ. ૧૦૦ તથા એની ટિ. ૧માં આપેલા ઉલ્લેખ.

2 એ. ઇ. ગ્ર. ૧૦. પૃ. ૭૯, ગુજરાતના ઐ. લે. ન. ૧૩૮.

3 ઇ એ. ગ્ર. ૧૫. પૃ. ૧૮૮.

કમોઈ) ગામ નમા આપેલુ છે[1] આ મેય પ્રેગા પાટણથી બહુ દૂર નથી, પણ આ ત્રીજા તામ્રપત્રનુ સત્યપુર તે જોધપુર રાજ્યનુ સાચોર અને વરણુ તે વ્યાથી આ પત્ર મળ્યા છે તે મજેગ ગામ

સતસ્ય ક વર્ધિપથક (ક નરિયાર), એને અડીને આવેલો ગભૂતાપથક અને સારસ્વતમ ન જેમા મોઢેરા–અર્વાચીન આવી જતો હશે, એટલો પ્રદેશ પહેલાં મૂળરાજને તાબે હતો તેમાં આ સત્યપુર મ ન નામનો પાટણની ઉત્તરનો પ્રદેશ ઉમેરાયો હોવાનુ ઉપરના દાનપત્રથી જણાય છે મૂળરાજને ઉપર કહેલા આબુના રાજા ઉપરના વિજયથી ઘણો લાભ થયો છે એ તો એજે આબુની સત્તા નીચેનો સારસ્વત મ ડલને અડીને આવેલો ભાગ જેને એ સત્યપુરમડલ કહે છે તે ખાલસા કર્યો. એ ભાગના ગામનુ દાન આપ્યુ છે તેથી એ ચોક્કસ થાય છે અને આબુ તથા ભિનમાલના પરમાર રાજા સામત બના યા જેથી પોતાની ઉત્તર દિશા સુરક્ષિત થઇ

ઈ સ. ૯૯૫ (વિ સ ૧૦૫૧) મા ઉપરનુ દાનપત્ર આપ્યુ ત્યારે મૂળરાજ ઘણો વૃદ્ધ હોવો જોઈએ અને ૧૦૫૩મા તો એનો દેહાન્ત થયો એમ પ્રબંધો કહે છે[2] એટલે મૂળરાજના પચાવન વર્ષ જેટલા લાંબા રાજ્યકાળના જેટલા રાજકીય બનાવો વિશે ઉત્કીર્ણ લેખોમા કે પ્રબંધોમા કાઇપણ સૂચન જળવાઈ રહ્યુ છે તેનુ અવલોકન આપણે કર્યું, હવ મૂળરાજના બીજા કામોનુ ટૂકામાં અવલોકન કરી લઈએ

## મૂળરાજની શિવભક્તિ અને એણે બધાવેલા મદિર

મૂળરાજ પરમશિવભક્ત હતો એટલુ તો એના દાનપત્ર ઉપર

---

૧ ઇ ઍ. ૬, પૃ ૧૯૧ બુલ્હરના તામ્રપત્રોમાનુ પહેલુ ગુજરાતના ઐ. લે. લેખ ન ૧૩૭

૨ પ્ર. ચિ. પૃ પર તથા એ ઉપર ટિ ૯૦, બ્યુલ્હર અને મુબઈ ગેઝિટિયરના લેખક મૂળરાજના અન્ત માટે વિ સ ૧૦૫૨–૫૩ ની સાલ કબૂલ કરે છે જુઓ ઇ એ. ઍ ૬, પૃ ૨૧૦ અને મુ ગે પૃ ૧૬૨

નદીની છાપ મળી છે અને એમાં ભગવાન શંકરને પૂજીને એ દાન શૈવ આચાર્યોને અને એક શૈવ મંદિરને આપેલ છે તેથી ચોક્કસ થાય છે વળી મૂળરાજે વર્ધિવિષય (વઢિયાર)માં આવેલા મંડલી ગામમાં સ્થાપેલા મૂલનાથને વિ સં. ૧૦૪૩મા દાન આપ્યુ છે એ જોતા પ્રબન્ધચિન્તામણિમાં મૂળરાજે મંડલી ગામના મૂલેશ્વરનું મંદિર કરાવ્યાનુ કહ્યું છે[1] એને મૂલરાજના આ તામ્રપત્રનો ટેકો છે. મૂળરાજ કદાચ વારવાર આ મંડલી ગામમાં[2] પોતે સ્થાપેલા શંકરનાં દર્શન કરવા જતો હશે, પણ પ્ર ચિ સુ સ. (સ ૨, શ્લો. ૩) અને વ વિ (સ ૩, શ્લો ૬)મા દર સોમવારે સોમેશ્વરની યાત્રા કરવા મૂળરાજ જતો એમ લખ્યુ છે એ તો દેખીતુ અસંભવિત છે. પણ સોમનાથ મૂળરાજની ભક્તિથી પ્રસન્ન થઈને પહેલા મંડલીમાં અને પછી અણહિલપુરમા પ્રકટ થયા એમ પ્ર. ચિ. મા કહ્યુ છે એનો અર્થ એય સ્થળે શિવમંદિર બાંધ્યા એટલો જ થાય

મૂળરાજે પાટણમા મૂલદેવસ્વામીનુ મંદિર કરાવ્યુ તથા ત્રિપુરુષ-પ્રાસાદ મંદિર બંધાવ્યું અને એના ચિન્તાયક (મઠપતિ) તરીકે કંથડી નામના સરસ્વતીને કાંઠે રહેતા એક તપસ્વીના શિષ્યની કેવી રીતે યોજના કરી એ સંબંધી અને ખાવાપીવામા ખૂબ મોજશોખથી રહેવા છતા નિષ્કપટ બ્રહ્મચર્ય પાળતા એ કંથડીએ મૂળરાજની રાણીના શરીરમા કોઢ ઉત્પન્ન કર્યાની તથા મટાડ્યાની ચમત્કારપૂર્ણ કથા પ્ર ચિ. મા આપેલી છે[3], પણ એ વાતોનો ઇતિહાસમાં કશો ઉપયોગ

૧ પ્ર. ચિ. પૃ. ૮૭

૨ આ મંડલી ગામ તે વઢિયાર પ્રદેશના જ પંચાસર પાસે આવેલુ માંડલ ગામ. ડૉ બુલ્હરે એ ગામે જઈ તપાસ કરી હતી, પણ એને ત્યા આ મૂલેશ્વર મહાદેવના મંદિરની કાંઈ નિશાની ન મળી. (ઇ એ ગ્રં. ૬. પૃ ૧૯૧-૯૨).

૩ પ્ર. ચિ. પૃ ૪૯ થી ૮૯; ત્રિપુરુષધર્મસ્થાન કે ત્રયીદેવગૃહ નામનું શંકરનું મંદિર મૂળરાજે પાટણમાં બંધાવ્યાનું સુ. સ. (સ ૨. શ્લો. ૪) તથા સુ. કી. ક. (શ્લો. ૭૩)માં પણ કહ્યુ છે.

નથી માળી ત્રિપુરુષધર્મસ્થાન પાટણમાં તેમાં રાજ્યમાં હતું અને એ મૂળરાજે બંધાવેલું મનાતું હતું એટલું ચોક્કસ મૂળરાજને, પોતાના મોસાળ પક્ષના માણસોને કતલ કરી નાખીને ગાદી મેળવેલી એનો પાછળની અવસ્થામાં પસ્તાવો થતાં એ સિદ્ધપુર જઈ વસ્યો અને ત્યાં એણે રુદ્રમાળ મંદિર બંધાવવા માંડયું, પણ એ પૂરું કરવા એ જીવ્યો નહિ એમ રાસમાળા (પૃ ૬૧–૮૮)માં લખ્યું છે પણ ઇ સ ૯૮૭ (વિ. સં ૧૦૪૩)માં મૂળરાજે સરસ્વતીમાં નાહીને શ્રીસ્થલના રુદ્રમહાલયદેવને પૂજીને દાન આપ્યું છે તે દાનના લખાણ જોતાં રુદ્રમહાલયનું મંદિર એ વખતે પૂરું થઈ ગયેલું હતું, એટલું જ નહિ, પણ મૂળરાજ પહેલાનું એ હશે એમ લાગે છે મૂળરાજે પોતે બંધાવ્યું હોત તો સ્થાપિત કે એ મતલબના શબ્દ તામ્રપત્રમાં હોત.

પ્ર ચિં (પૃ ૪૬)માં મૂળરાજ–વસહિકા નામનું એક જૈન ધર્મસ્થાન પણ મૂળરાજે પાટણમાં બંધાવ્યાનું લખ્યું છે અને એના પુત્ર ચામુંડે વીરગણિ નામના જૈન સાધુનો આચાર્યમહોત્સવ મોટા આડંબરથી કર્યો હોવાની પણ દંતકથા છે,[1] પણ ઉપર કહ્યું તેમ મૂળરાજ પરમ શિવભક્ત હોવાથી એણે જૈન ધર્મસ્થાન ઊભું કર્યું હોવાનો સંભવ નથી પણ ગેઝિટિયરમાં તર્ક કર્યો છે[2] તેમ પાટણના કોઈ જૈન ગૃહસ્થે જૈનસંઘે મૂળરાજના નામથી જૈનમંદિર બંધાવ્યું હોય તો એ સંભવ છે[3] વળી મૂળરાજના યુવરાજ ચામુંડ બધા ધર્મોનું સમાન વૃત્તિથી પાલન કરવાના જૂના કાળથી ચાલ્યા આવતા રાજધર્મને અનુસરી જૈન મંદિરને ધૂપ દીપ માળા વગેરે માટે એક ખેતરનું દાન આપ્યાનું વિ સં ૧૦૩૩ના દાનપત્રમાં કહ્યું છે એ હકીકત ઉપરના તર્કને ટેકો આપે છે

1 જ ગ્રા ઇ પૃ ૧૯૮

2 મુંબઈ ગેઝિટિયર ગ્રં ૧ ભા ૧, પૃ ૧૬૧

3 ગુ ઐ. લે. ન ૧૩૯ ગ

## ઉત્તર પૂર્વના બ્રાહ્મણોનું ગુજરાતમાં આવવું

મૂળરાજે કુરુક્ષેત્ર નૈમિષારણ્ય કનોજ પ્રયાગ કાશી ગંગાદ્વાર ગૌડ વગેરે દેશોથી વિદ્વાન કર્મનિપુણ બ્રાહ્મણોને ગુજરાતમાં તેડાવીને એઓને સિદ્ધપુર સિંહોર ખંભાત વગેરે ગામ દાનમાં આપ્યા એવી દંતકથા છે અને સ્થળમાહાત્મ્યોમા એ દંતકથા નોંધાયેલી પણ મળે છે,[1] છતા જે ત્રણ દાનપત્રો અત્યાર સુધીમા મળ્યાં છે તેમાંનું એક શૈવ મંદિરને અને બે શૈવ આચાર્યોને અપાયાં છે. વળી સિંહોર કે ખંભાત મૂળરાજના તાબામા હોય એમ માનવુ મુશ્કેલ છે, એટલે આ દંતકથાને વિશેષ વજન આપવા જેવું નથી લાગતુ; છતાં મૂળરાજે કનોજથી નીકળેલા શૈવ આચાર્યને દાન આપ્યુ છે એ જોતાં એના તેડાવવાથી કે પોતાની મેળે ઉત્તરમાંથી તથા કનોજ વગેરે પ્રદેશથી બ્રાહ્મણોનો આવરો મૂળરાજના વખતથી શરૂ થયો હોય અને એઓમાંથી કોઈને મૂળરાજે જમીનનાં નહિ તો સાધારણ દ્રવ્યનાં દાન આપ્યાં હોય એ સંભવિત છે.

## મૂળરાજનું દાતાપણું

ત્રણ દાનપત્રો અત્યાર સુધીમા મળ્યા માટે મૂળરાજે ત્રણ જ દાન આપ્યાં હશે એમ તો કહેવાય જ નહિ દરેક રાજવંશનાં અનેક દાનપત્રો નષ્ટ થઈ ગયા હોવાનો સંભવ છે. અને મૂળરાજની દાતા તરીકે પ્રશંસા તો બધા પ્રબંધકારો કરે છે. હેમચંદ્ર કહે છે[2] કે "મૂળરાજ બ્રાહ્મણોનો અને સાધુઓનો પૂજક હતો અને યાચકોની મોટી આશાઓ પૂરતો " સોમેશ્વર કહે છે કે "એણે દાનોથી દારિદ્ર્યનો

---

૧ જુઓ રાસમાળા પૃ ૯૦-૯૨ તથા મુંબઈ ગેઝેટિયર પૃ. ૧૬૧; સ્વ. ગૌ. હી ઓઝા પણ આ દંતકથાને સ્વીકારે છે. અને મૂળરાજે રુદ્રમહાલયની પ્રતિષ્ઠા માટે તેડાવેલા ઉત્તરના આ બ્રાહ્મણોની સંખ્યા એક હજારની હોવામાં 'ઔદીચ્ય સહસ્ર' નામનુ મૂળ જુએ છે (જુઓ પ્રસ્થાન વર્ષ ૧૦. અ. ૮. પૃ ૧૮૮)

૨ દ્વયાશ્રય સ. ૧, શ્લો. ૧૮૧-૧૮૪.

નાશ કર્યો '[1] પ્ર. ચિ તો "વનરાજની જન્મરૂપી ત્યાગરૂપી વેલને મૂળરાજરૂપી તાતામાં ફળ આવ્યાં' એમ કહે છે[2] અને વિ. સ ૧૦૪૩ના દાનપત્રમાં "દાનના જળથી ભીના હાથવાળા મૂળરાજને કહ્યો છે[3]

### દાનવ્યવસ્થા માટે અધિકારીની નિમણૂક

ઘણાં દાન કરનારને દાનોની વ્યવસ્થા માટે ખાસ અધિકારી રાખવો પડે એ સ્વાભાવિક છે જૂના કાળમાં આના અધિકારીઓ રાખવાનો રિવાજ હતો અને ઈ સ ૧૨૧૬ (વિ સ ૧૨૭૩)ની પ્રભાસપાટણની શ્રીધર-પ્રશસ્તિમાં એના નાયક શ્રીધર નામના નાગર બ્રાહ્મણના મૂળ પુરુષ ઉપાભટ્ટ નામના જોશીના આશીર્વાદથી મૂળરાજે શત્રુરાજાઓને મારીને વિશાળ રાજ્ય ભોગવ્યું અને એના માધવ લલ્લ અને ભાભ નામના ત્રણ દીકરાઓને મૂળરાજે વાવ કૂવા તળાવો મઠ મંદિર સત્રાલયો વગેરેની દેખરેખનું કામ સોંપ્યું હતું એમ કહ્યું છે[4] અલબત્ત, ૨૩૦-૨૩૫ વર્ષ પછી રચાયેલ પ્રશસ્તિની વિગતો કવિકલ્પિત હોવાનો સંભવ છે પણ પછીના શ્લોકમાં માધવ મૂળરાજનો મિત્ર તથા મહામંત્રી હતો અને એને ચામુંડે કન્હેશ્વ નામના ગામનું દાન

---

૧ दानोपहतदारिद्य शौर्यनिर्जितदुर्जन। — કી. કૌ સ ૨, શ્લો ૫.

૨ પ્ર ચિ પૃ ૫૧, શ્લો ૨૭

૩ दानतायार्द्रीकृतकर — ૧૦૪૩નું દાનપત્ર

૪ यदीयाशीर्वादैरमरपतिकार्पण्यजनक भुनक्ति स्मायत्त निहतरिपुराज्य चिरतरम्।
निहत्य क्ष्मापालानणहिल्पुरे मूलनृपति
प्रमुदा तत्पुत्र त्वकृत सुकृतार्थव्यवसितम्॥ — શ્લો ૮

वापीकूपतडागकुट्टिममठप्रासादसत्रालयान्
सौवर्णध्वजतोरणापणपुरग्रामप्रपामण्डपान्।
कीर्तिश्रीसुकृतप्रदान्नरपतिः श्रीमूलराजस्त्रिभि
स्तैरग्रामणिभिर्व्यधापयदयं चौलुक्यचूडामणि ॥ — શ્લો ૧૦

કર્યું હતુ એમ કહ્યું છે.[1] એ જોતાં આ માધવ ધર્માદિત્યનાનો મંત્રી હોવાનો સંભવ લાગે છે.

## મંત્રિમંડળ અને તામ્રપત્રોની વિગતો

મૂળરાજના મંત્રિમંડળમાં બીજા કોણ કોણ હતા ? મૂળરાજના તામ્રપત્રોમાં પાછળના તામ્રપત્રો પેઠે મહામાત્યનું નામ નથી આપ્યું, એટલે સીધો પત્તો નથી લાગતો. તામ્રપત્રને છેડે લેખક તરીકે વિ. સં. ૧૦૩૦ ના તામ્રપત્રમાં કેલ નામ છે ત્યારે બીજાં તામ્રપત્રોમાં કાયસ્થ જેજ્જના પુત્ર કાંચનનું નામ છે. દૂતકનું નામ વિ. સં. ૧૦૪૩ના તામ્રપત્રમાં તો નથી જ, ત્યારે છેલ્લા તામ્રપત્રમાં મહત્તમ શિવરાજનું નામ દૂતક તરીકે છે. દૂતક તરીકે સાંધિવિગ્રહિકનો ઉલ્લેખ વિ. સં. ૧૦૩૦ના તામ્રપત્રમાં જ છે, પછીનામાં નથી. ધોરણ પ્રમાણે મૂલરાજસ્ય એ રીતે મૂળરાજની સહી એ ય તામ્રપત્રોમાં છે.

## પુરોહિત નાગર બ્રાહ્મણ સોલ

શ્રીધર પેઠે એના જ સમકાલીન કવિશ્રી સોમેશ્વરે પોતાની વંશાવળી આપતાં નગર (વડનગર)ના મૂળવાસી ગુલેચા કુળના શ્રીસોલશર્મા નામના પોતાના કુટુંબના મૂળ પુરુષને "શ્રીમૂળરાજે આગ્રહ કરીને પોતાનો પુરોહિત નીમ્યો હતો" એમ કહ્યું છે.[2] મૂળરાજના વંશના ઘણા રાજાઓએ આ સોલના વંશના નાગર બ્રાહ્મણોને પુરોહિત બનાવ્યા છે.

---

૧ प्रीत्या ग्रामवरं ददौ निजपितुर्मित्राय कन्हेश्वरं
य श्री माधवनामधेयकृतिने तस्मै महामन्त्रिणे ॥ અંજન શ્લો ૧૨.
એ. ઇ. ગ્રં. ૨. પૃ. ૮૩૭, ગુ. એ. લે ન. ૧૯૩.

૨ सोल सलीलमवनीमवतामसौ वः सौवस्तिकोऽस्त्विति वर स्मरता स्मरारे ।
श्रीगुर्जरक्षितिभृता किल मूलराजदेवेन दूरमुपरुध्य पुरोदधे यः ॥
સુરથોત્સવ સ. ૧૫. શ્લો. ૮.
આ ગુલેચા કે ગુલેચા કુળના નાગરો હાલમાં 'ટિંબટિયા' કહેવાય છે. (ગુજરાતનો સા. ૪ ખ. ૧. પૃ ૭૯)

પુરોહિતનું મંત્રિમંડળમાં મોટું સ્થાન હતું એ એ જમાનાના ઉત્કીર્ણ લેખોથી દેખાય છે, અને આ ઇતિહાસમાં પણ આગળ ચાલતાં પુરોહિતનો કાર્યપ્રદેશ દેખાશે. આ ઉપરાંત ભીમદેવ પહેલા એ અર્બુદના મંડપતિ તરીકે નીમેલા વિમલ મંત્રીનો પિતા વીરમહત્તમ પણ મૂળરાજનો કોઈક પ્રસંગનો મંત્રી હતો એમ આબુ ઉપરના વિ સં ૧૨૦૭ના એક લેખથી જણાય છે[1]

વળી દ્વયાશ્રયમાં જમ્બક અને જેહુલનાં નામ મળે છે અને એના ટીકાકારના કહેવા પ્રમાણે જમ્બક મહામંત્રી અને જેહુલ એ રાજાનો ભાણુજ તથા મહાપ્રધાન હતો (જુઓ સ ૨ શ્લો ૫૬) નામો કદાચ સાચાં ન હોય, પણ પદવીઓ સાચી માનવામાં વાંધો નથી

મૂળરાજનું મંત્રિમંડળ આટલું જ હતું એમ આથી માની લેવાની જરૂર નથી, પણ નાનું—હજી ઊગતું રાજ્ય એટલે પુરોહિત, સેનાધ્યક્ષ, લેખક, સાન્ધિવિગ્રહિક, એમાં બે-ત્રણના ગણ્યા જેવા સામંતો અને મહામંત્રી એટલાનું જ મંત્રિમંડળ રચ્યું હોય એ સંભવિત છે

મૂળરાજના પોતાના લેખોમાં માત્ર 'સમસ્ત રાજપુરુષોને કહે છે' એટલા જ શબ્દો છે, પણ તામ્રદાનપત્રો ઉપરથી એ કાળમાં રાજ્યવહીવટના જે જે અધિકાર હોવાનું પહેલા પ્રકરણમાં વર્ણન કર્યું છે તે જ મોટે ભાગે મૂળરાજના રાજ્યમાં ચાલુ હોવાનો સંભવ છે

## મૂળરાજનું ચારિત્ર્ય

મૂળરાજ વિશે દ્વયાશ્રયમાં લખ્યું છે[2] કે 'એ નિશ્ચય કરી પોતાનું ધાર્યું કરનાર [illegible], અને કામદેવનો ગુલામ હતો એ લડાઈમાં કુશળ ન હતો પણ છેતરીને દુશ્મનોને મારતો તથા પ્રેમ

---

૧ જુઓ પ્રાચીન જૈન લેખસંગ્રહ અવલોકન પૃ ૨૦૫ તથા બુદ્ધિપ્રકાશ ૧૯૨૮ ના જાન્યુઆરીમાં છપાયેલા 'વિમલપ્રબંધ ને વિમલરાસ' નામના લેખના પૃ ૮ ની ટિ ૧ માં છપાયેલો લેખ

૨ દ્વયાશ્રય પૃ ૨૬

જમીનમાં દાટી રાખતો "પણ ચાવડાઓના શરીરના બાંધા સંબંધી વર્ણન કલ્પિત છે" એમ રત્નમાળના કર્તા પોતે જ કહે છે.[1] પણ દ્વયાશ્રય સ ૧, શ્લો. ૧૪૦ તથા સ. ૭, શ્લો. ૬૦માં મૂળરાજને તથા દુર્લભ-રાજને શ્યામ કહેલ છે.[2] અને સોલંકીઓ સંબંધી આવાં વર્ણન પણ કલ્પિત જ દેખાય છે. મૂળરાજ લોભી તો નહોતો જ, ઊલટું મેરુતુંગ વગેરે લેખકો એના દાનીપણાની ખાસ પ્રશંસા કરે છે, અને એ એનાં દાનપત્રોથી સાચી ઠરે છે.

ખરી રીતે મૂળરાજ દાની, મહાપરાક્રમી, બુદ્ધિશાળી, કુશળ રાજ્યકર્તા અને સોલંકી વંશની પાછલી મહત્તાનો ઊંડો અને મજબૂત પાયો રોપનાર હતો એમ એના કાર્યોને ઐતિહાસિક દૃષ્ટિએ જોતા દેખાય છે. શાકંભરીના ચોહાણ રાજા સાથે એને વેર થાય છે ત્યારે એણે એ જ વંશની બીજી શાખા—એટલે નડૂલના ચોહાણો સાથે મૈત્રી-સંબંધ બાંધ્યો જણાય છે. મૂળરાજ ચોહાણ રાજાની કન્યાને પરણ્યો હતો એ ચામુંડના લેખ ઉપરથી આ પહેલાં નોંધ્યું છે. એ નડૂલના ચોહાણની કન્યા હોવાનો સંભવ છે. વળી નડૂલના ચોહાણ વંશના સૂંધાના લેખમાં બલિરાજાએ મુંજરાજના લશ્કરને હરાવ્યું હતું[3] એમ લખ્યું છે. આનો અર્થ વિચારતા શ્રી વિશ્વેશ્વરનાથ રેઉ કહે છે તેમ[3] માળવાના મુંજ રાજાએ મેવાડ ઉપર ચડાઈ કરી તે વખતે અથવા ગુર્જરેશ મૂળરાજને દબાવ્યો તે વખતે રાષ્ટ્રકૂટ ધવલની સાથે રહીને આ ચોહાણ રાજા મુંજ સામે લડ્યો હશે એમ લાગે છે. મારા ધારવા પ્રમાણે એ વખતથી નડૂલના ચોહાણો સાથે

---

૧ लिखो कल्पनाग्रथतें बुद्धिभेद રત્નમાળ. બીજું રત્ન. જુઓ કા ઉ. પૃ. ૧૨૪.

૨ જુઓ સૂંધાનો લેખ, શ્લોક ૭

गाम्भीर्यधैर्यसदन व(ब)लिराजदेवो यो मुंजराज[व]लभंगमचीकरत्तम् ।

એ. ઇ. ગ્ર. ૯, પૃ ૭૦.

૩ ભારતકે પ્રાચીન રાજવંશ, ભા. ૧, પૃ. ૨૮૬.

ગુજરાતના રાજાઓનો મૈત્રીસંબંધ બંધાયો, અને ઘણી વાર તો નડૂલના ચોહાણોએ ગુજરાતના રાજાનું સામંતપદ સ્વીકાર્યું છે એ આગળ જોઈશું

### સોલંકી વંશનો મજબૂત પાયો નાખનાર મૂળરાજ

રાસમાળાના કર્તાએ એ વખતે ઉપલબ્ધ ઐતિહાસિક સાધનોની ખામીને લીધે, દંતકથાને આધારે મૂળરાજે ગુજરાતનો મોટો ભાગ સૌરાષ્ટ્ર–નર્મદા અને સહ્યાદ્રિના ઘાટ સુધીનો ભાગ પણ પોતાને તાબે કરી લીધો હતો એમ માન્યું છે[1] અને સ્વ ગૌ હી ઓઝા જેવાએ વગર તપાસ્યે સ્વીકારી લીધું છે એ તો ભ્રમ છે અને શ્રી રસિકલાલ પરીખે દ્વયાશ્રયના તથા બીજા પ્રબંધોના મૂળરાજ સંબંધી પરાક્રમોનો સાર આપીને 'મૂળરાજનો રાજ્યવિસ્તાર ઉત્તરમાં સાચોર, પશ્ચિમમાં સૌરાષ્ટ્ર અને કચ્છ, દક્ષિણમાં નર્મદા અને પૂર્વમાં વણ કરી ગોધરા સુધી હતો એમ કહેવું છે (પૃ. ૧૮૬), પણ મારી નોંધોમાં રહેલી યથાર્થતા[2] લગભગ સ્વીકારીને શ્રી રત્નમણિરાવ કહે છે કે 'સોરઠના સોમનાથને મૂળરાજે પોતાના ઇષ્ટદેવ માનેલા તેમની યાત્રાએ જતાં કાંઇક આક્રમણ થયું હોય' અને મૂળરાજના રાજ્યનો વિસ્તાર ઉપર કહ્યો છે તેટલો માની શકાય નહિ સૌરાષ્ટ્રનો પૂર્વભાગ થોડો અને થોડો ખેડાનો ભાગ તાબે કર્યો હોય એ સંભવિત છે અને મારા મત પ્રમાણે સોલંકી વંશના રાજ્યનો પાછળથી જે મોટો વિસ્તાર થયો તેનો પાયો—વિસ્તાર થઈ શકે તથા ટકી શકે તેવો મજબૂત પાયો—મૂળરાજે નાખ્યો એમ કહેવું જ યોગ્ય છે અને મૂળરાજ અણહીલ પાટણની એક નાનકડી ઠકરાતનો ધણી હતો એ યાદ રાખવામાં આવે તો માલવપતિ મુંજ શાકંભરીપતિ વિગ્રહરાજ અને દક્ષિણના

૧ રાસમાળા, પૃ ૮૮ તથા પ્રસ્થાન વર્ષ ૧૦, અં ૮ પૃ ૧૮૭માં છપાયેલો સ્વ ગૌ હી ઓઝાનો લેખ જુઓ

૨ ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ, ખં ૧ પૃ ૭૪–૭૬, ટિ ૧૭–૧૯–૨૦

ચાલુક્ય રાજા તૈલપ જેવા ત્રણ દિશાના ત્રણ બળવાન પ્રતિપક્ષીઓ સામે ટકી રહીને એણે ભાવી સામ્રાજ્યનો પાયો નાખ્યો એમા જ એની દીર્ઘદષ્ટિ અને ખરી રાજકુશળતા મને દેખાય છે. એ પરાક્રમી અને સોલંકીરાજ્યસ્થાપનાના આચાર્ય મૂળરાજે વૃદ્ધ અવસ્થામા બધુ છોડી દઈને શ્રીસ્થળ (સિદ્ધપુર)ના જે દેવની ભક્તિ આખી જિંદગી સુધી કરી હતી તે દેવની ભક્તિ કરતાં શ્રીસ્થળમા જાતે પોતાના શરીરને અગ્નિમા હોમીને દેહત્યાગ કર્યો એમ હેમચંદ્ર વગેરે પ્રબંધલેખકો કહે છે[૧]

૧ દ્વ્યાશ્રય, સ ૬, શ્લો ૧૦૭, વસંતવિલાસ, સ ૩, શ્લો ૭, પ્ર. ચિં. પૃ. ૫૧-૫૨, વગેરે.

# પ્રકરણ ૮ મું

## ચામુંડ વલ્લભરાજ અને દુર્લભરાજ

### ઈ સ. ૯૯૬ થી ૧૦૨૨

### (વિ સ ૧૦૫૩ થી ૧૦૭૮)

#### ચામુંડ મોટી ઉમરે ગાદીએ બેઠો

ચામુંડને યૌવરાજ્યાભિષેક તો વિ સ ૧૦૩૩ પહેલાં મૂળરાજે જ કરેલો હોવાનું મૂળરાજના પ્રકરણમાં જોયું છે વીશ વર્ષની ઉમરે એને યૌવરાજ્યાભિષેક થયો હોય તો ગાદીએ બેસવા ટાણે એની ઉમર ચાળીશની ઉપર હોવી જોઈએ આ ચામુંડ રાજા વિશે પ્રબંધોમાંથી વિશ્વાસપાત્ર મનાય એવું ખાસ કંઈ મળતું નથી અને એનો ગાદીએ બેઠા પછીના સમયનો ઉત્કીર્ણ લેખ તો મળ્યો જ નથી પ્ર ચિ માં વિ. સ ૧૦૫ થી તેર વર્ષ સુધી ચામુંડે રાજ્ય કર્યું એટલું જ ફક્ત લખેલું છે[1]

#### માળવા તરફ વલ્લભનું પ્રયાણ

દ્વ્યાશ્રયના ટીકાકારે આ ચામુંડ વિશે લખ્યું છે કે[2] "ચામુંડરાજ અતિ કામથી વિકળ થઈ ગયો હતો એટલે વાચિણી (કે ચાચિણી)

---

૧ પ્ર ચિ પૃ ૫૨.

૨ દ્વ્યાશ્રય, સ ૭ શ્લો ૩૧ ઉપરની ટીકા જુઓ રાસમાળા પૃ ૯૭માં ટીકાકારનું કથન ઉતારવામાં કાંઈક ગરબડ થઈ છે

શ્રી રસિકલાલ પરીખ, પ્રભાવકચરિતના

वाताद् मम शुद्धान्तकान्तानां ममवे स्रति ।

स्रावो भवति गर्भाय तत्र प्रतिविधिं कुरु ॥

શ્રીવીરપ્રબંધ, શ્લો. ૧૪૦ એ શ્લોકમાં ચામુંડની રાણીઓને વારંવાર ગર્ભસ્રાવ થઈ જતો માટે રાજાને ગુહ્યેન્દ્રિયનો રોગ (ફિરંગ!) હોવો જોઈએ એમ કહ્યું છે (કા ૩ પૃ. ૧૩૧-૧૩૨) એ મને આધુનિક લાગે છે

દેવી નામની એની બ્હેને એને રાજગાદી ઉપરથી ખસેડી એના પુત્ર વલ્લભને ગાદી ઉપર બેસાર્યો, એટલે અભિમાનથી ચામુંડ આત્મ-સાધના માટે કાશી જવા નીકળ્યો ત્યાં રસ્તામાં માળવાવાળાઓએ એને લૂટ્યો અને એના છત્ર ચામરાદિ રાજચિહ્ન લઇ લીધાં એટલે એણે પાટણ પાછા આવી પોતાના પુત્ર વલ્લભને કહ્યું કે "તું મારો પુત્ર હો તો માળવાવાળા પાસેથી મારાં છત્રાદિ પાછાં લાવ." "પરિણામે વલ્લભ ઘોડાઓ સાથે કટકો (શત્રુઓ)ને કાપી નાખવા ઊપડ્યો" "પણ વલ્લભને રસ્તામાં જ દૈવના કોપથી જેને વૈદ્યો ન ઓળખી શક્યા તથા દવાઓ જેને ન જીતી શકે તેવો રોગ લાગુ પડ્યો." અને દ્વ્યાશ્રયના ટીકાકારના કહેવા પ્રમાણે "આ શીતળા રોગથી વલ્લભ મરણ પામ્યો"[૧] દ્વ્યાશ્રયમાં ઉપર પ્રમાણે માળવાવાળાએ ચામુંડના છત્રાદિ લઈ લેવાનુ લખ્યુ છે ત્યારે પ્ર ચિ. મા, દુર્લભરાજ પોતાના ભત્રીજા ભીમને ગાદી ઉપર બેસાડી વારાણસી જવા નીકળ્યો ત્યા એને માળવાના રાજા મુંજે "છત્ર ચામરાદિ રાજચિહ્નો મૂકીને બાવાના વેશે આગળ જવુ હોય તો જાઓ" એમ કહ્યું એટલે એણે પોતાને થયેલા આ અપમાનના ખબર ભીમને આપી, બાવાને વેશે તીર્થમાં જઈ દેહત્યાગ કર્યો, એમ લખ્યુ છે[૨] હવે આ બન્ને વર્ણન એક જ પ્રસગનાં છે એ તો દેખીતુ છે મેરુતુગે માળવાના રાજાનુ નામ મુંજ લખ્યુ છે એ તો ભૂલ જ છે, કારણ કે મુંજ તો વિ. સં ૧૦૫૩ પહેલાં મરણ પામ્યો હતો મુંજ પછી માળવાની ગાદી ઉપર સિન્ધુરાજ બેઠો હતો અને એણે લાટ જીત્યાનુ નવસાહસાકચરિત (સ. ૧૦ શ્લો ૧૭) મા કહ્યુ છે એ જોતા એણે ચામુંડને કનડ્યો હોય એ સભવિત છે

હવે ચામુંડના વર્ણનપ્રસગમાં ગુજરાતનો કવિ શ્રીપાલ વિ. સ ૧૨૦૮ની વડનગર–પ્રશસ્તિમા લખે છે કે "ચામુંડના હાથીઓના

---

૧ દ્વ્યાશ્રય સ. ૭, શ્લો. ૪૩ તથા ૪૮ તથા એની ટીકા.

૨ પ્ર. ચિ. પૃ. ૫૩.

મત્તની દૃષ્ટીથી જ ગર્વ આનના સિન્ધુરાજ ભાગી ગયો '[1] આ જ બનાવનું વર્ણન કરતાં સાડા નવસો વર્ષ પછી લખનાર જયસિંહસૂરિએ “ સિન્ધુરાજને ચામુંડરાજે યુદ્ધમાં મારી નાખ્યો '[2] એમ શ્રીપાલના ઉપરના કથનમાંથી વધારે પડતો અર્થ કાઢી મૂકી શ્લોકના નષ્ટ (ભાગ્યો) નો ખોટો અર્થ કરી લખ્યું છે, અને એના ઉપર આધાર રાખી શ્રી વિશ્વેશ્વરનાથ રેઉ પણ ચામુંડે સિંધુરાજને માર્યો એમ લખે છે,[3] પણ જયસિંહસૂરિના કુ. ચ. ની પહેલાં લખાયેલા પ્ર. ચિ. માં તથા દ્વયાશ્રયની રીતમાં માળવાના રાજાએ ગુજરાતના રાજાને હરાવ્યાનું કથન છે અને ગુજરાતના રાજાએ માળવાના રાજાને માર્યો હોવાનું ભિન્ન સૂચન નથી અને એ જ ગ્રંથમાંના ઉપરના જૂના શ્રીપાલના કથનમાંથી પણ ચામુંડે માળવાના રાજાને માર્યો તો શું પણ હરાવ્યાનો અર્થ પણ નીકળતો નથી. ગમે તે કારણથી સિન્ધુરાજનું લશ્કર ગુજરાતમાં આગળ ન વધતાં પાછું ફરી ગયું એટલો જ અર્થ શ્રીપાલની આલંકારિક ભાષામાંથી નીકળે છે. આ રીતે બધાં પ્રમાણોનો વિચાર કરતાં જયસિંહસૂરિના કથનમાં કંઈ ઐતિહાસિક સત્ય નથી એવો મારો મત થયો છે.[4]

---

૧ सूनुस्तस्य बभूव भूपतिलकश्चामुण्डराजाह्वयो
यद्गन्धद्विपदानगन्धपवनाघ्राणेन दूरादपि ।
विभ्रस्यन्मदगन्धभग्नकरिभिः श्रीसिन्धुराजस्तथा
नष्टः क्षोणिपतिर्यथास्य यशसां गन्धोऽपि निर्नाशितः ॥

વડનગર-પ્રશસ્તિ શ્લો. ૬, પ્રા. લે. ; લેખાંક ૪૫
ગુ. ઐ. લે. ૧૪૩

૨ रणे चामुण्डराजेन यथामुण्डपरोद्धुर ।
सिन्धुरेन्द्रमिवोन्मत्तं सिन्धुराजं नृपोऽवधीत् ॥

જયસિંહસૂરિ કુ. ચ. સ. ૧, શ્લો. ૩૨

૩ રાજા ભોજ પૃ. ૩૨

૪ પાછળના પ્રબંધકારો ઐતિહાસિક વાસ્તવિકતાની શક્તિ જેટલામાં ન રહેવાથી, જૂના કથનોમાં આવા ફેરફાર વૃત્તાન્તને આકર્ષક બનાવવા માટે વારંવાર કરે છે.

## માળવાના સિન્ધુરાજનું પાછા કરવું

જુદા જુદા પ્રબન્ધોનાં કથનોનો ઐતિહાસિક દૃષ્ટિથી વિચાર કરતાં નીચે પ્રમાણે બનાવ બન્યા હોવાનો મને સંભવ લાગે છે. પહેલ ચામુંડને માળવાના સિન્ધુરાજે હરાવ્યો અને પછી એનો પુત્ર વલ્લભરાજ કાર્તિક વધારે લશ્કર વગેરે લઈ સિન્ધુરાજ સામે ગયો ત્યાં સિંધુરાજ ગમે તે કારણથી માળવા તરફ પાછો ફર્યો અને વલ્લભરાજ રસ્તામાં જ શીતળાથી મરણ પામ્યો. શ્રી. મુનશીએ તો વલ્લભરાજ ધારા ઉપર ચડી ગયા અને એનું ભોજને હરાવ્યો એમ કહ્યું છે, પણ આ કથનને કશો આધાર મળતો નથી. કાર્તિક સત્યચૂક છે.

"ચામુંડ પીળા રંગનો, ખાવાપીવાનો તથા કપડાંનો શોખીન, તેમજ બગીચાનો શોખીન હતો" એમ રત્નમાળામાં લખ્યું છે, પણ એ ગ્રંથનાં એવા વર્ણનોમાં વિશ્વાસ મૂકવાનું કારણ દેખાતું નથી એ ઉપર કહ્યું જ છે. ચામુંડે દુર્લભરાજને ગાદીએ બેસાડ્યા પછી શુક્લતીર્થમાં જઈ અનશન-વ્રતથી દેહત્યાગ કર્યો એમ દ્વયાશ્રય (સ. ૭, શ્લો ૫૮)માં કહ્યું છે. વિ. સં. ૧૦૬૬માં ચામુંડ મરણ પામ્યો.

## વલ્લભરાજ ઇ. સ. ૧૦૧૦ (સં. ૧૦૬૬)

ચામુંડને ત્રણ પુત્રો હતા: (૧) વલ્લભરાજ, (૨) દુર્લભરાજ અને (૩) નાગરાજ. વલ્લભરાજ પિતા જીવતા જ રાજ્ય કરતો હતો અને જીવતાં જ મરણ પામેલો તથા ચામુંડે દુર્લભરાજને ગાદીએ બેસાડ્યા પછી દેહત્યાગ કર્યો એમ દ્વયાશ્રયમાં વર્ણન છે ત્યારે પ્રબંધચિંતામણિમાં એણે ૭ મહિના રાજ્ય કર્યું એમ કહ્યું છે. સોલંકી વંશના અમુક ઉત્કીર્ણ લેખોમાં ચામુંડ પછી વલ્લભરાજનું અને પછી દુર્લભરાજનું નામ છે, ત્યારે નાગરાજનું નામ નથી, એ જોતાં વલ્લભરાજ થોડો વખત પણ પિતાના મરણ પછી જીવ્યો હોય એવો સંભવ મને

---

૧ બોમ્બે ગેઝેટિયર ગુજરાત ભા ૩, પૃ. ૧૩૧.

લાગે છે[૧] આ વલ્લભે પિતાની આજ્ઞાથી માળવા તરફ ચઢાઈ કરી; આ ચઢાઈનું વર્ણન દ્વયાશ્રયમાંથી ઉપર ઉતાર્યું છે. વડનગર-પ્રાકાર-પ્રશસ્તિમાં, સુ. સં. વગેરેમાં તથા પ્ર. ચિં. ની અમુક પ્રતોમાં પણ એનો ઉલ્લેખ મળે છે,[૨] પણ વર્ણવેલી ચામુંડ જીવતા છતાં બનેલાનું જ એ વર્ણન છે અને એ ચઢાઈમાં કદાચ રસ્તામાં જ વલ્લભરાજ શીતળાથી મરણ પામ્યો અને દ્વયાશ્રય (સ ૭ શ્લો ૫૨) કહે છે તેમ એના સેનાપતિને પ્ર. ચિં. કહે છે તેમ (ચામુંડના મરણ તરીકે) દુર્લભરાજને જગત ઓળખી પાછા ફરવું પડ્યું હોય એમ જણાય છે. આ વલ્લભરાજને જગઝંપન નામનું બિરુદ (એ વાયુની પેઠે શત્રુઓ ઉપર તરાપ મારતો માટે એમ એક લેખક કહે છે) મળ્યું હતું એમ પ્રબંધોમાં કહેલું છે.[૩] રત્નમાળામાં કહ્યું છે કે[૪] 'વલ્લભરાજ ધાટે ઠીંગણો અને પ્રબળ બુદ્ધિવાળો હતો, પાપ કર્મથી દૂર રહેતો, એને આખે શરીરે તલ હતા, એને રાજ્યનો ઘણો લોભ હતો.' રત્નમાળના આ પ્રકારના વર્ણનની ઐતિહાસિક કીમત કાંઈ નથી એ કહેવું જ છે.

વલ્લભરાજ પછી દુર્લભરાજ પાટણની ગાદી ઉપર બેઠો અને એણે ઈ સ. ૧૦૧૦ થી ૧૦૨૨ (સં ૧૦૬૬ થી ૧૦૭૮) સુધી સાડા અગિયાર વર્ષ રાજ્ય કર્યું એમ પ્ર. ચિં. કહે છે.[૫] આ દુર્લભ

૧ જુઓ વિ સં. ૧૨૦૮ની વડનગર-પ્રાકારપ્રશસ્તિ શ્લો ૭, (પ્રા લે. મા ભા ૧ નં ૪૫) તથા વિ સં ૧૨૮૦નું જયન્તસિંહનું તામ્રપત્ર, ઇ એ. ગ્રં ૬ પૃ ૧૯૬, ગુ. ઐ. લે નં ૧૬૫, જો કે મૂ. ર. (પૃ ૧૬૨)માં નોંધ્યું છે તેમ કેટલાક તામ્રપત્રોમાં વલ્લભનું નામ નથી

૨ વડનગર-પ્રાકારપ્રશસ્તિ શ્લો ૭, તથા પ્ર. ચિં પૃ ૫૨, ટિ. ૮૦, સુ સં. સ. ૨, શ્લો ૧૪, કી કૌ સ ૨, શ્લો ૧૦ અને સુ કી ક શ્લો ૩૨

૩ જુઓ પ્ર. ચિં પૃ ૫૨, ટિ ૦

૪ રાસમાળા પૃ ૯૭

૫ ચામુંડે વિ. સં ૧૦૫૩ થી ૧૦૬૬ એ રીતે તેર વર્ષ રાજ્ય કર્યું, વલ્લભરાજે છ માસ રાજ્ય કર્યું, અને દુર્લભરાજે સાડા અગિયાર વર્ષ રાજ્ય કર્યું, એમ પ્ર. ચિં (પૃ ૨૩)માં કહ્યું છે અને જિનમંડનગણિનો કુમારપાલપ્રબંધ

રાજે પાટણમા દુર્લભ-સરોવર બંધાવ્યુ હતુ એમ એ જ ગ્રંથમાં કહેલુ છે.[1] અને આ દુર્લભ-સરોવર પાટણની ખાઈની આગળ હતુ એમ વસંતવિલાસ ( સ ૨, શ્લો ૪૬ )મા કહ્યુ છે.

## દુર્લભરાજનું લાટ ઉપર આક્રમણ

આ દુર્લભરાજના કોઈ પરાક્રમનુ વર્ણન સુ સં., કી. કૌ, પ્ર. ચિ. વગેરેમા તો નથી, પણ વડનગર-પ્રાકાર-પ્રશસ્તિમાં દુર્લભરાજે લાટનો ભગ કર્યાનુ લખ્યુ છે[2] અને મને આ કથનમા કાંઈક ઐતિહાસિક તત્ત્વ દેખાય છે રાષ્ટ્રકૂટોના રાજ્યકાળમા ખેડા જિલ્લો લાટમંડલમાં ગણાતો એ પહેલા જોયુ છે. હવે પાટણનો રાજા પોતાની સરહદ વધારવા ઇચ્છે ત્યારે ખેડા જિલ્લા ઉપર એની નજર જાય એ સ્વાભાવિક છે. અને આ ખેડા જિલ્લાના કોઈ પ્રદેશમા જ ચામુડ અને સિંધુરાજ સામસામા થયા વગર પાછા ફરી ગયા, પછી વલ્લભ રસ્તામાં મરી ગયો અને દુર્લભે સિન્ધુરાજના મરણ પછી લાટના રાજાને દબાવ્યો.

ગુજરાત અને લાટનો ઐતિહાસિક સબંધ આ રાજાઓના કાળમાં આવો લાગે છે મળરાજે લાટના બારપ્પ ( કારપ )ને હરાવેલો.

---

પ્રવચનપરીક્ષા વગેરે ગ્રથો પ્ર. ચિ ને અનુસરે છે, પણ વિચારશ્રેણીમાં ચામુડે વિ. સ. ૧૦૫૨ થી ૧૦૬૬ સુધી ચૌદ વર્ષ અને દુર્લભરાજે વિ સં. ૧૦૬૬ થી ૧૦૭૮ સુધી બાર વર્ષ રાજ્ય કર્યુ એ રીતે રાજ્યકાળ આપ્યો છે ( જુઓ પ્ર ચિ. પૃ ૫૨, ટિ ૯૦ )

૧ પ્ર ચિ. ની એક પ્રતમા તો ચામુડે પાટણમાં ચદનાથદેવ તથા ચાચિણેશ્વરના મદિર કરાવ્યા અને દુર્લભરાજે પોતાના ભાઈ વલ્લભરાજના શ્રેય માટે મદનશકરપ્રાસાદ તથા દુર્લભસરોવર કરાવ્યા, તેમજ પાટણમાં ઘટિકાગૃહ, હાથીખાનુ, દાનશાળા, તેમજ સાત માળનુ ધવલગૃહ કરાવ્યુ, એમ લખેલુ છે ( જુઓ પૃ. ૫૨. ટિ ૯૦ ).

૨ यस्य क्रोधपरायणस्य किमपि भ्रूवल्लरी भंगुरा
मयो दर्शयति स्म लाटवसुधाभगस्वरूप फलम् ।
પ્રા લે મા. ભા. ૧, લેખ ન ૪૫ શ્લો. ૮; ગુ ઐ. લે. ન. ૧૪૭

પણ મૂળરાજના મરણ પછી ચામુંડના વખતની રાજ્યની નબળી સ્થિતિમાં એના પુત્ર ગોગ્ગિરાજે લાટની પાછું પોતાને તાબે કરી સ્વતંત્રતા મેળવી, એમ લાટના ત્રિલોચનપાલના ઉત્કીર્ણ લેખમાં ગોગ્ગિરાજ વિષે લખ્યું છે કે "એણે પોતાની જે જમીન બળવાન શત્રુઓએ દબાવેલી તેનો ઉદ્ધાર કર્યો"[1] એ ઉપરથી જાણે છે પણ આ ગોગ્ગિરાજ સુખે બેસી શકયો નહિ, કારણ કે માળવાના સિન્ધુરાજે લાટને દબાવ્યું[2] પણ સિન્ધુરાજની પાછળથી નબળી પડેલી રાજ્યસ્થિતિમાં ગોગ્ગિરાજ કે એનો પુત્ર કીર્તિરાજ સ્વતંત્ર થયો હશે કીર્તિરાજે શક સં ૯૪૦ (ઇ સ. ૧૦૧૮)માં તાપી નદીને કિનારે એક ગામનું દાન આપ્યું[3] આ કીર્તિરાજને જ દુર્લભરાજે વશ કરી ઇ સ. ૧૦૧૮ પછીના દબાવ્યો હશે એમ એના પૌત્ર ત્રિલોચનપાલના શક સં ૯૭૨ (ઇ સ ૧૦૫૦) ના તામ્રપત્રમાં એની કીર્તિ એના હાથમાંની તલવારથી લડાઇમાં ભયભીત થઇ શત્રુઓના હાથમાં નિંદ્ય ગણાય એવી રીતે ગઈ શબ્દોથી જણાય છે

આ આલંકારિક વર્ણનનો અર્થ એટલો જ કે કીર્તિરાજ હારી ગયો આ હાર દુર્લભરાજને જ હાથે ખાધેલી હોવી જોઇએ[4] વળી

---

1 आत्मभूरुद्धृता येन विष्णुनेव मनीषया ।
 बलिभि र्या समाक्रान्ता दानवैरिव वैरिभि ॥
 ઇ. એ. ૐ. ૧૨ પૃ. ૨૦૧, ગુ. ઐ. લે ન ૧૩૭

2 જુઓ નવસાહસાંકચરિત સ. ૧૦, શ્લો ૧૫-૧૬ તથા ઉદયપુર-પ્રશસ્તિ શ્લો ૧૪ જેમાં દક્ષિણ કોશલ, કર્ણાટ, લાટ મુરલ અને ચોલદેશ સિન્ધુરાજે જીત્યા હોવાનું કહ્યું છે (જુઓ રાજભોજ પૃ ૨૦૦)

3 જુઓ, સુરતના કીર્તિરાજના ઉપર કહેલા શક ૯૪૦ ના દાનપત્રનો ઉલ્લેખ મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૧૫માં છે અને ગુ. સ ઐ. ગ્ર ૮ ન ૨, ૩, પૃ. ૧૫૩માં શ્રી સ. વ પંડ્યાએ આપેલો એ લેખનો સાર

4 જુઓ ઇ એ. ગ્ર ૧૨, પૃ. ૨૦૧, ગુ ઐ લે. ન ૧૩૭

કાલવણ (નાશિક પાસે)ના ભોજના સામંત[1] યશોવર્માના દાનપત્રથી ભોજે લાટનો વિજય કર્યા પછી કોંકણનો વિજય કર્યો હતો તેના ઉત્સવ ઉજવ્યાનું કથન[2] છે. આ તામ્રપત્ર ઈ. સ. ૧૦૨૦નું હોવાથી એ પહેલા ઘણું કરી કીર્તિરાજના વખતમાં જ આ બનાવ બન્યો હશે. મતલબ કે દુર્લભરાજનો વિજય અલ્પજીવી નીવડ્યો.

વળી જો કે પ્રબંધોમા દુર્લભરાજ ઉપર ભોજે કોઈ ચડાઈ કરી હોવાનુ વર્ણન નથી, પણ ઉદયપુર-પ્રશસ્તિ (શ્લો. ૧૯)માં જે ગુર્જર-રાજાને હરાવ્યાનુ કથન છે તે આ દુર્લભરાજને જ લાગુ પડે છે. કારણ કે ઉપર કહેલા ઈ સ ૧૦૨૦ (વિ સ. ૧૦૭૬)ના કાલવણ-ના તથા એ જ વર્ષના બાન્સુઆરાનાં વાસવાડાનાં[3] તથા ઓંટમ્બરના બેતવાના દાનપત્રોમા જે કોંકણવિજય ઉજવવાની વાતો છે તે કોંકણ-વિજય માટે જતા રસ્તામા લાટનો વિજય પણ ભોજે કર્યો હતો અને એ વખતે દુર્લભરાજને પાછા હટી જવુ પડ્યુ હશે

પણ વાંસવાડાના દાનપત્રના દાનનુ વટપદ્રક તે વડોદરા એવો અર્થ શ્રી. મુનશીએ કર્યો છે,[4] પણ વટપદ્રક નામનાં એક કરતાં વધારે ગામ ગુજરાતમા જ મળ્યા છે[5] અને બીજે પણ હશે એ દાનપત્ર

---

૧ કીર્તિરાજ ઇ. સ ૧૦૧૮ના તામ્રપત્રમાં પોતાને મહામંડલેશ્વર કહે છે. એ જોતાં એ સામંત જ રહ્યો હશે. પહેલા કદાચ દુર્લભરાજનો અને પછી ભોજનો.

૨ એ. ઇ. ગ્ર. ૧૯, પૃ. ૭૨.

૩ એ. ઇ. ગ્ર. ૧૧. પૃ ૧૮૨ તથા એજ, ગ્ર. ૧૮. પૃ ૩૦, ક્લોરી વેરવોલ્ગ ગુર્જરેશ્વર પૃ. ૧૩૦મા વાસવાડાના દાનપત્ર માટે એ. ઇ. ગ્ર. ૯ નો ઉલ્લેખ આપ્યો છે. પણ એ તો છાપભૂલ છે ખરી રીતે ગ્ર. ૧૧ જોઈએ.

૪ એજન.

૫ શક સ. ૭૪૯ના કાવીદાનપત્રનુ વટપદ્રક તે વર્દન અને શક સ. ૯૭૫ના એરથાણ દાનપત્રનુ વટપદ્રક તે સુરત જિલ્લાનું વરોદ છે (જુઓ ગુ એ લે. ન. ૧૨૬ તથા ન ૨૩૯)

પ્ર ટ કરતા ગૌ ડ્રજે કહ્યુ છે તેમ દાનપત્રમા કહેલા ઘાઘ્રદોગ્ગભોગ (જિલ્લા) ના વટપદ્રનો પત્તો લાગ્યો નથી, વળી ગેનવાના દાનપત્રનુ ન્યાયપદ્રક તે ખેડા જિલ્લાનુ નાપાડ અને નાનત ાગ તે એ જ જિલ્લાનુ આણંદથી વીશ મૈલ છેટે ખભાતના રસ્તામા આવેલુ નાર એવો અર્થ એ છપાવનાર શ્રી ત્રિકમલાલે કર્યો છે અને શ્રી મુનશીએ એ સ્વીકાર્યો છે, પણ શ્રી વિશ્વેશ્વરનાથ રેઉએ જ્યાથી પતરુ મળ્યુ છે તે ઇ ારનુ નાર ગામ એવો અર્થ કર્યો છે[2] જે બધબેસતો લાગે છે

મતલબ કે ભોજના આ દાનપત્રોથી ઈ સ ૧૦૨૦ મા ખેડા જિલ્લાનો કોઈ ભાગ ભોજરાજાને તાબે હોવાનુ સાબિત થતુ નથી, પણ ભોજરાજાએ લાટ ઉપર વિજય મેળવ્યાથી દુર્લભરાજને લાટનો લોભ છોડી દેવો પડ્યો એટલી ઐતિહાસિક હકીકત લાગે છે

અને જો ઉપર જે ઐતિહાસિક અનુમાન દોર્યું છે તે બરાબર હોય તો દુર્લભરાજને ભોજનો શ્રી મુનશી માને છે[2] તેમ, સામત માનવાનુ યે કારણ નથી હવે લાટમા ભોજની સત્તા કટલો વખત ટકી રહી એ જો કે ચોક્કસ કહી શ ાતુ નથી પણ ઈ સ ૧૦૪૭ (વિ સ ૧૧૦૩)મા ભોજના સામત સુગન્તિ્યના પુત્ર જમેરાજે વટાપદ્રી ગામના વટેશ્વર મહાદેવના ઉપયોગ માટે વિતુહજ ગામ અને મો એકર જમીન દાનમા આપી છે[3] આ ઘટાની ગામ જ્યાથી આ પતરા મળ્યાં છે તે તિલકવાડાથી ૧૧ મૈલ છેટે છે આ સ્થાન નર્મદા અને મેના નદીના સગમ નજીક છે આ લેખથી લાટ પ્રદેશ ઉપર ભોજની સત્તા ઈ સ ૧૦૨૦ થી ઇ સ ૧૦૪૭ સુધી ચાલુ રહી હતી એમ ઠરે છે

---

૧ રાસ ભોજ, પરિશિષ્ટ પૃ ૨

૨ ગ્લોરી ધટ વોઝ ગુર્જર દેશ પૃ ૧૩૧

૩ જુઓ ન્યૂમીસ્ટિક્સ ઍાફ ઈન્ડિયન ઍાર્કિઓલોજીકલ રીસર્ચ ઇન્સ્ટિટ્યૂટ પૂના, પૃ ૩૧ ગુ ઐ લે ન ૧૩૮ બ

અને જેમ લાટનો આ યુગાદિત્ય, ભોજનો સામન્ત હતો તેમજ તેની નજીકમા નર્મદાની દક્ષિણે આવેલા નાંદીપુર (લાટ)નો વત્સરાજ પણ પોતાના પિતા કીર્તિરાજ પેઠે ભોજનો સામન્ત હોય એ સભવિત છે

## દુર્લભરાજ નડૂલના ચોહાણ મહેન્દ્રની બ્હેનને પરણ્યો હતો

આ દુર્લભરાજ મરુદેશના રાજા મહેન્દ્રની બ્હેન દુર્લભદેવીને, મહેન્દ્રે કરેલા સ્વયવરમા જઈને, પરણ્યો હતો એમ દ્વ્યાશ્રયમા કહ્યુ છે અને આ મરુદેશ એટલે નડ્ડલદેશ એમ દ્વ્યાશ્રયના ટીકાકાર કહે છે.[1] હવે દુર્લભરાજના સમયમા મહેન્દ્ર નડૂલનો રાજા હોવાનો સભવ સૂધાના વિ. સ. ૧૩૧૯ના લેખથી[2] તથા ઉપર વારંવાર ઉલ્લેખેલા રાષ્ટ્રકૂટ ધવલના વિ સ. ૧૦૫૩ના લેખથી જણાય છે એ જોતા દ્વ્યાશ્રયનુ સ્વયવરનુ વર્ણન ભલે કલ્પિત હોય, પણ દુર્લભરાજ મહેન્દ્રની બ્હેનને પરણ્યો હતો એ હકીકત માનવામા વાધો નથી[3]

આ દુર્લભરાજનુ પુરોહિતપણુ મૂળરાજના પુરોહિત શ્રીસોલશર્માનો પૌત્ર મુજ કરતો અને આ મુજનો પિતા લલ્લ ચામુડનો પુરોહિત હતો એમ સોમેશ્વર કહે છે,[4] વળી જૈન આચાર્ય જિનેશ્વરસૂરિ માન સાથે દુર્લભરાજની સભામા જતા એવી જૈનશ્રુતપરપરા વિ સ. ના બારમા શતક જેટલી જૂની છે[5] અને આ રાજાએ જૈન મન્દિરો

---

૧ દ્વ્યાશ્રય સ ૭. શ્લો ૯૬ થી ૧૦૬ સુધી.

૨ સૂધાનો લેખ, શ્લો ૯, એ. ઇ ગ્ર. ૯, પૃ ૭૦.

૩ ભારતકે પ્રાચીન રાજવશ, ભા. ૧, પૃ ૨૮૭

૪ સુરથોત્સવ સ ૧૫, શ્લો. ૧૧ થી ૧૮.

૫ જુઓ જિનદત્તસૂરિવિરચિત સુગુરૂપારતન્ત્ર્યમ્ શ્લો ૧૦, અપભ્રશકાવ્યત્રયી ભૂમિકા પૃ. ૧૦ થી ૧૩ તથા મૂળ પૃ. ૧૦૮, તથા દ્વ્યાશ્રય સ ૭, શ્લો. ૬૪ ઉપરની ટીકા.

બંધાવ્યા હતા એમ દ્વયાશ્રયમાં કહેલું છે [૧]

પ્રબંધકારો દુર્લભરાજને "ન્યાયપરાયણ તથા પરસ્ત્રી ઉપર તેમજ દ્વિજોના ધન ઉપર હાથ ન નાખનાર" કહે છે [૨] મૂળરાજ પેઠે દુર્લભરાજ પણ શ્યામ વર્ણનો હતો એમ દ્વયાશ્રય (સ. ૭ શ્લો-૬૦) માં કહ્યું છે

---

૧ દ્વયાશ્રય સ. ૭, શ્લો ૬૩

૨ જુઓ મુ. સ. સ. ૨ શ્લો. ૧૫ કી કૌ સ. ૨, શ્લો ૧૪ તથા વડ નગર-પ્રાકાર-પ્રશસ્તિ શ્લો. ૮ કી કૌ માં નીચે પ્રમાણે શબ્દો છે—

स्वयानुपभोग्येषु यस्य सौभाग्यमासिज ।
न कर परदारेषु द्विजदारेषु चापतत् ॥

# પ્રકરણ ૯ મું

## ભીમદેવ પહેલો

### ઇ. સ. ૧૦૨૨ થી ૧૦૬૪

### (વિ. સં. ૧૦૭૮ થી ૧૧૨૦)[1]

ભીમદેવ પહેલો દુર્લભરાજના ભાઈ નાગરાજનો પુત્ર હતો એમ દ્વયાશ્રય કહે છે.[2] આ નાગરાજ દુર્લભરાજ સાથે જ નડૂલના ચોહાણ રાજા મહેન્દ્રની બહેનના સ્વયંવરમાં ગયો હતો અને મહેન્દ્રે નાગરાજને પોતાની નાની બહેન લક્ષ્મી પરણાવી હતી એમ દ્વયાશ્રયમાં કહેલું છે.[3] દ્વયાશ્રયમાં તો નાગરાજ જીવતા દુર્લભરાજે તથા નાગરાજે ભીમનો રાજ્યાભિષેક કર્યો અને પછી એ બેય સ્વર્ગે ગયા એમ લખ્યું છે, પણ એ મુંબઈ ગેઝિટિયરના લેખક કહે છે તેમ સંભવિત નથી લાગતું[4]. વધારે સંભવ દુર્લભરાજ પહેલાં નાગરાજ મરી ગયો હોવાનો છે. પ્ર. ચિ. જેવા ગ્રંથમાં નાગરાજનું નામ જ નથી એ ઉપરથી પણ ભીમના જન્મ પછી એ તરત મરી ગયો હોય એવો સંભવ લાગે છે. ઉત્કીર્ણ

---

૧ પ્ર. ચિ. માં તથા વિચારશ્રેણીમાં ઉપર પ્રમાણે ભીમનો રાજ્યકાળ આપ્યો છે. જિનમંડનગણિ અને પ્રવચનપરીક્ષાનો લેખક એને અનુસરે છે (જુઓ પ્ર. ચિ. પૃ. ૧૧૨ તથા ટિ. ૮. પણ પ્ર. ચિ. ની અમુક પ્રતમાં ૧૦૭૭ થી ૪૨ વર્ષ ભીમના રાજ્યકાળનાં કહ્યાં છે. એકાદ પ્રતમાં ૫૨ વર્ષ પણ કહ્યાં છે (મૂળ પૃ. ૮૯ ટિ. ૪)

૨ દ્વયાશ્રય સ. ૭, શ્લો. ૧; પ્ર. ચિ. પણ ભીમદેવને દુર્લભરાજના ભાઈનો પુત્ર કહે છે. એની અમુક પ્રતમાં દુર્લભરાજનો પુત્ર ભીમને કહ્યો છે એ તો ભૂલ છે (પ્ર. ચિ. પૃ. ૫૩. ટિ. ૯૧)

૩ જુઓ સ. ૭, શ્લો. ૧૧૩.

૪ મુ. ગે. પૃ. ૧૬૩.

લેખોની વંશાવળીમાં દુર્લભરાજ પછી ભીમનું જ નામ આવે છે એ જોતાં નાગરાજ ગાદી ઉપર નથી બેઠો એ તો ચોક્કસ છે

## મહમૂદ ગઝનવીની સોમનાથ ઉપર ચડાઈ

### ઈ સ ૧૦૨૫ (વિ સ ૧૦૮૧)

ભીમદેવના રાજ્યસમયનો પહેલો બનાવ મહમદ ગઝનવીની સોમનાથ ઉપરની ચડાઈનો ગણવો પડે. ભીમદેવને ગાદી ઉપર બેઠાંને બે જ વર્ષ થયાં હતાં ત્યાં આ ભયંકર વંટોળિયો દેશ ઉપર ફરી વળ્યો દ્વયાશ્રય, પ્ર ચિં વગેરે કોઈ પ્રબંધોમાં તો મહમૂદની આ ચડાઈનું વર્ણન તો શું પણ ઉલ્લેખ નથી અને સુલતાન મહમૂદ ગઝનવીનું જીવનચરિત લખનાર છેલ્લા લેખક મુહમ્મદ નાઝીમ (ઈ સ ૧૯૩૧) અને કોમિસેરિયેટ (હિસ્ટરી ઑફ ગુજરાત ૧૯૩૮, પૃ ૫૭) જેવા ઇતિહાસલેખકોએ પણ હિંદુ લેખકોએ સંપૂર્ણ મૌન પાળ્યું છે' એમ માન્યું છે, છતાં એ કથનને મર્યાદિત કરે એવા બે અપવાદ ભૂત ઉલ્લેખો મુનિશ્રી જિનવિજયજીએ નવો પડેલા શોધી બતાવ્યા છે એમાંનો એક તે કવિ ધનપાલનો જે માળવાનો નિવાસી અને ભોજ તથા ભીમનો સમકાલીન હતો એટલે એ સમકાલીન ગણાય એવો છે એ કવિએ નોંધ્યું છે કે તુરુષ્કો—(મુસ્લિમો)એ શ્રીમાલદેશને ભાંગ્યો પછી અણહિલવાડને, ચડ્ડાવલી (ચંદ્રાવતી)ને તથા સોરઠને ભાંગ્યાં, દેલવાડા અને સોમેશ્વરને પણ ભાંગ્યા. આમાં મહમૂદનું નામ નથી, પણ ઉલ્લેખ સોમનાથ ઉપરના હલ્લાનો નિર્દેશે છે એમાં શંકા નથી બીજો ઉલ્લેખ જિનપ્રભસૂરિના વિવિધતીર્થકલ્પમાં છે જેમાં નોંધ્યું છે કે "મ્લેચ્છરાજા ગજનીનો પતિ ગુર્જર ને[1] ભાંગીને સત્યપુર તરફ વિ સ ૧૦૮૧માં વળ્યો

૧ મૂળ વચનો—

(૧) भजविणु सिरिमाल्देसु अनु अणहिल्वाडउ, चड्डावलि सोरट्ठु भग्गु पुणु देलवाडउ, सोमेसरु तहि भग्गु। (श्रीसत्यपुरमहन श्रीमहावीर उत्साह

જૈન ગ્રન્થકારોના આ ટૂંકા ઉલ્લેખ સોમનાથ ઉપરના મહમૂદ ગઝનવીના હુમલાની ઐતિહાસિક યથાર્થતામાં શંકા લાવવાનું કારણ નથી એટલું જરૂર સૂચવે છે, પણ એના વિગતવાર અને અધિકૃત વર્ણન માટે તો મુસ્લિમ તવારિખકારો ઉપર જ આધાર રાખવો પડે છે.[1]

આ દેશ ઉપરના મુસ્લિમ હુમલાઓનો ઇતિહાસ પણ ઠીક લાંબો છે. સિંધ આરબોએ ઈ. સ. ૭૧૨માં જીતેલું એ ઉપર કહ્યું જ છે, પણ ભારતના બીજા ભાગ ઉપર સિંધમાંથી લૂંટ કરવા નીકળી આવતી ટોળીઓના સિવાય કોઈ મુસ્લિમ હુમલાઓ આ દેશ ઉપર થયા નહોતા અને સિંધ સિવાય કોઈ સ્થળે સ્થાયી સત્તા મુસ્લિમોએ મેળવી નહોતી, પણ આલપ્તગીને ઈ. સ. ૯૬૨માં ગઝનીનું રાજ્ય લીધું. પછી એણે જ કાબુલનો કેટલોક ભાગ લીધો. ઈ. સ. ૯૬૩માં આલપ્તગીન મરણ પામ્યો, પણ એના નબળા વંશજોના હાથમાં સત્તા ટકી શકી નહિ અને ઈ. સ. ૯૪૨માં જન્મેલો અબુ મન્સૂર સબક્તગીન ઈ. સ. ૯૭૭માં ગઝનીના રાજ્યનો ધણી થયો. એક વર્ષ જવા દઈને સબક્તગીને ભારત તરફ નજર નાખી. આ રીતે વાયવ્યના ઘાટને માર્ગે ભારતમાં મુસ્લિમ

નાગની અપભ્રંશ કૃતિ ગાથા ૩. ૧. જૈન સાહિત્ય સંશોધક અ. ૩. પૃ. ૨૪૧માંથી કા. ઉ. પૃ ૧૩૯.

(૨) अन्नो गज्जणवइ गुज्जर भज्जित्ता तओ वलंतो पत्तो नयरे दससय इगासीय (१०८१) विक्कमवरिसे मिच्छराओ । विविधतीर्थकल्प (સિંઘી જૈન ગ્રન્થમાળા આ. પૃ. ૨૯)

૧ મુ. ગે. ગ્રં. ૧. ભા. ૧, પૃ. ૧૬૫ થી ૧૬૮; ઇલિયટ, ગ્રં. ૨. પૃ ૪૬૮, જેમાં તારિખ ઇ. અલ્ફી, તબકાત ઈ અકબરી, તબકાત ઇ. નાસિરી અને રૌઝતુ-સ-સફામાંથી ઉતારા આપ્યા છે. વળી મહમૂદ ગઝનીના જીવનચરિત્રના છેલ્લા લેખક મુહમ્મદ નાઝીમે ફરૂખી, ગર્દીઝી, ઇબ્નઝાફીર, સિબ્નઈબ્નુલ જવાઝી, ઈબ્નુલ અથીર, એટલા ગ્રન્થકારોનો આધાર લીધો છે. ફિરિસ્તાએ કેટલીક વિગતો વધારે આપી છે, પણ નાઝીમે એની વિશ્વસનીયતા ઓછી ગણીને એને છોડી દીધો છે (લાઈફ ઓફ સુલતાન મહમૂદ. એપેન્ડિક્સ-એમ).

(વિ સ ૧૦૮૧ )મા સોમનાથનુ દેવળ લૂટયુ તથા તો પુ. આ બનાવનુ ઇબ્નઅસીર (ઈ સ ૧૧૬૦ થી ૧૨૨૯ ) કરેલુ વર્ણન મુબઈ ગેઝિટિયરમા ઉતાર્યું છે, પણ અહી એને નાઝીમના આધાર આવશ્યકતા જેટલુ સુધારીને લીધુ છે ઇબ્નઅસીર કહે છે કે સોમેશ્વરની મૂર્તિ (અર્થાત્ શિવલિંગ ) હિંદની મર્તિઓમા મોટામા મોટી હતી. પ્રત્યેક ગ્રહણ વખતે હિંદુઓ સોમનાથની જાત્રા કરતા[1] એ વખતે ત્યા એક લાખ જાત્રાળુઓ એકઠા થતા પુનર્જન્મની માન્યતાને અનુસરી મરણ પછી બધા જીવો સોમનાથમા એકઠા થાય છે એમ હિંદુઓ માને છે સોમનાથને ખરચી ભેટો મળે છે રાજાઓ તરફથી મંદિરને દસ હજાર ગામ દાનમા મળેલા છે મદિરમા અતિશય કીમતી જાતનુ અને જેની કીમત ન ગણી શકાય તેવુ જવાહિર ભર્યું છે જે ગગાનદીને હિંદુઓ અતિશય પવિત્ર માને છે અને જેમા મરણ પછી અસ્થિ નાખે છે તે ગગાથી જો કે સોમનાથ લગભગ ૭૫૦ માઈલ છેટે છે તથાપિ એનુ પાણી હમેશા સોમનાથ આવે છે[2]

દરરોજ એક હજાર બ્રાહ્મણો પૂજનમા તથા જાત્રાળુઓને દર્શન વગેરે કરાવવામા રોકાયલા રહેતા[3] અને જાત્રાળુઓની હજામતમા હમેશાં

[1] ગ્રહણને ખાસ પુણ્યકાળ ગણવામા આવે છે આજે પણ શ્રદ્ધાળુઓ ગ્રહણ વખતે તીર્થસ્થાનમા જાય છે અને જૂના વખતમા પણ લોકો ગ્રહણ વખતે તીર્થસ્થાનમા જઈને પવિત્ર નદીમા સ્નાન કર્યા પછી દાન કરતા છે દસ હજારનો આકડો ચોક્કસ ગણવાની જરૂર નથી.

[2] આઈન-ઈ-અકબરી (ગ્રથ ૨, પૃ ૨૦૪) પણ કહે છે કે દરરોજ ગગાનુ પાણી અને કાશ્મીરના ફૂલ આવે છે ગગાના પાણીની કાવડો રોજ આવ્યા કરે એવી કાયમ માટે ખેપિયાઓની ગોઠવણ કરવામા આવતી હશે આ પ્રકાર કેટલેક ઠેકાણે ચાલે છે

[3] આ બ્રાહ્મણોના વશજો તે હાલના સોમપરા બ્રાહ્મણો. આજે પાટણમા એ નાતના માણસોની આસરે પાચસોની સખ્યા છે

વણુસો હજામો રોકાય છે[1] મંદિરના દ્વાર આગળ સાડા ત્રણુસો ગાનારીઓ ગાન અને નૃત્ય કર્યા કરે છે અને એ બધાંને મંદિર તરફથી રોજી બાંધી હોય છે.[2] મહમૂદે ભારતવર્ષના બીજાં મંદિર તોડયાના ખબર સોમનાથ આવે ત્યારે ત્યાંના લોકો એ દેવોથી સોમનાથ અપ્રસન્ન છે માટે એને વટલાવે છે, નહિ તો એ કોઈ મંદિરને તોડી શકે જ નહિ, એમ કહેતા. મહમૂદે આવી વાતો સાંભળી ત્યારે સોમનાથનું મંદિર તોડવાથી 'દેવો કાંઈ કરી શકતા નથી એમ એ હિંદુઓ જોઈ શકશે અને મુસલમાન ધર્મ સ્વીકારશે' એમ માનીને ત્રીસ હજાર ઘોડેસવારો સાથે ખુદાની બંદગી કરી ઈ. સ. ૧૦૨૫ના ઓકટોબરમા નીકળી એણે મુલતાનનો રસ્તો લીધો.[3] મુલતાન પહોંચ્યા પછી વચ્ચે થરના રણમાંથી રસ્તો હોવાથી અને ત્યાં માણસો કે ખોરાકી કાંઈ મળવાનો સંભવ ન હોવાથી ત્રીસ હજાર ઊંટ ઉપર પાણી અને દાણો ભરીને નીકળ્યો. રણ ઓળંગ્યા પછી લોદ્રવા[4] અને ચિકુલોદર (જે ઓળખી શકાતું નથી!) આ સ્થળના લોકોને મારી નાખ્યા અને ત્યાંની મૂર્તિઓ તોડી નાખી, પછી એનું લશ્કર પાણી

---

૧ જાત્રાળુએ કોઇપણ તીર્થમાં જઇને સ્નાન કર્યા પહેલાં હજામત કરાવવી જોઇએ એવો નિયમ છે.

૨ હજી દક્ષિણનાં મન્દિરોમાં આવી ગાનારીઓ રાખવાનો રિવાજ છે.

૩ ઉપર નાઝીમને અનુસરી ૧૦૨૫ ના ઓક્ટોબરમાં મહમૂદ નીકળ્યા એમ લખ્યું છે, અને કોમિસેરિયેટ પણ ૧૦૨૫ ની સાલ આપે છે (હિસ્ટરી ઓફ ગુજરાત, પૃ. ૫૮,); જો કે સર વુલ્સલી હેગે ગઝનીથી નીકળવાની તારીખ ઇ. સ. ૧૦૨૪ ના ઓક્ટોબરની ૧૭ મી આપી છે (કે. હિ. ઇ. ગ્ર., ૩, પ્ર. ૨, પૃ. ૨૩ થી ૨૬) આ વિસંવાદ મૂળ અરબ્બી તવારિખો-માંથી જ ઊતરી આવ્યો છે.

૪ લોદ્રવા જેસલમીરની પશ્ચિમે ૧૦ મૈલ છેટે ભટ્ટીઓનું રાજધાનીનું જૂનું મુખ્ય શહેર હતું. (નાઝીમ, પૃ. ૨૧૮)

લઈને અણહીલવાડ તરફ ઊપડ્યું.[1] અણહીલવાડનો રાજા ભીમ એકદમ ભાગી ગયો. શહેરના લોકો પણ ભાગી ગયા, અને રાજા પોતાની જાનને બચાવવા તથા યુદ્ધની તૈયારી કરવા ક્યાંક કિલ્લામાં ભરાઈને બેઠો. મહમૂદ તો મોઢેરા થઈને સોમનાથ તરફ ઊપડ્યો. રસ્તામાં ઘણા ગઢ આવ્યા, જેના મંદિરોમાં રહેલી મૂર્તિઓ સોમનાથના દેવની પાર્ષદરૂપ ગણાતી હતી. મહમૂદે આ શહેરનો નાશ કર્યો, લોકોને મારી નાખ્યા અને શેતાન મૂર્તિઓને તોડી નાખી, અને પાણી વગરના રણમાં થઈને સોમનાથ પાટણ તરફ ધસી ગયો. આ રણમાં એની સામે વીસ હજાર માણસો થયા, એઓના સરદારે નમતું ન આપ્યું. મહમદે આ લોકોને હરાવી નસાડી મૂક્યા તથા એનો માલ લૂંટી લીધો. ત્યાંથી મહમૂદ દેવલવાડા ગયો.[2] અહીંથી સોમનાથ બે દિવસને અંતે હતું. દેવલવાડાના લોકો સોમનાથને ભરોસે ગામમાં ભરાઈ રહ્યા. પણ મહમૂદે ગામ ભાંગ્યું, લૂંટ્યું અને લોકોને મારી નાખ્યા. અને પછી સોમનાથ ઉપર કૂચ કરી. ઈ. સ. ૧૦૨૬ જાન્યુઆરીની છઠ્ઠીએ સોમનાથ પહોંચતાં મહમૂદે દરિયાકાંઠે બાંધેલો મજબૂત ગઢ જોયો. દરિયાનું પાણી ગઢની દીવાલ સાથે પછડાતું હતું.[3] ગઢની દીવાલ ઉપરથી લોકો હસતા હતા. "અમારો સોમનાથ તમારા એકેએક માણસનો નાશ કરી

1 મહમૂદે મુલતાનથી ભાવલપુર, બિકાનેર અને રણને (ફિરિસ્તાએ અજમેર લખ્યું છે પણ એ ખોટું છે. સાંભર કદાચ હોય. અજમેર ત્યારે સ્થપાયું ન હતું.) રસ્તે ગુજરાતમાં પ્રવેશ કર્યો જણાય છે. (મુ. ગે. પૃ. ૧૬૯ ટિ. ૧, નાઝીમ પૃ. ૨૧૮)

2 આ દેવલવાડા તે ઊનાં પાસેનું દેલવાડા હોવું જોઈએ. મહમૂદ અણહીલવાડથી મોઢેરા, માંડલ થઈને કચ્છનું નાનું રણ પાટડી [illegible] આગળ ઓળંગી, ઝાલાવાડ, ગોહેલવાડ અને બાબરિયાવાડ થઈ દેલવાડે પહોંચ્યો જણાય છે. (મુ. ગે. પૃ. ૧૬૯, ટિ. નાઝીમ એજન)

3 જૂના દેવળના ખંડેરની બાંધેલી ભીંતો ઉપર દરિયાનું પાણી પછડાતું, હવે એ જ સ્થાને બંધેલા નવા મંદિરની ભીંત ઉપર પછડાય છે.

નાખશે એમ એઓ કહેતા હતા. રસ્તામાં મુસલમાનોએ ગઢ ઉપર હલ્લો કર્યો. મુસલમાનોનાં બાણુના ભારે મારાથી ડરીને હિંદુઓ ગઢ છોડીને અંદર ભરાઈ ગયા. મુસલમાનો સીડીઓ મૂકી ગઢ ઉપર ચડી ગયા અને ઉપર ચડીને જયનાદ કર્યો જોકે એ વખત સુધીમાં મુસલમાનોની ખુવારી એટલી થઈ હતી કે પરિણામ સંદિગ્ધ હતુ. પછી રાત પડી અને યુદ્ધ બંધ રહ્યું. બીજે દિવસે સવારમા લડાઇ શરૂ થતા મુસલમાનોએ એવુ જોર કર્યુ કે હિંદુઓએ શહેર છોડીને સોમનાથ મંદિરનો આશ્રય લીધો. મંદિરના દરવાજા આગળ ભયંકર રક્તપાત થયો. હિંદુઓ વારવાર સોમનાથ આગળ જઈ જય આપવા માટે પ્રાર્થના કરવા લાગ્યા અને છેવટ બધા બહાર આવીને લડતા લડતા કપાઈ ગયા. કેટલાક હોડીઓમાં બેસી દરિયામાર્ગે નાસી જવાનો પ્રયાસ કર્યો, પણ મુસલમાનો એઓની પાછળ પડ્યા, પરિણામે એમાંથી કોઈ કપાઇ ગયા તો કોઈ ડૂબી મુઆ. કુલ પચાસ હજાર હિન્દુઓ કપાઈ મુઆ. મુસલમાનોની ખુવારીનો સાચો આંકડો તો મુસલમાન લેખક શેનો આપે?

## સોમનાથ મંદિરનું મુસ્લિમ લેખકોએ કરેલું વર્ણન

સોમનાથનુ જે દેવળ મહમૂદે તોડ્યુ તેનુ વર્ણન મુસલમાન લેખકોએ નીચે પ્રમાણે આપ્યુ છે. આ દેવળ સો વર્ષ પહેલા બંધાયુ હતુ એમ અલ્બીરૂની કહે છે.[૧] ભાવ બૃહસ્પતિની સોમનાથ-પ્રશસ્તિમાં આપેલી દંતકથામાં તો રાવણે રૂપાનુ અને ભીમદેવે પથ્થરનું બંધાવ્યુ એમ કહેલુ છે, પણ મહમૂદે જે તોડ્યું તે મૂળ વલભી વખતમા બંધાયુ

૧ જુઓ સચાઉ ગ્ર. ૨, પૃ. ૧૦૫, સોમનાથની ઉત્પત્તિની કથા તથા એ મંદિરના ઇતિહાસ માટે જુઓ મારો 'શૈવ ધર્મનો ઇતિહાસ' પૃ. ૫૫ થી ૭૦. ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિ માટે જુઓ ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ, નં. ૯૮; ગુ. ઐ. લે. નં. ૧૫૫, મારુ ગુજરાતના તીર્થસ્થાનો આ. ૨.

ઉપર મંદિર હતું એમ કહે છે. અને આજ સુધી બધા ઇતિહાસકારો એ વર્ણન ઉતારતા આવ્યા છે. ગુજરાતમાં પહેલાં લાકડાના મન્દિર બંધાતા હતાં એ ઐતિહાસિક હકીકત છે,[1] પણ એ સોમનાથના સુલતાન મહમૂદે ભાંગેલા મંદિરના સભામંડપનું છાપરું લાકડાના છપ્પન થાંભલાઓને આધારે રહેલું હોય એ સંભવિત લાગતું નથી, એમ શ્રી થાપર કહે છે.[2] મતલબ કે મુસ્લિમ લેખકો એ બાબતમાં વિશ્વસનીય નથી. વળી નાઝીમ (પૃ ૨૧૩-૨૧૪) કહે છે કે સોમનાથનું મૂળ મન્દિર બીડિયા નજીક હતું એ પણ ખોટું છે, કારણ કે બીડિયા ગઢની બહાર પશ્ચિમે એક મેલ દૂર છે જ્યારે સોમનાથના મંદિર પાસે પહોંચવા માટે સુલતાનને ગઢનો ઘેરો ઘાલવો પડ્યો હતો[3] એ શ્રી. થાપરની દલીલ સાચી લાગે છે. મૂર્તિ અંધારા ઓરડામાં અર્થાત્ ગર્ભગૃહમાં હતી. સભામંડપના થાંભલાઓમાં કીમતી રત્ન જડ્યાં હતા. સોમનાથનું લિંગ જમીનની બહાર પાંચ હાથ ઊંચુ હતું અને એનો ઘેરાવો ત્રણ હાથનો હતો.[4] મંદિરના ગર્ભગૃહમાં રાત દિવસ રત્નજડિત દીપમાળાઓ બળ્યા કરતી. બસ્સો મણ વજનની સોનાની સાંકળો મંદિરમાં લટકતી હતી જેમાં ઘંટા ટિંગાડેલા હતા. મંદિરની તિજોરીમાં સોના રૂપાની મૂર્તિઓ તથા રત્નજડિત મુખવટા હતા. મંદિરમાંથી બે કરોડ દીનાર જે હાલની ગણતરીએ એક કરોડ પૌંડ = ૧૫ કરોડ રૂપિયાનો માલ

---

૧ જુઓ પ્રબન્ધચિંતામણિ (ગુ. ભા) પૃ. ૧૩૯ તથા ૧૮૩.

૨ સોમનાથ અમર મંદિર વિશે સોત્રેનૂર. પૃ. ૮૮.

૩ એજન.

૪ સોમનાથના લિંગના ઉપલા થોડા ભાગને મહમૂદે ભાંગી નાખ્યો અને બાકીનો ભાગ એના અલંકારો વગેરે સાથે ગઝની મોકલ્યો. એનો એક કટકો ગઝનીની મસીદ આગળ લોકો એના ઉપર પગ મૂકીને ચાલે એ રીતે રાખ્યો એમ અલબીરૂની કહે છે (સચાઉ ગ્ર. ૨, પૃ. ૧૦૩). એક કટકો મક્કા મોકલ્યો.

મહમદને મળ્યો[1] મહિતે[2] આ રીતે લડયુ તથા બાળ્યુ, પણ સોમનાથના વિજય પછી મહમદ ને અણહીલવાડનો રાજા ભીમદેવ ખદહતના[3] રાજમા ભરાઇ બેઠો હોવાના ખબર મળ્યા એ ગઢ સોમનાથથી ૧૪૦ મૈલ દૂર હતો, મહમદ તરત એ તરફ ગયો અને રણ ઓળગી ગઢ લઈ લીધો અને દુશ્મનોને નસાડી મૂકયા ખદહતથી મહમદ સિંધ તરફ ગયો, અને ત્યાથી ઈ સ ૧ ૨૬ના એપ્રિલમા પાછો ગઝની પહોચ્યો

## મહમૂદ જેમ આવ્યો હતો તેમ પાછો ગયો

મહમદે ગુજરાતનો વિજય કર્યા પછી એનુ શુ કરવા ધાર્યુ હતુ અને શુ થયુ હતુ એ હવે જોઈએ રોઝતુ-સ-સફાના કહેવા પ્રમાણે સોમ નાથ છત્યા પછી મહમદે ત્યા સ્થાયી થવાનો વિચાર કર્યો હતો એમ કહેવાય છે ગુજરાતના વિશાળ ફળદ્રુપ પ્રદેશથી તથા મનાતી સોનાની ખાણો વગેરે લાભોથી એનુ મન આકર્ષાયુ હતુ પણ એના સર દારોએ અનેક લડાઈઓ લડીને શત્રુઓ પાસેથી મેળવેના ખુરાસાનને છોડી ન દેવાની સલાહ આપી. પછી ગુજરાતના પ્રદેશ ઉપર કોઇ હાકેમ નીમી જવાનો વિચાર કર્યો. મીરાખાન નામનો એક નીમ્યો હતો એમ ગેખ દીનના આધારે બ્રેટ્સન જેવાએ માન્યુ, પણ એ દતકથા માત્ર છે પણ પરદેશીથી લાંબા વખત સુધી આ દેશ હાથમા ન રાખી શકાય

---

૧ નાઝીમ પૃ ૧૧૮ અને કોમિમેરિયટ પૃ ૫

૨ સોમનાથથી મહમૂદના પાછા ફરવાને લગતો આ વૃત્તાન્ત ઇલિયટ ગ્ર ૨ પૃ. ૨૪૯ ઉપરથી આપ્યો છે મુ ગે પૃ ૧૬૭, નાઝીમ પૃ. ૧૧૯

૩ આ ખદહત કે ખન્દનો ચોકસ પત્તો લાગ્યો નથી, પણ કચ્છનુ કથકોટ હોવાનો સભવ ડૉ. બુલ્હરે માન્યો છે (જુઓ મુ ગે પૃ ૧૬૭ ટિ ૩). કે હિ. ઇ ગ્ર ૩મા ખદબ એટલે શખોદ્ધાર બેટ એમ લખ્યુ છે (જુઓ પૃ ૨૫) મને તો બુલ્હરની કલ્પના ઠીક લાગે છે

અને દેશી કોઈ યોગ્ય મળ્યો નહિ એટલે મહમદ જેમ આવ્યો હતો તેમ વટોળિયા પેઠે ચાલ્યો ગયો.[1]

મહમૂદની આ ચડાઈનો કે એણે સોમનાથ ભાંગ્યા તથા લૂંટ્યાનો ઉપર નોંધ્યા છે તે સિવાય કોઈ પ્રબંધકારે ઉલ્લેખ નથી કર્યો એ ઉપર કહ્યું જ છે, પણ હેમચન્દ્રે સિન્ધુ દેશ ઉપર ભીમદેવે ચડાઈ કર્યાનું વિસ્તારથી વર્ણન કર્યું છે.[2] દ્વયાશ્રયનો વિસ્તાર તો મહાકાવ્યના ધોરણને અનુસરતો કલ્પિત છે પણ એના મૂળમાં મુસલમાનો સાથેનો કોઈ વિગ્રહ સૂચિત હોય તો કયો એ પ્રશ્ન છે. હેમચન્દ્ર સિન્ધુ દેશના રાજાને હમ્મુક કહે છે, અને આ હમ્મુકને હરાવ્યો તથા કેદ પકડ્યો એમ હેમચન્દ્રે લખ્યું છે. પ્રબંધકારો હમ્મુક મુસલમાનોને કહે છે. કયા મુસ્લિમ હલ્લાને ભીમદેવે હરાવ્યો એ શોધવું રહ્યું. મહમદના પાછા ફરવા વખતે પરમદેવ નામનો રાજા આડો પડવાનો હતો અને તેથી જ મહમદ બીજે રસ્તે ગયો અને હેરાન થયો, એમ ગર્દીઝી (પૃ ૮૭) ફિરિસ્તા વગેરે

૧ ફિરિસ્તા વળી સોમનાથને નહિ પણ અણહીલપુર પાટણને રાજધાની બનાવવાનો વિચાર કર્યો હતો એમ કહે છે (જુઓ બ્રીગનો અંગ્રેજી તરજૂમો ગ્રં. ૧. પૃ ૭૪) મહમદ કચ્છથી પાટણ ગયા હતા એમ પણ કહે છે. પાટણમાં મસ્જિદ છે. અને રસ્તામાં મસ્જિદો બાંધવાના બાદશાહે હુકમ આપ્યા હોય એ સંભવિત છે (જુઓ મુ. ગે. પૃ ૧૬૮. ટિ. ૧). પણ મુલતાન વળતા પાટણ ગયા નથી. પણ મહમદને ગઝની પાછા ફરતાં રસ્તામાં પરમદેવ નામનો [illegible] રાજા આડો પડવાની બીક લાગવાથી કચ્છ અને સિંધમાંથી મુલતાન રસ્તે ગયા અને માર્ગમાં પાણી વગર એનાં માણસોની બહુ ખુવારી થઈ વગેરે વર્ણન ગર્દીઝ તબકાત-ઇ-નાસીરી. ફરૂખી, ફિરિસ્તા વગેરેમાં મળે છે. આ વર્ણનોમાં સોમનાથના નાશનું વેર વાળવા કોઈ હિન્દુએ ભોમિયો બની મહમૂદને આડે રસ્તે દોર્યો વગેરે. નાઝીમ પૃ ૧૧૯, ટિ. ૬, જો કે ફરૂખી આદિમાંથી નાઝીમે પૃ ૧૧૯મા ઉતારી છે છતા ગેઝિટિયરના લેખક પેઠે મારા મતે સામાન્ય દંતકથા જણાય છે (જુઓ મુ. ગે પૃ. ૧૬૮. ટિ. ૨.). નાઝીમ. પૃ ૨૨૪.

૨ દ્વયાશ્રય સ. ૮, શ્લો ૪૦ થી ૧૨૫.

કહે છે[1] આ પરમાર તે આબુનો પરમાર રાજા એમ ગેઝેટિયરના લેખક તર્ક કર્યો છે, સાભરનો ચોહાણ રાજા એમ કેમ્બ્રિજ હિસ્ટરીના લેખકે કલ્પના કરી છે,[2] પણ શ્રી વિશ્વેશ્વરનાથ રેઉ અણહીલપુરનો ભીમદેવ જ અહીં વિવક્ષિત ધારે છે[3] અને શ્રી મુનશી ભોજરાજા તે પરમદેવ એમ કહે છે[4] અને પરમદેવની બીકે જો મહમુદનું લશ્કર બીજે રસ્તે ગયું હોય, કદાચ એના સૈન્યના કોઈક પાછળના ભાગને ભીમને હાથે માર ખાવો પડ્યો હોય તો હેમચંદ્ર એનું ઉપર પ્રમાણે જે વર્ણન કરે એ સંભવિત છે પણ આ કલ્પના કરતાં વધારે સયુક્તિક ખુલાસો એક વિદ્વાને હમણાં શોધી કાઢ્યો છે

## મુસલમાનોને હરાવવામાં ભીમે દિલ્હીના રાજાને આપેલો સાથ

ઈ સ ૧૦૩૪ (વિ સ ૧૦૯૦)માં મુસલમાન સૂબાને હરાવી દિલ્હીના રાજાએ બીજા હિંદુ રાજાઓની મદદ વડે પંજાબના હાંસી થાણેશ્વર વગેરે કેટલાક થાણા પાછા લીધા હોવાનું ફિરિશ્તામાં લખ્યું છે[5] દિલ્હીના રાજાને મદદ કરનાર આ હિન્દુ રાજાઓ તે ગુજરાતનો ભીમ, માળવાનો ભોજ, નડૂલનો ચોહાણ અણહીલ દક્ષિણનો ચાલુક્ય સોમેશ્વર અને વળી ડાહલનો કલચૂરી કર્ણ હોવાનું તે તે રાજાએ તુરુષ્કવિજય કર્યો હોવાના ઉલ્લેખ ઉત્કીર્ણ લેખોમાં મળતા હોવાથી શ્રી ધીરેન્દ્રચંદ્ર ગંગુલીએ વાજબી અનુમાન કર્યું છે[6] ફિરિશ્તાનું સ્પષ્ટ કથન જોતાં હેમચન્દ્રે કહેલો હમ્મુકવિજય તે ઈ સ ૧૦૪૦માં ઉત્તર હિંદના રાજાઓએ સંપી જઈને મુસલમાનો ઉપર મેળવેલા આ વિજયનો જ

---

1 જુઓ નાડીમ પૃ ૧૧૯

2 મુ ગે પૃ ૨૬૮, કે હિ ઇ ગ્ર ૩, પૃ ૨૬

3 ભારતકે પ્રાચીન રાજવંશ, ભા. ૧ પૃ ૧૧૭

4 ગ્લોરી ધૅટ વૉઝ ગુર્જરદેશ, પૃ ૧૪૦

5 બ્રીગ્ઝ-ફિરિશ્તા ગ્ર ૧, પૃ ૧૧૮, કે હિ ઇ ગ્ર ૩, પૃ ૨૬

6 નાગપુરની ઓરિએન્ટલ કોન્ફરન્સનો રિપોર્ટ પૃ ૫૩૬-૫૪૭

લાગુ પડે છે. નડ્ડુલનો અણહીલ ભીમની સાથે જ હોવાનો સંભવ છે.[૧]

શ્રી. મુનશી સોમનાથના આ જીર્ણોદ્ધારનો યશ ભીમદેવ અને ભોજ બેયને આપે છે.[૨] ભોજદેવનો સોમનાથના મંદિરના જીર્ણોદ્ધારમાં કાંઈક પણ હિસ્સો હતો એવું માનવા માટે એમણે પુરાવા તરીકે ઉદય-પુર (ગ્વાલિયર)–પ્રશસ્તિ (શ્લો–૨૦)નો હવાલો આપ્યો છે. ઉદયાદિત્યની આ પ્રશસ્તિમા રાજાના પૂર્વજ ભોજ જેવા અતિ પ્રખ્યાત મહારાજાનાં વખાણ કરવાના વેગમાં કેદાર, રામેશ્વર, સોમનાથ, કાલાનલ (કે કાલ–મહાકાલ અને અનલ) સુડીર, રુદ્ર જેવા અનેક શૈવ મન્દિરો ભોજે બંધાવ્યા હતા એમ કહી દીધું છે, પણ રામેશ્વર અને કેદાર અને કદાચ મહાકાલ જેવા નામ સોમનાથ સાથે મૂક્યાં છે તેથી જ એ કથન પ્રશંસાત્મક અતિશયોક્તિ જ છે એમ દેખાય છે. અને એવું પ્રશંસારૂપ કથન ભાવ બૃહસ્પતિની સોમનાથના જ કુમારપાલના વખતમાં થયેલા જીર્ણોદ્ધારનુ વર્ણન કરનારી પ્રશસ્તિમા "સોમનાથનું પથ્થરનું મંદિર ભીમે બંધાવ્યુ હતુ" એવા સ્પષ્ટ હકીકતરૂપ કથન સામે પુરાવા તરીકે ટકી જ ન શકે. વળી ઉપર રહેલી ઉદયપુર–પ્રશસ્તિના કવિની કલ્પના પ્રશંસાત્મક અતિશયોક્તિમા ખૂબ ગયે છે, દા. ત. "કૈલાસગિરિથી મલયપર્વત (મલબાર) સુધીના બધા દેશો ઉપર ભોજનુ રાજ્ય હતુ" એમ એ કહે છે.[૩] આ ઉદયપુર–પ્રશસ્તિ જાણવામા હોવા છતાં સાધા-રણ રીતે શ્રી. મુનશી પહેલાના ઇતિહાસકારોએ ભોજને નહિ પણ ભીમને જ, મહમૂદે તોડ્યા પછીનુ સોમનાથનુ મંદિર બંધાવ્યાનો યશ આપ્યો છે[૪] આમ છતા આ દેશના જૂના પ્રખ્યાત મન્દિરોના જીર્ણો-

---

૧ આ અણહીલના તુરુષ્કવિજય માટે જુઓ સુધાનો લેખ એ ઇ. ગ્ર. ૯, પૃ. ૭૨.

૨ ગ્લોરી ધેટ વોઝ ગુર્જરદેશ, પૃ ૧૪૦.

૩ ઉદયપુર–પ્રશસ્તિ શ્લો ૧૭, (એ. ઇ. ગ્ર. ૧, પૃ. ૨૩૩) અને ભારતકે પ્રાચીન રાજવંશ ભાગ ૧, પૃ. ૧૧૨માં શ્રી વિ. રેઉની એ વચન ઉપર ટીકા જુઓ.

૪ ગ્ર. ૧, ભા. ૧. પૃ. ૧૬૭, ટિ અને કોમિસેરિયટ પૃ. ૯૦.

દાનમા પોતાના તરફથી કાંઇક ફાળો આ દેશના રાજાઓ હમેશા આપતા આવ્યા છે, એટલે જેમ લાટના ચૌલુક્ય કુળના વત્સરાજે સોમનાથ માટે સુવર્ણ અને રત્નની પ્રભાથી યુક્ત છત્ર ન યુ હતુ તથા દીન અને અનાથ લોકો માટે સત્ર કરા યુ હતુ તેમ એના પુત્ર ત્રિલોચન પાલ ઈ સ. ૧૦૫૦ ના દાનપત્રમા કહે છે[1] તેમ ભોજ રાજાએ પણ એકાદ ગૌણ મન્દિર બધાવ્યુ હોય કે બીજુ કાંઇ અર્પણ કર્યું હોય એ સભવે છે

## ભીમદેવ પાછો આવ્યો અને એણે સોમનાથનુ પથ્થરનુ નવુ મન્દિર બધાવ્યુ

મહમૂ ગઝનવી ઉપર પ્રમાણે વટોળિયા કે મહામારી પેઠે આવ્યો અને પુષ્કળ વિનાશ કરી ચાલ્યો ગયો એટલે ભીમદેવ ભાગીને કથકોટમા કે જ્યા ભરાઈ બેઠો હતો ત્યાથી પાછો આવ્યો લોકો મહમૂદને તથા એણે કરેના વિનાશને ભૂલી પણ ગયા અને ગુજરાતનો ઇતિહાસ મહમૂદની સવારી જેવા બનાવ બન્યો જ ન હોય તેમ પોતાની ચાલુ રીતે પાછો ચાલવા મડ્યો

ભીમદેવના ૪૨ વર્ષના રાજ્ય કાળના બનાવ કાલાનુક્રમમા તો કાંઈ પ્રબધકારે આપ્યા નથી પણ વિ સ ૧૨૨૫ ની ઉપર ઉલ્લેખેલી ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિમા ભીમે સોમનાથનુ પથ્થરનુ મન્દિર બધાવ્યુ હતુ એમ કહ્યુ છે એનો સબધ અહીં જોડી શકાય છે મહમૂદે આગલુ મન્દિર તોડી ફોડી બાળી નાખેલુ હોવાથી ભીમદેવે એના ગયા પછી થોડા વખતમા જ ભાગેલા મન્દિરની જગ્યાએ નવુ મોટી શિલાઓથી પથ્થરનુ મન્દિર બધાવી એમા નવી લિંગપ્રતિષ્ઠા કરી હશે મન્દિરના પાયામાં કુમારપાલના સમરાવેલા મન્દિરના વિશાળ પથ્થરની માળણીના પાયા શ્રી થાપરના ખોદકામમા મળ્યા છે

---

૧ ઇ એ. લે ન ૨૩, શ્લો ૨૭

## ભીમદેવના સમયનાં બીજાં મંદિર

ભીમદેવના વખતથી ગુજરાતમાં ઉત્તમ કારીગરીવાળાં પથ્થરના મંદિર બંધાવા માંડ્યાં છે સોમનાથના મંદિર ઉપરાંત મોઢેરાનું સૂર્ય-મંદિર પણ આ વખતમાંજ બંધાયું છે.[1] પરંતુ આ વખતનું સર્વ-શ્રેષ્ઠ અને જેની તારીખ ચોક્કસ જાણવામાં આવી છે તેવું મંદિર તો આબુ ઉપર વિમળ મંત્રીએ બંધાવેલું વિમલ–વસહિ નામનું જૈન મંદિર છે.

## વિમલ મંત્રી

આ વિમલ ભીમદેવનો મંત્રી હતો એમ એનું બંધાવેલા મંદિરને પાછળથી વિ. સં. ૧૩૭૮ મા જેમણે સમરાવ્યું તેણે કોતરાવેલા લેખમાં, લગભગ એ અરસામાં લખાયેલા તીર્થકલ્પમા તથા વિમલ સબંધી અનેક પ્રબંધોમા કહેલું છે[2]

આ વિમલ મંત્રી પોરવાડ વંશનો હતો અને અણહીલપુર પાટણ-માં જન્મ્યો હતો. એના પૂર્વજો નિર્ધનતાને કારણે શ્રીમાળનગર છોડી ગાભૂમાં આવી વસ્યા હતા અને એના પૂર્વજ નિન્ન (કે નીનુ) અને લહર વનરાજના સમકાલીન હતા લહર તો દંડનાયક હતો એમ હરિભદ્રસૂરિએ રચેલા નેમિનાથચરિત્ર (સં. ૧૨૧૬)ની, ચંદ્રપ્રભ-ચરિત્ર (વિ સં ૧૨૨૩)ની અને મલ્લીનાથચરિત્રની પ્રાન્ત પ્રશ-સ્તિઓમા અને વિમલપ્રબંધમા કહ્યું છે તે જો કે શ્રી રસિકલાલ પરીખે (કા ઉ પૃ ૧૧૨–૧૧૩મા) યથાર્થ માની ઉતાર્યું છે છતા એને તો ભ્રમપૂર્ણ દંતકથા માનવી પડશે, કારણ કે નિન્નનો પૌત્ર અને વિમલનો

---

૧ જુઓ ગુજરાતનાં તીર્થસ્થાનો, પૃ. ૧૨૧મા મોઢેરાના સૂર્યમંદિરનું વર્ણન.

૨ જુઓ પ્રાચીન જૈન લેખસંગ્રહ લેખ નં. ૧૩૨, જિનપ્રભસૂરિના તીર્થ-કલ્પમાં અર્બુદકલ્પ. જિનહર્ષના સં. ૧૪૯૭માં લખાયેલા વસ્તુપાલ-ચરિતનો આઠમો પ્રસ્તાવ. સં. ૧૫૦૩મા સોમધર્મે રચેલ ઉપદેશસપ્તતિકાનો ચતુર્થ ઉપદેશ, સં. ૧૫૧૭માં રત્નમંદિરગણિએ રચેલ ભોજપ્રબંધ અધિકાર બીજો, સં. ૧૫૬૮માં લાવણ્યસમયે લખેલ વિમલપ્રબંધ વગેરે.

પિતા વીરમહત્તમ મૂળરાજનો મંત્રી હતો[1] અને એ વખતમાં મંત્રિપદ વંશપરંપરાથી મળતું એ ધોરણને અનુસરી આ વિમલ ભીમનો મંત્રી થયો હશે.

એટલે વિમલપ્રબંધમાં તથા રત્નમંદિરગણિના ભોજપ્રબંધમાં વિમલ કેવી રીતે મંત્રી થયો એ સંબંધી જે વર્ણન આપ્યું છે[2] તે કલ્પિત લાગે છે. બાકી મુનિ ન્યાયવિજયજી કહે છે તેમ એના પૂર્વજો ક્ષત્રિય વંશના હોવાથી એનામાં ક્ષત્રિયગુણો હોવાનો તથા પ્રબંધનારા કહે છે[3] તેમ એણે બાણ કેળવવાની તથા બીજી પણ યુદ્ધવિદ્યાની સારી તાલીમ લીધી હોવાનો સંભવ છે. વિ. સં. ૧૦૮૮માં આ વિમલ મંત્રીએ વિમલવસતિ બંધાવેલ છે માટે તે પહેલાં જ એણે મંત્રિપદ મેળવ્યું હશે. ટૂંકામાં વિ. સં. ૧૦૮૨માં મહમૂદ ગયા પછી તરત જ ગુજરાતના રાજા પ્રજાની ચાલુ જીવનચર્યા પૂર્વવત્ શરૂ થઈ ગઈ દેખાય છે.

## ભીમની દાનપ્રવૃત્તિ

વિ. સં. ૧૦૮૬માં ભીમદેવે કચ્છ માંડલમાં આવેલા ઘડહડિકા બારશ (બાર ગામના તાલુકા)નું મસૂરી ગામ ભગવાન ભવાનીપતિને પૂજીને આચાર્ય મંગલશિવના પુત્ર ભટ્ટારક આજપાલને

[1] જુઓ આબુનો સં. ૧૨૦૨નો શિલાલેખ જે આખો શ્રી ઉલ્લિખિત બુદ્ધિપ્રકાશના અંકમાં છતાં આ વીરમહત્તમનો મૂળરાજના વર્ણનમાં ઉલ્લેખ કર્યો છે. વીરમહત્તમના બે પુત્રો (૧) નેઢ અને (૨) વિમલ હતા. એમ પ્રાચીન જૈન લેખસંગ્રહ-અવલોકન પૃ. ૧૯૫માં કહ્યું છે. સ્વ. ગૌ. હી. ઓઝાએ વિમલપ્રબંધનું અતિહાસિક અવલોકન કરીને એમાં ઘણું ઐતિહાસિક તત્ત્વ છે તે સુધા નામના હિંદી માસિકમાં સ્પષ્ટ તારવ્યું છે (જુઓ બુદ્ધિપ્રકાશ, ૧૯૨૯ જાન્યુઆરીમાં વિમલપ્રબંધ અને વિમલશાહ નામનો લેખ).

[2] ભાવનગરની સાં. પ્ર. રિપોર્ટ, જૈન ભાગ પૃ. ૬૪ અને વિમલપ્રબંધ ખં. ૩ જો.

[3] જુઓ તથા રત્નમંદિરગણિનો ભોજપ્રબંધ.

દાનમાં આપેલું છે. આ દાનપત્રનો લેખક કાયસ્થ કાંચનનો પુત્ર વટેશ્વર છે અને દૂતક મહાસાંધિવિગ્રહિક ચંડશર્મા છે. દાનપત્રમાં શ્રીભીમદેવની સહી છે.[1] આ દાનપત્રનો લેખક વટેશ્વર મૂળરાજના વિ. સં. ૧૦૪૩ના તથા ૧૦૫૧નાં તામ્રપત્રોના લેખક કાંચનનો પુત્ર છે એ હકીકત પણ એ વખતમાં અધિકારો વંશપરંપરાથી મળતા હતા એમ સાબિત કરે છે. આ લેખનો ચંડશર્મા તે વસ્તુપાલ તેજપાલનો પૂર્વજ ચંડપ હશે કે બીજો એ નક્કી કરવું મુશ્કેલ છે.[2]

## ભીમદેવના ઉત્કીર્ણ લેખોમાંથી મળતી તારીખો

ઉપરનું દાનપત્ર ઈ. સ. ૧૦૨૯માં (વિ. સં. ૧૦૮૬ની કાર્તિક સુદિ પૂનમે) અપાયેલું છે. પછી ઇ. સ. ૧૦૩૦માં (સં. ૧૦૮૬ની વૈશાખ સુદિ પૂનમે) એક બીજું દાન વર્ધિ-વડિયારના મુંડકગામની અમુક જમીનનું આપવામાં આવ્યું છે.[3] પછી ઇ. સ. ૧૦૩૧-૧૦૩૨ (સં. ૧૦૮૮)માનો લેખ ભીમદેવે દંડનાયક તરીકે નીમેલ વિમલ મંત્રીનો આબુના વિમલમંદિરમાંથી મળ્યો છે.[4] એ પછી ઇ. સ. ૧૦૩૭ (સં. ૯૩)નું એક દાનપત્ર મળ્યું છે જેમાં પ્રસન્નપુર સ્થાનના વત્સ-ગોત્રના ગોવિંદને કચ્છમાં જમીનનું દાન આપ્યું છે. એ સંવત સિંહ સંવત છે એવી ભ્રમણાથી પહેલાં એ ભીમદેવ બીજાનું મનાયેલું,[5] પણ લેખમાં ૧૦નો આંકડો રહી ગયો છે, કારણ કે દૂતક સં. ૧૦૮૬ના તામ્રપત્ર-વાળો જ મહાસાંધિવિગ્રહિક ચંડશર્મા અને લેખક પણ એ તામ્રપત્રવાળો

---

૧ ઇં. એ. ગ્રં. ૬, પૃ. ૧૯૩, ગુજરાતના ઐતિહાસિક લેખો નં. ૧૩૯.

૨ શર્માન્ત નામ ઉપરથી ચંડશર્મા બ્રાહ્મણ હશે એમ સ્વ. ર. ચુ. મોદીનું ધારવું છે, જે સંભવિત છે (૧૯૩૮ સપ્ટેમ્બરનું 'માનસી').

૩ ગુ. ઐ. લે. નં. ૧૪૦.

૪ એ. ઇં. ગ્રં. ૯, પૃ. ૪.

૫ જુઓ ગુ. ઐ. લે. નં. ૧૫૯.

જ કાયસ્થ કાંચનનો પુત્ર વટેશ્વર છે એવું ગણીને પાઠમાંથી ો હુલ્ઝે તથા બુહરે નક્કી કર્યું છે[1]

આ પછી વચના કાળની તારીખો મળી નથી પણુ ઈ સ ૧૦૬૩ (વિ. સ ૧૧૧૯)ની તારીખ વિમલશાહના દેવળમાંના એક લખમાંથી નીકળે છે[2] અને કે ઈ સ ૧૦૬૪ (વિ. સ ૧૧૨૦)ની જાન્યુ આરીની ૬ઠ્ઠી તારીખ પાલણુપુરના દાનપત્રમા મળે છે[3] આ દાન પત્રમા લખ્યુ છે કે ભીમદેવે પોતાની છાવણી ઇંના મુકામે હતી ત્યારે જાનક નામના મોઢ બ્રાહ્મણને વરણાવા । ગામમાં ત્રણ હળ જમીન દાનમા આપી છે આ દાનપત્રનો લેખક હતો વટેશ્વરનો પુત્ર કેક્કક અને દૂતક હતો મહાસાધિવિગ્રહિક ભોગાદિત્ય ભીમદેવની જ્યા છાવણી હતી તે ઇના ગામ પાલણુપુરથી અગ્નિખૂણે મહી કાંઠા એજન્સીનુ હાલનું ઇનોલ હશે એવા આ તામ્રપત્ર પ્રકટ કરનારનો તર્ક છે

### ભીમની યુદ્ધપ્રવૃત્તિ—આબુના પરમાર સામત ધંધુક સાથે થયેલી ખટપટ

આ રીતે દાનપ્રવૃત્તિ સાથે ભીમદેવે આ અરસામા યુદ્ધપ્રવૃત્તિ પણ આદરી દીધી હતી એમ વિમલવસહિ બધાવવાનો પ્રસગ કેવી રીતે આવ્યો તેનુ જે વર્ણન મળે છે તે ઉપરથી લાગે છે[4] આબુના

---

૧ એ. ઇ ગ્ર ૧ પૃ ૩૧૭ તથા ઇ એ ગ્ર ૬, પૃ ૨૧૩

૨ એ. ઇ ગ્ર ૧૮ ઉત્તર હિંદના લેખો ન ૧૩૭

૩ ગુ. ઐ લે ન ૧૪૦ અ, એ. ઇ ગ્ર ૨૧ પૃ ૧૭૧

૪ चन्द्रावतीपुरीश समजनि वीराग्रणीर्धन्धु ॥
श्रीभीमदेवस्य नृपस्य सेवाममन्यमान किल धन्धुराज ।
नरेन्द्रकोपाच्च ततो मनस्वी धाराधिप भोजनृप प्रपेदे ॥
ततश्च भीमेन नराधिपेन प्रतापभूमिर्विमलो महामति ।
कृतोऽर्बुदे दण्डपति सतां प्रिय ॥
પ્રાચીન જૈન લેખસગ્રહ નં ૧૩૨ શ્લો. ૫, ૬ અને ૮

રાજાને મૂળરાજે જ હરાવ્યો હતો અને ઘણું કરી એ વખતથી આબુના રાજાઓએ ગુજરાતના રાજાઓનું સામંતપદ સ્વીકાર્યું હતું એવી અટકળ એ પ્રસંગે કરી છે. હવે ભીમના વખતમાં આબુ–ચંદ્રાવતીનો રાજા ધન્ધુક નામે પરમાર હતો તેનું મન તે કારણથી ભીમદેવથી સ્વતંત્ર થવાનો પ્રયત્ન કર્યો હશે, પરિણામે ભીમદેવે એને હરાવ્યો એટલે એ માળવાનો રાજા ભોજ જે એ વખતે ચિતોડમાં રહેતો હતો. તેને શરણે ગયો અને ભીમદેવે આ વિમલને દંડનાયક બનાવી ચંદ્રાવતી મોકલ્યો, અને વિમલ મંત્રીએ ચંદ્રાવતી જઈ રાજા ધન્ધુકને સમજાવી એના ઉપરનો ગુર્જરેશ્વર ભીમનો રોષ, એની ભક્તિ વડે દૂર કરાવ્યો તથા ધન્ધુકને પાછો ચંદ્રાવતીમાં સ્થાપ્યો.[1]

### વિમલ–વસતિ બંધાયાની તારીખ

આ ગુર્જરેશ્વર સાથે ચંદ્રાવતીના રાજાનો મેળ કરાવ્યા પછી કુળદેવી અંબિકાએ રાતે સ્વપ્નમાં કહેલી સૂચનાને અનુસરી આબુ ઉપર વિ. સં. ૧૦૮૮માં વિમલ–વસતિ નામનું આદિનાથનું મંદિર બંધાવ્યું.[2] આ મંદિર બંધાવવામાં આઠ કરોડ સુવર્ણનું વિમલ મંત્રીએ ખર્ચ કર્યું એમ પ્રબંધો કહે છે. એ આંકડો અદ્ધરથી માનવાનો

---

૧ राजानकश्रीधांधुके क्रुद्धं श्रीगुर्जरेश्वरं
प्रसाद्य भक्त्या तं चित्रकूटादानीय तद्गिरा .

વિવિધતીર્થકલ્પમાં અર્બુદકલ્પ.

૨ वैक्रमे वस्वाशामितेऽब्दे भूरिरैव्ययात् ।
तत्प्रासादं सविमलवसत्याह्वं व्यधापयत् ॥ એજન

अथान्यदा तं निशि दण्डनायकं समादिदेश प्रयता किलाम्बिका ।
इहाचले त्वं कुरु सद्म सुन्दरं युगादिभर्तुर्निरपायमध्ययं ॥
श्रीविक्रमादित्यनृपाद् व्यतीतेऽष्टाशीतियाते शरदां सहस्रे ।
श्रीआदिदेवं शिखरेऽर्बुदस्य निवेसि(शि)तं श्रीवि(वि)मलेन वंदे ॥

વિમલવસતિની પ્રશસ્તિ. શ્લો. ૧૦-૧૧, પ્રા. જૈ. લે. સંગ્રહ નં. ૧૩૨.

નથી બાકી એની નરીગરીનાળુ મન્દિર બધાવના વણ ખર્ચ થયુ હશે એટલુ તો દીવા જેવુ સ્પષ્ટ છે

વિમલ–વસતિ બધાવાયાની આ સાલ અને એ સબધી આ હકીકત જો કે મન્દિર બધાયા પછી લગભગ ત્રણસો વર્ષે લખાયેલ છે પણ એ માનવામા સંદેહનુ કારણ દેખાતુ નથી અને ઉપર જેટલી હકીકત આપી છે તેટલી પણ વિશ્વસનીય જણાય છે ચદ્રાવતીનો રાજા ધધુક ભીમદેવનો સમકાલીન હતો એટલુ તો એના પુત્ર પૂર્ણપાલનો ઇ સ ૧૦૪૩ (વિ સ ૧૦૯૯)નો લેખ વસતગઢમાંથી મળ્યો છે તેનાથી સિદ્ધ થાય છે[1] અને ચિતોડનો ભાગ મુજે જીતેલો એ આપણે જોયુ છે અને ભીમના વખતમા એ ભોજને તાબે હતો એમ સ્વ. ગૌ હી. ઓઝા પણ બીજા ઐતિહાસિક પ્રમાણોથી માને છે[2]

### વિમલ મત્રી વિશે પ્રબધોની દતકથાઓ

આ વિમલ મત્રી વિશે પ્રબધોમા આ ઉપરાંત બીજી કેટલીક વાતો મળે છે જે વિની નરી કલ્પના જ છે દા ત વિમલ મત્રીએ બાર પાદશાહોને જીતીને એમની પાસેથી બાર છત્રો લીધા હતા, રોમ નગરના સુલતાન પર ચઢાઈ કરી એને જીત્યો હતો, ઠઠ્ઠાના બ્રાહ્મણ રાજા પર આક્રમણ કરી એને કેદ કર્યો હતો વગેરે ભીમદેવથી રિસાઇને એ ચદ્રાવતી ચાલ્યો ગયો હતો અને છેવટે ભીમદેવે એને છત્ર ચામરાદિ રાજચિહ્નો આપી મનાવ્યો વગેરે જો કે એ સભવિત નથી, પણ એ ય મોટે ભાગે કલ્પિત જણાય છે[3] વિમલ મત્રી ખરી રીતે ભીમદેવથી

---

૧ જુઓ ભારતકે પ્રાચીન રાજવશ, ભા ૧, પૃ ૭૩

૨ રાજપૂતાનેકા ઇતિહાસ ખ ૧, પૃ ૪૩૭

૩ જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ ટિ ૨૨૪–૨૨૨–૨૨૬ તથા ૨૪૧, ભા મા પનો રિપોર્ટ જૈન વિભાગ પૃ ૬૪–૬૫ રત્નમદિરગણિનો ભોજ પ્રબધ અધિકાર બીજો, તથા 'વિમલપ્રબધ અને વિમલ મત્રી ઉપર સ્વ. ગૌ હી ઓઝાના સુધામા છપાયેલ લેખનો ૧૯૨૯ ના પુઆરીના બુદ્ધિપ્રકાશમા છપાયેલો અનુવાદ

ત્રિસાઇને નહિ પણ, વિમલવસતિનો લેખ કહે છે તેમ, એણે દંડનાયક કરીને મોકલવાથી ચંદ્રાવતી ગયો હતો.

### ભીમદેવનાં માળવા સાથેનાં યુદ્ધ

ભીમદેવ માળવાના રાજા ભોજનો સમકાલીન હતો અને ગુજરાતનો ઘણો ભાગ એક કાળે માળવાના રાજાને તાબે હતો એ જોતાં માળવાનો રાજા ગુજરાતની ધીમે ધીમે પણ વધતી જતી સત્તાને સહન ન કરી શકે એ સ્વાભાવિક છે ભીમદેવે પૂર્વ દિશામાં પોતાના રાજ્યની હદ કેવી રીતે વધારવા માંડી એની વિગતો જાણવાનું કોઈ સાધન નથી, પણ માળવાના રાજા ભોજ સાથે ભીમને એક કરતાં વધારે લડાઇઓ થઈ હોય એવું પ્રબંધોના વર્ણનથી જણાય છે.

### માળવાના સેનાપતિએ પાટણ ભાંગ્યું

પ્ર ચિ મા લખ્યું છે કે[1] સિન્ધુ દેશનો વિજય કરવામાં ભીમ રોકાયો હતો ત્યારે રાજા ભોજે કુલચન્દ્રને[2] સેનાપતિ બનાવીને અણહીલપુર પાટણ જીતવા મોકલ્યો, અને એ કુલચન્દ્રે અણહીલપુર ભાંગીને રાજમહેલના દ્વાર આગળ કોડીઓ દાટીને જયપત્ર લીધું ગુજરાતની આ હારની વાત મેરુતુંગ પછીનાં કોઈ પ્રબંધકારે કે પ્રશસ્તિકારે લખી નથી, પણ માળવાની ઉદયપુર–પ્રશસ્તિમાં ગુર્જર રાજા હાર્યો, પણ એની વિગતવાર જણાવટ નીચે કરી છે. ગુજરાતના સોલંકી રાજાઓને તથા માળવાના પરમાર રાજાઓને પડોશી તરીકે પરસ્પર સ્વાભાવિક વેર હોવા ઉપરાંત ગુજરાતનો મધ્યભાગ જે પહેલાં માળવાના સીયકના તાબામાં હતો તે ધીમે ધીમે ગુજરાતના રાજાઓએ પોતાને તાબે લેવા માંડ્યો હતો એ વેરનું ખાસ કારણ હતું ઉપર જોયું છે તેમ મૂળરાજ પહેલાં પૂરેપૂરો સ્વતંત્ર રાજા ન હતો પછી

---

૧ જુઓ પ્ર. ચિ. ૭૫ તથા રત્નમંદિરગણિનો ભોજપ્રબંધ–બીજો અધિકાર. સિન્ધુ દેશ ઉપર ચડાઈ કરીને હમ્મુકને ભીમે હરાવ્યાની વાત દ્વયાશ્રયમાં પણ છે.

૨ આ કુલચન્દ્ર દિગંબર હતો એમ પ્ર. ચિ કહે છે.

મુજે હરાવવાથી એણે એક મ માથુ ઊચુ કરવાની હિમત નહિ કરી હોય, પણ જ્યારે મુજે દક્ષિણમા માનખેટના તનપ ઉપર ચડાઈ કરી ત્યારે લાગ જોઇને મૂળરાજ સ્વતન થઈ ગયો હોય એમ લાગે છે

પછી ચામુડ વલ્લભરાજ અને દુર્લભરાજને ચામુડના રાજ્યકાળ મા જ માળવાના સિન્ધુરાજ સાથે કાઈક અથડામણો થઈ હશે, પણ કોઈ નિર્ણાયક યુદ્ધ થયુ દેખાતુ નથી શ્રી મુનશીએ તો સિન્ધુરાજે કચરી નાખે એવી હાર ગુજરાતના લશ્કરથી ખાધી અને વલ્લભરાજે ભોજને હરાવ્યો એમ લખ્યુ છે[૨] પણ સિન્ધુરાજનુ લશ્કર રાજા મદિ પડવાથી કે ગમે તે કારણથી પાછુ ફરી ગયુ અને વલ્લભરાજ તો માળવા પહોચ્યા પહેલા રસ્તામા જ શીતળાના રોગથી મરણ પામ્યો એમ ઉપર દ્વયાશ્રયના[૩] આધારે કહ્યુ છે, એટલે અહીં શ્રી મુનશીની કાંઈ સરતચૂક છે

પછી દુર્લભરાજના પ્રકરણમા કહ્યુ છે તેમ લાટ ઉપર તાજી સત્તા મેળવનાર દુર્લભરાજ એ જ પ્રદેશ ઉપર ચડી આવેલા ભોજ રાજાથી ઘણુ કરી હારીને પાટણ તરફ પાછો ફરી ગયો ઇ સ. ૧૦૧૮–૧૯મા દુર્લભરાજને આ રીતે પાછા ફરવુ પડયુ હશે, અને ભોજરાજાએ દુર્લભરાજના વખતમા જ મેળવેલો લાટ પ્રદેશ એને તાબે રાખ્યો, પછી ભીમ સિન્ધદેશની ચડાઈ કરવામા રોકાયો હતો ત્યારે ભોજે પોતાના સેનાપતિને પાટણ જીતવા મોકલ્યો એ પ્ર. ચિ નુ કથન યથાર્થ હોય તો ઈ સ. ૧૦૨૬મા પાછા ફરતા મહમૂ ની પાછળ ભીમ પડયો હો ત્યારે ભોજનો સેનાપતિ પાટણ જીતવા ગયો હોય

જો કે પ્ર ચિ મા એવી ચોખ્ખાઈ નથી, ભીમદેવ ઉપરના

---

૧ ચેદીશ્વરેન્દ્રરથ(તોમ્મ)ર(ભીમમુ)ખ્યાન્ કર્ણાટલાટપતિગુર્જરરાજ્ઞુરુષ્કાન્ । યદ્ભૃત્યમાત્રવિજિતાનવલોક્ય પ્રા લે મા ભા ૧ ન ૪૮ શ્લો ૧

૨ ગ્લોરી ધેટ વોઝ ગુર્જરદેશ, પૃ ૧૩૧

૩ સિ ધુરાજનો ટૂંકો રા જ્યકાળ જોતા ઉપલી અટકળ કરી છે

વિજયોની વાત પ્રબંધોમાં જ છે ઉદયપુર–પ્રશસ્તિમાં ગુજરાતનો રાજા (गूर्जरराट्) છે[1] તે દુર્લભરાજ જ સમજવો કે ભીમદેવ? મૂળમાં 'ભીમ' શબ્દ વંચાતો નથી, અટકળે કૌંસમાં મૂક્યો છે, છતાં ભીમ હાર્યો હશે એમ પ્રબંધોના કથનને આધારે કબૂલ કરીએ, પણ ક્યાં-સુધી ભીમે ભોજની અધીનતા ચાલુ રાખી? 'પરમ ભટ્ટારક અને પરમેશ્વર' બિરુદ ન હોય અને ખાલી 'સમસ્તરાજાવલીવિરાજિત મહારાજાધિરાજ' એટલું જ બિરુદ હોય તો એ બિરુદધારી રાજાને સામંત ગણવો એવો નિયમ સ્વીકારીએ–જો કે ગુજરાતના દાનપત્રોમાં આ નિયમ બહુ ચોકસાઈથી પળ્યો નથી અને પાછળના રાજાઓનાં દાનપત્રોમાં તો મૂળરાજથી આરંભી બધા પૂર્વજોને 'પ. ભ. પ.' લગાડેલ છે, છતાં મૂળરાજે પહેલી વાર સં. ૧૦૫૧ના બલેરાના દાનપત્ર-માં પોતાને 'પ. ભ. પ.' બિરુદ લગાડ્યું છે. પછીના ત્રણ રાજાઓના દાનપત્રો મળ્યા જ નથી અને ભીમદેવના મળ્યા છે, પણ એનાં બધા દાનપત્રોમાં ખાલી 'સમસ્તરાજાવલીવિરાજિત મહારાજાધિરાજ' એવું જ બિરુદ છે ને છેક એના રાજ્યકાળના છેલ્લા વર્ષનું–(સં. ૧૧૨૦) ઈ. સ. ૧૦૬૪નું દાનપત્ર છે તેમાં પણ એ જ બિરુદ છે,[1] એ જોતાં છેવટ સુધી એ સામંત જ રહ્યો હતો એવો અર્થ થાય, પણ ખરી રીતે ભીમ એના રાજ્યકાળના છેલ્લા વર્ષોમાં ભોજને બિલકુલ અધીન હોવાનો સંભવ નથી, ઊલટું નીચે જોઈશું તેમ ભીમે ભોજની આખર અવસ્થામાં બીજા રાજાઓ સાથે એને દબાવ્યો હોવાનો સંભવ છે. મતલબ કે કેવળ આ બિરુદના શબ્દો ઉપર આધાર રાખી ભીમદેવને ભોજનો કે કોઇનો સામંત ઠરાવી શકાય નહિ. મારું કહેવાનું[3] તાત્પર્ય એ છે કે ભીમના દાનપત્રો લખનારે બિરુદ લખવામાં બેદરકારી રાખી હોય અથવા ભીમના આગલા દાનપત્રોની ચાલુ પ્રથા ચાલુ રાખી હોય,

---

૧ જુઓ ઉપર પૃ. ૨૧૩, ટિ. ૩.

૨ ગુ. ઐ. લે. નં. ૧૪૦ અ

૩ ગ્લોરી વેટ વોઝ ગુર્જરદેશ, પૃ. ૧૩૫–૧૪૦.

પણ એ બિરુદો નિર્ણાયક નથી ભીમદેવને ભોજનો શ્રી મુનશી સામંત કહે છે એને આ બિરુદનો જ આધાર હોય તો એ ઘણો નિર્બળ છે ભોજ અને ગુજરાતના રાજાઓ વચ્ચેના સંબંધની ઐતિહાસિક સ્થિતિ મને નીચે પ્રમાણે લાગે છે

પહેલું તો ભોજનો લાટ પ્રદેશમાં પગપેસારો થતાં લાટ ઉપ ચડેલા દુર્લભરાજે નમી દીધું અને પોતાની રાજ્યસીમા સંકોચી લઈ બેસી ગયો અને ભીમે પ્ર ચિ નું કથન બરાબર હોય તો ભોજના લશ્કરને હાથે હાર ખાધા પછી પોતાનું રાજ્ય પૂર્વ કે દક્ષિણ દિશામાં વધારવાનો લોભ છોડી દીધો અને મહારાજાધિરાજ પદથી સંતોષ માની ભોજ જેવા પ્રતાપી રાજાની મૈત્રી રાખી,[1] જેનું વર્ણન નીચે છે

વળી ભીમ ભોજ વચ્ચેની મૈત્રીમાં ભીમની અધીનતા કેટલા પ્રમાણમાં હતી એ ચોક્કસ નક્કી કરવાનું આજે કોઈ સાધન નથી, પણ જે રીતે લાટમાં ભોજે પોતાનો અધિકારી નીમ્યો હતો તેમ ગુજરાતમાં નીમ્યો ન હતો અને લાટના ચાલુક્ય નૃપતિએ જેમ પૂરી અધીનતાના સૂચક 'મહામંડલેશ્વર' બિરુદ ધારણ કર્યું હતું તેમ એ એ જાતનું મહાસામન્ત અથવા સામન્તાધિપતિ જેવું બિરુદ કે 'તત્પાદપદ્મોપજીવી' જેવું વિશેષણ ભીમને નહોતું કર્યું પણ એ જોતાં ભીમની અધીનતા કાંઈક હશે તોપણ પ્રાદેશિક સ્વતંત્રતાને બાધક નહિ એવી નરમ પ્રકારની હશે અને એટલી પણ નમતું વખત નહિ ચાલી હોય.

ઈ સ ૧૦૨૦ (વિ સં ૧૦૭૬)માં મંગુલિકના જે ચાલુક્ય જયસિંહ બીજાને પહેલાં એનાથી હારેલા ભોજે દગાથી કોંકણ પ્રદેશને

---

૧ શ્રી મુનશી પણ ભોજ સાથ ભીમની મૈત્રીનો સ્વીકાર છે (ગૂજરાત પૃ ૧૯૨-૧૯૩)

૨ ભીમના પુત્ર કર્ણનો લાટના સામંત પણ મહામંડલેશ્વર-પદવી ધારી હતો એ આગળ આવતા લેખો,

૩ જુઓ એ ઇ ૧ ૧૨, પૃ ૩૧૪

પોતાને તાબે લેવાનો ઉત્સવ ઊજવ્યો હતો (ઈ. સ. ૧૦૧૮ થી ૧૦૪૦) તે જયસિંહ બીજાએ જ ઈ. સ. ૧૦૨૪ના મીરજ દાનપત્રના કથન પ્રમાણે ભોજ પાસેથી કોંકણ પાછું લીધું હતું, પણ લાટ તો પહેલાં જોયું છે તેમ ઈ. સ ૧૦૪૭ સુધી ભોજને તાબે રહ્યું હતું એ ચોક્કસ છે ત્યારે ભીમ અને ભોજની મૈત્રી જેનું પ્રબંધોએ કરેલું વર્ણન નીચે ફકરામાં ઉતાર્યું છે. કદાચ ઉપર કહ્યું છે તેમ મુસ્લિમોને હરાવવા માટે ગુજરાત માળવા કર્ણાટક વગેરેના રાજાઓ મળી જઈ યુદ્ધે ચડ્યા હતા ત્યારથી કદાચ ભીમ અને ભોજની મૈત્રી વધારે ગાઢ થઈ હોય, પણ **राजा मित्रं केन दृष्टं श्रुतं वा** એ પ્રસિદ્ધ ઉક્તિ પ્રમાણે ભીમે જ એ મૈત્રીનો ભોજની આખર અવસ્થામાં ભંગ કર્યો હોય એવું પ્રબંધોના વર્ણનો ઉપરથી જ દેખાય છે.

### ભીમ અને ભોજનો મૈત્રીસંબંધ

ભીમે ભોજની સાથે સારો મૈત્રીસંબંધ રાખ્યો હોય એમ લાગે છે.[1] ડામર નામનો ભીમનો સાન્ધિવિગ્રહિક એટલે કે એલચી હમેશાં ભોજના દરબારમાં રહેતો એમ પ્ર. ચિ. માં વર્ણન છે. આ ડામર જેને દ્વ્યાશ્રયમાં દામોદર કહ્યો છે[2] તેની ચતુરાઈની ઘણી વાતો પ્ર ચિ. મા તથા એને અનુસરીને રત્નમંદિરગણિના ભોજપ્રબંધમાં પણ મળે છે. આ બેય પ્રબંધોમાં ડામરે પોતાની ચતુરાઈથી ભોજને ગુજરાત ઉપર ચડાઈ કરનાં એકાદ વખત રોક્યો હતો, એટલું જ નહિ, પણ યુક્તિથી ભોજ પાસેથી ભીમને ભેટો મોકલાવી હતી, એમ કહ્યું છે[3] એક વખત તો ભીમ છૂપા વેશમાં ભોજના દરબારમાં ડામર સાથે

---

૧ જુઓ પ્ર ચિ. નો ભીમભોજપ્રબંધ તથા રત્નમંદિરગણિના ભોજપ્રબંધનો બીજો અધિકાર પ્ર. ચિ.ની એક પ્રતમાં આ ડામરને નાગર કહ્યો છે.

૨ દ્વ્યાશ્રય સ. ૯. શ્લો. ૨૬.

૩ પ્ર. ચિ પૃ. ૭૨ થી ૭૪; રત્નમંદિરગણિનો ભોજપ્રબંધ—અધિકાર બીજો. આ ડામરની ચતુરાઈને ઉદ્દેશીને ગુજરાતીમાં ‘ડાહ્યો ડમરો’ કહેવાની પ્રથા પડી હશે એમ શ્રી. રસિકલાલ પરીખ ધારે છે (કા. ઉ. પૃ. ૧૮૧).

આવી ગયો હતો એમ પણ પ્ર ચિ મા વર્ણન છે[1] પ્રબંધાનો આ બાબતનો વિસ્તાર તો ખોટી રીતે કલ્પિત છે, પણ ભીમનો એનથી ભોજ સાથે મૈત્રીસબંધ જાળવી રાખવાનો પ્રયત્ન કરે એ તદ્દન સ્વાભાવિક છે એ તો એની ફરજ હતી એટલે ડામરને અતિકામિક પુરુષ માનવામા તથા ભોજના દરબારમા એનથી તટસ્થ રહીને એણે ગુજરાત અને માળવા વચ્ચે મૈત્રીસબંધ જાળવી રાખવાનો પ્રયત્ન કર્યો હશે એટલુ માનવામા વાંધો નથી[2]

## ભોજની વૃદ્ધાવસ્થામા માળવા ઉપર શત્રુઓનું આક્રમણ

પણ વૃદ્ધાવસ્થામા ભોજ રાજાની શક્તિ નબળી પડી હોય કે વિદ્વાનોને દાનો આપી આપીને ખજાનો ખાલી થઇ ગયો હોય—ગમે તેમ હોય, પણ ભોજને વૃદ્ધાવસ્થામા એના શત્રુઓએ ગભરાવી દીધા હોય એમ દેખાય છે ભોજે જે અનેક રાજાઓને હરાવ્યા ઉદયપુર-પ્રશસ્તિમા કહ્યુ છે તેમા ચેદીના રાજાનુ અને ગુજરાતના રાજાનુ નામ છે ગુજરાતનો રાજા તો ભીમદેવ ચૌલુક્ય, ચેદીનો રાજા તે ગાંગેયદેવ ઈ સ. ૧૦૩૧ થી ૧૦૪૨ (વિ સ ૧૦૮૭ થી ૧૦૯૮) અને કર્ણાટકનો રાજા તે ચાલુક્ય જયસિંહ (ઈ સ. ૧૦૧૮ થી ૧૦૪૦) હોવાનો સભવ છે[3] આ પરાજય રાજાઓના અનુયાયીઓ ભોજની વૃદ્ધાવસ્થામા ભોજને હરાવવા માટે મથી ગયા હોય એમ જુદા જુદા ઉલ્લેખો ઉપરથી લાગે છે ચેદી (હાલનો મધ્યપ્રાન્તનો પ્રદેશ જેની રાજધાની જબલપુર પાસે તેવર-ત્રિપુરીમાં હતી) ના રાજા ગાંગેયદેવના પુત્ર કર્ણદેવે ભોજ રાજાને કેવી રીતે હરાવ્યો એની કથા વિસ્તારથી પ્ર

1 પ્ર. ચિ. પૃ ૭૬-૭૭ પૃથ્વીરાજરાસાના પૃથ્વીરાજ જયચંદના દરબારમા છૂપે વેશે જાય છે એવુ વર્ણન કરેલુ છે, એ સરખાવો

2 વડ ડામરના નામ સુભાષિતો વલ્લભદેવની સુભાષિતાવલિમા મળે છે

3 આ રાજાઓના સમય માટે જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ ભા ૧ પૃ ૪૫, તથા ૧૧૩ અને હિસ્ટરી ઓફ મીડિવલ ઇન્ડિયા સ ૩ પૃ ૨૫૫-૫૬

ચિં માં આપી છે, અને માળવાના રાજવંશની જ નાગપુર–પ્રશસ્તિના શબ્દ એને ટેકો આપે છે.[1] એ પ્રશસ્તિમાં સ્પષ્ટ કહ્યું છે તેમ કર્ણ રાજા સાથે કર્ણાટકનો રાજા મળ્યો હતો. આ કર્ણાટકનો રાજા જયસિંહ બીજાનો અનુયાયી સોમેશ્વર હોવો જોઈએ. એમ વિક્રમાંકદેવચરિતમાં "સોમેશ્વરે ધારા લીધી" એમ લખ્યું છે,[2] તથા કુવલયાનન્દમાં ઉતારેલા એક સુભાષિતમાં કુન્તલના રાજાએ માળવાની સ્ત્રીઓનાં આંસુ વહેવરાવ્યાનું વર્ણન કર્યું છે[3] એથી અટકળ થાય છે. મતલબ કે પ્ર. ચિં. માં જો કે કર્ણાટકના રાજાનું નામ નથી, પણ ભોજની રાજધાનીને મુખ્યત્વે ચેદીના કર્ણ (ઈ. સ. ૧૦૪૧ થી ૧૦૭૦)નાં અને કર્ણાટકના સોમેશ્વર પહેલા (ઈ. સ. ૧૦૪૦ થી ૧૦૬૮) ના સૈન્યોએ ઘેરી હોય અને પ્ર. ચિં. કહે છે તેમ કર્ણના બોલાવવાથી જૂનું વેર યાદ કરીને ભીમે પણ ગુજરાત બાજુથી ભોજને દબાવ્યો હશે એમ જણાય છે.

પ્ર. ચિં. ની વિગતો કલ્પિત હોવા છતાં ચેદીનો રાજા કર્ણ, કર્ણાટકનો રાજા સોમેશ્વર, અને ગુજરાતનો રાજા ભીમ, ત્રણેયે મળી ભોજની વૃદ્ધાવસ્થામાં એને દબાવ્યો અને હારીને રણભૂમિમાં કે પ્ર. ચિં. કહે છે તેમ ગઢમાં ભરાઈ રહીને, ગમે તેમ પણ ભોજ મરણ પામતાં ધારાનગરીને આ લોકોએ લૂંટી,[4] એટલી વાત ઐતિહાસિક

---

૧ પ્ર. ચિં. પૃ. ૧૦૨ થી ૧૦૬.

येनोद्धृत्य महार्णवोपममिलत्कर्णाटकर्णप्रभु-
मुर्वीपालकदर्थितां भुवमिमां श्रीमद्वराहायितम् ।

નાગપુર–પ્રશસ્તિ–પ્રા. લે. મા. ભા. ૨, નં. ૧૧૭ શ્લો. ૩૨.

૨ વિક્રમાંકદેવચરિત સ. ૧. શ્લો. ૯૬; एका गृहीता यदनेन धारा ।

૩ ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૧. પૃ. ૧૧૪.

૪ પ્ર. ચિં. પૃ. ૧૦૫.

હકીકત નાગે છે, કારણ કે માળવાના જ એક કરતા વધારે લેખોમા એનો ઉલ્લેખ છે[1]

## ધારાની લૂટમાથી ભીમને મળેલો ભાગ

પણ ભીમદેવને આમા શો લાભ થયો? 'અર્ધું' ગજ્ય આપવાનુ કહીને ભીમદેવને મૂર્ખ બનાવવામા આવ્યો હતો એમ પ્ર ચિં કહે છે, છતા છેવટ ધારાનગરી હાથમા આવતા બધી સમૃદ્ધિ મૂર્ખ લઈ લીધી અને ભીમના એલચી જાગર કર્ણને આગ્યો ત્યારે એની પાસેથી નીલકંઠ મહાદેવ, ચિન્તામણિ નામના ગણપતિ વગેરે મૂર્તિઓ; અને એને લગતી સામગ્રી લઈને ભીમને સંતોષ માનવા પડ્યો એમ પ્ર ચિં મા લખ્યુ છે[2] અને માળવાના લેખોમા તો ગુજરાતના રાજાનો ઉલ્લેખ જ નથી, એ જોતાં માળવાના વિજયનો વધારે લાભ કર્ણને મળ્યો જણાય છે કદાચ વધારે પરાક્રમ પણ એણે જ કર્યું હશે ભીમની લશ્કરી તાકાત પણ કદાચ ઓછી હશે, છતા ભીમે જમીનનો કઈ લાભ નહિ લીધો હોય એમ હુ નથી માનતો મેરુતુગે ભલે દેવમૂર્તિઓને અર્ધા રાજ્ય બરાબર ગણી, પણ ભીમદેવ એમ નહિ ગણ્યુ હોય અને ગુજરાતનો પૂર્વ તરફનો પંચમહાલનો માળવા ગુજરાત વચ્ચે આવેલો થોડાક પણ ભાગ આ વખતે ભીમદેવે પોતાને તાબે કરી લીધો હશે એમ હુ ધારુ છુ[3]

---

૧ तत्रादित्यप्रताप गतवति सदन स्वर्गिणां भर्गभक्ते
व्याप्ता धारेव धात्री रिपुतिमिरभरैर्मौल्लोकस्तदाभूत् ॥

પ્રા. લે. મા ભા ૧ ન ૪૮, શ્લો ૨૧

તથા આગળા પાના ની ટિ ૧મા ઉતારેલો નાગપુર-પ્રશસ્તિનો શ્લો જુઓ.

૨ પ્ર ચિં પૃ ૧૦૪ તથા ૧૦૫.

૩ માળવાના રા ન ભો જ ઉપરની ભીમની ચઢાઈનુ વર્ણન વ નગર-પ્રા ર પ્રશસ્તિ (શ્લો ૯), સુ સ (અ ર, શ્લો ૧૮), કી. કૌ. (સ. ૨,

દ્વયાશ્રયમાં માળવા સાથેના એકેય પ્રસંગનું વર્ણન નથી, પણ સિન્ધુપતિને હરાવ્યા પછી ભીમે ચેદીપતિ તરફ પ્રયાણ કર્યું અને ચેદી નજીક આવ્યા પછી પોતાના દૂત દામોદર (પ્ર. ચિં ના ડામર)ને મોકલ્યો અને એણે "ભીમના તમે શત્રુ છો કે મિત્ર?" એમ ચેદીપતિ કર્ણને પૂછ્યું અને જવાબમાં હાથીઓ, ઘોડાઓ, સોનું, અને ભોજની સ્વર્ણમંડપિકા કર્ણ પાસેથી ભેટરૂપે લઈ મૈત્રીસંબંધ સ્થિર કર્યો એવું વર્ણન છે.[1] દ્વયાશ્રયનું આ વર્ણન ઉપરના જ બનાવનું કલ્પિત વર્ણન હોય એવું દેખાય છે ભોજનું મરણ ઈ. સ ૧૦૫૪–૫૫ (વિ સં. ૧૧૧૦ કે ૧૧૧૧)માં થયું હોવાનું એના અનુયાયી જયસિંહના લેખથી જણાય છે[2] અર્થાત્ માળવા ઉપરની ચડાઈનો બનાવ એ અરસામાં બન્યો હશે

## નડૂલના ચોહાણ રાજાઓ સાથેનો સંબંધ

આબુ અને માળવા જેવા પડોશી રાજ્યો સાથેના ઝઘડાઓની નોંધ પૂરી થઈ, હવે ત્રીજા નડૂલ તરફ દૃષ્ટિ નાખી જોઈએ. મૂળરાજ અને દુર્લભરાજનો નડૂલના ચોહાણ રાજાઓ સાથેનો મૈત્રીસંબંધ આપણે જોયો છે, પણ પછી ગમે તે કારણથી નડૂલના રાજાઓ સાથે ભીમદેવને ઝઘડો થયો છે દુર્લભરાજના સાળા મહેન્દ્રના પુત્ર અણહીલ અને પૌત્ર અહિલ વિશે સૂંધાના લેખમાં લખ્યું છે કે "એણે ગુર્જરરાજા

---

શ્લો ૧૭), વ. વિ. (અ. ૩. શ્લો ૧૫). વ. ને પ્ર (શ્લો ૧૩) વગેરેમાં કોઇક પ્રકારે મળે છે. જુઓ —

धारापञ्चकसाधनैकचतुरैस्त्वद्वाजिभिः साधिता
क्षिप्र मालवचक्रवर्तिनगरी धारेति को विस्मय ॥

વ. પ્રા. પ્ર. પ્રા. લે. મા. ભા. ૧, ન. ૬૫, શ્લો. ૯.

૧ દ્વયાશ્રય સ. ૯, શ્લો. ૧૭ થી ૬૮.

૨ ભારતકે પ્રાચીન રાજવંશ, ભા. ૧. પૃ. ૧૨૮

ભીમની સેનાને હરાવી.'[૧] આ કાકો ભત્રીજો બેય એક જ યુદ્ધમાં ભીમના લશ્કર સામે લડ્યા હોવાનો સંભવ છે. બીજું, એ વંશનો આશ્રિત કવિ તો એને જ વિજય મળ્યો હતો એમ કહે, પણ ચાણહીન પછી નડ્ડૂલની ગાદી ઉપર બેસનાર બાલપ્રસાદ તો ભીમનો સામંત હોય એમ જણાય છે. એણે ભીમને સમજાવીને રાજા કૃષ્ણદેવને કેદમાંથી છોડાવ્યો હતો એમ સુધાના લેખમાં લખ્યું છે.[૨] એ જોતાં કદાચ વિમલમંત્રીએ ચંદ્રાવતી ઉપર ચડાઈ કરી ત્યારે નડ્ડૂલ ઉપર પણ એનું લશ્કર ચડી ગયું હોય અને એણે અહિલ અણહીલને હરાવ્યું હોય એ સંભવિત છે.[૩] પણ છેવટ તો ગુજરાતના રાજાના સામંતપદથી જ નડ્ડૂલના રાજાને સંતોષ માનવો પડ્યો હોય એમ લાગે છે. આ બાલપ્રસાદે ભીમદેવના કેદખાનામાંથી છોડાવેલો કૃષ્ણદેવ તે આબુનો રાજા કૃષ્ણરાજ બીજો હોવો જોઈએ એમ પ્રો. કિલ્હોર્ને અટકળ કરી છે તે યથાર્થ છે.[૪] આ કૃષ્ણદેવના મોટા ભાઈ પૂર્ણપાલનો લેખ વિ. સં. ૧૧૦૨નો મળ્યો છે અને કૃષ્ણદેવનો પહેલો લેખ ૧૧૧૭નો મળ્યો છે.[૫] એ જોતાં ઈ. સ. ૧૦૪૬ (વિ. સં. ૧૧૦૨) પછી ગમે તે વખતથી ભીમદેવ આબુ ઉપર ચડાઈ કરી હોય તથા એના રાજા કૃષ્ણદેવને કેદ કર્યો હોય એમ જણાય છે. તથા છેવટ નડ્ડૂલના રાજા બાલપ્રસાદના વચ્ચે પડવાથી ભીમદેવે એની પાસે સામંતપદ કબૂલ કરાવી એને છોડ્યો હશે. આ કૃષ્ણદેવથી કિરાડુની પરમાર શાખા ચાલી છે.

---

૧ गूर्जराधिपतिभीमभूभुजः सैन्यपूरमजयद्रणेषु यः । श्लो. १३
भीमक्षोणीपतिगजघटा यत्र भग्ना रणेषु ॥ श्लो. १४

૨ भीमक्ष्मापृच्चरणयुगलीमर्दनव्याजतो यः कुर्वन् पीडामतिबलतया मोच यामास कारागाराद् भूमिपतिमपि तथा कृष्णदेवाभिधानम् ॥ श्लो. १८
સુધાનો લેખ એ. ઇ. ગ્રં. ૯

૩ ભારતીય, પ્રાચીન રાજવંશ ભા. ૧ પૃ. ૨૦૮

૪ એજન પૃ. ૨૯

૫ એજન પૃ. ૭૪

પરદેશી રાજ્યોના ઉત્કીર્ણ લેખોમાં મળી આવતા આવા છૂટક ઉલ્લેખ જોતા ગુજરાતના પ્રબંધલેખકોએ કેટલા ઓછા બનાવોની નોંધ લખી છે એ સમજી શકાય છે.

## ભીમદેવનું મંત્રિમંડળ

ભીમદેવના મંત્રિમંડળમા, એના ઈ. સ. ૧૦૩૦ (વિ. સં. ૧૦૮૬)ના લેખમાથી કાંચનનો પુત્ર વટેશ્વર લેખક હતો તથા ચંડશર્મા સાંધિવિગ્રહિક હતો એટલી માહિતી મળે છે, પણ છેલ્લા ઉપર નોંધેલા લેખમાથી લેખક આ વટેશ્વરનો પુત્ર કેક્કક હતો અને મહાસાંધિવિગ્રહિક હતો ભોગાદિત્ય. પછી ભીમે જે વિમલમંત્રીને ચંદ્રાવતીનો દંડપતિ કરીને મોકલ્યો હતો તે વિમલમંત્રી વિશે વિમલપ્રબંધ વગેરેમા ઘણી વાતો લખાયેલી છે. પણ એમા ઐતિહાસિક અંશ કેટલો થોડો છે એ ઉપર જોયુ છે[1] ડામર કે દામોદર ભીમનો સાંધિવિગ્રહિક હતો એમ પ્રબંધો કહે છે. અને ખર્ચખાતાનો અમાત્ય એક શ્રી જાહિલ્લ નામનો જૈન હતો એમ એક જૈન ગ્રંથની પ્રશસ્તિમાં કહેલુ છે.[2]

ભીમદેવનુ પુરોહિત-પદ દુર્લભરાજના પુરોહિત મુંજના પુત્ર સોમને મળ્યુ હતુ મૂળરાજના નાગર મંત્રી માધવનો પૌત્ર ભાભ ભીમદેવનો મિત્ર હતો એમ શ્રીધરપ્રશસ્તિમા કહ્યુ છે[4]

---

૧ રત્નમંદિરગણિના ભોજપ્રબંધમા તો માળવા ઉપર ભીમે એક વખત ચડાઇ કરી ત્યારે વિમલ સાથે હતો એવુ વર્ણન છે પણ મેરુતુંગે વિમલ મંત્રીનુ નામ જ નથી લખ્યુ.

૨ आसीत्तत्र विचित्रश्रीमज्जाहिल्लसंज्ञया ।
व्ययकरणपदामात्यो नृपतेः श्रीभीमदेवस्य ॥

જૈન સાહિત્યનો ઇતિહાસ, ટિ. ૨૩૩.

૩ સુરથોત્સવ શ્લો. ૧૫-૧૬.

૪ શ્રીધરપ્રશસ્તિ, શ્લો ૨૪; એ. ઇ ગ્ર. ૨. પૃ. ૪૩૭.

## મૂળરાજે સ્થાપેલા રાજ્યને ભીમે વિસ્તાર્યું

મૂળરાજે સ્થાપેલા ગુજરાતના રાજ્યને વિસ્તારવાનું ખરેખરું કામ ભીમે કર્યું છે મૂળરાજે જીતેલો ઉત્તરનો આબુ સુધીનો પ્રદેશ ભીમે પોતાને તાબે રાખ્યો, એટલું જ નહિ, પણ નડૂલના રાજાને સામંત બનાવ્યો તથા પૂર્વમાં ભોજ જેવા એ વખતના ભારતપ્રખ્યાત પરાક્રમી રાજા સામે ટકી રહીને તથા છેવટ ચેદીના કર્ણને મદદ કરીને ગુજરાતની એ તરફની સરહદ વધારી સિદ્ધરાજના માલવવિજય માટે રસ્તો કરી આપ્યો એ ભારે કામ કર્યું

## ભીમના સમયમાં સ્થાપત્યકળાની પરમ ઉન્નતિ થઈ

જે સ્થાપત્યકળા ગુજરાતનું ગૌરવ ગણાય છે તેને ભીમના વખતમાં સારું ઉત્તેજન મળ્યું છે વિમલવસતિ મોઢેરાનું સૂર્યમન્દિર, અને સોમનાથનું વિશાળ પથ્થરનું મંદિર ભીમદેવના વખતમાં બંધાયાં છે ભીમદેવની રાણી ઉદયમતીએ સહસ્રલિંગથી પણ વધારે શોભાયમાન રાણીની વાવ બંધાવી હતી એમ પ્ર ચિં માં કહ્યું છે[1] એ જ હાલની રાણીની વાવ એમ મનાય છે હાલમાં તો ત્યાં થોડા કોતરકામવાળા પથ્થરોવાળો કૂવાના ભાગનો નાનો એક ખાડો જ રહ્યો છે

## ભીમની રાણીઓ

ભીમદેવને ઉદયમતી નામની એક રાણી હતી જેનો પુત્ર કર્ણ ભીમ પછી ગાદી ઉપર બેઠો છે આ ઉપરાંત બઉલાદેવી કે ચઉલાદેવી નામની એક વેશ્યાને ભીમે અંતઃપુરમાં બેસાડી હતી અને એને ક્ષેમરાજ કે હરિપાલ નામે પુત્ર થયો[2] આ ક્ષેમરાજ હરિપાલ મ[illegible]

---

૧ જુઓ પ્ર ચિ ગુ ભા પૃ ૧૧૨.

૨ પ્ર. ચિં પૃ ૧૯૩ તથા ટિ ૩ પ્ર ચિં. ની આ વાત માનવા જેવી નથી એમ રા રા રામલાલ ચુનીલાલ મોદી કહે છે (જુઓ કૌમુદી જાન્યુઆરી ૧૯૩૧, પૃ ૩૧ ટિ ૧) પણ જો એ વાત સાચી ન હોય તો મેરુતુંગ જેવા જૈન લેખક કુમારપાલના પ્રપિતામહ વેશ્યાનો પુત્ર હતો એમ લખે ખરા? અને એમાં અસંભવ જેવું તો નથી જ

મોટો હતો એમ પણ પ્રબંધકારો કહે છે.[1] આ બે ઉપરાંત ભીમને મૂળરાજ નામનો એક કુંવર હતો એમ પ્ર. ચિ. કહે છે.[2] પ્ર ચિ.માં આ મૂળરાજકુંવર સંબંધી એવી દંતકથા આપી છે[3] કે એક વખત ગુર્જરદેશમા વરસાદની તાણ પડવાથી ખેડૂતો રાજ્યને આપવાનો ભાગ આપી શક્યા નહિ એટલે એ લોકોને રાજાના રાજભાગ વસૂલ કરનારા માણસો પાટણ લઈ આવ્યા. પછી એક દિવસે સવારમા જે ઠેકાણે રાજભાગ ન આપી શકવા માટે આ ખેડૂતોને કનડવામાં આવતા હતા ત્યા મૂળરાજકુમાર જઈ ચડ્યો અને એઓની સ્થિતિ જોઈને પોતાના પાસવાનો પાસેથી આખી સ્થિતિ જાણી લીધી પછી એઓ ઉપર દયા આવવાથી જેની આખમાં આસુ આવી ગયા છે તેવા મૂળરાજકુમારે ઘોડા ફેરવવાની કુશળતાથી ભીમદેવને ખુશી કરીને વરદાનમા એ કણબીઓ પાસેનો રાજભાગ છોડી દેવાનુ માગ્યુ અને રાજાએ રાજભાગ છોડી દીધો પછી બીજે વર્ષ વરસાદ સારો થતા એ ખેડૂતો આગલા વર્ષનો પણ રાજભાગ આપવા આવ્યા, પણ રાજાએ ગણ્યો નહિ, એટલે આગલે વર્ષે રાજભાગની કનડગતમાથી ખેડૂતોને જે દિવસે છોડાવ્યા તે પછી ત્રીજે દિવસે મૂળરાજ એઓની સંતોષદષ્ટિ(નજર)ની અસરથી મરી ગયો હોવાથી, એના શ્રેય અર્થે ખેડૂતોએ આપવા આણેલી આગલી બાકીમાં રાજ્યકોશમાથી દ્રવ્ય ઉમેરી શ્રીભીમે નવો ત્રિપુરુષપ્રાસાદ કરાવ્યો[4] ભીમદેવ વિ સ. ૧૧૨૦ના પોષ અને ચૈત્રની વચ્ચે મરણ પામ્યો હશે

---

૧ જુઓ દ્વયાશ્રય સ ૯, શ્લો ૭૦-૭૧ તથા પ્ર ચિ ટિ ૩ માં આપેલા ઉલ્લેખ

૨ સુ. ગે. (પૃ ૧૯૯)મા આ મૂળરાજની માને ભીમદેવની ત્રીજી રાણી કહેલ છે. શા આધારે એ જાણ્યુ નથી.

૩ પ્ર. ચિ. પૃ ૧૧૦-૧૧૧.

૪ મૂળરાજ પહેલાએ ત્રિપુરુષપ્રાસાદ બધાવ્યો એમ પ્ર. ચિ. એક વખત કહે છે અને બીજી વખત મૂળરાજકુમારના શ્રેય માટે ત્રિપુરુષપ્રાસાદ બધાવ્યો

## ભીમનું ઉદીચ્ય બ્રાહ્મણને દાન

ભીમ પહેલાની દાતા તરીકે ખાસ ખ્યાતિ નથી પણ ઇ. સ. ૧૦૩૦ (વિ. સં. ૧૦૮૬)માં એક દાન ઉદીચ્ય બ્રાહ્મણને અને બીજું મોઢ બ્રાહ્મણને આપ્યું છે[1] આ દાનપત્રોથી ઉદીચ્ય બ્રાહ્મણો ભીમદેવના વખતમાં ગુજરાતમાં હતા એમ સિદ્ધ થાય છે અને મૂળરાજના વખતમાં ઉદીચ્યો ગુજરાતમાં આવ્યા હોવાની દંતકથાને કાંઈક આધાર મળે છે એ ખાસ નોંધવા જેવું છે મોઢ બ્રાહ્મણો તો મોઢેરામાં વસીને જ થયા હશે.

દેવાનું કહે છે મૂળરાજ નામના મળતાપણાથી દંતકથામાં ગરબડ થઈ હશે કે આ ભાગે ત્રિપુરુષપ્રાસાદ હશે ?

1 ગુ. ઐ. લે. નં. ૧૪૦

# પ્રકરણ ૧૦ મું

## કર્ણદેવ પહેલો

### ઈ. સ. ૧૦૬૪ થી ૧૦૯૪

### ( વિ સ. ૧૧૨૦ થી ૧૧૫૦ )[૧]

ક્ષેમરાજ કે હરિપાલ મોટો હોવા છતા કર્ણને ગાદી મળવાનું કારણ આપતા હેમચન્દ્ર કહે છે કે ક્ષેમરાજને રાજ્ય લેવાનુ કહ્યુ, પણ એણે તપશ્ચરણની ઇચ્છા બતાવી અને રાજ્ય લેવાની ના પાડી એટલે ભીમે તથા ક્ષેમરાજે કર્ણનો રાજ્યાભિષેક કર્યો અને ભીમ સ્વર્ગમા ગયો. પછી ક્ષેમરાજ સરસ્વતી પાસે તીર્થમા તપ કરવા ગયો અને કર્ણે એની સેવા માટે ક્ષેમરાજના પુત્ર દેવપ્રસાદને દધિસ્થળી આપ્યુ [૨]

આ રીતે ક્ષેમરાજે તપ કરવા માટે રાજ્યની ના પાડી એમ હેમચન્દ્ર કહે છે, પણ એમણે તો ક્ષેમરાજની મા બકુલાવતી વેશ્યા હતી એ વાત જ નથી નોંધી એ હકીકત પ્ર ચિ. માં જ આપી છે. અને એ હકીકતનો વિચાર કરતા વેશ્યાના પુત્રને ગાદી આપવાનુ ભીમે અથવા એના સલાહકારોએ યોગ્ય ન ગણ્યુ હોય એ વધારે સભવિત લાગે છે પરિણામે ક્ષેમરાજ તથા એના પુત્ર દેવપ્રસાદને દેથળી ગામ રાખીને સતોષ માનવો પડ્યો [૩]

---

૧ પ્ર ચિ મા તથા વિચારશ્રેણીમા કર્ણનો રાજ્યકાળ ઉપર પ્રમાણે આપ્યો છે (જુઓ પ્ર ચિ પૃ. ૧૧૯. ટિ. ૧૮) અને એ જ સર્વમાન્ય છે

૨ જુઓ દ્વયાશ્રય સ ૯, શ્લો. ૭૩ થી ૭૭· ક્ષેમરાજ જ્યા તપ કરવા ગયો તે તીર્થસ્થાન એટલે દધિસ્થળી (દેથળી) પાસેની મણ્ડૂકેશ્વરની જગ્યા એમ દ્વયાશ્રયનો ટીકાકાર કહે છે. દધિસ્થળી પાટણથી આઠ ગાઉ ઉપર સિદ્ધપુર પાસે આવેલું છે

૩ ક્ષેમરાજે બળવો કર્યો હશે એમ સ્વ રા ચુ મોદીએ તર્ક કર્યો છે ( ઓઝા અભિનદન ગ્ર વિ ૩, પૃ. ૧૫), પણ એ તર્ક માટે કાઇ આધાર નથી.

### ભીમે શરૂ કરેલું રાજ્યવિસ્તારનું કામ ચાલુ રાખ્યું

દ્વયાશ્રયમાં તો કર્ણના કોઈ પણ પરાક્રમનું વર્ણન કરેલું નથી અને પ્ર ચિં મા ફક્ત આશાપલ્લીના આશા ભીલને હરાવ્યાનું જ કહ્યું છે,[1] જેનો કર્ણના રાજ્યકાળના અંતમાં વિચાર કરીશું પણ આ ગ્રન્થો ઉપરથી દેખાય છે તેવો કર્ણનો રાજ્યકાળ પરાક્રમશૂન્ય નથી, એટલું જ નહિ પણ ગુજરાતના રાજ્યનો વિસ્તાર કરવાનું મૂળરાજે આરંભેલું તથા ભીમે ચાલુ રાખેલું કાર્ય કર્ણે વળી સારી રીતે આગળ વધાર્યું છે એમ એના પોતાના ઉત્કીર્ણ લેખોથી તથા પડોશી રાજ્યના ઇતિહાસમાંથી મળતા ઉલ્લેખોથી દેખાય છે

### માળવા સાથેના યુદ્ધમાં કર્ણની હાર

ભોજના મરણ સાથે માળવા સાથેનો ઝઘડો કાંઈ શાંત થયો નહોતો ચેદીના રાજાએ જ્યારે ધારાનગરી પોતાને તાબે લઈ લીધી ત્યારે ભોજનો વારસ જયસિંહ વિંધ્યાચળ તરફ ભાગી ગયો હશે અથવા વાંસવાડા અને મેવાડ માળવાને તાબે હોવાથી ત્યાં જઈ રહ્યો હશે. ગમે તેમ પણ માળવાનો અમુક ભાગ એને તાબે હતો એમ ઇ સ. ૧૦૫ (વિ સ ૧૧૧૨) તથા ઇ સ. ૧૦૬૦ (૧૧૧૭)ના માળવાના લેખોથી જણાય છે[2] આ જયસિંહને મેરુતુંગ ગણતો હતો એમ શ્રી રસિકલાલ પરીખે લખ્યું છે, પણ એ જયસિંહ તો કર્ણ ગાદીએ બેઠા પહેલાં મૃત્યુ પામ્યો હતો[3] કે એને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવામાં આવ્યો હતો જયસિંહના અનુયાયી ભોજના ભાઈ ઉદયાદિત્યને તો કુંતલના વિક્રમાદિત્ય ૭ એ એના પિતાના જીવતા જેટલે ઇ સ ૧૦૬૯

---

1 પ્ર. ચિં પૃ ૧૧૫-૧૧૬

2 ડા. હિ પૃ. ૧૫૨, ભારતકે પ્રા રાજવંશ ભા. ૧, પૃ. ૧૩

3 જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ ભા ૧ પૃ ૧૨૯, તથા સ ૧૧૧૨ નો જયસિંહનો લેખ

પહેલાં જ ધારાની ગાદી મેળવવામાં મદદ કરી હોય એમ વિક્રમાંકદેવ-ચરિતના કથનથી નક્કી થાય છે.[1]

માળવાના ઉદયાદિત્યને, ઉપર કહ્યા પ્રમાણે, પોતાનું રાજ્ય પાછું લેવામાં મદદ કરનાર વિક્રમાદિત્ય છઠ્ઠાએ પોતાના ભાઈ જયસિંહને ખાસ લશ્કર આપી મોકલ્યો હશે અને એની મદદથી પહેલાં ચેદીના કર્ણને હરાવીને પોતાની રાજધાની અને રાજ્યસત્તા પાછી લીધા પછી ઉદયાદિત્યે પોતાના પુત્ર જગદેવને જયસિંહ સાથે ગુજરાતના કર્ણ ઉપર મોકલ્યો હશે. અને એ જયસિંહના સેનાપતિ તરીકે જગદેવે ગુજરાતના લશ્કરને હરાવ્યું હોવાનો એ ગર્વ કરે છે.[2] આ જગદેવ ઉદયાદિત્યના પુત્રોમાં કાતો સૌથી નાનો હોય અથવા વહેલો મરી જવાથી માળવાની ગાદી ઉપર બેસવાની એને તક જ ન મળી હોય.

---

૧ વિક્રમાંકદેવચરિતમાં તે કે ઉદયાદિત્યનું નામ નથી આપ્યું પણ એ શ્લોકાર્ધ નીચે પ્રમાણે છે—

स मालवेन्दुं शरणं प्रविष्टमकण्टके स्थापयति स्म राज्ये ।

સ. ૩ શ્લો. ૬૭.

૨ आश्चर्यं जयसिंहविक्रमकथास्वाध्यायसध्यापन-
ध्यानं यस्य ( धनुर्धने ? ) नरपतेर्व्यक्तानि विस्तारिणः ।
अद्याप्यर्बुदपर्वतोदरदरीद्वारेषु रात्रिंदिवं
क्रन्दद्गुर्जरवीरवर्गवनिताबाष्पाम्बुपूरोर्मयः ॥ શ્લો. ૧૦

જુઓ એન્યુઅલ રિપોર્ટ ઓફ ધી આર્કિયોલોજિકલ ડિપાર્ટમેન્ટ ઓફ ધી નિઝામ્સ ડુમિનિયન્સ ૧૯૨૮–૨૯માં છપાયેલો જૈનદનો લેખ.

મારા આ ઇતિહાસની પહેલી આવૃત્તિના પરિશિષ્ટમાં મેં ઉપર ઉલ્લેખેલો જયસિંહ તે માળવાનો જયસિંહ એવો તર્ક કર્યો હતો. પણ ઐતિહાસિક ઘટનાઓનો વધારે વિચાર કરતા ઉપલો નવો તર્ક કર્યો છે. અલબત્ત. બેય તર્ક જ છે. જગદેવના નવા મળેલા આ લેખ સિવાય ગુજરાતના રાજને કલ્યાણીના જયસિંહ કે માળવાના જગદેવે હરાવ્યાનો બીજો કોઈ પુરાવો નથી. જગદેવ વિશે સિદ્ધરાજના પ્રકરણમાં થોડી ચર્ચા આવશે.

ગમે તેમ પણ પોતાનો પિતા દક્ષિણમા કલ્યાણી (નિઝામ રાજ્ય)ના રાજા પાસે મદદ માગવા ગયો હશે ત્યારે સાથે જઈને પછી કેટલાક વર્ષો સુધી ત્યા જ રહ્યો હશે એવો તર્ક થાય છે શ્રી મુનશીએ વળી માળવાના લક્ષ્મદેવે કર્ણને એના છેલ્લા વર્ષોમા હરાવ્યો હોવાનો તર્ક જગદેવ સબધી ટિપ્પણીમા ઉતારેલા શ્લોક ઉપરથી કર્યો છે[1] પણ એ શ્લોકમા જયસિંહ છે તેને બદલે લક્ષ્મદેવ કયાથી આવ્યો એનો કાઈ ખુલાસો નથી કર્યો અને લક્ષ્મદેવે પોતાના ટૂંકા રાજ્યકાળમા ગુજરાત ઉપર ચડાઈ કર્યાનો નાગપુર-પ્રશસ્તિમા કે અન્યત્ર ઉલ્લેખ નથી[2] અને પ્રસ્તુત શ્લોકમા તો એનું નામ જ નથી

બીજી તરફથી સાભરના ચોહાણ રાજા વિગ્રહરાજ ત્રીજાની મદદથી ઉન્નતિ પ્રાપ્ત કરીને તથા એણે આપેલો ઘોડો લઈને ઉદયાદિત્યે ગુજરાતના કર્ણને હરાવ્યો એમ પૃથ્વીરાજવિજયમા લખ્યું છે[3] આ કથન માળવાના કે ગુજરાતના આશ્રિત કવિનું નથી, પણ એમના પડોશી ચોહાણના આશ્રિત કવિનું છે એટલે એને વિશ્વસનીય ગણવું પડે.

---

૧ ગ્લોરી ધેટ વોઝ ગુર્જરદેશ, ભા ૩, પૃ ૧૫૮

૨ જુઓ, એમણે નાગપુર-પ્રશસ્તિમાથી ઉતારેલા પદ્યમા શ્લોકમા પણ નથી ટિ ૧૪૨ તથા ભારતકે પ્રાચીન રાજવંશ ભા ૧, પૃ ૧૪૧, તથા ગાંગ ઓઝા પૃ. ૩૧૭

૩ मालवेनोदयादित्येनास्माद्देवाप्ततोन्नति ।
जिगाय गूर्जरं कर्णं तमश्वं प्राप्य मालवः ॥

પૃથ્વીરાજવિજય સ. ૫ શ્લો ૭૬ તથા ૭૮

દુર્લભ ત્રીજે કર્ણને હરાવ્યો એમ પૃથ્વીરાજવિજય ઉપરથી ભારતકે પ્રાચીન રાજવંશ ભા ૧મા કહ્યું છે, પણ પૃથ્વીરાજવિજય મૂળ જોતા એમા શ્લો. ૬૯–૭૦મા દુર્લભરાજની વાત છે, પછી શ્લો. ૭૧મા એના ભાઈ વિગ્રહરાજનો ઉલ્લેખ છે, અને ૭૧ થી ૭૮ સુધીના શ્લોકો આ વિગ્રહરાજ સબધી જ છે પછી ૭૯મા શ્લોકમા એ વિગ્રહરાજના પુત્ર પૃથ્વીરાજનો ઉલ્લેખ છે એટલે શ્રી વિશ્વેશ્વરનાથ રેઉની ગલતચૂક થઈ જણાય છે

ત્રણસો વર્ષ પછી હમ્મીરમહાકાવ્યમા આ જ પ્રસગનું વર્ણન કરતાં નયચન્દ્રસૂરિએ ઘણી ગડબડ કરી મૂકી છે. પહેલુ તો હમ્મીરમહાકાવ્ય-માથી ઉદયાદિત્ય ઊડી જ ગયો છે અને ચોહાણ રાજા દુઃશલે કર્ણને મારી નાખ્યો અને એની ગજલક્ષ્મીને પોતે પરણ્યો એમ સ્પષ્ટ લખ્યું છે[1] આ હમ્મીરમહાકાવ્યમા દુર્લભ અને દુશલ એ એક જ રાજાનાં નામ હોવા છતા એયને જુદા ગણવાની અને દુર્લભ પછી દુઃશલને ગાદી ઉપર બેસાડવાની પણ ભૂલ કરી છે[2] બનાવ બન્યા પછી ઘણે વખતે લખતા આવી અતિશયોક્તિ અને ભૂલ એ કવિ કરે એમાં કાંઈ નવાઈ નથી. ચતુર્વિંશતિપ્રબધના કર્તાએ વળી, દુસલદેવે ગૂર્જરત્રાના રાજાને બાધીને અજયમેર (અજમેર)મા એની પાસે છાશ વેચાવી એમ લખ્યુ છે.[3] પાછળથી ચાલેલી દતકથાઓમાંથી ઇતિહાસ તારવવો મુશ્કેલ તો છે જ, પણ ચતુર્વિંશતિપ્રબધ અને હમ્મીરમહાકાવ્ય એય કરતા સવાસો દોઢસો વર્ષ જેટલા જૂના કાળમાં લખાયેલા ગુજરાતના એ પ્રબધોમા માળવા સાથે કર્ણને થયેલા વિગ્રહનુ થોડુ પણ સૂચન છે, જ્યારે શાકભરીના ચોહાણ સાથે વિગ્રહ થયાનુ તો બિલકુલ સૂચન નથી. અને ઉપરના બધા ગ્રન્થો કરતા જૂના કાળમાં ચોહાણ કુળના રાજાની પ્રશસા અર્થે લખાયેલ પૃથ્વીરાજવિજયમા માળવાના રાજા

---

૧ જુઓ હમ્મીરમહાકાવ્ય સ. ૨. શ્લો. ૩૧. શ્રી મુનશીએ આ ત્રણસો વર્ષ પછીના લખાણના આધારે દુઃશલે કર્ણને મારી નાખ્યો એમ માન્યુ છે (એજન પૃ ૧૫૮ ); પણ સ્વ. રામલાલ મોદીને અનુસરી રસિકલાલ પરીખ પણ એ માનવાની ના પાડે છે ( કા. ઇ. પૃ. ૧૬૨ ).

૨ જુઓ ભારતકે પ્રાચીન રાજવશ ભા. ૧. પૃ. ૨૩૮.

૩ ફાર્બસ સભાવાળુ ચતુર્વિંશતિપ્રબધનુ સસ્કરણ, પૃ. ૨૬૦. અજમેર કોણે બંધાવ્યુ એ બાબતમાં ઘણા મતો પ્રચલિત છે, પણ વધારે સભવ પૃથ્વી-રાજ વિજય ( સ. ૫ )માં કહ્યા પ્રમાણે ઉપરના દુર્લભના ભાઈ વિગ્રહરાજ ત્રીજાના પૌત્ર અજયદેવે વસાવ્યુ હોવાનો છે ( ભારતકે પ્રાચીન રાજવશ ભા. ૧, પૃ. ૨૩૬ ).

ઉદયાદિત્યે કર્ણને હરાવ્યો અને ચોહાણ રાજાએ તો એને મદદ કરી એમ કહેલુ છે, માટે એ જ વિશ્વસનીય ઠરે છે પૃથ્વીરાજવિજયમા વિગ્રહરાજના વખતમા આ બનાવ બન્યાનુ લખ્યુ છે એટલે દુર્લભ કે દુશલે કર્ણને મારી નાખ્યાનુ કથન તો તદ્દન ખોટું જ છે

ગુજરાતના પ્રબંધોમાથી ફક્ત સુકૃતકીર્તનમા 'માળવાના રાજાને નરવર્મથી જીતીને નીલકંઠની મૂર્તિ કર્ણ લઈ આવ્યો'[૧] એ રીતે કથન છે, પણ આમા તો ગુ ન ના કર્તાની ગફલત લાગે છે, કારણ કે નીલકંઠની મૂર્તિ આણ્યાનો યશ ભીમને પ્ર. ચિં મા આપ્યો છે અને સોમેશ્વરે સુરથોત્સવની પ્રશસ્તિમા માળવાના રાજાના પુરોહિતે માળવાની જમીનને સોલકી લશ્કરથી ઘેરાઈ ગયેલી જોઈને એના નાશ માટે એક કૃત્યા ઉત્પન્ન કરી, પણ સોલકીના પુરોહિત શ્રીઆમશર્માના મત્ર બળથી પાછી ફરી એ કૃત્યાએ માળવાના પુરોહિતને જ મારી નાખ્યો,[૨] એ રીતે માળવા સાથે કર્ણને થયેલા વિગ્રહનુ સૂચન કર્યું છે આ બન્ને કથનોમાથી ગુજરાતના રાજાનો વિજય થયો હોય એવુ દેખાતુ નથી અને પૃથ્વીરાજવિજયનુ સ્પષ્ટ કથન જોતા આ વિગ્રહમા કર્ણ હાર્યો હશે એમ જ માનવુ યોગ્ય છે આ વિગ્રહમા શાકભરીના ચોહાણ પેઠે નડુલના ચોહાણ રાજાએ પણ માળવાના રાજાને મદદ કરી હશે એમ લાગે છે, કારણ કે સૂધાના લેખમા પૃથ્વીપાલે ગુર્જરપતિ કર્ણના

---

૧ जित्वा धरेर्मालवभूमिपालमानानयान्य किल नीलकण्ठम् ।

सु क स ६ श्लो २३

२ धाराधीशपुरोधसा निजनृपक्षोणीं विलोक्याखिलां
चौलुक्याकुलितां तदत्ययकृते कृत्या किलोत्पादिता ।
मन्त्रैर्यस्य तपस्यत प्रतिहता तत्रैव त मान्त्रिक
सा सहृत्य तदन्तिका तदमिव क्षिप्र प्रयाता क्वचित् ॥

सुरथोत्सव-प्रशस्ति श्लो. २०

અન્યને હરાવ્યુ હતુ[1] એમ કહેલુ છે. આ પૃથ્વીપાલના પિતા જેન્દ્રરાજના સમયનો વિ સં. ૧૧૩૨નો એક લેખ મળ્યો છે, એ જોતાં સં. ૧૧૩૨ પછી પૃથ્વીપાલ ગાદીએ બેઠા હોવા જોઈએ પણ પિતાની હયાતીમા માળવાને મદદ કરવા ગયેલા લશ્કરના સેનાપતિ તરીકે કુંવર પૃથ્વીપાલ ગયો હોય એ અસંભવિત નથી, એટલે માળવાના રાજા ઉદયાદિત્યે કર્ણને જે યુદ્ધમાં હરાવ્યો તે યુદ્ધ વિ. સં. ૧૧૨૦ પછી થયેલુ એમા તો સંદેહ જ નહિ; કદાચ ૧૧૩૨ પછી પણ થયુ હોય.

### નડૂલના ચોહાણને ફરી વશ કર્યો

આ નડૂલના ચોહાણોનો ગુજરાતના રાજાઓ સાથે મૈત્રીસબંધ હતો. એટલુ જ નહિ, પણ ગુજરાતનુ સામંતપદ પણ એઓએ કબૂલ કર્યું છે, છતાં આ પ્રસંગે નડૂલના ચોહાણ શા માટે ગુજરાતના રાજા સામે યુદ્ધ કર્યું એ સમજાતુ નથી પણ એ પછી કર્ણે જ પૃથ્વીપાલ પાસે કે એના ભાઈ અને અનુયાયી જોજલદેવ પાસે ગુજરાતનુ સામતપદ કબૂલ કરાવ્યુ હોય એમ જોજલદેવ ઉર્ફે યોજક વિશે સુંધાના લેખમાં જ એ યોજક "પોતાની શક્તિથી શ્વેત છત્ર સાથે અણહીલપુરમા રમતો હતો" એ રીતે કહેલું છે.[2] એ ઉપરથી મોટા શક્તિશાળી સામંતો જ અણહીલપુરમા માથે શ્વેત છત્ર રાખીને ફરી શકતા હશે એમ જણાય છે.

ગુજરાતના રાજાઓ સાથે નડૂલના ચોહાણોના સબંધનુ વિહગાવલોકન અહીં કરી લેવાથી એ વખતની ઐતિહાસિક પરિસ્થિતિનો ઠીક ખ્યાલ આવશે.

---

૧ पृथ्वीपाल इति ध्रुव क्षितिपतिस्तस्यांगजन्माभवत्
प्रत्यक्षोरुनिधिः स गूर्जरपते कर्णस्य सैन्यापहः । શ્લો. ૨૨

૨ श्रीयोजको भूपतिरस्य बन्धुर्विवेकसौधप्रबलप्रताप. ।
श्वेतातपत्रेण विराजमान. शक्त्याणहिलाख्यपुरेपि रेमे ॥ એજન શ્લો. ૨૪
આ યોજક કે જોજલના વિ સ. ૧૧૪૭ના બે લેખ મળ્યા છે (જુઓ એ. ઇ. ગ્ર. ૧૧. પૃ. ૨૬-૨૮, ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૧. પૃ. ૨૯૧).

મૂળરાજના પુત્ર ચામુંડના સં. ૧૦૩૩ના દાનપત્રમાં એણે પોતાની માતાને ચોહાણ કુળના ભોજરાજની દીકરી કહી છે. આ ભોજરાજનો ઇતિહાસમાં હજી પત્તો લાગ્યો નથી, પણ એ નડ્ડૂલનો ચોહાણ કુળનો કોઈ ફટાયો હશે એવો તર્ક મેં કર્યો છે (જુ પૃ ૧૯૨) વળી માળવાના મુંજરાજાએ જ્યારે મૂળરાજને દબાવ્યો ત્યારે એને રક્ષણ આપવામાં નડ્ડૂલના ચોહાણરાજાએ હથુંડીના ધવલને મદદ કરી હોવાનો સંભવ સુધાના લેખના શ્લોક ૭ ઉપરથી મેં માન્યો છે (પૃ ૧૫૭) આ રીતે ગુજરાત અને નડ્ડૂલ વચ્ચે મૈત્રીસંબંધ દૃઢ થયો પછી હથુંડીના લેખ(૧૧મા શ્લોક)માં "દુર્લભરાજની સેનાએ જ્યારે મહેન્દ્રને દમાવ્યો ત્યારે ધવલે એનું રક્ષણ કર્યું" એમ કહ્યું છે. આ દુર્લભરાજ તે ગુજરાતનો દુર્લભરાજ એમ શ્રી વિશ્વેશ્વરનાથ રેઉએ કહ્યું છે અને એ સ્વ. રામલાલ મોદીએ માન્ય રાખ્યું છે પણ હથુંડીનો લેખ પ્રકટ કરતાં ડૉ. દે. રા. ભાંડારકરે આ દુર્લભરાજ તે શાકંભરીના ચોહાણ વિગ્રહરાજ (સં. ૧૦૩૦ના લેખવાળા)નો ભાઈ દુર્લભરાજ એમ માન્યું છે અને મને તે યથાર્થ લાગે છે મુંજ (શ્લો ૧૦) અને મૂળરાજ (શ્લો ૧૨)નો સમકાલીન (શ્લો ૧૧મા મ્હેરો) દુર્લભરાજ એ જ હોઈ શકે પછી નડ્ડૂલના ચોહાણો સાથે ભીમદેવને કોઈ કારણથી ઝઘડો થયો અને સૂધાના લેખના (શ્લો ૧૩-૧૪) પ્રમાણે ગુજરાતના દુર્લભરાજના સાળાના પુત્ર અણહીલ અને પોતે અહિલે ભીમદેવના સૈન્ય ઉપર વિજય મેળવ્યો હતો. અલબત્ત આ કથન નડ્ડૂલરાજના આશ્રિત વિદ્વાનું છે. એટલે એમાં નડ્ડૂલના અણહીલ અહિલને પોતાને તાબે ભીમદેવ ન રાખી શક્યો એટલો જ અર્થ હોઈ શકે પણ અણહીલના પુત્ર બાલપ્રસાદને તો સુધાના લેખ (શ્લો ૧૮)ના આધારે શ્રી વિ. રેઉ પેઠે મેં પણ ભીમદેવનો સામંત માન્યો છે હવે સ્વ રામલાલ મોદીએ સુધાના લેખના (अतिबन्धनया) અતિ બળથી અને પીડાથી થાય એમ ધારીને (कृर्वन् पीडा) જેવા શબ્દો ઉપર ભાર દઈને 'ભીમદેવને હરાવીને' એવો અર્થ કાઢ્યો છે, પણ

એ પ્રશસ્તિનો લેખક નડ્ડુલનો આશ્રિત કવિ છે, એટલે 'ભીમને હરાવ્યો' એવુ વિવક્ષિત હોય તો એ અર્થના બોધક સ્પષ્ટ શબ્દો જ લખે, 'એ ચરણોને ચાપવાના બહાને' જેવા શબ્દો ન જ લખે પગ દબાવવા એ તો તાબેદારીનુ હમેશા સૂચક છે. અને 'अतिवलतया અને कुर्वन्पीडाम्' જેવા શબ્દોનો અર્થ 'ઘણો ભાર દઇને' 'ખુશામત કરીને' 'બહારથી લાવી શકાય તે દબાણ લાવીને' એવો અર્થ થઈ શકે. પછી પૃથ્વીપાલે ઘણુ કરી માળવાના રાજા સાથે રહીને કર્ણના સૈન્યને હરાવ્યુ હતુ, પણ એનો ભાઈ યોજક ભીમદેવનો એક શક્તિશાળી સામન્ત હતો એ (શ્લો ૨૪)ના આધારે ઉપર નોધ્યુ છે.[1]

## કર્ણે કરેલો લાટનો વિજય

કર્ણના રાજ્યકાળના આરભમા જ એને માળવાના રાજાએ આપેલી હારથી કર્ણ ઉત્સાહશક્તિમા હારી ગયો હોય એમ જણાતુ નથી મૂળરાજના વખતથી લાટના રાજાઓ સાથે અણહીલપુરના રાજાને વેર ચાલ્યા કરતુ હતુ, પણ અણહીલપુરના રાજાઓ લાટને તાબે કરી શકયા નહોતા. શક સ. ૯૭૨ (ઇ. સ ૧૦૫૦–૫૧) નુ એરથાણનુ ત્રિલોચનપાલનુ દાનપત્ર મળ્યુ છે,[2] એટલે ભીમના વખતમા લાટના રાજાઓ સ્વતત્ર હતા એમ દેખાય છે. પણ કર્ણે લાટને પૂરેપૂરુ તાબે કર્યુ હોય એવુ એના ઇ. સ ૧૦૭૫ (શક સ. ૯૯૬)ના નવસારીના

---

૧ પણ એ શ્લોકના शक्त्या શબ્દમાથી વધુ વધારે પડતો અર્થ કાઢીને સ્વ. રામલાલ મોદી એ યોજક ભીમને હઠાવીને પાટણનાં રાજા તરીકે રહ્યો હતો એવી કલ્પના કરે છે અને સિદ્ધરાજના વખતમાં માળવાના રાજા નરવર્માએ પાટણ ઉપર કરેલી ચઢાઈનુ વર્ણન કરતા પ્ર ચિ. ના લેખકે ભૂલથી માળવાના રાજાનુ નામ યશોવર્મા લખ્યુ છે એ ઉપરથી માળવાના રાજાને પડતો મૂકી સ્વ રામલાલ મોદી આયોજકને પાટણ ઉપર ચઢાઈ કરનાર તરીકે ગોઠવી દે છે આ તો અતિદૂરકૃષ્ટ અને અર્થહીન કલ્પના છે. રસિકલાલ પરીખે પણ આ કલ્પનાને નિરાધાર ગણી છે (કા. ઇ. પૂ. ૧૯૫ ટિ.).

૨ પ્રાચીન લેખમાળા લેખ ન. ૭. ગુ. ઐ લે ન. ૨૩૯.

તામ્રપત્રમાં લખ્યું છે કે " ચૌલુક્ય કુળના પરમ ભટ્ટારક મહારાજાધિરાજ કર્ણદેવના રાજ્યમાં એના સેવક (તત્પાદપદ્મોપજીવી) અને મહામંડલેશ્વર સોનકીવરાના જ દુર્લભરાજે લાટ દેશના નાગસારિકા વિષયમાં આવેલા નવાસરપ્રમાનું ઘમડાચ્છ ગામ દાનમાં આપ્યું છે ' અને એ દાનપત્ર સાથે મળેલા બીજા તામ્રપત્ર દ્વારા કર્ણરાજાએ એ દાનને કબૂલ રાખ્યું છે [1]

આ તામ્રપત્ર કર્ણના ઇતિહાસ માટે ઘણું ઉપયોગી છે કારણ ગ્રંથમાં કર્ણના આ લાટ દેશના વિજયનું કથન નથી, જ્યારે આ તામ્રપત્રથી કર્ણે લાટનો વિજય કર્યાનું તથા લાટની વ્યવસ્થા માટે જુદા જુદા અધિકારીઓ પણ નીમી દીધાનું નક્કી જણાય છે [2] ઉપર કહેલા ત્રિલોચનપાલના તામ્રપત્રમાં સુરતની ઉત્તરે આવેલા એરથાણનું ગામ દાનમાં અપાયું છે ત્યારે કર્ણના આ દાનપત્રમાં સુરતની દક્ષિણમાં આવેલા નવસારી તાલુકાનું ગામ દાનમાં અપાયું છે.

કર્ણના દાનપત્રમાં ' વિજયમાન નાગસારિકા વિષય ' એ રીતે શબ્દો છે તે ઉપરથી હું તો કર્ણે તરતમાં જ એ પ્રદેશનો વિજય કર્યો હતો એમ ગણું છું મતલબ કે ઇસ્વીસન ઈ સ ૧૦૭૪ (વિ સ ૧૧૩૧) પહેલાં કર્ણે લાટનો વિજય કર્યો હતો. કર્ણના પત્રમાં ગુજરાતના ધોરણને અનુસરી વિક્રમ સંવત વપરાયો છે, જ્યારે એના સામંત દુર્લભરાજના તામ્રપત્રમાં લાટની જૂની રીતને અનુસરી શક સંવત વપરાયો છે

---

[1] જુઓ સુરતની સાહિત્ય પરિષદના રિપોર્ટમાં છપાયેલાં તામ્રપત્રો અથવા ઇ. એ. ૧૮ ના પા. ૧૪૧-૧૪૨

[2] સુરતની સા પ. ના રિપોર્ટમાં આ તામ્રપત્રોનાની જાણવા જેવી હકીકત તા રતા એ રિપોર્ટના લેખક ભીમદેવ પહેલાના વખતમાં આ પ્રદેશ પરમારના તાબે મારવાડ સાથે જોડાયેલો હતો એવું અનુમાન દોર્યું છે, પણ એવા અનુમાન માટે તામ્રપત્રોમાંથી બિલકુલ આધાર મળતો નથી અને બીજો સ્વતંત્ર પુરાવો પણ નથી હવે એ દાનપત્ર શું ઇ. એ. ૧૮ ના ૧૪૧-૧૪૨માં છપાયું છે

કર્ણના દાનપત્રનો લેખક કાયસ્થ વટેશ્વરનો પુત્ર કેશવ છે અને દૂતક મહાસાંધિવિગ્રહિક ભોગાદિત્ય છે. કર્ણ પાસેથી નન્દીપુરના ચાલુક્ય રાજા જેનું શક સ. ૯૭૨નું તામ્રપત્ર મળ્યુ છે તેના અનુયાયી ત્રિલોચનપાલના પોતાને મળેલા એક નવા શક સ. ૯૯૯ (ઈ. સ ૧૦૭૭)ના તામ્રપત્રનો સાર શ્રી અમૃત વસંત પંડ્યાએ પહેલાં છપાવ્યો હતો.[1] અને હમણા તામ્રપત્રનું સમ્પૂર્ણ લખાણ તથા એનું અંગ્રેજી પ્રકટ કર્યું છે.[2] જો એ સાચું હોય તો એ દાનપત્રમા આ ત્રિભુવનપાલના કાકા અને સેનાપતિ જગતાપને, એણે કર્ણના લશ્કરને હરાવેલું હોવાથી જે નાગસારિકા વિષય (નવસારીનો પ્રદેશ) એણે કર્ણના તાબામાથી છોડાવ્યો તેના પાંચસો ગામોવાળો અષ્ટગ્રામવિષય ભોગવટો કરવા માટે આપ્યો હતો એમ કહેલું છે. વળી એ જ દાનપત્રમા આ ત્રિલોચનપાલે પોતાના દાદાએ સ્થાપેલ શુક્લતીર્થના સત્રમાં પોતાના પિતાએ સ્થાપેલ પાઠશાળાના પાંચસો વિદ્યાર્થીઓના નિર્વાહ માટે નાન્દીપુર વિષયનું હરિપુર ગામ (જે શુક્લતીર્થ સામે ઝઘડિયા સામે આવેલું છે તે) દાનમા આપ્યું છે

આ દાનપત્ર સાચું હોય તો[3] કર્ણે દાન આપ્યા પછી ત્રણ જ વર્ષમા નાગસારિકા વિષય—હાલના નવસારી જિલ્લાનો પ્રદેશ કર્ણના તાબામાથી પાછો લાટના આગલા માલિક બારપ્પના વંશના ચાલુક્ય રાજાના તાબામા ચાલ્યો ગયો હોય એ પછી લાટના એ ચાલુક્ય વંશનું શું થયું એ જાણી શકાતું નથી, પણ કર્ણને માળવાના ઉદયાદિત્યે

---

૧ ગુ. સ. મ. ત્રૈ. અ. ૮. ન. ૨–૩, પૃ ૧૫૮

૨ ચારુતગ વિશ્રામ રાજનું પ્રકાશન ન્યૂ ડિનેસ્ટીઝ ઑફ ગુજરાત હિસ્ટરીઝ, ૧૯૫૦, પૃ ૧૪.

૩ આ દાનપત્રની આખી રચના તથા કેટલાક વાક્યો શકા ઉત્પન્ન કરે તેવાં છે. છતાં બનાવટી નહિ હોય એમ માની લઇને એમાથી ઐતિહાસિક નિષ્કર્ષ તારવ્યો છે.

આ કાદમ્બવંશી જયકેશી, જેના બાપનું નામ પ્ર. ચિ. માં શુભકેશી આપ્યું છે તે, ગોઆના કાદમ્બવંશી ત્રીજા રાજા ષષ્ઠદેવ કે છત્ર (ઉર્ફે શુભકેશી)નો પુત્ર જયકેશી પહેલો હોવો જોઈએ એવું મુંબઈ ગેઝિટિયરમાં અનુમાન કર્યું છે એ બરાબર લાગે છે.[1] આ જયકેશી પહેલો કર્ણાટકનો રાજા નહોતો, પણ કર્ણાટકના રાજા ત્રિભુવનમલ્લ વિક્રમાદિત્યનો મિત્ર અને સામંત તથા કોંકણનો રાજા હતો અને એની રાજધાની ગોઆમાં હતી[2] આ જયકેશીનો શક સં. ૯૭૪ (ઈ. સ ૧૦૫૨-વિ સં. ૧૧૦૮)નો લેખ મળ્યો છે અને ઇ. સ. ૧૦૮૦ (વિ સં. ૧૧૩૬)માં એ મરણ પામ્યો.[3] એ કર્ણનો સમકાલીન હતો એમાં સંદેહ નથી.

આ મીનલદેવીનાં લગ્ન કેવી રીતે થયાં એ વિશે પ્ર. ચિં. માં નીચેની દંતકથા આપી છે કે એના સાંભળતાં કોઈએ સોમેશ્વરનું નામ લીધું કે એને પોતાના પૂર્વ જન્મનું એવું સ્મરણ થઈ આવ્યું કે "પૂર્વ જન્મમાં પોતે બ્રાહ્મણી હતી અને સોમનાથની જાત્રાએ જતાં[4] બાહુલોદ-

ચન્દોરગામ એમ એચ. એમ. મોરેસના કદમ્બકુલ નામના ઇ. સ ૧૯૩૧માં બહાર પડેલા પુસ્તક (પૃ ૧૯૯)માં નક્કી કર્યું છે. જયકેશીના પૂર્વજોનું રાજ્ય આ ચન્દ્રપુરમાં જ હતું એના પિતાના એક તામ્રપત્રમાં ચન્દ્રપુરનો સ્પષ્ટ ઉલ્લેખ છે (સદર પૃ. ૩૯૦) પછી જયકેશીએ ગોવા જીતી લઈ એને પોતાની રાજધાની બનાવી (જુઓ કદમ્બકુલ પૃ. ૧૭૯ તથા 'કૌમુદી' ૧૯૩૫ના જાન્યુઆરીમાં સ્વ. ર સુ. મોદીનો લેખ. પૃ ૭૫) આ કાદમ્બ વંશની વંશાવળી માટે જુઓ પરિશિષ્ટ.

૧ મુ. ગે. ગ્ર. ૧. ભા. ૧, પૃ. ૧૭૦. ટિ. ૫

૨ જુઓ દક્ષિણનો પૂર્વસમયનો ઇતિહાસ પૃ ૧૩૭, વિક્રમાંકદેવચરિત સ. ૫, શ્લો. ૧૦, ૧૮, ૨૪.

૩ ફ્લીટનું કેનેરીઝ ડિનેસ્ટીઝ, પૃ. ૯૧; તથા કદમ્બકુલ, પૃ. ૧૬૬.

૪ આ ભોળાદ તે સૌરાષ્ટ્રની સરહદ ઉપર ધોળકાથી દક્ષિણ પશ્ચિમે વીશેક મૈલ છેટે આવેલું ગામ છે. ત્યાંથી એ અઢી ગાઉ છેટે અને મોટીબોરુ

ઉદયામતી પણ એઓની સાથે બળી મરવા તૈયાર થયા આ મોટી આપત્તિમાંથી ઉગારવા કર્ણને મીનલદેવી સાથે લગ્ન કરવાં પડ્યા

દ્વયાશ્રયમા મીનલદેવીના પૂર્વજન્મસબંધી ઉપરની કથા આપી નથી પણ 'કર્ણનુ ચિત્ર જોઇને મીનલદેવી કર્ણને પરણવા તૈયાર થઈ અને મીનલદેવીનુ ચિત્ર જોઇને કર્ણ ખુશ થઈ ગયો. પછી મીનલદેવી પોતાના પિતાએ કર્ણને મોકલેલી હાથીઓ વગેરેની ભેંટો સાથે પાટણ આવી કર્ણને હાથે કદાચ હાર બાધ્યા પછી કર્ણાટકના રાજાએ નીમેલા કોંકણમા સામત જયકેશીએ પોતાની પુત્રીને હાથીઓ સાથે પાટણ મોકલી હશે એમ શ્રી મુનશી તર્ક કરે છે.[1] ત્યાં કર્ણે એને છૂપી રીતે જોઈ અને 'કર્ણને નહિ પરણાય તો બળી મરીશ' એવી પ્રતિજ્ઞા એણે કરી છે એમ એની સખીઓ પાસેથી સાભળી કર્ણ એને પરણ્યો,' એવુ વર્ણન છે. આ બન્ને વર્ણનોમાં મીનલદેવી પાટણ આવ્યા પછી લગ્ન થયા એટલી વાત તો સમાન છે. કર્ણ સાથે લગ્ન ન થાય તો બળી મરવાની પ્રતિજ્ઞા મીનલદેવીએ કરી હતી[2] એમ પણ દ્વયાશ્રયમા કહ્યું છે, પણ આવી આકરી પ્રતિજ્ઞા મીનલદેવીને શા માટે લેવી પડી એનો ખુલાસો તો પ્ર ચિ મા આપેલો વૃત્તાન્ત માનવાથી જ થઈ શકે છે. પણ મીનલદેવી કદ્રૂપી હતી અને એ કારણથી કર્ણે ના પાડી એવું મીનલદેવી જીવતા કે એના મરણ પછી પણ એના દીકરાના કહેવાથી, એના રાજ્યમા રહીને, ગ્રથ લખનાર શી રીતે લખી શકે? મતલબ કે એ બાબતમા પ્ર ચિ નુ વર્ણન, પૂર્વ જન્મના સ્મરણની દતકથા (જે મીનલદેવીએ સોમનાથનો કર માફ કરાવ્યા પછી જોડાઈ હશે) બાદ કરતા, સભવિત જણાય છે.

વળી મીનલદેવીના પ્રપિતામહ ગુહલદેવ બીજાએ તથા દાદા પડદેવ બીજાએ સોમનાથની જાત્રા કર્યાના પુરાવા છે અને એના પિતા જય-

---

૧ ગ્લોરી ધેટ વોઝ ગુર્જરદેશ પૃ ૧૫૭.

૨ જુઓ દ્વયાશ્રય સ ૯, શ્લો. ૧૬૧

કેટલીએ ઉત્તર કોંકણ જીતીને લાટ સુધી સવારી કરી હતી એવા પણ ઉલ્લેખ છે (જુઓ ઉપર્યુક્ત પૃ ૧૭૧, પૃ ૧૭૬ તથા પૃ ૧૮૦) એ જોતાં બાલ્યાવસ્થામાં રહેલો પામેથી ગાતી તથા પત્ની મોમેશ્વર ની ગાથાઓ તથા ગુજરાતના રાજા ન ક્યાંથી લેવાતા મુ વેગની વાતો સાંભળીને બાળક મયણલ્લદેવીના મનમાં ગુજરાતના રાજાની રાણી બનવાનો તથા એ ગેરો કાઢી નાખવાનો કોડ જાગ્યો હોય એ સંભવિત છે અને પ્રબંધકાર એને ઉપર ઉતારી છે તેની તમ્થાનુ રૂપ આપે એ પણ સ્વાભાવિક છે

આગળ ચાલતાં પ્ર ચિં ના કર્તા કહે છે કે કર્ણે મીનલદેવીને પરણ્યા છતાં પછી એના ઉપર નજર પણ ન કરી[1] આ સ્થિતિમાં મુંજાલ મંત્રીએ કેવી રીતે ઉકેલ કાઢ્યો, એનું વર્ણન પ્ર ચિં માં મળે છે એમાં લખ્યું છે કે 'એક વખત કોઈ હલકી સ્ત્રીમાં કર્ણના મનનું આકર્ષણ થયું એની મુંજાલ મંત્રીને ખબર પડતાં એ હલકી સ્ત્રીનો વેશ પહેરાવી મીનલદેવીને કર્ણ પાસે એકાંતમાં મોકલી દીધી પરિણામે મીનલદેવીને ગર્ભ રહ્યો રાજાને પાછળથી મુંજાલ મંત્રી પાસેથી સાચી વાતની ખબર પડી, અને આ રીતે મીનલદેવીને જે પુત્ર થયો તેનુ નામ જયસિંહ[2] પ્ર ચિં ની આ વાત કેટલે અંશે સાચી હશે એ કહેવું મુશ્કેલ છે,[3] બાકી એ વખતના કે પછીના પણ રાજાઓના મનનું હલકી સ્ત્રીઓમાં આકર્ષણ કે આ જાતની અંતઃપુરની ખટપટમાં મંત્રીઓનું પડવું એ તેય વાત ન બનવાજોગ નથી

---

૧ પ્ર ચિં પૃ ૧૧૪

૨ પ્ર ચિં. પૃ ૧૧૪-૧૧૫ જિનમંડનગણિએ તથા ચારિત્રસુંદરગણિએ પ્ર. ચિં ને અનુસરીને આ વાત લખી છે

૩ પ્ર. ચિં પૃ ૧૧૫-૧૧૬ શ્રી રસિકલાલ પરીખ (કા ઉ ૧૫૯)નો હ્યાશ્રયના વૃત્તાન્તને માનવાનો અને પ્ર ચિં ની કથાને અવિશ્વસનીય ગણવાનો મત છે

### કર્ણે આશા ભીલને હરાવી કર્ણાવતી સ્થાપી

કર્ણના છેલ્લા પરાક્રમ તરીકે પ્ર ચિ. માં આશા ભીલને હરાવ્યાની વાત નીચે પ્રમાણે લખી છે હાલમા જ્યા અમદાવાદ છે ત્યા એ વખતે આશાપલ્લી[1] નામનુ નાનુ ગામ હતુ. આ આશાપલ્લીના છ લાખ ભીલોના સરદાર આશા ભીલને જીતીને ત્યાં કોચરબ નામની દેવીનું મન્દિર કરાવ્યુ,[2] કર્ણસાગર તળાવથી શોભાયમાન કર્ણેશ્વર મહાદેવનુ મંદિર બંધાવ્યુ, અને કર્ણાવતી નગરી સ્થાપીને ત્યા પોતે રાજ્ય કરવા માંડ્યું[3].

વળી રાસમાળા (આ ૩, પૃ ૮૦૮)મા આપેલી હરપાળ મકવાણાની દંતકથા આ કર્ણના સમયની છે એમ ભાષાન્તરકર્તા રણછોડભાઈ ઉદયરામ પોતે માનીને ત્ર રા ચુ મોદી સૌરાષ્ટ્રનો ઝાલાવાડ પ્રાન્ત ભર્ણરાજે હરાવી કર્ણે લીધો એમ ગણે છે,[4] પણ એ દંતકથા કોઈ જૂના ગ્રંથમા મળતી નથી, ક્યા કર્ણ વિશે છે એ પણ સદિગ્ધ છે, અને એમા અસભવિત તત્ત્વો પુષ્કળ હોવાથી એમા કોઈ પણ ઐતિહાસિક સત્ય હોય એમ માનવુ મુશ્કેલ લાગે છે

મૂળરાજે ઉત્તર દિશામા ગુજરાતના રાજ્યની સીમા વધારી, ભીમે પૂર્વમા વધારી અને કર્ણે દક્ષિણમા લાટ જીતીને ગુજરાતની હદ ખૂબ લબાવી દીધી, પણ એથી સતુષ્ટ બેસી ન રહેતાં પશ્ચિમમા આશાપલ્લી સુધીનો પ્રદેશ ભીલના ત્રાસથી મુક્ત કરી પોતાના દીકરા જયસિંહ

---

૧ આશાપલ્લીના સ્થાનની ચર્ચા માટે જુઓ પ્ર. ચિ નુ ભાષાતર. પૃ ૧૧૫, ટિ. ૧૧૯, તથા ગુજરાતનુ પાટનગર અમદાવાદ પ્ર. ૨.

૨ આ વર્ણન ઉપરથી તો કર્ણસાગર તળાવ આશાપલ્લી પાસે જ હોવું જોઈએ એમ લાગે છે, પણ ત્યા એનો પત્તો લાગતો નથી અને છેક ચાણસ્મા તાલુકામા કણરાગર ગામ પાસે એક કર્ણસાગર પુરાયેલુ પડ્યુ છે (જુઓ ગુજરાતનુ પાટનગર-અમદાવાદ પૃ. ૨૧ ટિ. ૨). કર્ણસાગર નામના બે તળાવ હોવાનો પણ સભવ છે.

૩ પ્ર. ચિ. પૃ. ૧૧૯.

૪ જુઓ ઓઝા અભિનન્દન ગ્રન્થ, વિ ૩, પૃ ૧૮.

માટે ગુર્જરાષ્ટ્રવિજયનો રસ્તો મોકળો કર્યો

કર્ણે આ પરાક્રમ ક્યારે કર્યું ? કર્ણાવતી ક્યારે સ્થાપ્યું ? પ્ર ચિં મા તો જયસિંહને રાજ્યાભિષેક કર્યા પછી આશાપલ્લીમાં વસતા આશા ભીલને હરાવ્યો એમ કહ્યું છે અને પ્ર ચિં ના કથનને વધારે સ્પષ્ટ કરતા જિનમંડનગણિ અને ચારિત્રસુન્દરગણિ કહે છે કે મેઘ ગણતઓએ એક સ્થળે રહેવું યોગ્ય નથી એમ ગણીને કર્ણ આશાપલ્લી ગયો અને કર્ણાવતી સ્થાપીને રહ્યો[1] પણ દ્વયાશ્રયમાં તો જયસિંહને ગાદીએ બેસાર્યા પછી તરત કર્ણ હરિસ્મરણ કરતો કરતો સ્વર્ગમાં ગયો એમ લખ્યું છે,[2] એ જોતાં કર્ણાવતીને જુદી રાજધાની કર્ણે બનાવી એવી પ્ર. ચિં વગેરેની માન્યતા ખોટી લાગે છે[3] પણ કર્ણના રાજ્યકાળના છેલ્લા સમયમાં આ બનાવ બન્યો હશે એમ માનવામાં વાંધો નથી

### કર્ણનું સૂણુકનું તામ્રપત્ર

કર્ણના બે ઉત્કીર્ણ લેખો મળ્યા છે તેમાંથી એકની નોંધ પહેલાં કરી છે ઈ સ ૧૦૯૦—વિ સ ૧૧૪૮ વૈશાખ સુદિ ૧૫ સોમવારનું સૂણુકપાટકમાંથી આનંદપુરપ્રતિબદ્ધ ૧૨ ગામના રાજપુરુષોને સંબોધીને લહુઆભી નામના ગામની ચાર હળ જેટલી જમીન ઠક્કુર મહાદેવીએ કરાવેલી વાપી (વાવ) માટે આપી છે જ્યાંથી આ દાનપત્ર મળ્યું છે તે સૂનક ગામ પાટણથી અગ્નિ કોણમાં ૧૫ મૈલ પર અને ઊંઝા રે૰ સ્ટેશનથી પશ્ચિમે પાંચ મૈલ આગળ છે અને લહુઆભી એ સૂનકથી એક મૈલ છેટે છે આમાં કહેલ વાપી તે સૂનક ગામને વાયવ્ય છેડે છે લેખમાં વાપી કહેલ છે, પણ એ લાગે છે તળાવ આ તામ્રપત્રનો લેખક છે કાયસ્થ વટેશ્વરનો પુત્ર આક્ષપટલિક કેક્કક, અને દૂતક છે મહાસાંધિવિગ્રહિક શ્રી આહિલ. શ્રીકર્ણદેવસ્ય એ રીતે દાનપત્રમાં સહી છે

---

૧ કુમારપાલપ્રબંધ પૃ ૫, કુમારપાલચરિત સ ૧-૧-૨, શ્લો ૭

૨ દ્વયાશ્રય સ ૧૧, શ્લો ૧૧૧

૩ સ્વ રા ચુ. મોદી કર્ણાવતીને જુદી રાજધાની બનાવી અને અણહીલવાડની પ્રતાપનો વિશેષ જમાવવા બાળક સિદ્ધરાજનો ત્યાં રાજ્યાભિષેક કર્યો હશે એમ કહે છે (જુઓ 'કૌમુદી' ૧૯૩૫ જાન્યુઆરી પૃ ૭૪)

### ત્રૈલોક્યમલ્લ બિરુદ

આ તામ્રપત્રમા કર્ણે 'ત્રૈલોક્યમલ્લ' બિરુદ ધારણ કર્યું છે. લાટના વિજયથી દક્ષિણના ચાલુક્ય રાજાઓના આહવમલ્લ, ભૂલોકમલ્લ, વગેરે બિરુદો જોઈને કર્ણે પણ આવુ બિરુદ ધારણ કર્યું હશે એમ લાગે છે.[1]

### મંત્રિમંડળ

ઉપરના દાનપત્રમાં કહેલા મંત્રીઓ ઉપરાંત વિમલવસતિ બંધાવનાર વિમલ મંત્રીના ભાઈ મંત્રી નેટનો પુત્ર ધવલક કર્ણનો મંત્રી હતો એમ શ્રીહરિભદ્રસૂરિ (જે કુમારપાલના સમકાલીન હતા)–રચિત મલ્લચરિત નામના પ્રાકૃત કાવ્ય (અ ૩)મા લખ્યુ છે[2] અને પ્ર ચિ.મા કર્ણના જે મુંજાલ મંત્રીનો ઉલ્લેખ છે તેણે સં. ૧૧૪૬ પહેલા કર્ણનુ મહામાત્યપદ પ્રાપ્ત કર્યું હતુ એમ એક જૈન ગ્રંથની પુષ્પિકા ઉપરથી નક્કી થાય છે[3] અને કાશ્મીરક કવિ બિલ્હણે કર્ણસુંદરી નાટિકામા કર્ણના મહામાત્ય તરીકે સંપત્કર (પ્ર ચિ મા જેને સાન્તુ મંત્રી કહેલ છે)નુ નામ આપેલું છે[4]

---

૧ જુઓ એ. ઇ. ગ્ર ૧ પૃ. ૩૧૭ અને ગુ ઐ લે. નં. ૧૪૩.

૨ જુઓ બુદ્ધિપ્રકાશ ૧૯૨૯ જાન્યુઆરી. પૃ. ૧૦, આ હરિભદ્રસૂરિ અને એના મલ્લચરિત નામના કાવ્ય માટે જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ. પૃ ૨૭૯.

૩ 'સં ૧૧૪૬માં કર્ણદેવના રાજ્યના મહામાત્ય મુંજાલની વસતિમાં રહીને પાટણમા તાડપત્ર ઉપર હરિભદ્રસૂરિકૃત યોગદષ્ટિ સમુચ્ચયની સટીક પ્રત લખાઈ' (જુઓ પી. રિ ગ્ર. ૫, પરિશિષ્ટ ૧. પૃ. ૨૯) જૈન સાહિત્યનો ઇતિહાસ. પૃ. ૨૧૯.

૪ આ કર્ણસુંદરી નાટિકામાં રાજા કર્ણને કથાનાયક બનાવીને વિદ્યાધરેન્દ્રની કન્યા કર્ણસુંદરી સાથે એઓનાં લગ્નનુ વર્ણન કરેલું છે, જે બધુ કલ્પિત છે, પણ એમાં ગર્જન નગરના રાજાને સિન્ધુને કાંઠે હરાવ્યાનુ કથન છે એ ઉપરથી કર્ણને સિન્ધની કોઇ મુસલમાન ટોળી સાથે યુદ્ધ થયુ હોય એવો સંભવ લાગે છે આ કર્ણસુન્દરી નાટિકાનો પ્રયોગ મહામાત્ય સંપત્કરે શ્રીશાન્ત્યુત્સવગૃહમા પ્રવર્તાવેલા શ્રીઆદિનાથના યાત્રામહોત્સવ પ્રસંગે થયો હતો આ સાન્તુ મંત્રીએ બિલ્હણ કવિને આશ્રય આપ્યો હશે એમ કર્ણસુંદરીમા જિનેશ્વરની સ્તુતિથી મંગલાચરણ કર્યું છે તેથી અટકળ થાય છે, જુઓ કર્ણસુંદરી નાટિકાનો આરંભ તથા જૈનસાહિત્યનો ઇતિહાસ, પૃ. ૨૨૦.

કર્ણનો પુરોહિત તો મૂળરાજના પુરોહિતનો વંશજ આમશર્મા હતો, એ પહેલા માળવાના વિગ્રહની ચર્ચામા નોધ્યુ છે

## કર્ણના કાર્ય

કર્ણના કાર્યોમા કર્ણાવતી શહેરની સ્થાપના અને ત્યા જ કર્ણ સાગર તળાવ અને કર્ણેશ્વરનુ મદિર બધાવવાની વાત પ્ર ચિ માથી ઉતારી છે એ ઉપરાત એ જ ગ્રથમા લખ્યુ છે કે પાટણમા કર્ણરાજાએ કર્ણમેરુપ્રાસાદ કરાવ્યો[1] આ કર્ણમેરુપ્રાસાદનો ઉલ્લેખ જિનરાજ પ્રબધમા પણ પ્ર ચિ કારે કર્યો છે

રત્નમાળમા કર્ણને રૂપાળો મધ્યમ શરીરનો, કામી, હલકી ટેવોવાળો અને પશ્ચાત્તાપ કરનારો કહ્યો છે આમાથી કર્ણના રૂપના બીજા પ્રબધોમા પણ વખાણ કરેલા છે, એટલે એટલી વાત માનવા યોગ્ય લાગે છે કી કૌ મા એને કામદેવ જેવો રૂપાળો કહ્યો છે[2] સુ. સ મા પણ એના જ કર્ણના રૂપના વખાણ છે[3] અને બીજા પ્રબન્ધકારોએ પણ એમા સાથ પૂર્યો છે[4] રત્નમાળમા કર્ણને કામી, હલકી ટેવોવાળો તથા પશ્ચાત્તાપ[5] કરનારો કહ્યો છે તે કદાચ પ્ર ચિ મા આપેલા મીનળદેવીવાળા પ્રસગને લક્ષીને જ હશે

---

૧ પ્ર ચિ પૃ ૧૧૯

૨ आकारेण तु रूपेण भूपो भूतामभूत्स्मरः ॥ श्लो २० ॥
विना कर्णेन तत्र स्त्रीनत्राणां न रतिं क्वचित् ॥ श्लो २१ ॥
कीर्तिकौमुदी स २

૩ श्रीकर्णदेवोऽथ नृपस्त्रिलोकविलोकनीयद्युतिराशिरासीत् ।
सु स स २ श्लो २०

૪ જુઓ પ્ર ચિ પૃ ૧૧૯, ટિ ૧ મા આપેલા ઉલ્લેખ

૫ હલકી સ્ત્રીના વેશમા આવેલી મીનળદેવી સાથે સગ કર્યા પછી કર્ણને પશ્ચાત્તાપ થયો અને શાસ્ત્રીઓએ બતાવેલુ તપાવેલી ત્રાબાની પૂતળીને ભેટવાનુ પ્રાયશ્ચિત્ત કરવા તૈયાર થએલા કર્ણને મુજાલ મત્રીએ ખરી વાત જણાવી દીધી, એમ પ્ર ચિ (પૃ ૧૧૫)મા વર્ણન છે

# પ્રકરણ ૧૧ સું

## લોકસ્થિતિ

મૂળરાજે સારસ્વતમંડલ જીત્યું એ વાતને કર્ણના મરણ વખતે ક્રોડેક વર્ષ થઈ ગયાં હતાં. એ સો વર્ષના ગાળામાં આ દેશના સમાજમાં કેવા ફેરફાર થયા છે એ ટુંકામાં જોઈ લઈએ. આ ગ્રંથનાં "પૂર્વસ્થિતિ"માં આપેલું વર્ણન તથા "ચાવડા–સમય"ના અંત વખતે કરેલું ટૂંકું વર્ણન વાંચનાર તાજા કરી લેશે એવી આશા છે, કારણ કે અહીં ફેરફાર જ નોંધ્યા છે.

### જ્ઞાતિઓ

સામાન્ય રીતે વિ. સં. ૧૦૦૦માં સમાજની જે સ્થિતિ હતી તે જ સ્થિતિ ૧૧૫૦માં જોવામાં આવે છે. મોટા સામાજિક ફેરફારમાં આ સમય દરમ્યાન નાતોના વાડા બંધાવા મંડ્યા હતા એ છે. નાગર જ્ઞાતિનો વિ સં ૧૦૦૫ના મૂળરાજના સમયના લેખમાં અને ઔદીચ્યનો ૧૦૮૬ના ભીમના દાનપત્રમાં, અને મોઢનો વિ. સં. ૧૧૨૦ના દાનપત્રમાં ઉલ્લેખ મળે છે એ ઉપર નોંધ્યું છે. આ સમય પછીનાં સો દોઢસો વર્ષ દરમ્યાન તો રાયકવાળ પોરવાડ શ્રીમાળી વગેરે અનેક જ્ઞાતિઓના નામ પ્રચલિત હોવાના પુરાવા મળે છે એ જોતાં આ સમય દરમ્યાન જ જૂના ચાર વર્ણોના જ્ઞાતિઓરૂપ પેટાવિભાગ બંધાવા મંડ્યા જણાય છે, પણ ભિન્નભિન્ન જ્ઞાતિઓના ઉલ્લેખ ઉત્કીર્ણ લેખોમાં તથા ગ્રંથો વગેરેમાં આ પછીના સમય દરમ્યાન મળે છે. આ રીતે સમાજનું વલણ સંકોચ તરફ હોવાથી લગ્નવ્યવહારની જે છૂટ વિ. સં. સાતમા આઠમા શતક સુધી હતી તે, ખાસ કરીને બ્રાહ્મણોમાં તો, તદ્દન બંધ થઈ ગઈ હોવી જોઈએ.

લેખક તરીકે કાયસ્થનો ઉલ્લેખ ઉપરના લેખોમાં જોવામાં આવે છે અને એ સમયના બીજા રાજ્વંશોના લેખોમાં પણ લેખક તરીકે

નાયસ્થનું નામ મળે છે આ માયસ્થો પોતાને ક્ષત્રિય ગણે છે, જો - હાનમા થી દેવદત્ત ભાડારકર કાયસ્થો અને નાગરને મૂળ એ જાતના ગણવાનો પ્રયત્ન કર્યો છે[1] કાયસ્થો લેખક તરીકે જ પ્રખ્યાત થયા છે, વળી આટલા જૂના કાળમા પણ ગૌડ કાયસ્થ જેવો ઉલ્લેખ મળે છે[2]

બાળલગ્નનો પ્રચાર

બાળલગ્નનો રિવાજ હિંદુઓમા હોવાનુ અલબીરૂની (ઈ સ ૧૦૩૦) નીચેના શબ્દોમા કહે છે [3] "હિંદુઓ નાની ઉમરે લગ્ન કરે છે અને એ કારણથી પોતાના બાળકોના લગ્નની ગોઠવણ માબાપો કરે છે" બાળવિવાહનુ વિધાન કરતી પરાશરસ્મૃતિ વગેરે સ્મૃતિઓ તો આ કાળ પહેલાજ પ્રચારમા આવી ગઈ હતી. દ્વિજોમા પુનર્વિવાહનો સામાન્ય રિવાજ નહોતો અલબીરૂની કહે છે કે એક સ્ત્રી બીજી વાર વિવાહ નથી કરી શકતી [4] એઓ કાતો તપસ્વીનુ જીવન ગાળે છે, અથવા તો બળી મરે છે રાજાઓની સ્ત્રીઓ જો વૃદ્ધ ન હોય તો બળી મરે છે[5] પણ આ સતી થવાનો રિવાજ આ સમયમા નવો નહી થયા[6] અલબીરૂનીએ નોંધ્યો છે એટલાજ કારણથી અહીં ઉલ્લેખ કર્યો છે

રાજ્યવહીવટ

જે રાજકીય અધિકારીઓના નામો અને કાર્યોનુ તત્કાલીન સમયના લેખોની મદદ થી 'પૂર્વસ્થિતિ'મા વર્ણન કર્યું છે તેમા આ સમય દરમ્યાન ખાસ ફેરફાર પડ્યો હોય એવુ દેખાતુ નથી મૂળરાજ વગેરેના જે થોડા

---

૧ જુઓ શ્રી દે રા ભાડારકરનો લેખ, ઇ એ. ૧ ૬૧ પૃ ૮૧ થી ૫૧ - તથા ૬૧ થી ૭૨

૨ જુઓ એ ઇ ગ્ર ૧૨ પૃ ૬ ઉપર ઇ સ ૧૦૦૦નો લેખ

૩ સચાઉ ગ્ર ૨ પૃ ૧૫૧

૪ પ્રસિદ્ધ જૈન મત્રીઓ વસ્તુપાલ તેજપાલ વિધવાના પુત્ર હતા તે દાખલો સામાન્ય રિવાજનો નથી

૫ સચાઉ ગ્ર ૨, પૃ ૧૫૫

૬ સતીની પ્રથાના ઇતિહાસ માટે જુઓ માહુ ઐ. સ પૃ ૪૩૭

લેખ મળ્યા છે તેમા જો કે જુદા જુદા અધિકારીઓનાં નામ આપ્યા નથી, પણ એનો જ પ્રચાર હતો એમ એ સમયના બીજા રાજવંશોના લેખોથી દેખાય છે કર્ણના ધમડાછાના ઉપર વારવાર ઉલ્લેખેલ તામ્રપત્રમા જો કે મત્રી પુરોહિત સેનાપતિ અને અક્ષપટલિક એ ચાર અધિકારીઓનો જ નામથી ઉલ્લેખ કર્યો છે અને એ ઉપરાત પાછળના સમયનાં લખાણોમા ભીમના મત્રી વિમળ માટે દડનાયકની પદવીનો નિર્દેશ મળે છે, પણ એ પદવી તો વલભીદાનપત્રોમા તથા તેથી ય પ્રાચીન ભીટામાંથી નીકળેલી ઇ સ ચોથા શતકની વાકાટક-સીલોમાં મળે છે[1]

પણ આ સમયના બીજા રાજવશોમા તામ્રપત્રોમા મહાદેવી, મહારાજપુત્ર, મહામત્રી કે મહામાત્ય, પુરોહિત, મહાધર્માધ્યક્ષ, મહા-સાન્ધિવિગ્રહિક, મહાક્ષપટલિક, મહાસામત, મહાસેનાપતિ, મહાપ્રતિહાર, દૌસાધ્યસાધનિક, રાજસ્થાનીય, મહાકુમારામાત્ય, મહામુદ્રાધિકૃત, ઉપરિક (કે બૃહદુપરિક), મહાભોગિક, મહાપીલુપતિ, ચૌરોદ્ધરણિક, દાણ્ડિક, દડપાશિક, પ્રાન્તપાલ, કોટ્ટપાલ, અંગરક્ષક, આયુક્તકવિનિયુક્તક, હસ્ત્યશ્વોષ્ટ્રનૌબલવ્યાપૃતક, વડવાગોમહિષાજાવિકાધ્યક્ષ, દૂતપ્રેષણિક, ગૌલ્મિક, શૌલ્કિક, વિષયપતિ, ગ્રામપતિ, તરિક અને ચાટભટ એટલા નામ મળે છે[2] આમા કેટલાક વલભીદાનપત્રોમા નહોતા એવા નવા પણ છે પરતુ આટલાં બધા નામ તો કોઈક જ તામ્રપત્રમા મળે છે, અને ગુજરાતના તામ્રપત્રોમાથી કોઇમા નથી મળતાં; મોટે ભાગે તો 'યથાસબદ્ધ' કે 'સમસ્ત' રાજપુરુષો એવા મોઘમ શબ્દોથી જ પતાવે છે પણ એ તો લખાણમા સંકોચવૃત્તિનુ પરિણામ છે, બાકી રાજ્યમા અધિકારીઓની ગોઠવણ વિશે વલભી તામ્રપત્રો ઉપરથી જે ચિત્ર આપણે જોયુ તેમા મહત્ત્વનો ફેર થયો દેખાતો નથી

---

૧ જુઓ જર્નલ ઓફ ધી બી એન્ડ ઓ. રિસર્ચ, સપ્ટેમ્બર ૧૯૩૩, પૃ ૨૯૯.

૨ જુઓ વિ સ. ૧૧૦૮નું હૈહય કર્ણદેવનુ દાનપત્ર (એ. ઇ. ગ્ર. ૧૧, પૃ. ૧૪૫), બીજુ બલ્લાલસેનનું નૈહટ્ટિ દાનપત્ર (એ. ઇ. ગ્ર. ૧૪, પૃ. ૧૫૯), અને ત્રીજુ મદનપાલનુ દાનપત્ર (જ. બ. રો. એ. સો ગ્ર. ૬૯, પૃ ૧૧).

દીકરો મહીપાલ એના જ બીજા મામા દ્રોણાચાર્ય પાસે કે એના ગુરુ પાસે વ્યાકરણ ન્યાય ધર્મશાસ્ત્ર વગેરે ભણી વિદ્વાન થઈ 'સુરાચાર્ય' નામે પ્રસિદ્ધ થયો. ભીમદેવના સમયના જ એક નૈયાયિક શાન્ત્યાચાર્યની કથા પણ આ જ પ્રબન્ધમાં મળે છે. આ જૈન સૂરિઓના અને એઓના શિષ્યોના બીજા સમ્પ્રદાયોના આચાર્યો અને એઓના શિષ્યો સાથે વાદવિવાદ થતા હોવાના વર્ણન પણ પ્રબન્ધોમાં મળે છે. પણ આ વાદવિવાદોથી જે ન્યાય વ્યાકરણ જેવી વિદ્યાઓનુ અને સસ્કૃત ભાષામા પાંડિત્યનુ ખેડાણ થતુ હતુ તે ગુજરાતમા વિદ્યાનુ વાતાવરણ ઉત્પન્ન કરવામા કારણ બન્યુ ભોજ સાથેના યુદ્ધો દ્વારા માળવાનો પરિચય વધતા ભોજના રાજ્યની ખરી મહત્તા વિદ્યાના વાતાવરણમા છે એ સત્ય ગુજરાતના, ખાસ કરીને બુદ્ધિશાળી અને ભણેલા, વર્ગે જોઇ લીધુ હોય એમ પ્રબન્ધોમા જ આપેલી કેટલીક દતકથાઓથી સમજાય છે, છતા સસ્કૃત વિદ્યાના આકર્ષણે આ ગુર્જર ભૂમિને કદાચ કર્ણના રાજ્યકાળ સુધી પૂરેપૂરી આપ્લાવિત નહિ કરી હોય, કારણ કે કાશ્મીરના કવિ બિલ્હણને આ ભૂમિના લોકોની ભાષાથી જુગુપ્સા થઈ હતી એ ગમે તે કારણથી હો, પણ કાશ્મીરથી ઈ સ ૧૦૬૨ થી ૧૦૬૫ વચ્ચે એ કવિ નીકળ્યો[1] અને મથુરા, કન્યકુબ્જ, કાશી, ડાહલ, સોમનાથ, રામેશ્વર, અણહીલપુર પાટણ વગેરે તીર્થસ્થાનોમા તથા રાજધાનીઓમા રેકાતા રેકાતા પોતાની વિદ્યાથી ક્યાક અર્થ અને ક્યાક યશ મેળવતા, ક્યાક બીજા પડિતોને વાદવિવાદમા હરાવતા, છેવટે દક્ષિણ ભારતના વિક્રમાદિત્ય છઠ્ઠાના આશ્રિત પડિત તરીકે કલ્યાણમા 'વિદ્યાપતિ'ની પદવી મેળવીને રહ્યો હતો તથા ત્યા જ ઈ સ ૧૦૯૦ની (ઈ સ ૧૦૩૮)ની આસપાસમા વિક્રમાકદેવચરિતની રચના એણે કરી વિક્રમાકદેવ છઠ્ઠા જેવા સમ્રાટની સવારીમા એ કવિ રાજાની આગળ હાથી ઉપર બેસીને નીકળતો અને એને માથે છત્ર ધરવામા આવતુ એમ રાજતરગિણીમા કહેલુ છે.[2]

---

૧ જુઓ. કા. ઉ. પૃ ૧૪૦ થી ૧૪૮મા ઉતારેલો પ્રભાવકચરિતના વૃત્તાન્તોનો સાર.
૨ જુઓ અ સ માં પૃ. ૯૮, વિદ્યાપતિ નામનો મારો લેખ

પાછળથી વિ. ના તેરમા ચૌદમા શતકમાં નાગર બ્રાહ્મણોએ લાંબી પ્રશસ્તિઓ લખી છે ખરી અને સિદ્ધરાજ–કુમારપાલના વખતમા હેમચન્દ્રાચાર્ય તથા એના શિષ્યમંડળ દ્વારા વિદ્યાની જે ભરતી ગુજરાતમા આવી તેનુ અવલોકન તો યોગ્ય પ્રસંગે થશે

## ધાર્મિક સ્થિતિમા થયેલો ફેરફાર

વલભી તથા રાષ્ટ્રકૂટ તામ્રપત્રોમા મુખ્યત્વે બ્રાહ્મણોને બલિ ચરુ વૈશ્વદેવ માટે દાન અપાયા છે ત્યારે જે થોડા સોલંકી દાનપત્રો મળ્યા છે તેમા એ વાત જ નથી આ દાનપત્રોના દાનો શૈવ આચાર્યોને શૈવ મન્દિરોને કે જૈન મન્દિરોને અપાયેલ છે ક્વચિત્ વસવાટ બ્રાહ્મણને આપ્યુ છે, પણ ત્યાયે બલિ ચરુ વૈશ્વદેવનો ઉલ્લેખ નથી તામ્રપત્રોમાથી મળતી આ માહિતી મોટી ઐતિહાસિક હકીકતની સૂચક છે વિ સ ૧૦૦૦ પહેલા સમાજમા બ્રાહ્મણના બલિ ચરુ વૈશ્વદેવનુ જે સ્થાન હતુ તે પછી નથી રહ્યુ બ્રાહ્મણને દાન આપવામા આવે છે, પણ એ એ બ્રાહ્મણ છે એટલા જ માટે, બલિ ચરુ વૈશ્વદેવ એ કરે એ માટે નહિ ભાળ દાનનો મોટો પ્રવાહ તો મંદિરો બાંધવા તળાવો વગેરે બંધાવવા તથા નિભાવવા તરફ વળ્યો છે પ્રાચીન યજ્ઞધર્મને ઠેકાણે મધ્યકાલીન પૂર્તધર્મ[1] આવ્યો છે ગુજરાતના મૂળરાજ આદિ સોલંકી રાજાઓ જો કે શૈવ છે અને શૈવ મન્દિરો તથા શૈવ આચાર્યોને ઉત્તેજન આપતા દેખાય છે અને જો કે વૈષ્ણવ નિશાનીઓ વિરલ મળે છે, તોપણ વૈષ્ણવ ધર્મનો એ વખતે ગુજરાતમા પ્રચાર હતો એ ચોક્કસ છે[2] સૂર્યપૂજાની તો મોઢેરાનુ સૂર્યમન્દિર જે ઘણુ કરી વિમલવસતિનુ સમકાલીન છે[3] તે મોટી નિશાની છે પણ બીજાયે સૂર્યમન્દિરો હશે ઉદયામતીની રાણીની વાવનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે ક્વચિત્ પણ એક વાવ

૧ પૂર્તની વ્યાખ્યા માટે જુઓ પૃ ૩૫, ટિ ૧

૨ જુઓ વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ–ગુજરાતમા પ્રચારવાળુ પ્રકરણ

૩ જુઓ મારુ ગુજરાતના તીર્થસ્થાનો મોઢેરા આ ૨, પૃ ૧૫૧

કે તળાવ માટે દાન આપ્યું છે, અને સિદ્ધરાજના વખતમાં તો એ પ્રવાહ ઘણા જોરમાં ચાલે છે

### જૈન ધર્મનો પ્રચાર

આ રીતે સોલંકીકાળનો બ્રાહ્મણધર્મ વલભી તથા ચાવડા-કાળના બ્રાહ્મણધર્મથી કેટલીક બાબતમાં જુદો પડે છે અને ફેરફાર ધીમે ધીમે થયો છે. વળી ગુજરાતની ધાર્મિક પરિસ્થિતિમાં એક બીજો પણ મહત્ત્વનો ફેરફાર આ સમય દરમ્યાન થયો છે અને એ જૈન ધર્મ–વિશેષત: શ્વેતાંબર જૈન ધર્મના પ્રચારનો છે. દંતકથા કહે છે તેમ વલભીસમયમાં જૈન ધર્મનો કાંઈક અંશનો પ્રચાર હોય તો ભલે. પણ વચલા કાળમાં એની કોઈ નિશાની દેખાતી નથી[1] અને વનરાજના સમયથી જ ગુજરાતમાં જૈન ધર્મનો પ્રચાર થવા માંડ્યો દેખાય છે વનરાજના રાજ્ય પહેલાંના બે ત્રણ સૈકાઓ દરમ્યાન ભિલ્લમાલ મારવાડમાં જૈન ધર્મનો સારો પ્રચાર હતો એમ એ સૈકાઓના જૈન સાહિત્યનો ઇતિહાસ જોતાં જણાય છે[2] અને આગળ પ્રકરણમાં આપણે જોયું છે તેમ એ ભિલ્લમાલના પ્રદેશના સામંતનો પુત્ર વનરાજ પાટણનો ધણી થતાં એ પ્રદેશની જૈન વસ્તી પણ પાટણ તરફ આકર્ષાઈ છે ચામુંડ દુર્લભરાજ ભીમદેવ અને કર્ણદેવના વખતમાં પાટણમાં વીરગણિ જિનેશ્વરસૂરિ શાંતિસૂરિ અભયદેવસૂરિ વગેરે અનેક જૈન સૂરિઓ થઈ ગયા હોવાની વાતો પ્રભાવકચરિત વગેરે ગ્રંથોમાં મળે છે[3] રાજતંત્ર સાથે પણ નિકટ સંબંધ આ વખતના કોઈ કોઈ જૈન સાધુઓને હતો એમ કહેવાય છે જૈન આ-

---

૧ વનરાજને જૈન શીલગુણસૂરિ – દેવચંદ્રસૂરિએ આશ્રય આપી ઉછેર્યો હતો એવી દંતકથા ચાલે છે (જુઓ પ્ર. ચિ પૃ ૩૨ તથા પ્રભાવકચરિત પૃ ૨૯૫). પણ એને ઐતિહાસિક હકીકત ગણવા માટે કોઈના પુરાવાનો આધાર નથી મળતો

૨ જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ વિ. ૨. પ્ર ૭ મું.

૩ એજન વિ ૩. પ્ર ૧.

ચાર્ય દ્રોણાચાર્ય ભીમદેવના મામા હતા એ માન્યતા ઉપર નોંધી છે[1] એ વખતે અનેક ક્ષત્રિય કુટુંબોએ જૈન ધર્મ સ્વીકાર્યો છે એ પ્રસિદ્ધ છે એટલે એમાં નવાઈ અસંભવિત નથી ભીમદેવનું મોસાળ નડૂલમાં હતું અને ત્યાં જૈન ધર્મનું જોર હતું એ પણ સુવિદિત છે વળી મંત્રી ગજ્જો મંત્રી વીર મહત્તમ, ભીમનો મંત્રી વિમલ, અને કર્ણના મંત્રી મા મુંજાલ વગેરે બાન્તુ એ પણ જૈનો જ હતા આ બધી હકીકત જોતાં મૂળરાજના વખતથી જ જૈન ધર્મે ગુજરાતમાં પ્રવેશ કર્યો, ધીમે ધીમે એનું જોર વધતું ગયું અને કુમારપાળના વખતમાં એની ટોચ આવી ગઈ એમ કહેવામાં વાંધો નથી

### ગુજરાતની સ્થાપત્યકળા

ઉપર દર્શાવેલા ધાર્મિક વલણના મોટા ફેરફાર સાથે એને લગતી કળાની બાબતમાં ખાસ કરીને સ્થાપત્યની બાબતમાં મોટો ફેરફાર થયો છે આ દેશમાં મંદિર બાંધવાનો રિવાજ તો ઘણા જૂના કાળથી ચાલ્યો આવતો હતો પણ ગુજરાતમાં તો વિ સં. ૧૦૦૦ પહેલાં ઈંટ કે પથ્થરની કાબાંગી ઉપર લાકડાના મંદિર બંધાતા હતાં એમ મુસલમાન લેખકોએ કરેલા સોમેશ્વરના મંદિરના વર્ણન ઉપરથી નક્કી થાય છે[2] અને શત્રુંજયનું પહેલું મંદિર લાકડાનું હતું તથા એ કારણથી એ બળી જવાની બીક રહેતી એવા પ્ર ચિં[3] ના વર્ણનથી ઉપરની માન્યતાને ટેકો મળે છે પછી ભીમદેવના વખતથી પથ્થરના સુંદર કારીગરીવાળાં મંદિર બાંધવાનો યુગ શરૂ થયો અને એ સ્થાપત્યકળાના ભીમદેવના સમયના ઉત્તમ નમૂના ખંડેરરૂપમાં કે સંપૂર્ણ રૂપમાં જળવાઈ રહ્યા છે મોઢેરાનું સૂર્યમંદિર આ કાળનું જ છે અને ખંડેર હાલતમાં પણ સ્થાપત્યકળાનો અદ્ભુત નમૂનો છે ત્યારે વિમલ

---

૧ જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ, પૃ ૨૨૬

૨ સોમનાથ માટે ભલે તે વર્ણન સાચું ન હોય, પણ સામાન્ય સ્થિતિના નિદર્શક તરીકે સાચું છે

૩ પ્ર ચિં પૃ ૧૮૦

વસતિ વારંવાર યોગ્ય જીર્ણોદ્ધાર કરવાની જૈન લોકોની ખંતથી આબુ સંપૂર્ણ રહ્યુ છે

એ મંદિરની કોતરણી વિષે જાણવા જેવું છે કે આ દેવળ એના અણીશુદ્ધ નકશીકામથી પ્રેક્ષકને વિચારમાં નાંખી દે છે. એ એટલું તો પૂર્ણ છે કે એમાં કાંઈ પણ ફેરફાર ન થઈ શકે. ખાસ કરીને મંડપમાં મઢેલ આરસ ઉપર જે નકશીકામ કર્યું છે તેની ઝીણવટ અદ્ભુત છે. પણ આ બધી શોભા અંદરના ભાગમાં જ છે. બહારથી તો આ મંદિર તદ્દન સાદું લાગે છે. ફર્ગ્યુસનના કહેવા પ્રમાણે સ્થાપત્યકળાની રચનાનો આ નમૂનો છે અને એ પછીના એક સૈકામાં એ કળા અમુક બાબતમાં ચઢી છે, પણ પૂર્ણતા અને કળાશુદ્ધિની બાબતમાં તો ધીમે ધીમે આ દેશની સ્થાપત્યકળા એ પછીથી ઊતરતી ગઈ છે.[1]

જ્યારે મંદિર લાકડાનાં બંધાતાં હશે ત્યારે ઘરમાં લાકડું જ વધારે વપરાતું હશે, પણ ભીમદેવના વખતથી ઈંટો અને પથ્થરોનો ઘરોમાં—ખાસ કરીને શ્રીમંતોના ઘરોમાં વિશેષ ઉપયોગ થવા લાગ્યો હોવાનો સંભવ છે અને રાજમહેલોમાં તો આબુનાં મંદિર પેઠે આરસપહાણના પથ્થરનો અને સુંદર કોતરણીનો ઉપયોગ થયો હશે. પણ આજે એ કાળના પાટણના રાજમહેલની કે ગરીબની ઝૂંપડીની એકેયની કોઈ જ નિશાની રહી નથી.

ગુજરાતની લશ્કરી સ્થિતિ વગેરે કેટલાક વિષયોનો સારી પાચગો વર્ષના સમગ્ર સમય માટે કર્યું વાંચેલાના અંત પછી કેટલોક વિચાર કર્યો છે.

---

૧ જુઓ ફર્ગ્યુસનની હિસ્ટરી ઑફ ઇન્ડિયન આર્કિટેક્ચર. હાવેલનું ઍન્શ્યન્ટ ઍન્ડ મિડીવલ આર્કિટેક્ચર ઑફ ઇન્ડિયા. તથા સુરતની સાહિત્ય પરિષદ રિપોર્ટમાં છપાયેલો સ્વ. ગન્દનન વિશ્વનાથ પાઠકનો ‘ગુજરાતનું સ્થાપત્ય’ નામનો નિબંધ તથા મારુ ગુજરાતના તીર્થસ્થાનો ભા. ૨ પૃ. ૧૫૨.

# પ્રકરણ ૧૭ મુ

# સિદ્ધરાજ જયસિંહ

## ઈ સ ૧૦૯૪ થી ઈ સ ૧૧૪૩

## (વિ સ ૧૧૫૦-૧૧૯૯)

સિદ્ધરાજ જયસિંહનો જન્મ પાલણપુરમા થયો હતો એવુ પ્રથમ ફાર્બસ સાહેબે તન્ત્રના આધારે રાસમાળામા લખ્યુ હતુ અને પછીના ઇતિહાસલેખકોએ એ વાત એમ ને એમ સ્વીકારી લીધી,[1] પણ કોઈ જૂના ગ્રન્થમા એ વાત નથી અને એ વાત ખોટી લાગવાનુ મુખ્ય કારણ તો એ છે કે સિદ્ધરાજના જન્મ વખતે પાલણપુરનુ નામનિશાન નહોતુ, સિદ્ધરાજના જન્મ પછી લગભગ સો વર્ષ આબુના પરમાર રાજા ધારાવર્ષના નાના ભાઈ પ્રહ્લાદનદેવે પાલનપુર વસાવ્યુ છે[2] અને એના નામ ઉપરથી પ્રહ્લાદનપુર—પાલણપુર નામ પડ્યુ છે

### રાજ્યાભિષેક વખતે જયસિંહની ઉમર

ઈ સ ૧૦૯૪મા કર્ણદેવ સ્વર્ગવાસી થયો અને એના ત્રણ વર્ષના પુત્ર સિદ્ધરાજ જયસિંહનો રાજ્યાભિષેક થયો એમ પ્ર ચિ મા લખ્યુ છે[3] જિનમણ્ડનગણિ પ્ર ચિ ને અનુસરે છે[4] જ્યારે ચારિત્રસુન્દરગણિ એને અનુસરતા સિદ્ધરાજની ઉમર આઠ વર્ષની જણાવે છે[5] પણ સિદ્ધરાજના સમકાલીન હેમચન્દ્ર કહે છે કે "જયસિંહ મોટો થઈ અશ્વનીના પાઠ ઉપર ચડવા જવા લાગ્યો, મલ્લવિદ્યા, હાથીની લડાઈ, શસ્ત્રવિદ્યા વગેરેમા કુશળ થયો, હાથીને વશ કરતા શીખ્યો આ રીતે જયસિંહ જુવાનીમા આવ્યા પછી કર્ણ એક દિવસ

---

1 જુઓ રાસમાળા આ ૩ પુ ૧ ગ ૧, ભા ૧, પૃ ૧૭૧

2 પાર્થપરાક્રમવ્યાયોગ-ઉપોદ્ઘાત તથા બાસ્તવ પ્રાચીન રાજવંશ ભા ૧ પૃ ૭૮

3 પ્ર ચિ પૃ ૧૧૫-૧૧૬

4 કુ પ્ર પૃ ૫

5 કુ ચ સ ૧, શ્ર ૨, શ્લો ૭૭

જયસિંહનો રાજ્યાભિષેક કર્યો, અને એને 'તુ વિપ્રાદિ ચાર વર્ણનો રક્ષક થજે, પૂર્વજોને અનુસરતુ વર્તન રાખજે તથા મારા ભત્રીજા દેવપ્રસાદ સાથે સારી રીતે વર્તજે' એ રીતે શીખામણ આપી હરિસ્મરણ કરતા કરતાં કર્ણ સ્વર્ગે ગયા."[1]

દ્વયાશ્રયનુ ઉપરનુ વર્ણન જોતાં જયસિંહ ગાદીએ બેસતી વખતે ત્રણ કે આઠ વર્ષનો નહિ પણ ૧૫-૧૭ વર્ષનો હોવો જોઈએ એમ લાગે છે[2] અને દ્વયાશ્રયની વિરુદ્ધ પ્ર ચિ વગેરેના કથનોને માનવાની જરૂર મને દેખાતી નથી. કર્ણે જયસિંહને જેની ભલામણ કરી હતી તે દેવપ્રસાદે તો કર્ણના મરણના ખબર સાભળીને પોતાના પુત્ર ત્રિભુવનપાલની 'આ હવે તારો પુત્ર છે' એ શબ્દો સાથે જયસિંહને સુપરત કરી સરસ્વતીકાંઠે ચિતામા પ્રવેશ કર્યો, એમ હેમચદ્ર કહે છે. પોતાના ભત્રીજા આ ત્રિભુવનપાલને જયસિંહે પોતાના નાના ભાઈ પેઠે ગણ્યો હતો અને એ લડાઈમા જયસિંહનો મોટો સહાયક હતો એમ એ જ ગ્રન્થકાર કહે છે.[3] આ ત્રિભુવનપાલનો પુત્ર તે જયસિંહ પછી ગાદીએ બેસનાર કુમારપાલ હવે કર્ણના મરણ પછી ગાદી માટે દેવપ્રસાદ અને જયસિંહ વચ્ચે ઝઘડો થયો હોય અને એમા છેવટ જૈન મત્રીઓની મદદથી સિદ્ધરાજ ફાવ્યો-ગાદી મેળવી શક્યો એવી, દ્વયાશ્રય અને પ્ર ચિ. બેયને પ્રમાણ તરીકે પડતા મૂકીને, શ્રી મુનશીએ કલ્પના કરી છે, વળી ઝઘડો લાબો ચાલ્યો હશે એવુ પણ માન્યુ છે અને એ કલ્પનાને બળવાન બનાવવા ભીમદેવના બે પુત્રો વચ્ચે ગાદી માટે ઝઘડો થયેલો એવો પણ સ્વ રામલાલ મોદીને અનુસરતો તર્ક કર્યો છે. કર્ણની માનીતી રાણી ઉદયમતીનાં પિયરિયા પ્રબળ હોવાથી એની

---

૧ દ્વયાશ્રય સ. ૧૧, શ્લો ૮૭ થી ૧૧૧.

૨ સ્વ ર ચુ મોદી ગાદીએ બેસતી વખતે સિદ્ધરાજની ઉમર દશ વર્ષની ગણીને એનો જન્મ સ. ૧૧૪૦મા હોવાનો સભવ માને છે. (જુઓ 'કૌમુદી' ૧૯૩૫, જાન્યુઆરી. પૃ ૭૫)

૩ જુઓ દ્વયાશ્રય સ ૧૧, શ્લો. ૧૧૫-૧૧૬.

(૧) ઈ. સ. ૧૧૦૧—વિ. સં. ૧૧૫૭ આષાઢ વદિ ૧૨ અને ગુરુ(વારે) શ્રીભૃગુકચ્છમાં નિશીથચૂર્ણિ નામનો ગ્રંથ શ્રીજયસિંહદેવવિજય-રાજ્યમાં લખાયો છે.[1] પૃ. ૯૯ (૧).

આમાં જયસિંહદેવને કોઈ પણ પદવી લગાડી નથી. શ્રી. મુનશીએ એનો ઉલ્લેખ નથી કર્યો. પણ આ સાલ પ્રશસ્તિની સિદ્ધરાજ જય-સિંહનું ગાદીએ બેઠા પછી આઠમે વર્ષે લખ્યા અર્થાત્ લાટમાં પણ રાજ્ય હતું અને કર્ણે મેળવેલા લાટનો પ્રદેશ એના પુત્રના હાથમાં પણ રહ્યો છે એમ ખાતરી થાય છે.

(૨) ઈ. સ. ૧૧૦૪ (સં. ૧૧૬૦)માં ખંભાતમાં જયસિંહ નરેન્દ્રના રાજ્યકાળમાં આદિનાથચરિત્ર લખાયું છે.[2] લાટ જેને તાબે હોય તેને તાબે ખંભાત તો હોય જ.

(૩) ઈ. સ. ૧૧૦૮ (સં. ૧૧૬૪) ચૈત્ર સુદિ ૮ સોમે શ્રીઅણહિલ-પાટકમાં સમસ્તરાજાવલીવિરાજિત મહારાજાધિરાજ પરમેશ્વર શ્રીજય-સિંહદેવના કલ્યાણવિજયરાજ્યમાં જીવસમાસવૃત્તિ પુસ્તિકા લખાઈ છે (પૃ. ૧૦૦ નં. ૧૪)

આ 'પરમ ભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર' જેવાં બિરુદ સિદ્ધરાજના પિતાએ—કર્ણરાજાએ પણ ઈ. સ. ૧૦૭૫ (સં. ૧૧૩૧) ના તામ્રપત્રમાં ધારણ કરેલાં છે, એટલે એમાં વિશેષ નથી

(૪) ઈ. સ. ૧૧૧૦માં (વિ. સં. ૧૧૬૬ પોષ વદિ ૩ મંગળવારે)

---

ક્રમને અનુસરે છે. જો કે પ્રશસ્તિગત તથા ઉત્કીર્ણ લેખોમાંથી મળતી બધી નહિ પણ કેટલીક તારીખો એમણે પણ ઉતારી છે (ભા. ૩ પૃ. ૨૬૬). અહીં ટૂંકાણે નોધ્યાં.

૧ આ પુષ્પિકાઓમાં મળતા ઉલ્લેખો મુનિશ્રી જિનવિજયજીએ પ્રકટ કરેલા જૈન પુસ્તક પ્રશસ્તિસંગ્રહમાંથી ઉતાર્યા છે. ગ્ર. પૃ. ઉપર જ નોંધ્યું છે

૨ જેસલમેર ભાંડાગારીય ગ્રન્થ સૂચી. ગ્રન્થ-પરિચય પૃ. ૪૫. ટિ ૩.

મહારાજાધિરાજ ત્રૈલોક્યગં-ડ[1] શ્રીજયસિંહદેવના વિજય રાજ્યમાં આવશ્યકસૂત્ર લખાયું છે (૧૦૦-૧૫)

(૫) હિ સ ૧૧૨૫ (વિ સ ૧૧૭૧)માં[2] પત્તન મહાનગરમાં શ્રીજયસિંહદેવના વિજયરાજ્યમાં પ્રજ્ઞાપનાવૃત્તિની (?) લખી છે (૧૦૧-૨૦)

(૬) હિ સ ૧૧૨૬ (સ ૧૧૭૨) અણહિલપાટકપુરમાં જયસિંહદેવ રાજાના રાજ્યમાં આશાપુરવસતિમાં અમુક વૃત્તિ રચાઈ છે (૧૦૧-૨૨)

(૭-૮) હિ સ ૧૧૨ (વિ સ ૧૧૭૯ ના ફાલ્ગુન વદિ બારશ રવિવાર તથા ૧૧૭૯ વર્ષના ભાદ્રપદ વદમાં) શ્રી અણહિલપાટક નામની રાજધાનીમાં સમસ્તનિજરાજાવલીસમલંકૃત મહારાજાધિરાજ પરમેશ્વર ત્રિભુવનગં- શ્રીસિદ્ધચક્રવર્તી જયસિંહદેવના કલ્યાણવિજય રાજ્યમાં જ્યારે આશુ મહામાત્ય હતા ત્યારે ઉત્તરાધ્યયનસૂત્ર અને પાઠ લખાયો છે (૬૫ તથા ૧૦૧-૨૫)

આ બીજામાં સિદ્ધચક્રવર્તી બિરુદ પહેલી વાર આવે છે માલવાનો વિજય કર્યા પછી એ ધારણ કર્યું હોય[3] એની એજ વર્ષની પ્રશસ્તિમાં મહામાત્ય તરીકે સજ્જનનું (સાજન) નામ છે

(૯) હિ સ ૧૧૨૮ (સ ૧૧૮૮ ચૈત્ર સુદિ ૧૫ સોમનો) એક લેખ સુનસર ગામમાંથી મળ્યો છે[4] આમાં 'અવન્તિનાથ' અને

---

૧ આ ત્રૈલોક્યગંડ બિરુદ ઉપરથી એનો અર્થ ત્રણ ભુવનોનો ગંડ એવો હોઇને એ વખતે જયસિંહનું વિજયપ્રસ્થાન શરૂ થયું હશે એમ માનવું ઠીક છે એમ શ્રી રસિકલાલ પરીખે કહે છે (કા ઉ ૧૬૭)

૨ જ પુ પ્ર. સંગ્રહના સંપાદક ૧૧૭૨ સાલ આગળ પ્રશ્નચિહ્ન મૂકેલું છે

૩ શ્રી મુનશીએ 'સિદ્ધચક્રવર્તી' બિરુદના અબરકજિષ્ણુ અર્થ કર્યો છે, પણ 'બબરકજિષ્ણુ' બિરુદ જુદું છે

૪ ગુ. એ. લે ન ૧૪૩ અ

'અવન્તીનાથ' એવું બિરુદ છે. પણ અવન્તીના વિજય પછી પહેલાં 'અવન્તીનાથ' બિરુદ ન હોઈ શકે એ કારણથી તથા નિર્વિવાદ સાધન નથી એ કારણથી સ્વ. રામલાલ મોદીએ આને બનાવટી માન્યું છે.[1]

(૧૦) ઇ. સ. ૧૧૨૮ (સં. ૧૧૮૪ માઘ વદિ ૧૧ રવિએ) અણહિલપાટકમાં મહારાજાધિરાજ જયસિંહદેવના રાજ્યમાં એક પુસ્તક લખાયું છે.[2]

(૧૧) ઇ. સ. ૧૧૩૦ (સં. ૧૧૮૬ આષાઢ સુદિ ૧૫)ના ભિન્નમાલમાં સિદ્ધરાજના વખતના લેખ મળ્યા છે. આ લેખ મું. ગે. એપેન્ડિક્સ પૃ. ૪૧૨ ઉપર નં. ૩ તરીકે છપાયો છે જેમાં સાલ ખોટી વંચાઈ હતી એમ આ. સ. રિપોર્ટના રિપોર્ટર કહે છે. મું. ગે. મા ૧૧૦૬ (ઇ. સ. ૧૦૪૯)ની સાલ આપી છે અને સંવત સિવાય કાંઈ વંચાતું નથી એમ કહ્યું છે.[3]

(૧૨) ઇ. સ. ૧૧૩૦ (સં. ૧૧૮૭ કાર્તિક સુદિ ૨)માં અણહિલપાટકમાં જયસિંહદેવ ત્યારે પૃથ્વી ઉપર રાજ્ય કરતા હતા ત્યારે અમુક પ્રશસ્તિ લખાઈ છે.[4]

(૧૩) ઇ. સ. ૧૧૩૫ સં. ૧૧૯૧ ફાલ્ગુન વદિ ૧ શનિ) અણહિલપાટકમાં સમસ્તરાજાવલીવિરાજમાન મહારાજાધિરાજ પરમેશ્વર સિદ્ધચક્રવર્તી શ્રીમજ્જયસિંહદેવના કલ્યાણવિજયરાજ્યમાં આવશ્યકનિર્યુક્તિ પુસ્તિકા લખી છે. (૩૬)

(૧૪) ઇ. સ. ૧૧૩૫ (વિ. સં. ૧૧૯૧ વર્ષમાં ભાદ્રપદ સુદિ ૮ ભૌમે)માં ધવલક્કમાં સમસ્તરાજાવલીવિરાજિત મહારાજાધિરાજ

---

૧ બુદ્ધિપ્રકાશ ૧૯૮૮, પૃ. ૨૦.

૨ જૈન પુ. પ્ર. સ. પૃ. ૨.

૩ આર્કિયોલોજિકલ સર્વે ઓફ ઇન્ડિયા ૧૯૦૭-૦૮. પૃ. ૩૮ના ઉપલા લેખને સિદ્ધરાજનો કહ્યો છે

૪ જૈ. પુ. પ્ર સ. પૃ. ૫.

ની આસગની ૧૬ના નાયપાનદેવના ગાળામાં જયસિંહદેવના મ િનો C લેખ છે[1]

### તિથિ વગરના લેખો

(૨૩) સિદ્ધરાજ જયસિંહના સમયના થોડા તિથિ વગરના લેખો પણ મળ્યા છે, જેમા એક છે પાટણમાથી મળેના શિલાલેખ[2] એ લેખ સહસ્રલિંગ સ ાવરની પ્રશસ્તિનો ટ્રકો છે, એમ એવુ અનેકન્ન વગનાર વિદ્વાનોએ માન્યુ છે એ લેખની નોંધ વગેરેના પ્રસગે આગળ આવશે

(૨૪) ત્રીજો છે આબુના દવામાથી મળેલો શિલાલેખ,[3] જેની નોંધ પણ આગળ અજમેરના ચોહાણ આનાના પ્રસગમા આવશે

(૨૫) તલવાડા ગામની ગણપતિ ી મૂર્તિ નીચેથી ત્રુટિત આવ વગરનો લેખ મળ્યો છે,[4] જેનો ઉલ્લેખ પણ આગળ આવશે

( ) ગિરનારના લેખોમાના એકમા ખાલી 'સિદ્ધચક્રવર્તી જય સિંહદેવ' એટલુજ છે આનોય ઉપયોગ આગળ આવશે[5]

### સન્દિગ્ધ લેખો

( ) ઉદયપુર (ગ્વાલિયર)માથી જન વ નિગહામને જે વણ લેખો મળેના તેમાા એને પ્રસિદ્ધ કરતા પ્રો કિલ્હોર્ને લખ્યુ છે 'ઉદયપુરમા એક ત્રીજો પણ લખ છે જેની તારીખ નથી પણ ત્રીજી પક્તિમા તે લખ જયસિંહના રાજ્યકાળમા લખાયો હોવાનું જણાવ્યુ છે[6] એ લખના લખિગની ખરાબ સ્થિતિને લીધે ત્યાર પ્રસિદ્ધ થઈ

૧ એ. ઇ ગ્ર ૧૧ પૃ ૬૦
૨ જુઓ પ્રસ્થાન પુ ૧૨ અ ૫, પૃ ૩
૩ ઇ અ ૧ ૨- ડિસેમ્બર, પૃ ૩૩૪
૪ પ્રસ્થાન પુ , અ ૩, પૃ ૨૦૧
૫ સોરઠવિષયનો પ્રસ ા જુઓ
૬ ઇ એ ગ્ર ૧૮, પૃ ૩૪૧ (ગુ આ. ૧ ન ૧૫૦)

નક્કી નહોતો. શ્રી મુનશીએ લેખ પ્રશસ્તિની સાથે જ સં. ૧૧૨૩ (?) નો અને સિદ્ધરાજનો માન્યો છે,[1] પણ એ લેખને સિદ્ધરાજનો માનવામાં મુશ્કેલી એ છે કે માળવાનો વિજય કર્યા પહેલાં સિદ્ધરાજની પ્રશસ્તિ ઉદયપુર (ગ્વાલિયર)માં સંભવે નહિ એટલે કાં તો સિદ્ધરાજના છેલ્લાં વર્ષોમાં લખાયો હોય કે પછી એના અનુયાયીના લેખમાં સિદ્ધરાજનું નામ હોય.

(૨૮) વિ સં (૧૨)૦૦ નો બાલીનો લેખ મળ્યો છે, જેમાં મહારાજાધિરાજ જયસિંહદેવના રાજ્યમાં એના માંડલિક અશ્વરાજે (કે આશારાજે) બહુગુણદેવીની પૂજા માટે દાન આપેલું છે.[2] આ લેખ વિ. સં દેહના ફાગણની ચર્ચા આગળ કરશું

(૨૯) શ્રી. મુનશીએ એક ૧૧૨૭–૨૮નો પણ લેખ નોંધ્યો છે. એમણે જે હવાલો આપ્યો છે[3] તેમાં જૈનોનો લેખ પાળિયા ઉપરનો અને સિદ્ધરાજના સમય પછી ઘણે વખતે લખાયેલો લાગે છે. લેખમાં 'મહારાજાધિરાજ જયસિંહ' એવા શબ્દ છે ખરા, પણ સં. ૧૪ છે તેને શ્રી મુનશીએ માન્યું છે તેમ સિંહ સં. માનવાની જરૂર નથી. સિં. કે સિંહ સં જેવા શબ્દ એ કોની પહેલાં નથી. લેખની ભાષા પાછલા સમયની છે જેવી પંક્તિ ગુજરાતી અર્થમાં અશ્લીલ શબ્દ છે જે લેખને વર્તમાન તરફ ખેંચે છે.

## મદનપાલનું દુર્વર્તન

જયસિંહ ગાદીએ બેઠો ત્યારે એની ઉમર બહુ નાની નહોતી એવું હેમચંદ્રના શબ્દોમાંથી અનુમાન કર્યું છે છતાં ગમે તે કારણથી પણ પાટણમાં એ વખતે રાજ્યતંત્ર કાંઈક નબળું પડ્યું હશે એવું પ્ર ચિ. માં[4] આપેલા રાજમાતા ઉદયમતીના ભાઈ મદનપાલ મણથી

૧ ગ્લોરી ધેટ વોઝ ગુર્જરદેશ. પૃ ૧૯૦

૨ એ ઇ ગ્રં. ૧૧ પૃ ૩૯.

૩ આ સ વે ઇ. ૧૯૦૫–૦૬. પૃ. ૫૯. એ. ઇના નોર્ધન લિસ્ટમાં આ લેખની નોંધ નથી

૪ જુઓ પ્ર. ચિં. પૃ ૧૧૯

વૃત્તાન્ત ઉપરથી લાગે છે. પ્ર. ચિં. કહે છે કે મીનળદેવી સ્વર્ગે ગયા પછી શ્રી ઉદયમતી દેવીનો ભાઈ ખરાબ રીતે વર્તવા લાગ્યો. દાખલા તરીકે એ વખતે પાટણમાં દેવનું સ્થાન પામેલા હોય તેવા ઉત્તમ વૈદ્ય ગણાતા લીલા વૈદ્યને પોતાની તબિયત બતાવવાને બહાને મદનપાલે પોતાના મહેલમાં તેડાવી પછી અટકમાં રાખી એની પાસેથી બત્રીસ હજાર દ્રમ્મ લીધા પછી જ એને છૂટો કર્યો. અને આ ખરાબ અનુભવને પરિણામે લીલા વૈદ્ય રાજમહેલ સિવાય બીજા કોઈને ત્યાં ન જવાનો નિયમ લીધો.[1] આ દુર્વર્તનની ખબર પડતાં રાજાએ મંત્રીની સલાહથી જયસિંહે અન્યાય કરતા મદનપાલને મરાવી નાખ્યો.[2]

### બર્બરક

જયસિંહનું એક બિરુદ 'બર્બરકજિષ્ણુ' એના ઉત્કીર્ણ લેખોમાં આવ્યું છે. આ 'બર્બરક જિષ્ણુ' બિરુદ મળવાના કારણનું હેમચન્દ્રે નીચે પ્રમાણે વર્ણન કર્યું છે : 'જયસિંહ ગાદીએ બેઠા પછી એક વખત એની પાસે આવી ઋષિઓએ ફરિયાદ કરી કે રાક્ષસોએ અમને બહુ દુઃખ આપ્યું છે. એઓએ સિદ્ધપુરને ભાંગ્યું છે તથા એનું દેવાલય તોડી નાખ્યું છે, માટે આ રાક્ષસોને તમે મારો. જયસિંહ જાતે લડવા ચાલ્યો અને પોતાની તરવાર ભાંગી જતાં હાથોહાથ લડીને બર્બરકને બાંધી લીધા પછી બર્બરકની પત્નીએ પોતાનો પતિ જયસિંહની હમેશાં ચાકરી કરશે અને નીતિની વર્તશે એવું વચન આપવાથી જયસિંહે એને છોડી દીધો અને બર્બરકે એને રત્નોની ભેટો આપી.'[3] હેમચન્દ્રનો આ બર્બરક તે જ લોકકથાનો બાબરો ભૂત. આ બાબરા ભૂતને સિદ્ધરાજે શ્મશાનમાં શબ ઉપર બેસીને મંત્રશક્તિ દ્વારા વશ કર્યો એવી લોકકથા છે. આ બાબરા કે બર્બરક તે બાબરિયાવાળા — બીજા કોઈ

---

૧ આ લીલા વૈદ્યની મૂત્ર જોઈને રોગ પારખવાની શક્તિના દાખલા માટે તથા એના મરણના વૃત્તાન્ત માટે જુઓ પ્ર. ચિં. પૃ. ૧૧૭-૧૧૮

૨ એજન ૧૧૮

૩ દ્વયાશ્રય સ. ૧૨, શ્લો. ૫ થી ૮૦ તથા સ. ૧૩ શ્લો. ૨

પ્રદેશના ભીલો, રબારીઓ, ભરવાડો વગેરે જંગલી કોમની કોઈ ટોળીનો સરદાર હોવો જોઈએ એવું આધુનિક ઐતિહાસિક વિચારકોનું[1] માનવું છે, પણ સિદ્ધરાજના સમય પછી સો વર્ષની અંદર એ "સ્મશાનનો બાબરો ભૂત" બની ગયો એ[2] એ જમાનાના માનસની ચમત્કારઘુખી દશા દર્શાવે છે. દ્વયાશ્રયની વિગતો તો કલ્પિત હોવાનો સંભવ છે, પણ જો મુખ્ય હકીકત સાચી હોય તો પાટણની એટલો નજીક આવેલો સિદ્ધપુરનો પ્રદેશ પણ સિદ્ધરાજના સમય સુધી જંગલી ટોળાના હુમલાઓથી મુક્ત ન હોય એ ઐતિહાસિક દૃષ્ટિએ આશ્ચર્યકારક લાગે છે કદાચ સિદ્ધપુર પાસેની કોઈ સાદી લૂટફાટની વાતને હેમચન્દ્રે આવી કાવ્યાત્મક અતિશયોક્તિથી વર્ણવી હશે.

---

૧ જુઓ રાસમાળા આ. ૩. પૃ ૧૬૧, ટિ. ૨. જેમા બુલ્હરનો મત ટાંક્યો છે. તથા મું ગે. ગ્ર. ૧, ભા ૧. પૃ. ૧૭૮–૧૭૯.

બર્બરક કે બાબરો તે રબારીઓ ભરવાડો વગેરે જંગલી કોમની કોઈ ટોળીનો સરદાર હોવો જોઈએ એવું ઐતિહાસિકોનું અનુમાન છે એમ લાગ્યું છે. આ અનુમાનને સિદ્ધરાજના સમકાલીન વાગ્ભટનું 'બર્બરે સિપ્રા નદીના પાણીને બાંધ્યુ હતુ" (વાગ્ભટાલંકાર પરિચ્છેદ ૪. શ્લો ૧૨૨) એ કથન ચોખ્ખો ટેકો આપે છે.

માળવા ઉપરની ચડાઈ વખતે બર્બર સામે લશ્કરને ઊતરવા માટે સિપ્રા ઉપર સિદ્ધરાજે પૂલ બંધાવ્યા હશે એમ લાગે છે.

વાગ્ભટાલંકારના આ શ્લોક તરફ સ્વ. દી. બ કેશવ હર્ષદ ધ્રુવે મારુ ધ્યાન ખેચ્યુ હતુ.

૨ આ કથનનો પુરાવો જોવો હોય તો કી. કૌ નો નીચેનો શ્લોક જુઓ—

श्मशाने यातुधानेन्द्र बद्ध्वा बर्बरकाभिधम् ।
सिद्धराजेति राजेन्दुर्यो जज्ञे राजराजिषु ॥ स. २, श्लो. ३८

બર્બરકને બાંધ્યા માટે સિદ્ધરાજનું બિરુદ મળ્યુ એ કી કૌ. નું કથન જેને શ્રી રસિકલાલ પરીખ પણ સ્વીકારે છે (કા. ઉ પૃ ૧૬૮), પણ એ ખોટુ છે. તામ્રપત્રોમા 'બર્બરકજિષ્ણુ' બિરુદ જુદુ છે અને એ છેક ૧૧૯૩ માં વહેલુ મળે છે; પણ એનો વિશેષ વિચાર આગળ આવશે.

સિદ્ધરાજ જયસિંહની ઉમર તો ગાદીએ બેસતી વખતે ક્ર નાની નહિ હોય એમ મે ઉપર અમારા માન્યું છે પણ સિદ્ધરાજના નામે ગ્રન્થકારના જે મોટા બનાવો વિશે ચોક્કસ માહિતી મળે . તે પાછલા સમયના છે એ હકીકત ખાસ નોંધવા યોગ્ય છે પાટણ તથા એની આસપાસના પ્રદેશમાં શાંતિ સ્થાપવામાં તથા એ પ્રદેશનું તંત્ર વ્યવસ્થિત કરવામાં સિદ્ધરાજના શરૂઆતના વર્ષ ગયા હશે એવું મારું માનવું છે વળી પ્રબંધોમાં સિદ્ધરાજનો જે વૃત્તાન્ત મળે છે તેમાં કાલાનુક્રમ ક્યાય નથી આપ્યો, એટલે અનુમાનથી મને જે કાલાનુક્રમ દેખાય છે તેને અનુસરી અહી વર્ણન કર્યું છે

## સિદ્ધરાજની સોરઠ ઉપરની ચડાઈ

સિદ્ધરાજે સોરઠ ઉપર ક્યારે ચડાઈ કરી એ ચોક્કસ કોઈ ઠેકાણે લખ્યું નથી પણ રૈવતગિરિરાસુના સ્પષ્ટ કથન પ્રમાણે સિદ્ધરાજે સોરઠ ઉપર નીમેલા દંડાધિપ સજ્જને[1] વિ સં ૧૧૮૫મા નેમિનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો છે[2] અને એ પહેલાં નવ વર્ષથી સજ્જનના હાથમા સોરઠનો કારભાર હતો એમ પ્રભાવકચરિતમા કહ્યું છે[3] એ જોતા એ તારીખ પહેલા સિદ્ધરાજે સોરઠને જીત્યું હતું એવું માનવું યોગ્ય છે પણ સોરઠમાથી મળી આવતા કેટલાક ઉત્કીર્ણ

---

१ विक्कमनिवकालाउ सएसु एकारसेसु छईसु ।
सिरिजयसिंहनरिन्दे रज्ज परिपालयन्तम्मि ।
रउआहारपहिएहिं निम्मविए विजयदसमीए ।
જમ્બૂવીર આ. ગારીપ પ્ર પગ્રૂરી—પ્રથમપરિચય ૧ ૯૫ દ્વિ ૩

२ इगारहसयसहीउ पचासीय वच्छरि ।
नेमिभुयणु उद्धरिउ साजणि नरसेहरि ॥ रेवतगिरिरासु क. १ गा ८

३ अथ प्राप्ताय वर्षे स्वामिनाधिकृत पुरा ।
आरोहद् गिरिं जीर्णशीर्णं च जिनालयम् ॥ प्र. च. दे. सू. प्र. श्लो. ३३

લેખોમાં[1] સિંહ સંવત મળે છે અને એ સંવત સિદ્ધરાજે સોરઠ જીત્યાની યાદગીરીમાં સ્થાપ્યો હોવાનું પં. ભગવાનલાલ ઇન્દ્રજીનું અનુમાન છે તે મને યથાર્થ લાગે છે[2] અને એ સંવત વિ. સં. ૧૧૭૦થી શરૂ થતો હોવાથી ચોક્કસ કરી એ વર્ષમાં જ જયસિંહે સોરઠને જીત્યું હોવાનો સંભવ છે. પણ સોરઠ ઉપર જયસિંહે ક્યારે ચડાઈ કરી? અને શા માટે કરી? દંતકથા કહે છે કે સિદ્ધરાજ બાર વર્ષ સુધી જૂનાગઢને ઘેરીને પડી રહ્યો, પણ જૂનાગઢના ગઢને જીતી શક્યો નહિ.[3] આ દંતકથાને અક્ષરશઃ માનવાની જરૂર નથી. બારનો આંકડો દંતકથાનો પ્રિય આંકડો છે. દંતકથામાં માળવા ઉપરની ચડાઈ પણ બાર વર્ષ ચાલી એમ કહેલું છે પણ પાટણથી સૈન્યનું કૂચ તેના પાટણથી નીકળ્યા પછી જૂનાગઢ હાથમાં આવતાં થોડાં વર્ષો—બાર વર્ષ નીકળી ગયાં હોય એ સંભવ છે.

## સોરઠ ઉપરની ચડાઈનું કારણ દિગ્વિજય

જયસિંહે સોરઠ ઉપર શા માટે ચડાઈ કરી? આ પ્રશ્ન જ એ મધ્યકાળ માટે અથવા કોઈ પણ કાળ માટે અયોગ્ય છે. પોતાની આસપાસના પ્રદેશને જીતવો—બને તેટલો દિગ્વિજય કરવો એ રાજાઓનું કર્તવ્ય જ ગણાતું અને આ જમાનામાં પણ સામ્રાજ્યની બાબતે શું અકર્તવ્ય છે? એ રીતે જીતવા નીકળવા માટે કોઈ બહાનું હોવાની જરૂર મનાતી નહિ, છતાં પાછળથી પ્રબંધલેખકોએ બહાનાં ગોઠવ્યાં છે. મૂળરાજે સોરઠ ઉપર ચડાઈ કરી એ સોમનાથના જાત્રાળુઓને ગ્રાહરિપુ નડતો હતો માટે, એમ હેમચન્દ્ર કહે છે[4] અને સિદ્ધરાજે

---

૧ જુઓ માંગરોળનો વિ. સં. ૧૨૦૨નો લેખ જેમાં સિંહ સં. ૩૨ આપેલ છે, તથા વિ. સં. ૧૨૭૫ નો શિલાલેખ જેમા સિંહ સં. ૬૦ આપેલ છે. ગુ. ઐ. લે. નં. ૧૪૫. તથા નં. ૧૫૪.

૨ જુઓ મુ. ગે. ગ્ર. ૧. ભા. ૧. પૃ. ૧૭૬.

૩ જુઓ રાસમાળા આ. ૩ પૃ. ૨૦૪.

૪ દ્વયાશ્રય સ. ૨. શ્લો. ૩ થી આગળ.

નાશ કરવાની તૈયારી કરી, પણ પાંસાં અગિયાર વખત પોતાનું સૈન્ય એનાથી હારતું જોવાથી વરધાન વગેરે શાંગોમાં કિલ્લા બંધાવી, જાતેજ પ્રયાણ કર્યું."[1] પ્ર. ચિં. ના આ કથનને આધારે સિદ્ધરાજે સોરઠ લેવાનો એક કરતા વધારે વખત પ્રયત્ન કર્યો હશે એટલું માનવામાં વાંધો નથી. વળી પ્રભાવકચરિત પ્ર. ચિં. ના કથનને ટેકો આપે છે.[2] સિદ્ધરાજથી તે લગભગ રાજપૂત સમયના અંત સુધી પાટણના રાજાઓ અને સોરઠના રાજાઓ વચ્ચે ખટપટ ચાલ્યા કરી છે એટલે એમાં કશું અસંભવિત નથી, પણ પ્ર. ચિં. માં અગિયાર વખત કહેલ છે તે આંકડો સાચો માનવાની જરૂર નથી. આવી સંખ્યાની બાબતમાં પ્રબંધકારોમાં જરાય ચોકસાઈ હોતી નથી.[3]

(૨) સોરઠના જે રાજા ઉપર સિદ્ધરાજે ચડાઈ કરી તેનું નામ શું? દંતકથામાં પહેલાં ઠરાવેલા નવઘણના પુત્ર ખેંગાર ઉપર ચડાઈ કરી એને માર્યો એમ કહેલું છે. પ્રભાવકચરિતમાં એક સ્થળે 'નવઘણ' નામ છે અને બીજે સ્થળે 'ખેંગાર' નામ છે.[4] પ્ર. ચિં. માં પણ ગદ્ય ભાગમાં 'નવઘણ' નામ છે અને એમાં ઉતારેલા—એની રાણીના મોઢામાં મૂકેલા—સોરઠામાં 'ખેંગાર' નામ છે. આ ગોટાળાનો ખુલાસો સહેલો નથી. સિદ્ધરાજ જયસિંહ સંબંધી આધુનિક ઇતિહાસલેખકોમાંના છેલ્લા સ્વ. ગૌ. હી. ઓઝા ભાટોની દંતકથા ઉપર વધારે પડતો આધાર રાખી જયસિંહની પહેલી ચડાઈ નવઘણ ઉપર થઈ અને બીજી એના પૌત્ર ખેંગાર ઉપર થઈ એમ માને છે[5] પણ ભાટોની દંતકથા

---

૧ જુઓ પ્ર. ચિં. પૃ. ૧૩૮.

૨ अनेकशो विग्रहैश्च खेदितावनराधिपम् ॥ પ્ર. ચ. હે. સૂ. પ્ર. શ્લો. ૮૩૦.

૩ દા. ત. પૃથ્વીરાજે મ્લેચ્છ રાજા શાહબુદ્દીનને એકવીશ વાર હરાવેલો એમ પ્ર. ચિં. માં કહ્યું છે (પૃ. ૨૪૫). પણ ઐતિહાસિક દૃષ્ટિએ એ કથનની કશી કીમત નથી. (જુઓ પૃ. ૨૪૯, ટિ. ૨૧ (૩).)

૪ પ્ર. ચ. હે. સૂ. પ્ર. શ્લો. ૪૬૩.

૫ જુઓ પ્રસ્થાન, પુ. ૮, અં. ૩ માં 'સોલંકીરાજ જયસિંહ' નામનો સ્વ. ગૌ. હી. ઓઝાનો લેખ, પૃ. ૧૫૭.

એની રાણી રાણકદેવીને સિદ્ધરાજે પોતાને કબજે લીધી તથા પાટણ લઈ ગયો, પણ એ છેવટે એ વઢવાણ આગળ સતી થઈ[1]

ઉપરની દંતકથામાં દેસલ–વીસલના કપટની જે વાત છે તેને પ્ર ચિ. ના "નવઘણના ભાણેજ સાથે સંકેત કરેલો" વગેરે વચનનો ટેકો છે. પણ સંકેતનું સ્વરૂપ પ્ર ચિ. માં કહ્યું નથી, એટલું જ નહિ, પણ "દ્રવ્ય ગણવાના વાસણો વડે સિદ્ધરાજે નવઘણને મારી નાખ્યો" એમ જે પ્ર ચિ. માં લખ્યું છે[2] તે તો માનવા જેવું નથી, એટલે પ્ર ચિ ના કથનનો સાર સિદ્ધરાજે સોરઠના રાજાને મારી નાખ્યો એટલો જ નીકળે છે સોરઠના રાજાનું નામ 'નવઘણ' આપવામાં પ્ર ચિ. એ ગરબડ કરી છે એ ઉપર કહ્યું છે. એનું નામ 'ખેંગાર' હતું એમ કી કૌ, રેવતગિરિરાસુ વગેરેના સ્પષ્ટ વચનોથી ચોક્કસ ઠરે છે[3]

### સિદ્ધરાજે સોરઠના રાજા રા'ખેંગારને હરાવી કેદમાં નાખ્યો ઇ સ ૧૧૧૬ (વિ. સં ૧૧૭૦)

વળી સિદ્ધરાજે સોરઠના રાજાને જૂનાગઢ આગળ મારી નાખ્યો એમ જે પ્ર ચિ. થી જ શરૂ થયેલી દંતકથા કહે છે તે સિદ્ધરાજના પોતાના વિ સં ૧૧૯૬ના દોહદના ઉત્કીર્ણ લેખથી ખોટું ઠરે છે

---

૧ આ સમગ્ર લોકકથા માટે જુઓ રાસમાળા આ ૩, પૃ ૨૧૧ થી ૨૧૯. આ પ્રસંગને લગતા રાણકદેવીના સોરઠા પણ રાસમાળામાં આપ્યા છે જેમાંના કેટલાક વિ સં ૧૩૬૧ પહેલાંથી પ્રચલિત હોય એમ પ્ર ચિ માં આપેલા અપભ્રંશ સોરઠા જોતાં જણાય છે

૨ પ્ર. ચિ પૃ ૧૩૪–૧૩૫

૩ (૧) अपारपौरुषोद्गार खंगार गुरुमत्सर ।
सौराष्ट्र पिष्टवानाजौ करिण केसरीव स ॥ કી કૌ. સ ૨ શ્લો ૭૫
(૨) तथा श्रीसिद्धराजोपि हत्वा खगारभूपतिं ।
પ્ર ચ હે સૂ. પ્ર શ્લો ૪૬૨
(૩) सिरि जयसिंघदेउ पवरु पुहवीसरु, हणवि सोरठु तिणि राउ षगारउ ठ,विउ साजणु दण्डाहिव सारउ ॥ રેવતગિરિરાસુ, કડવું. ૧, કડી ૮

શેઇદના લેખમા 'સિદ્ધરાજે સોરઠના રાજાને કારાગ્રહમા નાખ્યો' એવું સ્પષ્ટ કથન છે[1] દ્વ્યાશ્રયમા સિદ્ધરાજે સોરઠ દેશને ઇ સ ૧૧૧૪ (વિ સ ૧૧૭૦)મા જીત્યો અને એના રાજા ખેંગારને કારાગ્રહમાં નાખ્યો એની વાત અમાત્ય સમકાલીન પુરાવાની ઐતિહાસિક હકીકત ઠરે છે

## ખેંગાર અને એની રાણીનું પછી શું થયું ?

જૂનાગઢના રા ખેંગારનું તથા એની રાણીનું ખેંગાર[2] પકડાયા પછી શું થયું એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે 'સારૂ પાટણદેશ' જેવા સોરઠને પ્રમાણ ગણવામા આવે તો જેમ માળવાના રાજાને કેદ કરીને સિદ્ધરાજ પાટણ લઇ ગયો હતો તેમ સોરઠના રાજાને પણ લઈ ગયો હતો એમ માનવામા વાંધો નથી અને સિદ્ધરાજની અધીનતા સ્વીકારવાને પરિણામે ખેંગાર પાછળથી છૂટો થયો હશે—સોરઠમા તરત લેવરાવી નવઘણને છોડી મૂક્યાની હકીકત આ રીતે બંધ બેસે છે પણ સોરઠ તરફ પાછા ફરતા વઢવાણ આગળ કોઇ કારણથી ખેંગારનું મોત થતા એની રાણી ત્યાં આગળ સતી થઇ હશે એમ પ્ર ચિ મા ઉદીના મોઢામા મૂકેલા અપભ્રંશ સોરઠાઓમા તથા લોકપ્રચલિત સોરઠાઓમાં રાણકદેવી ઉપરાંત બીજાનાયે સિદ્ધરાજ આગળ બોલાયાનો ઉલ્લેખ છે આ ઉપરથી મ્હી શકાય[3] ખેંગારની રાણીનું નામ 'રાણકદેવી' હતું એવું કોઈ જૂના પ્રબંધમા નોંધાયું નથી એ જોતા સોરઠના રાજાઓ 'રાણક' કહેવાતા હોવાથી એની રાણી તે 'રાણકી'[?] રાણકદેવી કહેવાય અને પાછળથી એ વિશેષ નામ થયું હોય એ અસંભવિત નથી જોકે રાણકદેવી ? 'દેવડી' જેવું

---

૧ श्रीजयसिंहदेवोऽस्ति भूपो गुर्जरमण्डले।
यन कारागृहे क्षिप्तौ सुराष्ट्रमालवेश्वरौ ॥ ઇ એ ગ્ર ૧, પૃ ૧૧

૨ તે કે દ્વ્યાશ્રયમા સોરઠ ઉપરની ચઢાઈ વર્ણન નથી પણ સિદ્ધહૈમમા जयसिद्ध सौराष्ट्रम् એવુ વચન મળે છે (જુઓ ગુજરાતનુ પ્રધાન વ્યાકરણ નામનો લેખ, પુરાતત્ત્વ પુ ૪ પૃ ૬૭)

૩ જુઓ પ્ર ચિ પૃ ૧૭૧

વિશેષ નામ ન હોય એમ પણ નથી કહી શકાતું.'[1]

## સિદ્ધરાજે સોરઠ જીતીને ત્યાં સજ્જનને દંડાધિપતિ નીમ્યો

આ રીતે સોરઠ દેશ જીત્યા પછી એ કાયમ કબજે રાખવા માટે 'દંડાધિપતિ' (સૂબા) તરીકે સજ્જન મંત્રીને સોરઠનો કારભાર સિદ્ધરાજે સોંપ્યો એમ પ્ર. ચિં., પ્રભાવકચરિત વગેરે પ્રબંધો કહે છે.[2] સજ્જન મંત્રી વનરાજ ચાવડાના મંત્રી જાંબનો વંશજ હતો એમ પણ પ્રબંધો કહે છે, પરંતુ એવી દંતકથા વિ. સં. ના ચૌદમા શતકમાં પ્રચલિત હતી એથી વધારે અર્થ એમાંથી કાઢવાની જરૂર નથી.

આ સજ્જન મંત્રી સોરઠમાં રહ્યો તે દરમ્યાન એણે ગિરનાર પર્વત ઉપર શ્રીનેમિનાથના લાકડાના મંદિરને ઠેકાણે પથ્થરનું નવું મંદિર ઈ. સ. ૧૧૨૯ (વિ. સં. ૧૧૮૫)માં બંધાવ્યું એમ જે પ્રબંધો

---

૧ રાણકદેવી અને ખેંગારની કથા વિશે અહીં સ્વીકારેલા નિર્ણયના કારણોની વિશેષ ચર્ચા માટે જુઓ પ્ર. ચિં. પૃ. ૧૩૫. ઉપરનું પરિશિષ્ટ તથા ગૅઝે. પુ ૧/૧ પૃ. ૧૭૩. જૈ. સા. પૃ. ૪૩.

૨ પ્ર. ચિં. પૃ. ૧૩૪-૧૩૯. પ્ર. ચ. હે. સૂ. પ્ર. શ્લો. ૩૨૭ થી ૩૩૭. આ સજ્જન મંત્રીના જીર્ણોદ્ધાર સંબંધી વિ. સં. ૧૨૭૬ નો નાનો લેખ દક્ષિણના નાના દરવાજાની બાજુમાં છે અને એમાં સજ્જનના સલાહકાર સાધુનું નામ છે એમ બર્જેસ ગેઝેટિયરમાં નોંધ્યું છે (જુઓ પૃ. ૨૭૭), પણ આવા લેખની નોંધ પ્રા. જૈ. લે. સં. માં કે બીજા તત્સમ સાધનોમાં મળતી નથી. રિવાઇઝ્ડ લિસ્ટ ઑફ ધી ઍન્ટિક્વેરિયન રિમેઇન્સ ઇન ધી બૉમ્બે પ્રેસિડન્સીમાં ગિરનારના લેખોમાં એક લેખ (નં. ૨૭) છાપ્યો છે તેમાં સિદ્ધ ચક્રવર્તિ શ્રીજયસિંહદેવ . વિજય .તથા તીર્થંકર શ્રીનેમી-નાથપાદ વગેરે શબ્દો છે. એ ઉપરથી સિદ્ધરાજે સોરઠ જીત્યા પછી બંધાયેલા નવા મંદિરનો જ એ લેખ છે એમ જણાય છે. પણ એમાં તારીખ નથી.

કર્યું છે તેમાં શંકા કરવાનું કારણ નથી.[1]

સિદ્ધરાજે પોતાની રાજધાનીની આસપાસના પ્રદેશ ઉપર પહેલાં પોતાની સત્તા સ્થિર કરવામાં શરૂઆતનાં આઠ-દશ વર્ષ ગાળ્યાં પછી ૭-આઠ વર્ષ ચાલેલું સુદીર્ઘ પાકો બંદોબસ્ત કરી સોરઠ ઉપર ઈ સ ૧૧૧૧-૧૨ (વિ સં ૧૧૬૭-૮)માં ચડાઈ કરી અને ઈ સ ૧૧૧૪ (વિ સં ૧૧૭૦)માં એ મુલક કબજે કર્યો પછી એ નવા મુલકને વ્યવસ્થિત કરવાને તથા ત્યાં ગુર્જરાતીઓને વસાવવાને વધારે સમય માગે તેમાં પાછળનાં વર્ષ ગાળ્યાં હશે એમ મારું પ્ર. ચિ ના એક ટૂંકા વચનને આધારે કરેલું અનુમાન છે.[2]

### સિદ્ધરાજે કરેલી સોમનાથની યાત્રા

એ સમય દરમ્યાન કદાચ જાતે સોરઠની સ્થિતિ જોવાના હેતુથી મીનળદેવી સાથે સિદ્ધરાજે સોમનાથની યાત્રા કરી હોય એમ લાગે છે. સોરઠનાં સોમનાથાદિ તીર્થોની યાત્રાનો ઉલ્લેખ જુદે જુદે રૂપે અનેક

---

૧ આ રૈવતકોદ્ધારપ્રબંધ પ્ર ચિં અને ત વ ઉપરાંત રત્નગિરિસૂરિ જેમાં આ જીર્ણોદ્ધારની સાલ આપી છે (જુઓ પૃ ૭૨, ટિ ૨), રૈવતકલ્પ (જેમાં પણ સાલ સાથે રત્નગિરિસૂરિને અનુસરતા શબ્દ મળે છે) તથા જિનમંડનગણિના કુમારપાલપ્રબંધમાં મળે છે. ટૂં પ્ર. માં કર્ણે સજ્જનને નીમ્યો હતો એમ કહેલું છે તે એના કરતાં જૂના ઉપરના ચારે પ્રબંધોથી વિરુદ્ધ હોઈને અવિશ્વસનીય છે. નેમિનાથમંદિરના જીર્ણોદ્ધારમાં સજ્જને સોરઠની ત્રણ વર્ષની ઉપજ વાપરી હતી એમ પ્ર ચિં કહે છે. સિદ્ધરાજે પહેલાં તો સોરઠની ઉપજનો હિસાબ માગ્યો, પણ પછી સજ્જનની કુશળતાથી પૈસાને બદલે જીર્ણોદ્ધારનું પુણ્ય સ્વીકારીને સંતોષ માન્યો એમ જે પ્રબંધો કહે છે તેમાં જૈન ધર્મ અને જૈન મંત્રીની પ્રશંસાનો હેતુ સ્પષ્ટ છે (જુઓ પ્ર ચિં ૧૩, ટિ ૬૭)

૨ तथा श्रीसिद्धराजोऽपि हत्वा खंगारभूपतिम् ।
तज्जातीयनहुत्वेन शक्तो देशं न वासितुम् ॥ प्र च हे सू प्र श्लो ८०

પ્રબંધોમાં મળે છે[1] અને કુમારપાલના વખતના એક ઉત્કીર્ણ લેખમાં "પુત્ર માટે (સિદ્ધરાજ) ચાલીને શ્રીસોમનાથ ગયા" એવા શબ્દ છે,[2] અને દ્વયાશ્રયમાં એને મળતું કથન છે,[3] એટલે સોમનાથની સિદ્ધરાજે એક યાત્રા કરેલી એમાં સંદેહ નથી અને સોરઠમાં રાજા જાય ત્યારે પોતે જ તાબે કરેલા પ્રદેશને જુએ અને પોતે નીમેલા દંડનાયકે કરેલાં કામ તપાસે એ તદ્દન સ્વાભાવિક છે. એટલે સિદ્ધરાજે સજ્જનને બંધાવેલું નેમિનાથચૈત્ય જોયાનું પ્ર ચિ કહે છે એ ન માનવાનું કારણ નથી.

સિદ્ધરાજ પેઠે મીનલદેવીએ પણ સોમનાથની યાત્રા કરી હોવાનું પ્રબંધો કહે છે. સોમનાથના જાત્રાળુઓ પાસેથી ગુજરાતના રાજ તરફથી લેવાતો કર દૂર કરાવવા માટે જ કર્ણને મીનલદેવી પરણી હતી એમ પ્ર ચિ માં કહેલું છે[4] એ સાચું માનવું અને પછી કર્ણના જીવનકાળમાં એ કર દૂર કરાવવાનો પ્રસંગ મળ્યો નહિ અને સિદ્ધરાજના જીવનકાળમાં મળ્યો એવું માનવું એનાં કરતાં સિદ્ધરાજના સમયમાં મીનલદેવીએ કર ઓછો કરાવ્યા પછી મીનલદેવીના પૂર્વ જન્મવાળી કથા જોડાઈ એમ માનવું વધારે સ્વાભાવિક છે. સિદ્ધરાજે સોરઠ જીત્યા પછી મીનલદેવીએ સોરઠની યાત્રા કરી હશે એમ મારું ધારવું છે. સિદ્ધરાજ એ વખતે મીનલદેવી સાથે ગયો હશે કે પાછળથી એકલો ગયો

---

૧ પ્ર. ચિ. પૃ ૧૨૨–૧૨૩, પ્ર. ચ હે સૂ. પ્ર. શ્લો. ૩૧૦ થી ૩૫૩ તથા જિનમંડનગણિના કુમારપાલપ્રબંધમાં સિદ્ધરાજ જયસિંહના વૃત્તાન્તમાં અને જયસિંહસૂરિના કુ ચ (સ ૩, શ્લો ૧ થી ૬૨) માં એ જ વાત છે

૨ पुत्राय चरणप्र(चा)रविधिना श्रीसोमनाथ ययौ ।
કુમારપાલના સમયનો ચિતોડના કિલ્લામાંથી મળેલો લેખ (રાજપૂતાનેકા ઇતિહાસ ખ. ૧, પૃ. ૨૧૮ ટિ. ૩).

૩ જુઓ દ્વ્યાશ્રય સ ૧૫

૪ એ દંતકથા કર્ણના મીનલદેવી સાથે લગ્નપ્રસંગના વર્ણનમાં આપી છે, જુઓ પૃ. ૨૪૧.

એ તો એ નક્કી કહેવું મુશ્કેલ છે, કારણ કે પ્રબંધાના વર્ણન અસ્પષ્ટ છે

**મીનળદેવીએ કાઢી નખાવેલો સોમનાથના મુલકાવેરો**

મીનળદેવીના પૂર્વ જન્મના સ્મરણની તથા એ માટે જ તેને પરણ્યાની હકીકત કાઢી ઈએ તો કઈ રીતે સોમનાથનો કર મુકાવ્યો એનું પ્ર ચિ મા આપેલુ વર્ણન સ્વાભાવિક છે પ્ર ચિ કાર કહે છે કે[1] — શ્રીસોમનાથની યોગ્ય એવી કંચનની સુવર્ણમય પૂજાની સામગ્રી સાથે નઈ ને મીનળદેવીએ યાત્રા માટે પ્રયાણ કર્યું જ્યારે એ બાહુલોડ (ભોળાદ)[2] પહોંચી ત્યારે ત્યા આગળ રાજ્યના અધિકારી પંચકુલ તરફથી બહુ ત્રાસ દેતા તથા કર ન આપી શકવાથી આંખમા આંસુ સાથે પાછા ફરતા શિવભક્ત સાધુઓને જોઈને, જેના હૃદયરૂપ અરીસામા એઓને થતા ત્રાસનુ પ્રતિબિબ પડ્યુ છે તેવી મીનળદેવી જાતે જ પાછી ફરી ત્યા રાજાએ સિ રાજે ભગના મેળે પોતાની માતાનો રોષ પાછો વાળવાનુ કારણ પૂછ્યુ ત્યારે મીનળદેવીએ જવાબ આપ્યો કે જો આ કર લેવાનુ બંધ કરાવવામાં આવશે તો જ હુ સોમેશ્વરના દર્શન કરીશ તથા અન્ન લઈશ, નહિ તો નહિ આ સાભળીને રાજાએ પંચકુલને[3] બોલાવી એની હથેળી મા જળ નાખીને આપેલો લેખ રદ કરી નાખ્યો[4] અને માતાના શ્રેય માટે

---

1 જુઓ પ્ર ચિ પૃ ૧૨૧-૧૨૨

૨ આ બાહુલોદ—ભોળાદ વિષે પ્ર ચિ પૃ ૧૧૩ ટી ટિ ૧૦ તથા ઉપર પૃ ૨૪૯ ટિ ૪ જુઓ

૩ પંચકુલ શબ્દ પ્રબંધોમા, હર્ષચરિતમા તથા કેટલાક લેખોમા પણ આવે છે સ્વ ગો હી ઓઝા કહે છે કે હાલમા વપરાતો 'પંચોળી' શબ્દ પંચકુલ માથી નીકળ્યો છે એક બીજા સંશોધકે 'જકાતખાનાનો અધિકારી' એવો અર્થ કર્યો છે (જુઓ પ્ર ચિ પૃ ૩૩ ટિ ૫૦)

૪ જકાતની આવી સનદ (પટ્ટક) નુ વર્ણન કરેલુ છે અને તેના આકારનો ખ્યાલ અપાતો હશે એમ લાગે છે એ તથા દેશી-રાજ્યોમાં બાર ભાગીતી જતી આવતા લેખ રૂપે કરાર લખાતા હોવાનો સંબંધ છે એવો સ્વ. રામલાલ મોદીનો મત માલમ છે (માનસી ૧૯૩, પૃ ૨૧૭)

કર છોડી દેવાનું માના હાથમાં પાણી મેલ્યું પછી મીનલદેવીએ શ્રીસોમનાથ જઈ પોતે સાથે લીધેલી કીમતી ફલસામગ્રીથી ત્યાં દેવનું પૂજન કર્યું તથા તુલાપુરુષદાન ગજદાન વગેરે મહાદાન આપ્યાં ” પ્ર ચિં ના આ વર્ણનમાં કશું ન બનવા જોગ નથી

સિદ્ધરાજે સોરઠના તીર્થસ્થાનોની જે યાત્રા કરી તે મીનલદેવી સાથે કરી હોય કે એકલા, પણ પ્રભાવકચરિતમાં ગિરનારનું નવું બંધાયેલું મંદિર એ પ્રસંગે સિદ્ધરાજે જોયું એમ કહ્યું છે એ ઉપરથી સિદ્ધરાજે ઈ સ ૧૧૨૯–૩૦ (વિ સ. ૧૧૮૫–૮૬)માં યાત્રા કરી હશે એમ હું માનું છું.

## માળવા ઉપર ચઢાઈ

સિદ્ધરાજનું જે સૌથી મોટું પરાક્રમ ગણાય છે, જેને લીધે એને **અવંતીનાથ** બિરુદ મળ્યું તે માળવાના વિજયનું બીજ આ સોરઠની યાત્રા વખતે રોપાયું એમ પ્રબંધો કહે છે. માળવા સાથે ગુજરાતને વેર તો છેક મુંજ–મૂળરાજના સમયથી ચાલ્યું આવતું હતું એ આપણે જોયું છે હવે પ્રબંધો કહે છે કે સિદ્ધરાજ સોરઠની યાત્રામાં હતો ત્યારે લાગ જોતા માળવાના રાજાએ ગુજરાત પ્રદેશમાં ઉપદ્રવ કરવા માંડ્યો અને સાંતુ મંત્રીએ એના મનનું સમાધાન કરીને એને પાછો વાળ્યો[1] આ પ્રસંગના વર્ણનમાં પ્ર ચિં માં માળવાના રાજાનું નામ યશોવર્મા આપ્યું છે[2] એ ભૂલ છે, ખરી રીતે નરવર્મા જોઈએ, કારણ કે પ્ર ચિં કહે છે તેમ માળવાનું યુદ્ધ બાર વર્ષ તો નહિ પણ

---

૧ પ્ર ચિં કહે છે કે સિદ્ધરાજની સોમનાથની યાત્રાનું પુણ્ય સ્વીકારી માળવાનો રાજા પાછો ગયો એ વાતનું બેહૂદાપણું પ્ર ચ કારે પોતે જ સિદ્ધરાજને પોતાના કાર્યની યોગ્યતા દર્શાવતા સાંતુ મંત્રીને મોઢે જ ઉઘાડું બતાવ્યું છે અને એમ રાજા પાછો જાય એ સંભવિત નથી લાગતું તેથી રાસમાળાએ સાંતુ મંત્રીએ પૈસા આપી માળવાના રાજાને કાઢ્યો એમ કહ્યું છે. (આ. ૩ પૃ ૧૫૦)

૨ પ્ર ચિં. પૃ ૧૨૩.

૧૧૧૦) વચ્ચે થોડા વખત સુધી માળવામાં આવ્યું. પછી ઈ. સ. ૧૦૮૭ (વિ. સં. ૧૧૪૩) સુધી એના ભાઈ અને અનુયાયી ઉદયાદિત્યનું રાજ્ય ચાલ્યું પછી ઉદયાદિત્યના પુત્ર લક્ષ્મદેવનું રાજ્ય ઈ. સ. ૧૦૮૭ થી ૧૦૯૪ કે ૧૧૦૪ (વિ. સં. ૧૧૪૩ થી ૧૧૫૦ કે ૬૦) સુધી, પછી એના ભાઈ નરવર્માનું ઈ. સ. ૧૦૯૪ કે ૧૧૦૪ થી ૧૧૩૩ (વિ. સં. ૧૧૫૦ કે ૬૦ થી ૧૧૯૦) સુધી. અને ઈ. સ. ૧૧૩૩ (વિ. સં. ૧૧૯૦) એનો જ ભાઈ યશોવર્મા માળવાની ગાદી ઉપર બેઠો[1] આ કાલાનુક્રમ જોતાં માળવાના બે રાજાઓ નરવર્મા અને યશોવર્મા સિદ્ધરાજના સમકાલીન હતા એમાં સંદેહ રહેતો નથી અને સિદ્ધરાજ સોરઠમાં યાત્રાએ ગયો ત્યારે નરવર્માએ જ ગુજરાતમાં ઉપદ્રવ કર્યો હોવાનો સંભવ છે. ગમે તે રીતે પણ નરવર્મા ગુજરાતમાંથી પાછો ગયો અને પ્ર. ચિ. કહે છે તેમ સાન્તુ મંત્રીએ માળવાના રાજા સાથે કરેલું સમાધાન જયસિંહને ગમ્યું નહિ એટલે એણે માળવા ઉપર ચઢાઈ કરી આ ચઢાઈની શરૂઆત વખતે પણ માળવાની ગાદી ઉપર નરવર્મા જ હોવો જોઈએ કારણ કે ઉપર દર્શાવેલી ઉલ્લેખોની ગડબડનો એ જ સહેલો ખુલાસો છે તથા લડાઈ પ્ર. ચિ. કહે છે, તેમ બાર વર્ષ નહિ ચાલી હોય તોપણ ત્રણ વર્ષથી વધારે વખત સુધી તો ચાલી જ હશે[2]

---

1 માળવાના રાજાઓના આ વંશાનુક્રમ માટે જુઓ આ પુસ્તકનું પરિશિષ્ટ ૭

2 માળવાના રાજા નરવર્માના સમયના સંવતવાળા બે લેખ મળ્યા છે એક વિ. સં. ૧૧૬૧ નો નાગપુરમાંથી મળ્યો છે અને બીજો ૧૧૬૪ ના મધુકર-ગઢમાંથી મળ્યો છે (જુઓ ટ્રા. આર. ઓ. રિપો. ગ્રં. ૧, પૃ. ૨૨૬). વળી નરવર્માના પુત્ર અને અનુયાયી યશોવર્માએ વિ. સં. ૧૧૯૧ની કાર્તિક સુદ આઠમે નરવર્માના સાંવત્સરિક શ્રાદ્ધને દિવસે એક ગામ દાનમાં આપેલું છે (ઇ. એ. ગ્રં. ૧૯. પૃ. ૩૫૧) અને આવું દાન પ્રથમ સાંવત્સરિક શ્રાદ્ધને દિવસે આપ્યું હોવું જોઈએ એમ માનીને નરવર્માનો દેહ વિ. સં. ૧૧૯૦ના કાર્તિકમાં પડ્યો હશે એવું શ્રી વિશ્વેશ્વરનાથ રેઉનું તથા સ્વ. ગૌ. હી. ઓઝાનું અનુમાન છે તે બરાબર લાગે છે (જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ પ્ર. ભા. પૃ. ૧૪૯ તથા પ્રસ્થાન, પુ. ૮. અં. ૩. પૃ. ૧૫૧. ટિ. ૧૩).

પ્ર ચિ મા માળવાની ચઢાઈનુ વર્ણન નીચે પ્રમાણે કર્યું છે "પોતે પાટણમા હાજર નહોતો ત્યારે યશોવર્માએ (ખરી રીતે નરવર્માએ) ગુજરાતમા આવી જે રંજાડ કરેલી તેથી પોતાને ચડેલા ક્રોધના વેગમા જ સિદ્ધરાજે બધી તૈયારીઓ કરી ધારા ઉપર ચઢાઈ કરી ધારા આગળ બાર વરસ લડાઈ થઈ પણ સિદ્ધરાજનો જય ન થયો'[1] પ્ર. ચિ ના વર્ણનમા હેમચન્દ્ર નીચેની વિગતો ઉમેરી છે[2] "જયસિંહ લશ્કર લઈને રાજાઓને પોતાને તાબે કરતો કરતો આઠ આઠ ગાઉની રોજ મજલ કરતો માળવા તરફ ચાલ્યો રસ્તામા બીનો જયસિંહની સેના કરવા લાગ્યા પછી સિપ્રા નદીને કાંઠે પડાવી ત્યા આરામ નાખ્યા અને ધારાના નગરને તોડવાનો જયસિંહે ખૂબ પ્રયત્ન કર્યો માળવાના ભાગ નગરના રક્ષણ માટે કોટ ઉપર ચડીને લડવા લાગ્યા પછી યશોવર્મા રાજધાની દુર્ગમા ભરાયો જયસિંહે દુર્ગ તોડ્યો અને માળવાના રાજાને તથા એના સહાયકોને કેદ કર્યા[3]

## સિદ્ધરાજે માળવાના રસ્તામા આવેલા પચમહાલ પ્રદેશને પરેશા તાબે કર્યો

હેમચન્દ્રે આપેલી માળવા ઉપરની ચઢાઈ સબંધી ઉપરની વિગતો થોડી હોવા છતા કીમતી છે એ જમાનામા પગ રસ્તે ગાડાંમા સામાન ભરીને રોજ આઠ ગાઉનો રસ્તો કાપે એ નગણ છે વળી માળવા તરફ જતા વચ્ચે આવતો પ્રદેશ જયસિંહે પહેલા તાબે

1 પ્ર ચિ પૃ ૧૨૩

2 માલવદેશની યોગિની સાથે નગરચર્યા જોવા રાતમા છુપા વેશે ફરતા સિદ્ધરાજનો વાર્તાલાપ આપીને ઉતર 'હુ યશોવર્માને બાધીને કેદમા નાખવાનો છુ' (દ્વયાશ્રય સ. ૧૪, શ્લો ૧૨ થી ૧૮) એમ જયસિંહ પાસે કહેવરાવી એ પ્રસગને હેમચન્દ્રે માળવાની લડાઈના કારણ તરીકે રજૂ કર્યો છે પણ એમા કશો સાર નથી. એ કરતા પ્ર. ચિ ના આપેલુ કારણ સ્વાભાવિક દેખાય છે

3 દ્વયાશ્રય સ. ૧૪, શ્લો ૨૧ થી ૭૪

કરવા પડે એ સમજાય એવું છે. ગુજરાત અને માળવા વચ્ચે આવેલા પંચમહાલના પ્રદેશમાં આજની પેઠે એ વખતે પણ ભીલોની વસ્તી હતી આ જંગલી ભીલોને તાબે કરવામાં સિદ્ધરાજને ઠીક ઠીક મહેનત પડી હશે આ બર્બરના જયનો બનાવ ક્યારે બન્યો એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે. પણ 'બર્બરકજિષ્ણુ' બિરુદ ઉપર આધાર રાખવામાં આવે તો તો ઈ સ ૧૧૩૬–૧૧૩૭ (વિ સ ૧૧૯૨–૯૩) માં એ બનાવ બન્યો હશે એમ માનવું પડે કદાચ માળવા તરફ જતા વચમાં પંચમહાલ ઓળગતા ભીલો સાથે લડવું પડ્યું હોય અને એમાં મેળવેલા વિજયને ઉદ્દેશીને આશ્રિત પંડિતોએ 'બર્બરકજિષ્ણુ' બિરુદ આપ્યું હોય. માળવા ઉપરની ચડાઈમાં આ બર્બરકે ઉજ્જયિની પાસેની સિપ્રા નદી ઉપર પુલ બાંધી આપ્યો એમ વાગ્ભટે કહ્યું છે[1]

આમાં કાંઈક વખત પણ લાગ્યો હશે અને એક વખત ભીલો તાબે થયા પછી સિદ્ધરાજના લશ્કરમાં ભરતી થયા હશે એમ હેમચન્દ્રના ઉપરના કથનથી જણાય છે હેમચન્દ્રના ઉપલા વર્ણનને સિદ્ધરાજના સમયના વિ સં. ૧૧૯૬ના દોહદના ઉત્કીર્ણ લેખથી ટેકો મળે છે[2] એ લેખમાં લખ્યું છે કે "જયસિંહે સેનાપતિ કેશવને દધિપદ્ર (દોહદ) મંડલનો અધિકારી નીમ્યો હતો અને એ કેશવે ગોધ્રહક (ગોધરા)માં પોતાની માતાના કલ્યાણ માટે ગોગ્ગનારાયણની મૂર્તિ સ્થાપન કરી[3] અને એના નિમિત્તે ગોધ્રહકના

1 વાગ્ભટાલંકાર પરિ. ૪. શ્લો. ૧૫૨ (કા ઇ. પૃ. ૧૦૪) સ્વ. કેશવ હર્ષદ ધ્રુવે પણ આ ઉલ્લેખ તરફ મારું ધ્યાન ખેચ્યું હતું (જુઓ પૃ. ૨૯૦, ટિ. ૧.)

2 જુઓ ઇ. એ ગ્ર ૧૦, પૃ. ૧૫૯; ગુ ઐ. લે ૧૪૪.

3 શ્રી રત્નમણિરાવ આ ગોગ્ગનારાયણના મંદિરને સૂર્યમંદિર કહે છે (ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ પૃ ૯૦), પણ શા ઉપરથી? મૂળ લેખમાંથી બુલ્હરે નોંધ્યું છે તેમ બલ્લાલ નારાયણ અને રૂપનારાયણ જેવા નામ જેમ કોઈ પૂર્વજના નામ ઉપરથી પડ્યાં છે તેમ આ ગોગ્ગનારાયણ નામ

મુલક તાબે કરવામા તથા ધારાના ગઢ તોડવામાં સિદ્ધરાજને પાંચ-૭ વર્ષ લાગ્યા હોવાં જોઈએ

**સં ૧૧૯૨-૯૩માં માળવા જીત્યું અને એના રાજાને કેદ કર્યો**

કારણ કે સિદ્ધરાજે માળવાનો વિજય વિ. સ ૧૧૯૨ માગસર વદ ત્રીજ અને ૧૧૯૩ની વચ્ચે કર્યો છે એમ વિ સ. ૧૧૯૨ નુ યશોવર્માનુ દાનપત્ર મળ્યુ છે[1] અને વિ સ. ૧૧૯૩ના વૈશાખ વદ ૧૪ના ગાળા ( ધાંગધ્રા રાજ્ય )માથી સિદ્ધરાજનો જે લેખ મળ્યો છે[2] તેમા એને 'અવતીનાથ' બિરુદ લગાડેલુ છે એ બે હકીકત મેળવવાથી નિશ્ચય થાય છે માળવાના વિજયની તારીખ આથી પણુ વધારે ટૂકા ગાળામા મૂકી શકાય એમ છે, કારણુ કે વિ સ. ૧૧૯૨ (ઈ સ ૧૧૩૬ )ના જયષ્ઠમા લખાયેલ એક પુસ્તકની પ્રશસ્તિ જે ઉપર (પૃ૦ ૨૬૫) નોંધી છે તેમા 'અવન્તીનાથ' બિરુદ સિદ્ધરાજને લગાડ્યુ છે. મતલબ કે ૧૧૯૨ માગસર વદિ ત્રીજ અને એ જ સાલના જેઠ મહિના પહેલા સિદ્ધરાજે માળવાનો વિજય કર્યો છે[3]

ધારાનો દુર્ગ બાર વર્ષ સુધી ન તૂટ્યો ત્યારે જયસિંહે કેવી

---

૧ જુઓ ઇ. એ. અ. ૧૯, પૃ ૩૪૯

સ ૧૧૯૩ ના વૈશાખ વદિ ૧૪ પહેલા સિદ્ધરાજે માળવા જીત્યુ હતુ એમ ગાળાના લેખના આધારે લખ્યું છે હવે અમદાવાદની ગુજરાત સભા આગળ જુલાઈ ૧૯૩૩મા આપેલા-પ્રાચીન 'ગુજરાતના સાસ્કૃતિક ઇતિહાસની સાધનસામગ્રી' એ વ્યાખ્યાનમા મુનિશ્રી જિનવિજયજીએ કહ્યુ છે કે એક જૂના પુસ્તકની પુષ્પિકામા સિદ્ધરાજને સ ૧૧૯૨ ના જેઠ માસના 'અવતીનાથ' બિરુદ લગાડેલુ છે ( જુઓ પૃ. ૫૪ ) મે આ પુષ્પિકા જોઈ નથી પણ એ બરાબર હોય તો સ. ૧૧૯૨ ના જ માર્ગશીર્ષ અને જેઠ વચ્ચે સિદ્ધરાજે માળવા જીત્યુ એમ ઠરે

૨ જુઓ જ બા બ્રે રો એ સો. ગ્ર. ૨૫, પૃ ૩૨૪

૩ કદાચ ફાલ્ગુન પછી, કારણુ કે ફાલ્ગુનની પ્રશસ્તિમાં 'અવતીનાથ' બિરુદ નથી, પણુ આ પ્રશસ્તિઓમા બિરુદો બિલકુલ ન હોય કે ઓછા હોય એમ છે ખરુ

પ્રતિજ્ઞા લીધી, એના દક્ષિણ દરવાજા ઉપર હલ્લો કરવાથી જ કિલ્લો પડશે એવી બાતમી મુંજાલ મંત્રીએ કેવી રીતે મેળવી,[૧] પછી એ દરવાજા ઉપર વચ્ચે ભોટ ગણી યશપટહ નામના હાથી પાસે ધક્કા મરાવી એ દરવાજો કેવી રીતે તોડ્યો તથા એ કાર્યમાં હાથી કેમ મરી ગયો વગેરે બાબતનું રમૂજ વર્ણન પ્ર. ચિ માં તથા એને અનુસરી કુમારપાલચરિત કુમારપાલપ્રબંધ વગેરેમાં છે,[૨] પણ મને એનો મોટો ભાગ કલ્પનારૂપ લાગે છે

માળવાને જીત્યા પછી માળવાનું તથા એના રાજાનું સિદ્ધરાજે શું કર્યું ? એ પ્રશ્નના જવાબમાં પ્રબંધો તથા સિદ્ધરાજના સમયનો વિ સં ૧૧૯૬નો દોહદનો લેખ સ્પષ્ટ કહે છે કે માળવાના રાજા યશોવર્માને સિદ્ધરાજે કેદ કર્યો[૩] અને સોમેશ્વરના વચનને યથાર્થ

---

૧ મુંજાલ કર્ણના છેલ્લા વર્ષોમાં મહામાત્ય હતો (જુઓ પૃ ૨૮૮) એટલે ૧૧૯૨-૯૩માં જીવતો હોય તોપણ વૃદ્ધ હોય

૨ જુઓ પ્ર. ચિં પૃ ૧૨૪ તથા—

कृत्वा विग्रहमुग्रसैन्यनिवहैर्यो द्वादशाब्दप्रय
प्राग्द्वार विदलय्य पट्टकरिणा भक्त्वा च धारापुरीम् ।

જયસિંહસૂરિનું કુ ચ સ ૧ શ્લો ૪૧

कृत्वा विग्रहमुग्रमाग्रहवशाज्जग्राह धारां धरा
धीशो द्वादशवत्सरर्येतुतर विभ्रच्चिरं मत्सरम् ॥

ચારિત્રસુંદરગણિનો કુ ચ સ. ૧, વ ૨, શ્લો. ૭૫.

૩ જુઓ દ્વયાશ્રય સ. ૧૪, શ્લો. ૭૨-૭૩ તથા—

यदीय कारागृहमाप्य धारापतिर्यशोवर्मनृप सिषेवे ।

સુ સ સ. ૨, શ્લો. ૩૪

मालवस्वामिन प्रौढलक्ष्मीपरिवृढ स्वयम् ।
समित्य परमारो य परमारानमारयत् ॥
क्षिप्त्वा धारापतिं राजशुकवत्काष्ठपञ्जरे ।

કી કૌ. સ ૨, શ્લો. ૩૦-૩૧.

માનીએ તો એકલા રાજાને જ નહિ પણ એની રાણીઓનેયે કેદ કરી હોવી જોઈએ.[3] એ ગમે તેમ હો પણ યશોવર્માને કેદ કર્યાની વાત ચોક્કસ છે. પછી એને સિદ્ધરાજ પાટણ લઈ ગયો. અને એને પોતાની પછવાડે હાથી ઉપર બેસાડીને પોતે પાટણમાં પ્રવેશ કર્યો તથા પાટણના સહસ્રલિંગ સરોવર વગેરે ધર્મસ્થાનો બતાવી એનો અભિપ્રાય પૂછ્યો એવું વર્ણન પ્ર. ચિં. (પૃ. ૧૨૬–૧૨૯)માં કરેલું છે[1] એ જોતાં સિદ્ધરાજે યશોવર્માને પાછળથી છૂટો કર્યો હશે તથા માનથી રાખ્યો હશે એમ લાગે છે.[2] પણ પછી યશોવર્માનું શું થયું? એનો

---

श्रीजयसिंहदेवोरित भूपो गूर्जरमंडले ।
येन कारागृहे क्षिप्तौ सुराष्ट्रमालवेश्वरौ ॥
વિ. સં. ૧૧૯૬નો દોહદનો લેખ; ઈ. એ ગ્રં. ૧૦, પૃ. ૧૫૯;
ગુ. ઐ. લે. નં. ૧૪૮, ક.

૩ नीत स्फीतबलोपि मालवपति कारां च दारान्वित ॥
સુરથોત્સવ સ. ૧૫. શ્લો. ૨૨.

૧ પ્ર. ચિં. ના ઉપલા કથનોથી જુદી જાતનાં કથન જયસિંહસૂરિના કુ. ચ. માં તથા જિનમંડનગણિના કુમારપાલપ્રબંધમાં મળે છે. એ બેય લેખકો કહે છે કે "માળવા સાથેના યુદ્ધમાં બાર વર્ષ સુધી પોતાની તલવાર નાગી હતી માટે ત્યાંના રાજા નરવર્મા (યશોવર્મા જોઇએ)ની ચામડીનું એ તલવારને મ્યાન બનાવીશ" એવી પ્રતિજ્ઞા સિદ્ધરાજે કરેલી અને માળવાના રાજાને કેદ કર્યા પછી એના પગના ચામડાનું મ્યાન પોતાની તલવાર ઉપર મઢાવી પ્રતિજ્ઞા પૂરી કરી એમ જયસિંહસૂરિ કહે છે (કુ. ચ. સ. ૧. શ્લો. ૮૧), અને જિનમંડનગણિ, મંત્રીઓએ રાજાને મારવાનો નિષેધ છે એવું સિદ્ધરાજને સમજાવ્યું એટલે એણે ઉપર પ્રમાણે કર્યું, એમ ઉમેરે છે. પણ પ્ર. ચિં. ના સ્પષ્ટ કથનથી વિરુદ્ધ હોઇને તથા એ વાતને બીજા કોઇનો ટેકો ન હોવાથી આ પ્રતિજ્ઞાની વાત માનવા જેવી સ્વ. ગૌ. હી. ઓઝા પેઠે (જુઓ પ્રસ્થાન, પુ. ૮, અ. ૩, પૃ. ૧૫૩) મને પણ નથી લાગતી.

૨ ચારિત્રસુંદરગણિ તો સિદ્ધરાજે પોતાને નમી પડેલા માળવાના રાજાને એનું રાજ્ય પાછું આપ્યું એમ કહે છે, જુઓ —

## સિદ્ધરાજે મહાદેવને અવંતીમંડલ (માળવા)નો દંડાધિપ બનાવ્યો.

ઉજ્જૈનમાંથી વિ સં. ૧૧૯૫નો સિદ્ધરાજના સમયનો લેખ મળ્યો છે અને એ ઉપરથી એ પ્રદેશ જેને એ લેખમાં અવન્તીમંડલ કહેલ છે તેની હકૂમત સિદ્ધરાજે પોતાના નાગર મહામાત્ય દાદાકના પુત્ર મહાદેવને સોંપી હતી એમ ચોક્કસ જણાય છે[1] અને વાંસવાડા રાજ્યના તલવાડા ગામમાં ગણપતિની મૂર્તિ નીચેથી એક ત્રુટિત સાલ વગરનો સિદ્ધરાજનો લેખ મળ્યો છે[2] તે વાંસવાડા ઉપર સિદ્ધરાજની હકૂમત સૂચવે છે અને કુમારપાલનો લેખ ચિતોડમાંથી મળ્યો છે જેની નોંધ કુમારપાલના પ્રસંગમાં આવશે ટૂંકમાં ઉત્કીર્ણ લેખોના સજ્જડ પુરાવાઓથી સિદ્ધરાજે યશોવર્માને હરાવી મેળવેલો માળવા ચિતોડ ડુંગરપુર અને વાંસવાડાનો મુલક છેક ભીમદેવ બીજા સુધી તો સોલંકીઓના હાથમાં રહ્યો છે એમ નિશ્ચય થાય છે[3] સિદ્ધરાજે માળવાના

૧ સિદ્ધરાજના આ લેખના શબ્દ નીચે પ્રમાણે છે —

सं ११९५ ज्येष्ठ व. १४ गुरावद्येह श्रीमदणहिलपाटकावस्थितमहाराजाधिराज परमेश्वर त्रिभुवनगण्ड सिद्धचक्रवर्ती अवन्तीनाथ बर्बरकजिष्णु श्रीजयसिंहदेवविजयराज्ये, अस्यैव परमस्वामिन प्रसादात् श्रीमदणहिलपाटकस्य श्रीकरणादिव्यापारान्महत्तमश्रीदादाके परिपन्थयति, प्रतापार्जितमालवराजश्रीयशोवर्मनामानं राजानं च जित्वा श्रीमदवन्तीमडले तन्निरूपितनागरकुलान्वये दउश्रीदादाकसंप्रसूतश्रीमहादेवे मालवव्यापारं कुर्वति ।

પુરાતત્ત્વ પુ ૪ અ. ૧-૨માં શ્રી. દિસકળકરે અન્યત્ર અપ્રકાશિત આ લેખ છપાવ્યો છે, ગુ ઐ લે. ૧૪૮ અ

૨ જુઓ પ્રસ્થાન, પૃ. ૯. અ. ૩, પૃ. ૧૭૬.

૩ અજયપાલનો વિ. સં. ૧૨૨૯નો ઉદયપુર (ગ્વાલિયર)માંથી લેખ મળ્યો છે એ જોતા ત્યાંસુધી માળવા વગેરે બધા પ્રદેશો ઉપર ગુજરાતની સત્તા હતી એમ જણાય છે. પણ પછી માળવાના પરમાર રાજાઓના લેખ જોતા ભીમદેવ બીજાના વખતમાં માળવા સ્વતંત્ર થયું હોય અને મેવાડ ગુજ-

રાજાઓને પણ સિદ્ધરાજે ઉખેડી નાખ્યા" એટલું જ લખ્યું છે.[1] સમકાલીન વાગ્ભટાલંકાર (૪ શ્લો—૧૨૯)માં પણ આ પ્રકારનો ઉલ્લેખ મળે છે અને પ્રબન્ધકારોમાંથી ફક્ત સોમેશ્વર જ "સિંધુદેશના ધણીને સિદ્ધરાજે બાંધ્યો હતો"[2] એમ મોઘમ લખે છે. સિદ્ધરાજ સંબંધી આધુનિક ઐતિહાસિક લેખકોમાં કેટલાક જેવા કે મૌ. શ્રી ઓઝા પણ આ ઉલ્લેખો ઉતાર્યા ઉપરાંત વધુ કાંઈ કરતા નથી.[3] પણ જે સિન્ધુરાજ વિશે વિ. સં. ૧૨૧૮ના કિરાડુના ઉત્કીર્ણ લેખમાં[4] સિદ્ધરાજની કૃપાથી સોમેશ્વરે સિન્ધુરાજપુરનું રાજ્ય પાછું મેળવ્યું એમ લખ્યું છે તે જ આ સિન્ધુરાજપુરના રાજાને 'સિન્ધુરાજ' કહ્યો હોવો જોઈએ.

આ સિન્ધુરાજ તે વસ્તુપાલ સામે યુદ્ધ કરનાર લાટના માંડલેશ્વર ચૌહાણ વંશનો શંખનો પિતા હોવો જોઈએ એવો તર્ક મુનિશ્રી જિનવિજયજીની સૂચનાથી રા. રસિકલાલ પરીખે નોંધ્યો છે,[5] પણ ઈ. સ. ૧૨૨૪-૩૦ (સં. ૧૨૮૦-૮૫)ના અરસામાં વસ્તુપાલ સામે લડનાર શંખનો પિતા મોડામાં મોડો ઈ. સ. ૧૧૩૪-૪૦ (વિ. સં.

---

૧ ઉપર વારંવાર ઉલ્લેખેલા વિ. સં. ૧૧૯૬ના દોહદના લેખમાં લખ્યું છે કે

अन्येप्युत्पादिता येन सिन्धुराजादयो नृपा ।
आज्ञा शिरसि शेषेव वाहिता उत्तरे नृपाः ॥ ઇં. ઍ. પુ. ૧૦. પૃ. ૧૫૯.

૨ अमल्यहरिसैन्येन प्रक्षिप्ताब्धिकभूभृत ।
बद्धः सिंधुपतिर्येन वैदेहीदयितेन वा ॥ કી. કૌ. સ. ૨, શ્લો. ૨૯.
बद्ध सिंधुवसुधापतिरतिप्रौढप्रतापो पि सन् ।
સુરથોત્સવ સ. ૧૫, શ્લો. ૨૭.

૩ જુઓ પ્રસ્થાન. પુ. ૮, અં. ૪, પૃ. ૨૨૬.
મુ. ગે. ના લેખકે પણ આ સિંધુરાજને ઉખેડવાના દોહદના લેખના તથા કી. કૌ. ના કથનનો કશો ખુલાસો કર્યો નથી. જુઓ મું. ગે. પૃ. ૧૭૯.

૪ ગુ. ઐ. લે. નં. ૧૪૯, ખ

૫ પ્ર. ૭. પૃ. ૧૮૦.

૧૧૯૦–૯૬ )ના અરસામાં લગભગ નેવું વર્ષ પહેલાં વિદ્યમાન હોવાનો સંભવ મને નથી લાગતો

### ઉત્તરના રાજાઓ

દોહદના ઉત્કીર્ણ લેખમાં ઉત્તરના રાજાઓ જયસિંહની આજ્ઞાઓ શિરોધાર્ય ગણતા હતા એમ લખ્યું છે[1] આ ઉત્તરના રાજાઓ તે કોણ? નડૂલના ચોહાણ રાજાઓએ તો ગુજરાતના મોડકી રાજાઓનું સામંતપદ વારંવાર સ્વીકાર્યું હતું એ આપણે જોયું છે અને માળવાની ચડાઈ વખતે નડૂલનો આશારાજ (જે વિ. સં. ૧૧૬૭ થી ૧૨૦૦ પોતાને બાલીના લેખમાં જયસિંહનો પાદપદ્મોપજીવી કહે છે તે) સાથે હતો એ પણ ઉપર નોંધ્યું છે એ જોતાં અજમેરનો ચોહાણ રાજા વિવક્ષિત હોય એવો સંભવ છે સિદ્ધરાજના વખતમાં અજમેર વસાવનાર અજયદેવનો પુત્ર જેને સંસ્કૃત પ્રબંધકારો આનલ્લદેવ કે આનાક કહે છે અને જેનું લોકપ્રસિદ્ધ નામ આના હતું તે એ પ્રદેશનો રાજા હતો[2]

### અજમેરના ચોહાણ આનાકને નમાવ્યો

અને મેરુતુંગ તથા સોમેશ્વર દેવના લેખને સ્પષ્ટ કરતા ઉમેરે છે કે સાંભરનો રાજા અર્ણોરાજ (કે આનાક) સિદ્ધરાજને નમી ગયો અને તેથી સિદ્ધરાજે એને પોતાની પુત્રી પરણાવી.[3] પોતાના

---

૧ એજન ટિ. ૨.

૨ આ આનલ્લદેવ વિ. સં. ૧૨૦૭ થી ૧૨૧૦ ની વચ્ચે એના જ્યેષ્ઠ પુત્ર જગદ્દેવને હાથે માર્યો ગયો. જુઓ પ્રસ્થાન પુ. ૮, અં. ૪, પૃ. ૨૨૮ ટિ. ૧

૩ જુઓ પ્ર. ચિં. પૃ. ૧૬૧, શ્લો. ૫૨ તથા—

अमरण मन कुर्वन्विपक्षोर्वीभृदुन्नती ।
अगस्त्य इव यस्तूर्णमर्णोराजमशोषयत् ॥
दुहिता दुहिता तेनमर्णोराजस्य विष्णुना ।
दत्तानेन पुनस्तस्मै मेदोभृद्रुमयोरणम् ॥

પિતા કર્ણની સામે એનો પૂર્વજ દુર્લભ કે દુ શલ લડેલો એ યાદ કરીને કે માત્ર ચક્રવર્તિપદ મેળવવા માટે સિદ્ધરાજ અજમેરના ચોહાણ રાજા અર્ણોરાજ ઉપર ચડી ગયેલો કે કેવી રીતે લડાઈ થઈ એની વિગતો કોઈએ નથી આપી, પણ ઉપર કહ્યુ તેમ ચોહાણરાજ નમી ગયો તેથી સિદ્ધરાજે એને દીકરી આપી એમ ગુજરાતના પ્રબધ કહે છે સિદ્ધરાજે દીકરી કાચનદેવી આનાકને આપ્યાની વાત તો ચોહાણ રાજાના આશ્રિત કવિના લખેલા પૃથ્વીરાજવિજયમા પણ છે આ કાંચનદેવીના પુત્ર સોમેશ્વરને સિદ્ધરાજે પાટણમા પોતાની પાસે રાખીને ઉછેર્યો હતો એમ પણ એ જ ગ્રથની ટીકામાં કહ્યુ છે.[૧] વળી સાભરના એક કૂવામાંથી સિદ્ધરાજનો ઉત્કીર્ણ લેખ મળી આવ્યો છે એટલે સિદ્ધરાજે આનાકને નમાવેલો એમાં સદેહનુ કારણ નથી.[૨] પણ બધુ જોતાં આ વિષયમા સિદ્ધરાજે વિજય મેળવ્યો એમ કહેવા કરતાં મૈત્રી સબધ બાધી સતોષ માન્યો એમ કહેવું વધારે યોગ્ય છે. સિદ્ધરાજે શાકંભરીવિજયનુ સૂચક બિરુદ ધારણ નથી કર્યું અને બીજી તરફથી સં. ૧૧૯૮માં શ્રી અર્ણોરાજ 'સમસ્તરાજાવલી સમલકૃત પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર' જેવા સપૂર્ણ સ્વાતંત્ર્યસૂચક બિરુદ ધારણ

---

द्विषा शीर्षाणि लूनानि दृष्ट्वा तत्पादयो पुरः ।
चक्रे शाकभरीशोपि शंकितः प्रणतः शिरः ॥

શ્રી. કૌ. સ. ૨, શ્લો. ૨૭થી ૨૯.

दत्तः सोपि सपादलक्षनृपतिः पादानतिं शिक्षित ।

સુરથોત્સવ સ. ૧૫, શ્લો. ૨૨.

૧ गूर्जरेन्द्रो जयसिंहस्तस्मै यां दत्तवान्सा काचनदेवी रात्रौ च दिने च सोमं सोमेश्वरसज्ञमजनयत् । પૃથ્વીરાજવિજય સ ૬, શ્લો ૩૪ ઉપરની ટીકા (શ્લોક પોતે ત્રુટિત છે) તથા मातामहस्तं स्वपुर निनाय ॥ એજન શ્લો. ૩૫ અને પછીના કેટલાક શ્લોક પણ એ જ પ્રસગને લગતા છે.

૨ જુઓ ઇ. એ. ૧૯૨૯ ડિસેમ્બર, પૃ. ૨૩૪.

કરતો હતો એમ એ વર્ષના આષાઢ સુદિ ૨ ગુરુવારે લખાયેલ એક ગ્રન્થ પ્રશસ્તિથી દેખાય છે[1] (૮૯)

## સિદ્ધરાજનું પરમર્દી-મર્દન

તલવાડાના ઉત્કીર્ણ લેખમાં જયસિંહને પરમર્દીનું મર્દન કરનાર કહ્યો છે હવે આ પરમર્દી તે મહોબક (બુંદેલખંડ) નો પરમર્દી દેવ ઈ સ. ૧૧૬ ૬ થી ૧૨૦૭ (વિ સ ૧૨૨૩ થી ૧૨૬૩) જે પૃથ્વીરાજ ચોહાણ સાથે લડીને હાર્યો હતો તે નહિ, કારણ કે સિદ્ધરાજનો સમકાલીન નહોતો પણ કલ્યાણ (દક્ષિણમાં) નો ચાલુક્યરાજ ઈ સ. ૧૦૭૭ થી ૧૧૨૬ (વિ. સ ૧૧૩૨ થી ૧૧૮૩) વિક્રમાદિત્ય છઠ્ઠો જેનું બીજું નામ પરમર્દી હતું તે હોવો જોઈએ, કારણ કે એના સેનાપતિ આમે ગુર્જર ઉપર ચઢાઈ કર્યાનો ઉલ્લેખ મળે છે એમ સ્વ. ગૌ હી. ઓઝા કહે છે[2] અને જિનમંડનના "જે તલવારથી જયસિંહે હિમાલયથી આવેલી યોગિનીઓને ચમત્કાર બતાવ્યો તે તલવાર કલ્યાણ-કટકના રાજા પરમાર્દિને ત્યાંથી ભેટ આવેલી હતી ' એ પ્રમાણેના કથનને પોતાના અનુમાનના ટેકામાં આગળ ધરે છે[3] આ ટેકામાં તો કશો માલ નથી, પણ તલવાડાના લેખમાં સત્યાંશ માનીએ તો આ વિજય વિક્રમાદિત્ય છઠ્ઠાના કર્તા એના પૌત્ર જગદેકમલ્લ બીજા ઈ સ ૧૧૩૮ થી ૧૧૫૦ (વિ સ ૧૧૯૪ થી ૧૨૦૬) ના કોઈ પ્રદેશના કોઈ સામંત ઉપર મેળવેલો વિજય હોવાનો વધારે સંભવ છે

## સિદ્ધરાજ અને મદનવર્મા

આ ઉપરાંત ચતુર્વિંશતિપ્રબંધમાં મહોબક ઉપરની જયસિંહની ચઢાઈની બહુ રોચક કથા આપેલી છે,[1] જેનો સાર એવો છે કે "એક

1 જૈન પુ. પ્ર. સ પૃ ૧૦૮

૨ જુઓ પ્રસ્થાન પુ ૮, અ ૪, પૃ ૨૩૧ તથા સ્વ. ગૌ હી. ઓઝાનો જ સોલંકીઓનો પ્રાચીન ઇતિહાસ ભા ૧, પૃ ૧૧૭

૩ ગૌ હ તથા જિનમંડનનો કુ પ્ર. પૃ ૭.

વખત સિદ્ધરાજની સભામાં આવેલા કોઈ પરદેશીએ વખાણ કરેલાં મદનવર્માની સભા સાથે સિદ્ધરાજની સભાને સરખાવી અને કે મદનવર્મા કોણ છે એમ સિદ્ધરાજે પૂછતાં પૂર્વદિશામાં આવેલા મહોબક-નગરનો એ મદનવર્મા રાજા છે અને એ બહુ દાની ભોગી અને ધર્મશીલ છે એ રીતે એનાં બહુ વખાણ કર્યાં. સિદ્ધરાજે આ પરદેશીના કથનની યથાર્થતાની પોતાના મંત્રી મારફત તપાસ કરાવી અને મહોબકની અદ્ભુત સમૃદ્ધિ, ત્યાંના લોકોની તથા રાજાની અસાધારણ વિલાસપ્રિયતા અને એઓના વૈભવ એ બધાંનું વર્ણન સાંભળીને ચકિત થયેલા સિદ્ધરાજે સેનાસહિત મહોબક ઉપર પ્રયાણ કર્યું. મહોબકથી આઠ કોશ દૂર સિદ્ધરાજના લશ્કરે ડેરા નાખ્યાના ખબર જ્યારે મહોબક પહોંચ્યા ત્યારે ત્યાંનો રાજા એક હજાર સ્ત્રીઓ સાથે એક રમણીય બાગમાં મોજ કરતો હતો. એને સિદ્ધરાજ ચડી આવ્યાના ખબર મંત્રીઓએ આપ્યા એટલે એણે હસીને કહ્યું કે “એ તો પેલો જ સિદ્ધરાજને કે જે બાર વર્ષ સુધી ધારાનગરી પાસે પડી રહ્યો હતો? એ કબાડી રાજાને કહી દો કે જો તમારે અમારાં નગર કે ભૂમિની જરૂર હોય તો તો લડવું પડશે, પણ જો ધનનો લોભ હોય તો એ માગે તેટલું ધન આપી દેવું” આ સંદેશો સિદ્ધરાજને મળતાં એને બહુ આશ્ચર્ય થયું અને એણે ૯૬ કરોડ સુવર્ણમુદ્રા માગી જે એને ભરી દેવામાં આવી. પછી સિદ્ધરાજે મદનવર્માને મળવાની મંત્રીઓ મારફત માગણી કરી જે ખુશીથી સ્વીકારી. મદનવર્માએ પોતાનો અદ્ભુત ભોગવિલાસ દેખાડીને સિદ્ધરાજને ચકિત કરી દીધો” વગેરે

આ વર્ણન અતિશયોક્તિથી ભરપૂર દંતકથા જ છે. પણ મદનવર્મા ઈ. સ. ૧૧૨૯ થી ૧૧૫૬ (વિ. સ. ૧૧૮૫ થી ૧૨૧૨) માં મોટો સમૃદ્ધિશાળી તથા વિલાસપ્રિય રાજા હતો એટલું સાચું. હવે સિદ્ધરાજને

---

૧ જુઓ ચ. પ્ર. માં ૨૧ મો મદનવર્મપ્રબંધ, જિનમંડનગણિના કુમારપાલ-પ્રબંધ (પૃ. ૮) માં ચ. પ્ર. ના વર્ણનને મળતું વર્ણન કરી એમાંથી જ ઉતારેલું આ પ્રસંગનું વર્ણન છે

નથી અને અસંભવદોષ ઉપરાંત છે. એવું જ મરુ, માળવા અને સિંધ સાથે મગધ કાશ્મીર અને કીર દેશોને સિદ્ધરાજે જીત્યા હોવાનું ચારિત્રસુંદરગણિનું કથન અનૈતિહાસિક અજ્ઞાન અને અસંભવદોષવાળી અતિશયોક્તિથી ભરેલું છે.[1]

## સિદ્ધરાજનાં લોકોપયોગી કાર્ય

સિદ્ધરાજે કેવળ લડાઈઓમાં જ આખી જિંદગી ગાળી છે એવું નથી, એણે અનેક લોકોપયોગી પુણ્યકાર્ય પણ કર્યા છે. ગુજરાતની સીમા વધતી જતા એની સમૃદ્ધિ જેમ જેમ વધતી ગઈ તેમ તેમ એનો ધર્મસ્થાન ઊભા કરવામાં ઉપયોગ પણ થતો ગયો. સિદ્ધરાજે બંધાવેલા ધર્મસ્થાનોમાં સૌથી વધારે પ્રખ્યાત સહસ્રલિંગ સરોવર હતું, એમ અનેક પ્રબંધોમાં એનો અભિમાનપૂર્વક ઉલ્લેખ છે તેનાથી નક્કી થાય છે. હેમચંદ્ર કહે છે કે સિદ્ધરાજે મહાસરોવર કરાવ્યું તથા એને કાંઠે એક હજાર ને આઠ શિવમંદિર કરાવ્યાં અને ૧૦૮ દેવીમંદિર કરાવ્યાં તથા વિષ્ણુનું દશાવતારનું મંદિર બંધાવ્યું.[2] સોમેશ્વર વગેરે કવિઓ આ સરોવરની બહુ પ્રશંસા કરે છે અને એને માનસ સરોવર સાથે સરખાવે છે. એના કાંઠે આવેલાં મંદિરોથી એના દીવાઓના સરોવરમાં પડેલાં પ્રતિબિંબોથી તથા કાંઠા ઉપર જ જયસિંહે ઊભા કરેલા કીર્તિસ્તંભોથી એની શોભા અદ્ભુત લાગતી હતી.[3]

## સહસ્રલિંગ સરોવર

પણ આ સહસ્રલિંગ સરોવર તદ્દન નવું બંધાવ્યું હોય એમ

---

૧ कर्णाटलाटमगधाङ्गकलिङ्गवङ्गकाश्मीरकीरमरुमालवसिन्धुमुख्यान् ।
देशान्विजित्य तरणिप्रमितं स वर्षं सिद्धाधिपो निजपुरं पुनराससाद ॥

કુ. ચ. સ. ૧. વ. ૨. શ્લો. ૩૮.

બીજા પ્રબંધો માળવા જીતવામાં જ બાર વર્ષ લાગ્યાં હતાં એમ કહે છે.

૨ દ્વ્યાશ્રય સ. ૧૫, શ્લો. ૧૧૪, ૧૧૭, ૧૧૮, ૧૧૯.

३ न मानसे माद्यति मानसं मे पम्पा न संपादयति प्रमोदम् ।
अच्छोदमच्छोदकमप्यसारं सरोवरे राजति सिद्धभर्तुः ॥

દુર્લભરાજે કરાવ્યું હતું તેમાં પાણી કેમ ભરાય એનો વિચાર થવા લાગ્યો " એ જોતાં તથા પ્રભાવકચરિતમાં કવિ શ્રીપાલે દુર્લભ સરોવરની પ્રશસ્તિ રચી હોવાનું કહ્યું છે[1] અને પ્ર. ચિં. માં એણે જ સહસ્રલિંગ સરોવરની પ્રશસ્તિ રચી હોવાનું કહ્યું છે, અને દુર્લભરાજના સમયમાં તો શ્રીપાલ જન્મ્યો જ હોવાનો સંભવ નથી, એ બધું જોતાં સિદ્ધરાજે જૂના પાણી વગરના "દુર્લભ સરોવર"નો વિશાળ પાયા ઉપર જીર્ણોદ્ધાર કરીને તથા સરસ્વતીનું વહેણ તેમાં વાળી તથા તેના કાંઠા ઉપર સહસ્ર શિવલિંગો સ્થાપી જૂના પાણી વગરના સામાન્ય સરોવરને પાણીથી ભરેલું તથા ઘણું ભવ્ય બનાવ્યું હોય એમ લાગે છે

આ સરોવર ક્યારે બંધાયું એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે, પણ માળવા ઉપરની ચડાઈ કર્યાં પહેલાં સરોવરનું કામ શરૂ કરેલું અને માળવામાં સિદ્ધરાજ હતો ત્યાં એમાં પાણી ભરાઈ ગયું એમ પ્ર. ચિં. માં વર્ણન છે એ જો સાચું હોય તો સં. ૧૧૯૦–૯૧ માં એ સરોવર બંધાયું હોવું જોઈએ અને આ સરોવરમાં સરસ્વતીનો પ્રવાહ નહેર મારફત વાળી લીધો હતો એમ સરસ્વતીપુરાણના વર્ણન ઉપરથી તથા સહસ્રલિંગની ત્રુટિત પ્રશસ્તિના શબ્દો ઉપરથી દેખાય છે[2] અને

---

૧ श्री दुर्लभसरोराजे तथा रुद्रमहालये ।
अनिर्वाच्यरसे काव्ये. प्रशस्तीरकरोदसौ ॥

પ્ર. ચ. હે. સૂ. પ્ર. શ્લો. ૨૭૫.

૨ જુઓ "મહારાજાધિરાજ" નામની 'ગુજરાતી" પત્રની ૫૨ મી ભેટના ત્રીજા ખંડના ત્રીજા પ્રકરણમાં સરસ્વતીપુરાણમાંથી રા. રા. કનૈયાલાલ ભાઈશંકર દવેએ કરેલા ઉતારા તથા સહસ્રલિંગપ્રશસ્તિનું નીચેનું વચન—

नन सा पूरयामास सर सिद्धेशकारितम् । श्लो. ८८

પ્રસ્થાન. પુ ૧૨, અં. ૫. પૃ. ૨૯૩, શ્લો ૮૮.

તથા સં. ૧૯૯૨ ના 'ગુજરાતી"ના દિવાળી અંકમાં સહસ્રલિંગ સરોવર વિષે સ્વ. ગ. ચુ. મોદીનો લેખ. હવે સરસ્વતીપુરાણ પણ છપાયું છે તેમજ સહસ્રલિંગ સરોવરના સ્થાને પાટણના ખોદકામ થઈને અવશેષો બહાર આવ્યા છે.

આવી દંતકથામાં ભિન્ન સત્યાંશ નથી એમ સિદ્ધ થાય છે

આ સરોવર વિશે પ્ર. ચિં માંથી ખાસ કાંઈ મળતું નથી, પણ એ સરોવરની પ્રશસ્તિ શ્રીપાલ કવિએ રચી હતી એમ લખ્યું છે (પૃ ૧૩૨) આ પ્રશસ્તિ નષ્ટ થઈ ગઈ છે એમ હમણાં સુધી મનાતું હતું, પણ થોડા વખત પહેલાં પાટણના એક નાનકડા શિવમન્દિરમાંથી મન્દિરની ભીંતમાં જડેલો જૂના લેખવાળો એક પથરો પુરાતત્ત્વસંશોધક સ્વ. રામલાલ ચુનીલાલ મોદીને મળી આવ્યો છે, અને એના ઉપરનો લેખ વાંચીને તથા એમાં સિદ્ધરાજે બંધાવેલા સરોવરનો ઉલ્લેખ છે એ ઉપરથી સહસ્રલિંગ સરોવરની પ્રશસ્તિનો આ એક ટુકડો છે એવું સ્વ. રા. ચુ. મોદીનું તથા શ્રી જિનવિજયજીનું અનુમાન છે[1]

### જસમા ઓડણની દંતકથાની અવિશ્વસનીયતા

આ સહસ્રલિંગ સરોવર ખોદાતું હતું ત્યારે એમાં કામ કરનાર જસમા નામની રૂપાળી ઓડણ બાઈ ઉપર સિદ્ધરાજને મોહ થયો, પણ જસમા સિદ્ધરાજને વશ ન થતાં 'તારા તળાવમાં પાણી ટકશે નહિ' એવો એ શાપ દઈને પેટમાં કટારી મારી મરી ગઈ એવી દંતકથા તથા એ કથા નિરૂપતો એક આધુનિક ગરબડો પ્રસિદ્ધ છે[2] પણ કોઈ લેખી પુરાવાનો આ દંતકથાને ટેકો નથી અને એને વિશ્વસનીય ગણવાનું પણ કારણ નથી

### બીજાં ધર્મસ્થાન

સહસ્રલિંગ સરોવર ઉપરાંત સિદ્ધરાજે સરસ્વતી નદીને કાંઠે રુદ્રમહાલય બંધાવ્યો હતો એમ હેમચન્દ્રે કહ્યું છે[3] અને એને પ્ર. ચિં

૧ જુઓ પ્રસ્થાન પુ ૧૨, અ ૫, પૃ ૨૮૩, એ અંકમાં એ લેખનો ફોટો પણ છપાયો છે

૨ શાસ્ત્રમાળા ભા ૩, પૃ ૧૫૦ થી આગળ

૩ દ્વયાશ્રય સ. ૧૫ શ્લો. ૧૫

ટેકો આપે છે[1] વળી સરસ્વતીને કાંઠે મહાવીરનું એક ચૈત્ય બંધાવ્યું હતું એમ પણ હેમચન્દ્રે કહ્યું છે.[2] આ જૈનચૈત્ય સિદ્ધરાજે પોતે બંધાવ્યું હોય કે એની વસ્તીમાંથી કોઈ જૈન ગૃહસ્થે બંધાવ્યું હોય. એ ગમે તેમ હોય પણ રુદ્રમહાલય તો મૂળરાજે બંધાવ્યો હતો,[3] એટલે સિદ્ધરાજે એનો જીર્ણોદ્ધાર કર્યો હોય એ જ સંભવિત છે વળી સહસ્રલિંગ સરોવરને કાંઠે સત્રશાળાઓ અને દાનશાળાઓ સિદ્ધરાજે બંધાવી[4] હતી એમ પણ હેમચંદ્રે જ લખ્યું છે. એ જ ગ્રન્થકર્તાએ યજ્ઞો કર્યા હતા એમ લખ્યું છે. આ યજ્ઞો તો રુદ્રયાગ જેવા યજ્ઞો હશે[5]

સિદ્ધરાજના નામ ઉપર આટલાં ધર્મસ્થાનોની નોંધ મળે છે, પણ એણે એ ઉપરાંત, ઉપરનાથી ઓછાં પ્રખ્યાત વાવ કૂવા તળાવ મંદિર વગેરે બંધાવ્યા હોવાનો સંભવ છે અને ધર્મસ્થાનો ઉપરાંત એણે શહેરો વસાવવા, કિલ્લા બંધાવવા વગેરે લૌકિક કે રાજકીય ઉપયોગનાં કાર્ય પણ અનેક કર્યાં હશે. જો કે [illegible] પાસે સિંહપુર (હાલનું સિહોર) વસાવ્યું એમ હેમચન્દ્રે તથા મેરુતુંગે કહ્યું છે[6] અને વઢવાણ વગેરેમાં કિલ્લા બંધાવ્યાનું પ્ર. ચિ. કારે નોંધ્યું છે[7] પણ ડભોઈ વટવાણ, સુમારી, ઝીંઝુવાડા, વીરપુર, ભાડલા, વાસિંગપુર, થાન વગેરે અનેક સ્થાનોએ સિદ્ધરાજે ગઢો અને કપડવંજ, સિહોર, વીરમગામ, ધોળકા વગેરે સ્થળોએ તળાવો બંધાવેલાં કહેવાય છે "સિદ્ધરાજે

---

૧ પ્ર ચિ. પૃ ૧૩૦.

૨ દ્વયાશ્રય સ ૧૫, શ્લો ૧૬; કુમારપાલપ્રતિબોધમાં સિદ્ધપુરમાં સિદ્ધપુરવિહાર અને પાટણમાં રાજવિહાર બંધાવ્યાનું કહ્યું છે.

૩ જુઓ પ્રકરણ ૭ પૃ ૧૭૫

૪ દ્વયાશ્રય સ. ૧૫, શ્લો. ૧૧૫

૫ એજ સ. ૧૫, શ્લો. ૧૦૫-૦૭ તથા સરસ્વતીપુરાણ (જુઓ. બુદ્ધિપ્રકાશ વર્ષ ૮૬, અ. ૧, પૃ ૯૮ ઉપર શ્રી. કનૈયાલાલ દવેનો લેખ).

૬ દ્વયાશ્રય સ. ૧૫, શ્લો. ૯૭ તથા પ્ર. ચિ પૃ. ૧૫૨.

૭ પ્ર. ચિ. પૃ. ૧૩૮.

જેટલા મોટા મંદિર અને મોટા સરોવર બંધાવ્યા તેટલા પૃથ્વીમાં કોણ કરશે?' એમ પ્રબંધચિંતામણિમાં કહ્યું છે[1] અને ગુજરાતમાં જે પ્રાચીન સ્થાનના કર્તાનો પત્તો ન મળે તેનું કર્તાપણું લોકો સિદ્ધરાજને માથે આરોપે છે

### સિદ્ધરાજના સમયમાં વિદ્યાને ઉત્તેજન

ગુજરાતમાં કળાનો વિકાસ તો ભીમદેવના વખતથી જ શરૂ થયેલો અને એને સિદ્ધરાજે વધુ પોષણ આપ્યું પણ કળા કરતાં યે વિદ્યાને એણે વધારે ઉત્તેજન આપ્યું છે સિદ્ધરાજના દરબારના બ્રાહ્મણ પંડિતોએ ગ્રન્થો લખ્યા હોવા જોઈએ પણ એ કાંઈ જળવાઈ રહ્યું નથી. પણ જે જૈન લેખકોનું સાહિત્ય જળવાઈ રહ્યું છે તેમાં સિદ્ધરાજ અને કુમારપાલના સમકાલીન કલિકાલસર્વજ્ઞનું બિરુદ પામેલા હેમચન્દ્રાચાર્ય અગ્રસ્થાને બિરાજે છે[2]

### હેમચન્દ્રાચાર્યને વ્યાકરણ લખવાની પ્રેરણા સિદ્ધરાજે કરી

સિદ્ધરાજે માળવા જીતીને મોટી લૂટ આણી ગુજરાતને આર્થિક બાબતમાં તો સમૃદ્ધ કર્યું જ, પણ ભોજરાજનો પુસ્તક ભંડાર પાટણમાં આણી પાટણને વિદ્યાસેવાની પણ પ્રેરણા આપી અને આ પ્રેરણાના બળે જ સિદ્ધહૈમ જેવો વ્યાકરણનો ગ્રન્થ લખાયો એ કઈ રીતે બન્યું એ વિષે પ્રભાવકચરિતમાં જે આખ્યાયિકા આપી છે તેનો સાર આ રીતે ઉતાર્યો છે પ્રબંધમાં કહ્યું છે કે "એક વખત રાજાના પુસ્તકભંડારના રક્ષકો અવંતીથી આણેલા પુસ્તક તપાસતા

1 પ્ર. ચિ. પૃ. ૧૬૦

2 હેમચન્દ્રાચાર્યનો જન્મ સં. ૧૧૪૫ માં, નવ વરસની વયે શ્રી દેવચન્દ્રસૂરિએ દીક્ષા આપી સં. ૧૧૬૬ માં આચાર્યપદ મળ્યું અને સં. ૧૨૨૯ માં સ્વર્ગસ્થ થયા. હેમચન્દ્રાચાર્યનું ચરિત્ર પ્ર. ચિ., પ્ર. ચ., કુમારપાલપ્રતિબોધ, મોહરાજપરાજય વગેરે અનેક ગ્રન્થોમાં મળે છે. એ ગ્રંથોની યાદી માટે જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ, પૃ. ૨૮૯

૨૦

હતા ત્યાં રાજા અને હેમચંદ્રાચાર્ય જઈ ચડ્યા અને એક પુસ્તક હેમચંદ્રાચાર્યે જોવા લીધું એટલે રાજાએ પૂછ્યું કે 'એ શું છે?' અને આચાર્યે 'ભોજ વ્યાકરણ' છે એમ કહ્યું અને પછી રાજા ભોજનાં ગ્રંથકાર તરીકે વખાણ કર્યાં. ત્યારે સિદ્ધરાજે કહ્યું કે "શું આપણા ભંડારમાં આવાં શાસ્ત્ર નથી? આખા ગુજરાતમાં એવો સર્વશાસ્ત્રનિષ્ણાત પંડિત નથી?" ત્યારે પાસે બેઠેલા બીજા વિદ્વાનોએ હેમચંદ્રાચાર્ય તરફ નજર કરી આચાર્યે કહ્યું કે "જો સિદ્ધરાજ સહાય કરે તો થોડા દિવસમાં નવું પંચાંગ વ્યાકરણ તૈયાર કરી આપું" અને પછી સિદ્ધરાજની પ્રેરણાથી હેમચંદ્રે કાશ્મીર વગેરે અનેક દેશોમાંથી અનેક વ્યાકરણ ગ્રંથો મગાવી સિદ્ધહૈમ નામનું નવું વ્યાકરણ રચ્યું, પછી રાજાએ હાથીના માથા ઉપર શ્વેતછત્ર અને ચામર સાથે એ પુસ્તક પધરાવી રાજમહેલમાં લઈ આવી, પૂજા કરી ભંડારમાં મુકાવ્યું અને એની નકલો કરાવી, દેશપરદેશ મોકલી એનો પ્રચાર કરાવ્યો."[1] હેમચંદ્રે આ વ્યાકરણ ઉપરાંત[2] દ્વ્યાશ્રય, ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર વગેરે ગ્રંથ રચ્યા છે

## શ્રીપાલ વાગ્ભટ વગેરે કવિઓ

સિદ્ધરાજના દરબારનો બીજો પ્રખ્યાત કવિ તે શ્રીપાલ કવિ. એ જૈન પોરવાડ વૈશ્ય હતો એણે વૈરોચનપરાજય[3] નામનો ગ્રન્થ તથા સહસ્રલિંગ સરોવર વગેરે અનેક સ્થાનોની પ્રશસ્તિઓ રચી કહેવાય છે, પણ એમાંથી એક જ વડનગરના કિલ્લાની બચી છે આ શ્રીપાલ

---

૧ જુઓ પ્રભાવકચરિત, હે. સૂ. પ્રબંધ શ્લો. ૭૪ થી ૧૧૫ તથા પ્ર ચિં. પૃ. ૧૨૬ થી ૧૨૮.

૨ દ્વ્યાશ્રય ગ્રંથમાં મૂળરાજથી કુમારપાલ સુધીના સોલંકી વંશના રાજાઓનાં ચરિત્ર છે, જેનો ઉલ્લેખ વારંવાર આમાં કરવામાં આવ્યો છે. એના ઉપર મારા વિવેચન માટે જુઓ મારું ગુજરાતના મ. ઇ.નાં પ્રબંધાત્મક સાધનો.

૩ જુઓ પ્રભાવકચરિત. હે. સૂ. પ્ર. શ્લો. ૨૦૬.

પોતાને સિદ્ધરાજનો બાલમિત્ર અને પ્રતિપન્નબન્ધુ કહે છે અને સોમપ્રભાચાર્ય કહે છે કે સિદ્ધરાજ એને કવીન્દ્ર તથા ભાઈ કહીને સંબોધતો.[1]

આ ઉપરાંત સોમના પુત્ર વાગ્ભટ કવિએ વાગ્ભટાલંકાર[2] તથા જયમંગલાચાર્યે કવિશિક્ષા[3] નામના ગ્રન્થો સિદ્ધરાજના રાજ્યકાળમાં રચ્યા છે. વળી વર્ધમાનસૂરિએ વિ. સં. ૧૧૯૭ માં ગણરત્નમહોદધિ નામનો વ્યાકરણનો ગ્રંથ બનાવ્યો છે અને એમાં ઉદાહરણો સિદ્ધરાજની પ્રશંસાના કેટલાક શ્લોકો માટે પોતાના જ સિદ્ધરાજવર્ણન નામના ગ્રન્થનો હવાલો આપ્યો છે.[4] બીજા એક સાગરચન્દ્ર પંડિતે સિદ્ધરાજ સંબંધી કાવ્ય લખ્યું હતું એમ એમાંથી ગણરત્નમહોદધિમાં કરેલા ઉતારાઓથી જણાય છે.[5]

સિદ્ધરાજે આ પ્રમાણે યોગ્ય ગ્રંથ લખવામાં ઉત્તેજન આપ્યું ખરું પણ એટલાથી ન અટકતાં વિદ્યાભ્યાસ માટે પાઠશાળાઓમાં

---

1 પોતાની વિ. સં. ૧૨૦૮ની વડનગર-પ્રશસ્તિમાં શ્રીપાલ લખે છે કે —
एकाहनिष्पन्नमहाप्रबन्धः श्रीसिद्धराजप्रतिपन्नबन्धुः ।
श्रीपालनामा कविचक्रवर्ती प्रशस्तिमेतामकरोत् प्रशस्ताम् ॥
એ. ઇ. ગ્રં. ૧ પૃ. ૩૦૦ ગુ. ઐ. લે. નં. ૧૪૭
તથા श्रीसिद्धाधिपतिः कवीन्द्र इति च भ्रातेति च व्याहरत् ।
કુમારપાલપ્રતિબોધની પ્રશસ્તિ.

2 વાગ્ભટાલંકાર છપાઈ ગયો છે. નિર્ણયસાગરમાં પ્રા. કા. મા. નં. ૪૮. પોતે સોમનો પુત્ર છે એમ શ્લો. ૧૪ માં કહે છે.

3 પીટર્સનનો રિપોર્ટ ૧૮૮૨-૮૩, પૃ. ૮૦, ભૂમિકા પૃ. ૩૧

4 નાગરીપ્રચારિણી પત્રિકા ન. સં. ભા. ૬, પૃ. ૮-૯, જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ. ૨૫૫.

5 એ જ સિદ્ધરાજના સમયના ઉપર ગણાવ્યા છે તે ઉપરાંત બીજા જિનવલ્લભસૂરિ જિનદત્તસૂરિ વગેરે જૈન ગ્રંથકારો અને એઓના ગ્રંથો માટે જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ પિ. ૩, પ્ર. ૨ થી ૫.

ભણતા સારા વિદ્યાર્થીઓ માટે ઈનામો વગેરેની વ્યવસ્થા કરી[6] કેળવણીને પણ ભારે ઉત્તેજન આપ્યું હતું.

### સિદ્ધરાજનું મંત્રિમંડળ

કર્ણના રાજ્યકાળમાં સંપત્કર કે સાંતુ મંત્રીનું નામ મહામાત્ય તરીકે બિલ્હણે આપ્યું છે અને એક જૈન પુસ્તકમાંથી મુંજાલનું મહામાત્ય તરીકે નામ મળે છે.[2] આ બેય મંત્રીઓ સિદ્ધરાજના સમયમાં મંત્રિપદ ઉપર વિદ્યમાન હોય એમ જણાય છે. હવે જો મહામાત્યપદ એક જ હોય એવો નિયમ એ વખતે હોવાનો સંભવ માનીએ અને પ્ર. ચિ. મા સિદ્ધરાજના રાજ્યકાળના આરંભમાં સાંતુ મંત્રીને મહામાત્ય કહેલ[3] છે એ સાચું માનીએ તો વિ. સં. ૧૧૪૬માં મુંજાલ મંત્રી કર્ણના મહામાત્ય હતા, પછી સાંતુ મંત્રીને એ પદ મળ્યું અને મુંજાલ મંત્રીને કોઈ બીજું પદ મળ્યું હશે એમ માનવું પડશે. સિદ્ધરાજના પાછલા કાળમાં તો દાદાક નામનો નાગર મહામાત્યપદ ઉપર હતો એમ વિ. સં. ૧૧૯૫ના ભદ્રેશ્વર (કચ્છ)ના તથા એ જ સાલના ઉજ્જૈનના લેખથી જણાય છે.[4] વચ્ચે સં. ૧૧૭૯ માં આશુક મહામાત્યપદ ઉપર હતો એમ એક હસ્તલિખિત પ્રતની પુષ્પિકાથી જણાય છે.[5] આ મહામાત્ય આશુકની પ્રેરણાથી સિદ્ધરાજે શેત્રુંજાની યાત્રા કરી તથા કુમુદચંદ્રના વાદ વખતે એ મંત્રી હાજર હતો એમ પણ પ્રબંધોમાં કહ્યું છે.[6]

---

૧ પ્ર. ચ. હે. સૂ. પ્રબંધ શ્લો. ૧૧૨ થી ૧૧૫.

૨ જુઓ પૃ. ૨૪૮.

૩ જુઓ પ્ર. ચિ. પૃ. ૧૧૮, ૧૨૦, ૧૨૩ વગેરે.

૪ જુઓ આ જ પ્રકરણમાં પૃ. ૨૮૩. ટિ. ૨ તથા આર્કિઓલોજિકલ સર્વે ઑફ વેસ્ટર્ન ઇન્ડિયા નં. ૨ એપેન્ડિક્સ પૃ. ૧૩.

૫ જુઓ પાટણસૂચિ, કર્ણાવતીમાં ઉત્તરાધ્યયનવૃત્તિની પ્રત ૧૧૭૯ માં આશુક મહામાત્ય પદે હતો ત્યારે લખાઈ છે. જૈન સાહિત્યનો ઇતિહાસ, પૃ. ૨૪૭.

૬ એજન પૃ. ૨૨૫ ટિ. ૨૪૭, પ્ર. ચ. દેવસૂરિ. પ્ર. શ્લો. ૨૭૦

મન્ત્રીઓ તરીકે નામ રત્ન મો. દ. દેશાઈએ આપ્યાં છે[1] તેમાંથી પૃથ્વીપાલ કુમારપાલના વખતમાં મંત્રિપદે હતો એમ એક જૈન ગ્રંથની પ્રશસ્તિ ઉપરથી જણાય છે[2] અને એનો પિતા આનંદ મહામાત્ય હતો એમ પૃથ્વીપાલના એક લેખમાં લખેલું છે.[3] આ આનંદ ભીમના સમયના વિમલમંત્રીના ભાઈ નેઢના પુત્ર ધવલનો પુત્ર છે એ નેમિનાથ ચરિત્રની પ્રશસ્તિમાં છે.

ઉપરના મન્ત્રીઓમાંથી સાન્તુ મન્ત્રીએ તથા મુંજાલ મન્ત્રીએ પોતાના નામથી પાટણમાં સાન્તુવસહિકા તથા મુંજાલવસહિકા બંધાવેલાં એમ પ્રબન્ધો કહે છે[4] મૂળ શ્રીમાળનો ઉદા નામનો વાણિયો કેવી રીતે કર્ણાવતીમાં આવી રહ્યો, કેમ પૈસાદાર થયો અને પાછળથી કુમારપાલનો માનીતો ઉદયન મંત્રી થયો વગેરે વિસ્તૃત વૃત્તાન્ત પ્રબન્ધોમાં મળે છે. એણે કર્ણાવતીમાં ઉદયનવિહાર બંધાવ્યો હતો[5] એના પુત્રો વિશે વધારે હકીકત આગળ કુમારપાલના પ્રકરણમાં આવશે.

### સિદ્ધરાજનો પુરોહિત

સિદ્ધરાજનો પુરોહિત મૂળરાજથી ચાલ્યા આવતા વડનગરના નાગર સોલશર્માના વંશનો કુમાર નામનો નાગર હતો. આ પુરોહિતે સેંકડો યજ્ઞ કર્યા હતા તથા સેંકડો તળાવ ખોદાવ્યાં હતાં એમ એનો વંશજ સોમેશ્વર કહે છે.[6] આ ઉપરાંત વડનગરના જ નાગર ઉમાભટ્ટનો

---

૧ જૈન સાહિત્યનો ઇતિહાસ, પૃ ૨૨૮

૨ જુઓ મલ્લિનાથચરિત્રની પ્રશસ્તિ, અપભ્રંશ કાવ્યત્રયી પૃ. ૯૯, તથા [જૈન] સાહિત્યનો ઇતિહાસ પૃ. ૨૭૮.

૩ સં ૧૨૦૧ નો પાલીનો લેખ જેમાં મહામાત્ય આનંદસુત મહામાત્ય પૃથ્વીપાલ એ રીતે શબ્દો છે (પ્રા જૈ. લે સં ૩૮૧).

૪ પ્ર ચિ પૃ. ૧૨૦, ૧૧૮.

૫ પ્ર ચિ પૃ. ૧૧૮-૧૧૯ તથા એ જ ગ્રંથમાં પ્રકાશ જોયો.

૬ જુઓ સુરથોત્સવ સ. ૧૫, શ્લો. ૨૧-૨૨ તથા નીચેનો શ્લો. ૨૩ મો.

क्रतोपशोभितैर्यागैस्तडागैश्च पर शतै ।

इष्ट पूर्त च यश्चके चक्रवर्तिपुरोहित ॥

વરાજ શોભ સિદ્ધરાજનો મિત્ર હતો એમ શ્રીધરપ્રશસ્તિમાં કહ્યું છે[1] અને દેવસૂરિ અને કુમુદચન્દ્રના વાદની સભામાં દેવસૂરિના સભ્ય તરીકે એક ભાઈનું નામ મુ કુ પ્ર મા લખેલું છે તે કદાચ આ શોભનો પિતા હોય એવો મારો તર્ક છે[2]

### સિદ્ધરાજના દાન

જોકે પ્રબન્ધોમાં સિદ્ધરાજે શેત્રુંજયના યુગાદિ દેવની પૂજા માટે બાર ગામોનું દાન કર્યું,[3] દેવસૂરિનો જય થતાં એમને છાલા વગેરે બાર ગામ આપ્યાં[4] સિંહપુર વસાવી બ્રાહ્મણોને આપ્યું[5] વગેરે સિદ્ધરાજના દાનોની વાતો લખી છે પણ સમકાલીન પુરાવો તો ફક્ત સિંહપુર વિશે જ દ્વયાશ્રયમાં મળે છે[6] એટલે એકાદ જૈન તીર્થને પોતાની જૈન રાણીને પ્રસન્ન રાખવા સિદ્ધરાજે કાંઈક દાન આપ્યું હોય એ સંભવિત છે પણ બાર બાર ગામના દાનની વાત તો કલ્પિત લાગે છે દ્વયાશ્રયમાં એ વાત નથી એ હકી ન જ પાછળના ગ્રન્થકારોની વિરુદ્ધ છે સિદ્ધરાજના દાનપત્ર હજી સુધી નથી મળ્યાં એટલે સિદ્ધરાજના દૂતક લેખકના નામ નથી મળી શકતાં, પણ એના અક્ષપટલ ખાતામાં કે લેખશાળામાં ચોર્યાસી લહિયાઓ લખવાનું કામ કરતા એમ પ્ર ચ (હે પ્ર શ્લો ૧૦૪)માં કહ્યું છે

---

૧ शोभामिध प्रियसुहृद जयसिंहनाम्न ।

એ. ઇ ગ્ર ૨ પૃ ૪૩૭ શ્રીધરપ્રશસ્તિ શ્લો ૨૫.

૨ મુદ્રિતકુમુદચન્દ્ર પ્રકરણ અ ૨, ગુ ઐ લે ન ૧૬૩

૩ જુઓ પ્ર ચિં પૃ ૧૮૦ પ્ર ચ હે સૂ પ્ર શ્લો ૩૨૪-૩૨૫, જયસિંહસૂરિનુ કુ ચ સ ૩ શ્લો ૩૨-૩૩, વ વિ સ ૯, શ્લો ૨૨ વગેરે જિ ગ નો કુ પ છેલ્લા ગ્રંથકાર તો ગિરનારને પણ બાર ગામ આપ્યાનું કહે છે

૪ પ્ર ચિં પૃ ૧૪૭

૫ દ્વયાશ્રય સ ૧૫, શ્લો ૧૭-૯૮

## જગદેવ પરમાર

આ મન્ત્રીઓ ઉપરાંત જેનુ નામ લોકકથામાં સૌથી વધારે ગવાયુ છે તે જગદેવ પરમાર સિદ્ધરાજના દરબારમાં હતો લોકકથા કહે છે તેમ જગદેવ નામનો માળવાના પરમારવંશમાં એક કુંવર જરૂર થઈ ગયો છે, એટલુ જ નહિ, પણ એ માળવાના રાજા ઉદયાદિત્યનો પુત્ર અને પ્રખ્યાત રાજા ભોજનો ભત્રીજો હતો એ પણ ઐતિહાસિક હકીકત છે. જગદેવની આ કથા ખૂબ પ્રખ્યાત છે અને કર્ણના પ્રકરણમા જોયુ છે કે સ. ૧૧૨૫ થી ૧૧૩૦ ના અરસામા ડાહલના કર્ણને હરાવ્યા પછી ગુજરાતના કર્ણ ઉપર ચડાઈ કરવામા કલ્યાણના ચાલુક્ય ફેટાયા જયસિહ વિક્રમાદિત્ય છઠ્ઠા (વિ સ. ૧૧૩૩ થી ૧૦૮૨)ના ભાઈ જયસિહને સહાય કરનાર જગદેવ માળવાના ઉદયાદિત્ય (વિ સ. ૧૧૧૬ થી ૧૧૪૩)નો પુત્ર તો હોઈ શકે, પણ એ નરવર્મા (સ. ૧૧૫૧ થી ૧૧૯૦)થી નાનો હોય તો ઉપલા યુદ્ધ વખતે લડવા જેટલી એની ઉમર ન હોય અને મોટો હોય તો એને માળવાની ગાદી મળવી જોઈએ, પણ એ માળવાની ગાદીએ તો બેઠો નથી એ ચોક્કસ છે એટલે ઉમરમા લક્ષ્મવર્માથી મોટો હોય અને ગુજરાત સાથેના યુદ્ધ પછી એના પિતા ઉદયાદિત્યના જીવતા જ મરણ પામ્યો હોય તો પ્ર ચિં ની તથા ભાટોની દતકથાનો સિદ્ધરાજ પાસે રહેલો જગદેવ, મુ. ગે ને અનુસરી નીચે નક્કી કર્યુ છે તેમ, જયકેશી બીજાનો મશિયાઈ ભાઈ હોવાનો વધારે સંભવ છે. મતલબ કે જગદેવ બે થઈ ગયા [1] એક માળવાનો અને બીજો નીચે કહ્યો છે તે દક્ષિણનો એમાથી સિદ્ધરાજના દરબારમા, સોમેશ્વરનુ કથન જોતા, ઘણુ કરી મહાપ્રતિહાર તરીકે અથવા પાટણના કોટવાળ તરીકે જે જગદેવે ભારે નામના મેળવેલી તે પરમાર કુળનો હોવા કરતા દક્ષિણના સાન્તરકુળનો મીનલદેવીના ભત્રીજા કાદમ્બરાજા જયકેશી બીજા (વિ. સ ૧૧૬૦ થી ૧૨૦૩) નો મશિયાઈભાઈ હોવાનો બધી, ઐતિહાસિક

---

૧ ગુજરાતની દતકથાને માળવાના એક જ જગદેવની ખબર છે

પરિસ્થિતિ જોતા, મને સંભવ લાગે છે[1] એ વિ સં ૧૨૦૫-૬ મા પૃથ્વીમાં ચાલુક્ય રાજા જગદેકમલ્લ બીજા (વિ. સં ૧૧૯૪ થી ૧૨૦૬) નો સામન્ત અને પરિપેમ્મુરુષપુરનો રાજા હતો કદાચ વિ સં ૧૧૫૯ મા હોયસળના રાજા નરસિંહ પહેલાને હાથે હાર ખાવાથી[2] એ જગદેવ મીનળદેવીના સગપણથી ખેંચાઈને પાટણ આવ્યો હશે અને પાટણમા પ્ર ચિં કાર કહે છે[3] તેમ સિદ્ધરાજમાન્ય અને ત્રિવિધવીર તરીકે આગે પ્રતિષ્ઠા મેળવીને સિદ્ધરાજનુ મરણ થતા કે એ પહેલા બીજા કોઈ કારણથી એ પાછો દક્ષિણમા ગયો હશે, કારણ કે વિ સં ૧૨૦૬ નો એનો લેખ મળ્યો છે[4] આ જગદેવની પ્રશંસા કરતાં સોમેશ્વર તો કહે છે કે ' જગદેવ વગર પાટણની હવે આરતી (ખબર) લેવા થઈ છે એ દાપાવ (વેરી) હતો ત્યાંસુધી ગુર્જરોના નગરમા શત્રુઓ પેસી શકતા નહિ[5]

## રાજસભા

આના જુદી જુદી કોટિના મંત્રીઓ, આબુનો પરમાર રાજા (ઘણુ કરી ધ્રુવભટ કે રામદેવ), કિરાડુનો પરમાર રાજા ઉદયરાજ તથા એનો પુત્ર સોમેશ્વર નડૂલનો ચોહાણ રાજા જોજલદેવ અને

---

1 જગદેવની લોકરસિક વાર્તા માટે જુઓ રાસમાળા ભા ૩ અ ૮, પૃ ૨૬૫ થી આગળ જગદેવની સવિસ્તર ઐતિહાસિક ચર્ચા માટે જગદેવ પરમાર નામનો કૌમુદી જૂન ૧૯૩૩ પૃ ૫૦૫ ઉપર છપાયેલો મારો લેખ હવે ગૈ અ ગ્ર પૃ ૫૨ ઉપર ફરી છપાયો છે

2 મું ગે અ, ૧, ભા ૨, પૃ ૪૮

3 પ્ર ચિં પૃ ૨૯૨

4 મું ગે અ ૧ ભા ૧ પૃ ૧૭૨, ટિ ૩ તથા ભા ૨ પૃ ૪૧૮

5 विना जगद्देवमिमामवस्थां नीता निरन्तरेण परैरियाहम् ।
यत्र स्थित वैरिणि दाक्षितेन द्विष्टै प्रविष्ट पुरि गूर्जराणाम् ॥
કી કૌ સ ૨, શ્લો ૮૯

એનો ભાઈ અને અનુયાયી આશરાજ વગેરે મોટા તથા બીજા અનેક નાના સામંતો,[1] પુરોહિતાદિ બ્રાહ્મણો, જૈન સાધુઓ, પાટણના શેઠિયાઓ તથા પર રાજ્યોના સાંધિવિગ્રહિકો વગેરેથી વીંટાઈને ભવ્ય રાજસભા-દીવાને આમમાં સિદ્ધરાજ હમેશા બેસતો હતો અને પોતાના યશના બન્દીજનોએ લલકારેલા કાવ્યો, દેશપરદેશની અવનવી વાતો તથા જુદા મતના વિદ્વાનો વચ્ચેના વાદવિવાદ સાંભળતો હતો અને વસ્તીને ન્યાય આપવાનુ કામ પણ કરતો હતો.[2]

## સિદ્ધરાજની રાજસભામાં થયેલો શ્વેતાંબર દિગંબર વચ્ચે વાદ

સિદ્ધરાજની રાજસભામા, પ્ર ચ ના કહેવા પ્રમાણે, ઈ. સ. ૧૧૨૫ (વિ સ ૧૧૮૧)માં શ્વેતાંબરાગ્રણી દેવસૂરિ અને દિગંબરાગ્રણી કુમુદચંદ્ર વચ્ચે થયેલા વાદવિવાદને, એમા શ્વેતાંબરનો વિજય થયેલો હોવાથી એ મતના પ્રબન્ધલેખકોએ ઘણુ મહત્ત્વ આપ્યુ છે અને એ ઉપર જુદી જુદી રીતે ઘણુ લખ્યુ છે એટલી વાત ખરી લાગે છે કે ગુજરાતમા પહેલેથી શ્વેતાંબરનુ જોર હતુ, પણ આ વાદને પરિણામે તો એનુ સામ્રાજ્ય જામી ગયુ[3]

## સિદ્ધરાજની ન્યાયપ્રિયતા

સિદ્ધરાજના દરબારમાં આવા ધાર્મિક વાદવિવાદ તો કોઈ વાર થતા હશે, પણ લોકોની ફરિયાદો સાંભળવાનુ અને એનો ન્યાય ચુકાવવાનુ કામ તો હમેશાં થતુ હશે એમ કુમારપાલની દિનચર્યાની જે વિગતો હેમચન્દ્રે આપી છે તેથી લાગે છે સિદ્ધરાજ અને એની મા

૧ જુઓ પરિશિષ્ટ ૨માં આપેલી સમકાલીન રાજવંશોની વંશાવળીઓ.

૨ સિદ્ધરાજની રાજસભાને પ્ર. ચિં. માં ઇન્દ્રની સભા જેવી કહી છે (પૃ. ૧૫૫).

૩ આ વાદ વિશે સૌથી પહેલું વર્ણન ૧૩ મા શતકના યશશ્ચન્દ્રે કુમુદચંદ્ર-પ્રકરણમા આપ્યુ છે એ ઉપરાંત પ્ર. ચ. મા દેવસૂરિપ્રબંધમાં તથા પ્ર. ચિ. માં પણ આ વાદનું વર્ણન મળે છે.

મીનળદેવીના આ ન્યાયની અનેક દંતકથાઓ પ્રચલિત છે.[1] પણ ઈ. સ. ૧૨૧૧માં મુસલમાન ગ્રંથકાર મુહમ્મદ ઊફીએ લખેલા જામે-ઉલ-હિકાયત નામના ગ્રંથમાં લખેલો નીચેનો કિસ્સો સિદ્ધરાજના મરણ પછી તરત પરદેશી-પરધર્મીએ નોંધેલો હોઈને સિદ્ધરાજની ન્યાયપ્રિયતાનો વિશ્વસનીય અને સચોટ નમૂનો છે.[2]

"ગુજરાતના રાજ્યમાં ખંભાત નગરમાં અગ્નિપૂજકો અને સુન્ની મુસલમાનો રહે છે. ત્યાં એક મસ્જિદ હતી,[3] જે અગ્નિપૂજકોએ કાફીર દ્વારા બાળી મૂકી. આ હંગામામાં એંશી મુસલમાનો માર્યા ગયા. કુતુબ અલી નામનો એક ખતીબ[4] (ખુતબા પઢનારો) બચી ગયો. તેણે અણહિલવાડ જઈ પુકાર કર્યો, પણ કોઈએ એ તરફ ધ્યાન આપ્યું નહિ. એટલે શિકારના સમયે જંગલમાં રાજાને મળી ખંભાતની બધી હકીકત એણે રજૂ કરી. આ વાતની બરાબર તપાસ કરવાની ઇચ્છાથી 'ત્રણ દિવસ સુધી જનાનખાનામાં જ રહીશ માટે તમે રાજ્યનું કામ સંભાળજો' એમ પોતાના પ્રધાનોને કહી જયસિંહ સાંઢણી ઉપર સવાર થઈ એક દિવસ અને એક રાતમાં ખંભાત પહોંચ્યો અને ત્યાં છાની રીતે તપાસ કરતાં બધી વાત સાચી હોવાની ખાતરી થતાં ત્રીજે દિવસે રાતે પાછો આવ્યો. વળતે દિવસે દરબારમાં ફરિયાદીઓએ અરજી કરવાના વખતે અરજી કરવાની ખતીબને આજ્ઞા કરી. ખતીબનું બયાન પૂરું થતાં કાફિરનું એક ટોળું

---

૧ જુઓ વીરમગામ આગળના મીનળસર સંબંધી દંતકથા—રાસમાળા આ. ૩, પૃ. ૧૪૭

૨ જામે-ઉલ-હિકાયતમાં, મહમૂદ ઊફી; ઇલિયટ, ગ્રં. ૨, પૃ. ૧૬૩-૬૪

૩ જે મસ્જિદની આ વાત છે તે સિદ્ધરાજના સમયમાં હોય કે ન હોય પણ મહમૂદ ઊફીના સમયમાં હશે તે પાછળથી જીર્ણોદ્ધાર થયેલી પણ હોઈ શકે એવો ચગતાઈનો મત શ્રી મુનશીએ ઉતાર્યો છે (જુઓ ... પૃ. ૧૬૮, ટિ. ૮)

૪ આ ખતીબને શ્રી મુનશીએ 'ગુજરાતના નાથ'માં ખૂબ પ્રસિદ્ધ કર્યો છે

એને ફરાવવા તથા એની વાત જાહેર કરાવવા ચાલતુ હતુ, પણ જયસિંહે કહ્યું કે 'આ ઝઘડો ધાર્મિક હોવાથી કોઈનો વિશ્વાસ ન કરતા મેં જાતે ખભાત જઈ તપાસ કરી છે અને મુસલમાનો ઉપર અન્યાય જુલમ કરવામા આવ્યો છે, એમ મને માલૂમ પડ્યુ છે મારા રાજ્યમા સર્વ લોકો સુખશાન્તિનો સમાન રીતે ઉપભોગ કરી શકે એવી પ્રજા-પાલનની સુવ્યવસ્થા રાખવી એ મારુ કર્તવ્ય છે ' આમ કહીને બ્રાહ્મણો તથા અગ્નિપૂજકોમાના દરેક સમુદાયના બબ્બે મુખ્ય નેતા-ઓનો યોગ્ય દંડ કરવાની આજ્ઞા આપી "

ધાર્મિક બાબતમા સિદ્ધરાજની આવી સમદૃષ્ટિને પરિણામે મુસલમાનોએ પોતાના ધર્મનો પ્રચાર કરવાનો પ્રયત્ન કર્યો હોય એ સભવિત છે. અને નૂરૂદ્દીન ઇસ્માઇલીએ એવો પ્રયાસ કરેલો એમ કહે છે આ નૂરદ્દીન મૌલા–ઈ. અબદુલ્લાહ સાથે ઈ. સ ૧૦૬૭મા એટલે કર્ણ પહેલાના વખતમાં ગુજરાતમા હતો એમ પણ કહેવામા આવે છે[1]

## ચોરી સબધી ગ્રામ્યવ્યવસ્થા

મહારાજાધિરાજ સિદ્ધરાજ સુધી પહોંચેલા ધાર્મિક મહત્ત્વવાળા ગુનાના ન્યાયની આ વાત થઈ, પણ સાધારણ રીતે દૂરદૂરનાં ગામડાં-મા થતા સાધારણ ગુનાઓનો ન્યાય તો મોટે ભાગે ગામના પચ મારફત થતો એ પચના વહીવટનો એક દાખલો વિ સ ૧૧૯૮ના નકલના લેખમાથી[2] નીચે ઉતાર્યો છે. એ લેખમા ધાલોપ ગામના જુદા જુદા આઠ વાડાઓના દરેક જણે મળીને સોળ વિપ્રોને આગળ કરીને ગામના સર્વ લોકોએ રાજા ગ્રામપાલને લેખ કરી આપ્યો છે એમા ગામ લોકો કહે છે કે "મુસાફરીમા જતા ભાટ, ભટ્ટપુત્ર,

---

૧ જુઓ વડોદરાની સાતમી ઓ. કો નો રિપોર્ટ પૃ. ૫૫૬ તથા બુદ્ધિપ્રકાશ ૧૯૩૭, અ ૧, પૃ ૬૧ મા વહોરા કોમની ઉત્પત્તિ વિષે લેખ

૨ જુઓ એ ઇ ગ્ર ૧૧. પૃ ૩૯

માર્ગે કાર્પટિક વણિગ્જારક (વણજારા?) વગેરે સર્વ લોકોમાંથી કોઈની ચીજો રસ્તામાં ખોવાઈ જાય કે ચોરાઈ જાય તો દેશાચાર પ્રમાણે ચારદિ। પ્રતાહરી અમારે શોધી આપવી અને જો ગામમાંથી ચોરાય તો જે વાડામાંથી ચોરાય તે ભરી આપે આમાં મહારાજ રાયપાલે રક્ષાચાર (રખેવાળ) અશ્વો દ્રવ્ય વગેરે છોડી દીધું છે અમારી અંદર મહારાજાએ રક્ષાચાર ન રાખવો આમાં કોઈ બ્રાહ્મણ ભરી આપવાની ના પાડે કે નાસે તો તે ગધેડો કે ચાંડાળ થાય

જૂના કાળમાં ઘેરી સત્તાઓને કેવી યુક્તિથી અનામત રાખવામાં આવતા હતા એનો આ સરસ નમૂનો છે જો કે લેખ તદ્દન ગુજરાતમાંથી નથી મળ્યો પણ એ વખતે એ ભાગના રાજાઓ ગુજરાતના સામન્તો હતા[1] મારવાડ અને ગુજરાતની સામાજિક સ્થિતિ ઘણી મળતી હતી, એટલે ગુજરાતને પણ આ લેખમાં કહેલી પ્રથા લાગુ પડતી હોવાનો સંભવ માનવામાં વાંધો નથી લાગતો

## સિદ્ધરાજની શિવભક્તિ

જે રાજા મુસલમાનધર્મીઓ તરફ ઉપર વર્ણવ્યું તેવું વર્તન રાખતા હોય તે બ્રાહ્મણધર્મીઓ અને જૈનો તરફ સમાનદૃષ્ટિથી જુએ એમાં શું આશ્ચર્ય? સિદ્ધરાજ એના કુળના બીજા રાજાઓ પેરે પરમ શિવભક્ત હતો એમાં શક નથી કુમારપાળના વખતના ચિતોડના શિલાલેખમાં તથા દ્વયાશ્રય કાવ્યમાં પુત્રેચ્છાથી સિદ્ધરાજે સોમનાથની ચાલીને યાત્રા કર્યાનું કહ્યું છે[2] એ એની શિવભક્તિનો નમૂનો છે વળી મેરુતુંગ લખે છે કે સિદ્ધરાજે રુદ્રમહાકાલના મંદિર ઉપર ધ્વજ ચઢાવવાનો સમારંભ કરતી વખતે બધાં જૈનમંદિરો ઉપરથી

---

૧ આ લેખના રાજાની રાણીમાં જયસિંહદેવીય દેવરાજના કુંવરીનું પણ નામ છે, એ હકીકત ગુજરાતની અધીનતાની સૂચક છે

૨ જુઓ પૃ ૨૮૦ ટિ ૨, ૩

ધજાઓ ઉતરાવી તેમ માળવામાં મહાકાલની ધજા ફરકતી હોય ત્યારે કોઈ પણ જૈનમંદિર ઉપર ધજા નથી ચડતી તેમ ગુજરાતમાં કર્યું.[1]

## પોતે શિવભક્ત હોવા છતાં જૈનસૂરિઓને માન આપતા

આ રીતે પોતે શિવભક્ત છતા અનેક જૈનસૂરિઓનું સિદ્ધરાજ સારૂ માન રાખતા હતા, એમ જૈનગ્રંથોના કેટલાક ઉલ્લેખોથી જણાય છે.[2] રાજાએ બધા ધર્મના અનુયાયીઓનું સમાન રીતે પાલનપોષણ કરવું એ પ્રાચીન આર્યપ્રણાલીનું સિદ્ધરાજે બરાબર પાલન કર્યું એમ આ બધા દાખલાઓથી સ્પષ્ટ દેખાય છે,[3] એટલું જ નહિ, પણ જૈનધર્મ તરફ સક્રિય સમભાવ દર્શાવવા માટે "પર્યુષણ પર્વ (શ્રાવણ વદ ૧૨થી ભાદરવા શુદ ૪) અને એકાદશી-પ્રમુખ દિવસોમાં અમારી કરાવી હતી" એટલે પશુવધ કરવાની મનાઈ કરી હતી એમ પણ સમકાલીન જૈનગ્રંથો કહે છે.[4]

---

૧ પ્ર. ચિ પૃ. ૧૩૦-૧૩૧

૨ જુઓ ધર્મઘોષસૂરિ માટે નીચેનું કથન :—

जयी श्रीजयसिंहभूपतिनुतः श्रीधर्मघोषप्रभु ।

સં. ૧૨૯૩, હેમપ્રભસૂરિ-પ્રશ્નોત્તર રત્નમાલાવૃત્તિ પ્રશસ્તિ. જૈન સાહિત્યનો ઇતિહાસ ટિ. ૨૯૭. અને હેમચંદ્રાચાર્ય દરબારમાં વારંવાર જતા અને રાજાની પ્રેરણાથી જ એમણે વ્યાકરણનો ગ્રંથ લખ્યો એ વર્ણન ઉપર આવી ગયું છે.

૩ અને આ વસ્તુ ન સમજનાર મુસલમાનોએ સિદ્ધરાજે મુસલમાન ધર્મ સ્વીકારેલો એમ માન્યું જુઓ મિરાતે અહમદીમાં આપેલી દંતકથા.

૪ यस्योपदेशादखिलस्वदेशे सिद्धाधिपः श्रीजयसिंहदेव ।

एकादशीमुख्यदिनेष्वमारिमकारयच्छासनदानपूर्वाम् ॥

—વિજયસિંહકૃત (સં. ૧૧૯૧) ધર્મોપદેશમાલા-વિવરણ. જૈન સાહિત્યનો ઇતિહાસ ટિ ૨૫૧. જેમાં ચંદ્રસૂરિકૃત મુનિસુવ્રતચરિત્ર (સં. ૧૧૯૩?)માંથી, આ જ મતલબનો પ્રાકૃત ઉતારો પણ આપ્યો છે.

## સિદ્ધરાજની લોકપ્રિયતા

સિદ્ધરાજ પોતાના આવા વર્તનથી જૈનધર્મી લોકોમા સારી રીતે આદરપાત્ર થયો હતો એ દેખીતુ છે, પણ ખાસ ધાર્મિક નહિ એવા સામાન્ય જનસમાજમાં સિદ્ધરાજ અતિ લોકપ્રિય હતો સિદ્ધરાજ રાતે છૂપા વેશે લોકોના સુખદુ ખ જાણતા ફરે છે એમ એના વખતમાં મનાતુ[1] વળી દિવસે મેળાઓ નાટકો વગેરેમાં છૂપા વેશે સામાન્ય લોકો સાથે પણ સિદ્ધરાજ છૂટથી ભળતો હોવાની દંતકથાઓ લોકોમા પ્રચલિત થઈ હતી[2] ગુજરાતના ગામડામા જાય ત્યારે છૂપા વેશે પોતાને વિષે લોકો શુ ધારે છે એ જાણી લેવાનો પ્રયત્ન કરે ગામડાના ભોળા અજાણ લોકો પાદરમા નાખેલા પડાવ વખતે મળવા જાય અને ભૂલથી સુવાળા લાગતા સિદ્ધરાજના પોતાના પલગ ઉપર બેસી જાય તો પોતે એમા મોજ લે, પોતે સાચવના ગોપિની પાળખીના ગામડાનુ મહાજન કટકા કરી નાખે તો એ વાતો હસી કાઢે,[3] એવો લોકદંતકથાએ સિદ્ધરાજને ચીતર્યો છે, પણ એટલેથી ન અટકતા ભૂત કે રાક્ષસને વશ કરી શકે, એને ખભે બેસી ઊડી શકે વગેરે ચમત્કારો કરવાની શક્તિ પણ સિદ્ધરાજમા લોકમાનસે કલ્પી છે[4] અને આવી પ્રતિભા જાળવી રાખવા સિદ્ધરાજને કાઈ કાઈ યુક્તિઓ કરવી પડતી એમ પ્રબધો કહે છે[5]

---

૧ દ્વયાશ્રય સ. ૧૪, શ્લો. ૧-૨

૨ પ્ર ચિ પૃ ૧૫૧

૩ એ જન પૃ ૧૫૩ ૧૫૪

૪ જુઓ—

શ્મશાને યાતુધાનेन्द्र बद्ध्वा बर्बरकाभिधम् ।
सिद्धराजेति नाम्नाभूयो जज्ञे राजराजिषु ॥ કી. કૌ સ ૨ શ્લો ૩૮

य शास्त्र्यंसरसैचरस्य स्कन्धाधिरूढो रवयांचकार ।
સુ સ સ. ૨, શ્લો ૩૩

૫ પ્ર. ચિ પૃ ૧૫૫-૧૫૬ તથા જિ નમિનો કૃ પ્ર. પૃ ૬-૭

સૌથી મોટું આશ્ચર્ય તો "સિદ્ધરાજે સિદ્ધરસથી જગતને ઋણ-મુક્ત કર્યું." એમ એના સમકાલીન કવિ શ્રીપાલ કહે છે[1] એ છે. અહીં 'જગત'નો અર્થ 'સિદ્ધરાજના તાબાનું ગુજરાત' એવો કરીએ તો ચાલે અને સિદ્ધરસ જેવા ચમત્કારને તો પ્રશંસકની કલ્પના ગણીએ, પણ ઋણમુક્ત કર્યું એટલે શું? એના રાજ્યના ખેડુઓનું તથા ગરીબ દેણદારોનું દેણું માફ કર્યું તથા ફગાવ્યું હશે! એમ હોય તો એ ઘણું ઊંચું કાર્ય કર્યું કહેવાય. કુમારપાલના ભાગ્યમાં એ જગતને ઋણમુક્ત કરવાની સિદ્ધિ નહોતી એવું હેમચંદ્રના ગુરુનું કથન પ્ર. ચિં. (પૃ. ૧૯૭)માં મળે છે.

## સિદ્ધરાજનું ચારિત્ર્ય

સિદ્ધરાજના શરીરના રંગ અને ઘાટ વિશે ફાર્બસ રાસમાળામાં લખે છે કે એ ગૌરવર્ણનો, શરીરે દૂબળો અને સારા આકારવાળો હતો; કાંડા સુધી એના હાથના પહોંચા કાળા હતા[2] ફાર્બસનું, શરીરના રંગનું આ વર્ણન મને તો કલ્પિત લાગે છે, એ મેં આગળ કહ્યું છે. એકંદર રીતે સિદ્ધરાજમાં મોટા ગુણ હતા, એ મહાપરાક્રમી, ઉદાર, રાજનીતિજ્ઞ, વ્યવસ્થાકુશળ, બુદ્ધિશાળી તથા બહાદુર, જૈન અને મુસલમાન ધર્મ બન્નેના અનુયાયીઓ તરફ સમાનદૃષ્ટિથી જોનારો, વિદ્યાપોષક, પ્રજાવત્સલ અને ન્યાયી રાજા હતો એમ દેખાય છે. લોકો સાથે સિદ્ધરાજ ખૂબ ભળતો અને ધર્માચાર્યો તથા વિદ્વાનોનું તો બહુ માન રાખતો. શૈવ પાશુપતાચાર્ય કહે છે કે સિદ્ધરાજ મને ભાઈ ગણતો અને બીજી તરફથી જૈન શ્રીપાલ કવિ પણ કહે છે કે પોતે શ્રીપાલનો પ્રતિપન્ન બંધુ હતો[3] સિદ્ધરાજનું આ વર્તન અકબરના

---

૧ જુઓ—सद्यःसिद्धरसानृणीकृतजगद्गातोपमानस्थितिर्जज्ञे श्रीजयसिंहदेवनृपतिः।
વડનગર પ્રશસ્તિ શ્લો. ૧૧. ગુ. ઐ. લે. ન. ૧૮૭.

૨ રાસમાળા આ. ૩, પૃ. ૨૨૯

૩ જુઓ વિ. સં. ૧૨૨૫ની ભાવબૃહસ્પતિની પ્રશસ્તિ શ્લો. ૮. ભા. પ્રા. શો. સં. ન. ૯૮ અને શ્રીપાલના ઉલ્લેખ માટે પૃ. ૩૦૭. ટિ. ૧.

વિશાળ હૃદયની માહિતી આપે છે

આવા બધી રીતે ઉત્તમ ચારિત્ર્યવાળા રાજા ઉપર કેટલાએ જૈનમાં ઓછપની વાતથી કલંક આરોપ્યું છે એ કેટલા સાચી માનવાનું કાંઈ કારણ નથી એ ઉપર નોંધ્યું જ છે વળી મેરુતુંગે એક સ્થળે લખ્યું છે[૧] સિદ્ધરાજમાં ૯૬ ગુણ હતા, પણ સંગ્રામમાં અસુભટતા અને સ્ત્રીલંપટતા એ બે દોષ હતા[૧] પણ મને જૈનધર્મના પક્ષપાતી કુમારપાળના પરસ્ત્રીસહોદરપણાની પ્રશંસા કરવા માટે સિદ્ધરાજથી કુમારપાળને ચઢિયાતો બતાવવા સિદ્ધરાજની નિંદા અર્થે લખાયેલું આ વચન લાગે છે યુદ્ધમાં સિદ્ધરાજ અસુભટ નહોતો એ તો મેરુતુંગના પોતાના વર્ણનથી તથા આપણે ઉપર જોયેલા બીજા પુરાવાઓથી જણાય છે અને જેમ એ અસુભટતાની નિંદા ખોટી છે તેમ પરસ્ત્રીલંપટતાની નિંદા પણ ખોટી હોવાનો સંભવ છે ટૂંકામાં સિદ્ધરાજ ગુજરાતના સોલંકીવંશનો મહાસમર્થ રાજા થઈ ગયો એને વિષ્ણુનો અવતાર પણ ગણાય માનતા હતા[૨] એણે પરાક્રમથી ગુજરાતની સીમાઓ ખૂબ વધારી લીધી, માળવા વગેરે જીતી તથા લૂંટી પુષ્કળ સમૃદ્ધિ ગુજરાતમાં આણી પહેલાં માળવાની રાજધાની વિશે કહેવાતું કે "જ્યાં સવારે આંગણામાંથી સ્વર્ગે જાતાં હારમાંથી તૂટેલા મોતીઓ વળાઈ જાય છે[૩] અને પછી હેમચંદ્ર જ પાટણ વિશે કહે છે કે "જ્યાં લોકો માન તથા રત્ન ખોબે ખોબે આપે છે છતાં પણ સોનાનો તથા રત્નનો ભંડાર અક્ષય જ છે"[૪] અને મેરુતુંગે

---

૧ પ્ર ચિં પૃ ૧ ૬

૨ કુ ા વા સંગ્રહકારની ટીકામાં ટાંકેલો નીચેનો શ્લોક —
जयजय जव्वरजिष्णो विष्णोरवतार भूप जयसिंह ।
ના ૨ ૨, શ્લો ની ટીકા

૩ નવસાહસાંકચરિત સ. ૧૧, શ્લો ૯૭

૪ હેમચન્દ્રનુ પ્રાકૃત કુમારપાળચરિત સ ૧, શ્લો ૨૬

એક દંતકથા ઉતારી છે તેમાં એક પાટણના ચોરાશી લાખના ધણી શેઠિયાને રોજ રાતે જેટલા લાખ તેટલા દીવા એ નિયમ પ્રમાણે ૮૪ દીવા બાળવા પડતા હતા એ જાણીને એનો શ્રમ ઓછો કરવા એને સોળ લાખ રાજાએ મોકલી આપ્યા અને એ રીતે એ શેઠિયાના મહેલ ઉપર કોટિધ્વજ[1] ચડાવ્યો, કારણ કે પાટણમાં કોટિપતિઓ પોતાના ઘર ઉપર ઘુઘરીઓવાળી ધજા ચડાવતા.[2]

## સિદ્ધરાજે ગુજરાતના રાજ્યને સામ્રાજ્ય બનાવ્યું

માત્ર ધન સમૃદ્ધિ જ નહિ પણ ગુજરાતમાં વિદ્યાકલાની સૂક્ષ્મ સમૃદ્ધિ વધારવામાં પણ સિદ્ધરાજનો મોટો હાથ છે. ટૂંકામાં મૂળરાજે ગુજરાતનું સોલંકીરાજ્ય સ્થાપ્યું અને સિદ્ધરાજે એને સામ્રાજ્ય બનાવ્યું, અને એને પરિણામે ગુજરાતમાં એક પ્રકારની એકતા અને અસ્મિતા ઊભી થઈ.[3]

સિદ્ધરાજના રથ ઉપર કૂકડાનું ચિહ્ન હતું એમ વાગ્ભટાલંકારનો કર્તા કહે છે.[4] એનો દેહ સં. ૧૧૯૯ના કાર્તિક શુદ ત્રીજને દિવસે પડી ગયો એમ પ્રબંધો કહે છે.[5] બીજી તરફથી ઉપર નોંધેલો સં. ૧૨૦૦નો બાલીમાંથી લેખ મળ્યો છે તેમાં મહારાજાધિરાજ જયસિંહ-

૧ પ્ર. ચિં. પૃ. ૧૫૨.

૨ જુઓ મોહરાજપરાજય અ. ૩ માં કુબેરના મહેલનું વર્ણન.

૩ પ્રબંધોમાં ગુજરાતનું આ સ્વાભિમાન વારંવાર દેખાય છે. સહસ્રલિંગ સરોવર વરસાદથી ભરાઈ ગયાની હકીકત કહેવામાં હોશિયારી વાપરી વધામણી આપવા પહેલાં આવેલા મારવાડીને છેતરી ધૂર્ત ગુજરાતી ઈનામ ખાટી જાય છે એનો પ્ર. ચિં. ગર્વ લે છે જુઓ પૃ. ૧૩૧.

૪ આ स्यन्दनध्वजधृतोद्धुरताम्रचूडश्रीकर्णदेवनृपसूनुरयं रणाग्रे ॥

વા. પ. ૪, શ્લો ૮૧.

૫ જુઓ વિચારશ્રેણી અને કુ. પ્ર. પૃ. ૩૩

દેવના રાજ્યમાં એના સામંત મહારાજ આશ્વાક (આશરાજ)ના તાબાના કોઈ માણસે દાન આપ્યાની નોંધ છે[1] આ લેખથી સં ૧૨૦૦ સુધી જયસિંહ જીવતો હતો એમ માનવું કે લેખના આંકડાઓમાં ભૂલ થઈ ગઈ છે એમ માનવું? ૧૨નો આંકડો તો વંચાતો જ નથી, ફક્ત ૦૦ વંચાય છે છતાં લેખમાં જયસિંહદેવનું નામ છે એટલે ૦૦ પહેલાં આંકડા ૧૨ નો જ સંભવિત છે આ લેખ મળ્યો છે એના સામંતના પ્રદેશમાંથી અને મહિનો કે તિથિ લેખમાં નથી વળી હવે વર્ષ ગણવાની જુદી જુદી રીતો વાપરવામાં પ્રચલિત હતી અને વિક્રમ સંવત કાર્તિકી પણ હોય અને ચૈત્રી પણ હોય એટલે લેખમાં સં ૧૨૦૦ હોવા છતાં એ ખરેખર સં ૧૧૯૯ ના આરંભનો હોય એમ પણ બને આ લેખને સરખો માનીને તથા ગોહિલના સં ૧૨૦૨ નાને સિદ્ધરાજના વખતનો હ. હ. ધ્રુવને અનુસરીને, માનીને શ્રી મુનશીએ જયસિંહના મરણની ઉપર વિચારશ્રેણીમાંથી ઉતારેલી તારીખમાં શંકા કરી છે[2] એમણે વળી ટૉડનો ટેકો આપ્યો છે[3] પણ એ ટેકામાં દમ ખાસ નથી વળી સં ૧૨૦૧ નો કુમારપાળનો પહેલો લેખ મળ્યો છે એમ શ્રી મુનશી કહે છે પણ સં ૧૧૯૯ ગાવ ગ શમી ગુરુએ મા'નમા રહીને ત્યારે અણહિલપુરમાં રાજા કુમારપાળ રાજ્ય કરતો હતો ત્યારે લક્ષ્મણગણિએ સુપાસનાહચરિય (પાર્શ્વનાથચરિત્ર) પ્રાકૃતમાં લખ્યું એવી એ ગ્રન્થની પ્રશસ્તિમાં નોંધ છે[4] કુમારપાળના સમયની પહેલી તારીખ સં ૧૨૦૧ નહિ પણ સં ૧૧૯૯ ના માઘ

---

૧ એ. ઇ ગ્રં ૧૧, પૃ ૭૩

૨ ગ્લોરી ધેટ વાઝ ગુર્જરદેશ પૃ ૧૬૧-૧૬૨ તથા તેની ટિપ્પણીઓ

૩ ટૉડ ટ્રાવેલ્સ ઇન વેસ્ટર્ન ઇન્ડિયા પૃ ૧૮૨ જેમાં સહસ્રલિંગ સરોવર સં ૧૨૦૨ માં પૂરું થયાનો લેખ ટૉડને મળેલો એમ કહ્યું છે

૪ જુઓ જૈ સા ઇ પૃ ૨૬૫, અને પ્રાચીન ગુજરાતના સાં ઇ ની સાધન સામગ્રી પૃ ૮૪-૮૫.

શુદિ છે મતલબ કે સિદ્ધરાજના મરણની ઉપર પ્રબંધોને અનુસરીને આપેલી તારીખ સાચી છે

દોહદના લેખમાં સ. ૧૧૯૬ મા સેનાપતિ કેશવ શ્રી. ગોગ્ગનારાયણદેવની પ્રતિષ્ઠા કરી' એમ લખ્યુ છે અને પછી ઉમેર્યું છે કે "આ દેવની પૂજા માટે સ. ૧૨૦૨ મા ગોદ્રહકના મહામંડલેશ્વર શ્રી વામનદેવની કૃપાથી (થયેલા અધિકારી) રાણા સાકગસિંહે ત્રણ હળ જમીન આપી છે." આ જોતા બુલ્હરે વર્ષો પહેલા કહેલુ તેમ મૂળ લેખ સ. ૧૧૯૬ માં લખાયેલો જ્યારે પાછળનો ભાગ સ ૧૨૦૨ મા જયસિંહના મૃત્યુ બાદ ઉમેરાયો હોય એ સભંવ છે મતલબ કે હરિહર્ષદ ધ્રુવ એ લેખ ઉપરથી સ. ૧૨૦૨ સુધી જયસિંહ જીવતો હતો એમ ઠરાવવા માગે છે એમા પોતે સમત નથી એમ બુલ્હર કહે છે.[1] હુ પણ સમત નથી શ્રી રસિકલાલ પરીખ પણ બાલીના લેખની તારીખમાં શકા કરે છે.[2]

## સિદ્ધરાજના સિક્કાઓ

બીજી એક વાત. ગુજરાતના મધ્યકાલીન રાજપૂત ઇતિહાસમાં પાટણના કોઈ રાજાએ પોતાના નામના સિક્કા પાડયા હોય એમ દેખાતુ નથી એવું મે લખ્યુ છે. (ગુ ઈ ના પ્ર. સાધનો નામના નિબધમા), મુનિ શ્રીજિનવિજયજીએ ઉપર કહેલા અમદાવાદ સાહિત્ય સભા આગળના વ્યાખ્યાનમા આ જ મતલબનુ કહેલુ છે (જુઓ પૃ ૫૬), તથા શ્રી ર. વ જ્ઞાનીએ પણ એમ જ કહ્યુ છે (જુઓ બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા ૧૯૩૪–૩૫ પુ. ૧ પૃ. ૫૮), અને શ્રી ગિ વ. આચાર્યે શ્રી શ્રીમજ્જયસિંહ અક્ષરોવાળા થોડા ત્રાંબાના કટકા સિવાય બારમા તેરમા શતકના ગુજરાતના રાજાઓના સિક્કા મળતા નથી એમ પહેલાં લખેલુ (જુઓ વડોદરાની સાતમી ઓ.

૧ ઇ. એ. ગ્ર. ૧૦, પૃ. ૧૫૮. ગુ ઐ. લે. ૧૪૬ ક
૨ કા. ઉ પૃ. ૧૬૭ ટિ

ઑ. નો રિપોર્ટ ૧૯૩૩ પૃ. ૯૫) જના શ્રી આચાર્યે અને શ્રી જ્ઞાનીએ જ હમણા નીચેની માહિતી આપી છે કે ન્યુમેસ્મેટિક સપ્લિમેન્ટ નં. ૭માં શ્રી આર. બર્ને સિદ્ધરાજના એક સોનાના સિક્કાની નોંધ કરી છે, જેમાં શ્રી સિદ્ધરાજ એ રીતે શબ્દ છે અને એ એ સો. ના જર્નલના ન્યુમેસ્મેટિક સપ્લિમેન્ટ નં. ૪૬મા લખનૌ મ્યુઝિયમના ક્યુરેટરે એક સોનાના સિક્કાનું વર્ણન છાપવા મોકલ્યું છે, જેમાં સિદ્ધરાજ જયસિંહ એ રીતે આખું નામ છે. આ રીતે, આ વિરલ સિક્કાઓથી ગુજરાતના મધ્યકાલીન રાજપૂત રાજાઓના સિક્કા નથી મળતા એ સામાન્ય વિધાનને કંઈ બાધ આવતો નથી.

# પ્રકરણ ૧૩ મું

# કુમારપાલ

## ઈ. સ. ૧૧૪૨-૪૩ થી ઈ. સ. ૧૧૭૩
## (વિ. સં. ૧૧૯૯ થી વિ. સં. ૧૨૨૯)

### કુમારપાલના વડવાઓ

સિદ્ધરાજ જયસિંહે પુત્રકામનાથી સોમનાથની પગે ચાલીને યાત્રા કરી હતી, પણ શંકરે ‘તારા પછી તારો ભત્રીજો કુમારપાલ ગાદીએ બેસશે,’ એમ સિદ્ધરાજને કહ્યું એવું સ્પષ્ટ કથન દ્વયાશ્રય (સ ૧૫ શ્લો ૫૫)માં તથા ચિતોડના કિલ્લાના કુમારપાલના લેખમાં છે અને બીજા પ્રબંધોમાં એનો જ ઉતારો મળે છે. આ સ્પષ્ટ પુરાવાને આધારે સિદ્ધરાજને સાત પુત્રો હોવાની ભાટોની દંતકથા ખોટી માનવી પડશે[1] અને સિદ્ધરાજને પુત્ર ન હોવાથી કુમારપાલ પાટણની ગાદીએ બેઠો એ જ સાચી વાત ઠરે છે. કુમારપાલની વંશાવળી દ્વયાશ્રયમાં તથા ચિતોડના કિલ્લાના લેખમાં નીચે પ્રમાણે આપી છે: ભીમદેવ પહેલાને ક્ષેમરાજ નામનો પુત્ર હતો, આ ક્ષેમરાજનો પુત્ર દેવપ્રસાદ, દેવપ્રસાદનો ત્રિભુવનપાલ અને ત્રિભુવનપાલનો કુમારપાલ. ત્રિભુવનપાલને કાશ્મીરાદેવીથી કુમારપાલ ઉપરાંત મહીપાલ અને કીર્તિપાલ નામના બે પુત્રો હતા એમ જિનમંડનગણિના કુ. પ્ર. માં કહ્યું છે. એ જ ગ્રન્થકાર

---

૧ ચિતોડના કિલ્લાનો લેખ સ્વ. ગૌ. હી. ઓઝાએ રાજપુતાનેકા ઇતિહાસ ખ. ૧, પૃ ૨૧૮, ટિ.માં પણ પ્રકટ કર્યો છે. ભાટોની ખ્યાતોમાં સિદ્ધરાજને ગહિલરાવ, બાઘરાવ, તેજસી, મલખાન, તેણનીરાવ અને સગતિકુમાર એ સાત (નામ છ જ છે) પુત્રો હોવાનું કથન મળે છે તેને ભાટોની ટાઢાપહોરની કલ્પના જ ગણવી પડશે. (પ્રસ્થાન પુ ૯, અ. ૩, પૃ. ૧૯૨).

લખ્યું છે.[1] પણ દ્વ્યાશ્રય, પ્ર. ચિ. વગેરેમાં ન હોવાથી ત્રિભુવનપાલને સિદ્ધરાજે મરાવ્યાની વાત શંકાસ્પદ છે, એટલું જ નહિ, પણ હેમચન્દ્રે ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિતની પ્રશસ્તિમાં કુમારપાલના મામા સિદ્ધરાજ વિશે જે શબ્દ મૂકયા છે તેમાં કાંઈ કડવાં તેનુ નથી પાછળના પ્રબંધ કહે છે તેમ ત્રિભુવનપાલને સિદ્ધરાજે મરાવી નાખ્યો હોત અને પોતાને સતત મરણભયમાં રાખ્યો હોત તો "પહેલાં તમારી તરફ ભક્તિવાળા મારા પૂર્વજ રાજા સિદ્ધરાજની માગણીથી તમે વ્યાકરણ રચ્યું" એવા શબ્દ કુમારપાલની દ્વેષપૂર્ણ વૃત્તિ સિદ્ધરાજ તરફ છે એમ જાણનાર હેમચન્દ્રે ન મૂક્યા હોત. આ રીતે ત્રિ શ પુ. ચરિતની પ્રશસ્તિના આ શબ્દોને હું તો સિદ્ધરાજની નિર્દોષતાના સૂચક ગણું છું હેમચન્દ્રનું સાધારણ વલણ જોતાં હું વધારે પડતો અર્થ શોધું છું એમ બીજાને લાગે ગમે તેમ પણ હેમચન્દ્ર અને સોમપ્રભસૂરિ જેવા સમકાલીન વિદ્વાનોનું મૌન શંકાશીલ બનાવવા માટે પૂરતું છે વળી કુમારપાલના ઉત્કીર્ણ લેખોમાં સિદ્ધરાજ વિશે પ્રશંસાપૂર્ણ કથનો છે, જ્યારે પિતૃઘાતી જગદેવનું નામ જ પછીના ચૌલુક્ય લેખોમાં પડતું મૂકવામાં આવ્યું છે[2]

## ગાદીએ બેઠા પહેલાં કુમારપાલને થયેલી રખડપટ્ટી

કુમારપાલને મારી નાખવા માટે સિદ્ધરાજે પ્રયત્ન કરેલા એવું માનવા માટે પણ લગભગ સમકાલીન કે નજીકના સમયના ગણાય તેવા પૂરતા પુરાવા નથી; છતાં એ અસંભવિત તો નથી જ અને રાજ્ય મળ્યા પહેલાં પાટણની બહાર કુમારપાલ ભટકતો હતો એટલી વાત ચોક્કસ છે. જો કે એ વાત દ્વ્યાશ્રયમાં નથી, પણ કુમારપાલના મરણ પછી તરતમાં લખાયેલ મોહરાજપરાજયમાં 'કુતૂહલથી પૃથ્વીમાં કુમાર-'

---

૧ જુઓ કુ. પ્ર પૃ. ૭૩, જયસિંહસૂરિનું કુ. ચ. સ. ૩, શ્લો ૬૬ થી ૯૯.

૨ જુઓ ગુ એ. લે ન. ૧૪૭, વડનગર–પ્રશસ્તિનો શ્લો. ૧૧.

પાન ફરતો હતો' એ રીતે વર્ણવ્યું છે[1] ત્યારે પ્ર. ચિ મા તેમજ જયસિંહસૂરિ, જિનમંડનગણિ વગેરેના પ્રબંધોમાં લખ્યું છે કે સિદ્ધરાજ મારી નાખશે એ બીકથી કુમારપાલ પાટણ છોડીને બહાર સંતાતો ફરતો હતો અને સિદ્ધરાજના માણસો એને શોધવા પાછળ ફરતા હતા આ રખડપટ્ટીમાં એને અનેક પ્રકારનાં દુઃખ પડ્યાં, એકાદ વખત ત્રણ દિવસ ખાવાનું પણ નહિ મળેલું આ રીતે સાત વર્ષ રખડવામાં ગયાં અને છેવટે એક દિવસ (પોતે માળવામાં હતો ત્યાં) ત્યાંથી સિદ્ધરાજના મરણના સમાચાર સાંભળી બનતી ઝડપે એ પાટણ પહોંચ્યો[2] પ્રબંધોના કથનો પ્રમાણે સિદ્ધરાજ ઈ સ ૧૧૪૨ ના નવેમ્બર (વિ સ ૧૧૯૯) કાર્તિક સુદિ ત્રીજને દિવસે મરણ પામ્યો, પછી ત્રીશ દિવસ સુધી સિદ્ધરાજની ચાખડી (પાદુકા)એ રાજ્ય કર્યું[3] ત્યારે ત્રણ દિવસ પાદુકાએ રાજ્ય કર્યું કે એ તારીખો જોતાં જૂન લાગે છે

ટૂંકમાં સિદ્ધરાજના મરણ વખતે કુમારપાલ પાટણમાં નહોતો અને એ ખબર સાંભળીને બનતી ઝડપથી પાટણ પહોંચ્યો એટલી વાત નક્કી પાટણ આવી પોતાના બનેવી કાન્હડદેવને[4] મળ્યો અને એની મદદથી, બીજા બે ઉમેદવારો કરતાં સૌને હોશિયાર જણાવાથી ગાદી ઉપર બેઠો અને વિ સ ૧૧૯૯ની માગસર સુદિ ચોથે એટલે ઈ સ ૧૧૪૩ ના ડિસેમ્બરની આખરમાં એનો રાજ્યાભિષેક થયો[5] અને

૧ चक्रे च सकल कुतूहलितया बभ्राम भूमण्डलम् ।
મોહરાજપરાજય અ ૧, શ્લો ૨૯

૨ પ્ર. ચિ પૃ ૧૯૪–૧૯૫, ટ. ચ હે સ. પ્ર ૩૯૧ થી ૩૯૪, જિ ગણિનો કુ પ્ર પૃ ૨૪ થી ૩૩ કુમારપાલની આ રખડપટ્ટી તો જૈન પ્રબંધોમાં ઘણા વિસ્તારથી વર્ણવી છે પણ એ વિસ્તાર દેખીતો કલ્પિત છે

૩ જુઓ વિચારશ્રેણી, તથા જિ ગણિનો કુ પ્ર પૃ ૩૩, ચ પ્ર. ૬ ૧૦૭

૪ આ કાન્હડદેવ કે કૃષ્ણદેવ કુમારપાલની બહેન પ્રેમલદેવીને પરણ્યો હતો

૫ કુમારપાલની ગાદીએ બેસવાની આ તારીખ વિચારશ્રેણીમાં આપી છે અને જિનમંડનગણિના કુ પ્ર મા માગસર વદિ ૪ લખેલ છે અને સ ૧૧૯૯

પ્ર. ચિ. કહે છે તેમ ૫૦ વર્ષનો પ્રૌઢ ઉમરનો હોવાથી તથા દેશ પરદેશમાં ફરેલો હોવાથી કુમારપાલ હોશિયારીથી રાજ્યનું શાસન કરવા લાગ્યો.[1]

## શરૂઆતનાં કાવતરાં

ગાદીએ બેઠા પછી તરતમાં રાજ્યના જૂના ખટપટી માણસોએ કુમારપાલને કપટથી મારી નાખવાનો પણ નાગડો રચ્યો હતો, પણ એને એ કાવતરાની અગાઉથી ખબર મળી જવાને લીધે કાવતરાખોરો ફાવ્યા નહિ અને રાજાએ મુખ્ય કાવતરાખોરોને મારી નખાવ્યા એમ પ્રબન્ધો કહે છે.[2]

## કાન્હડદેવની ઉદ્ધતાઈ અને એને કરેલી શિક્ષા

વળી મંડલેશ્વર કાન્હડદેવ (કે કૃષ્ણદેવ) જેણે કુમારપાલને ગાદીએ બેસવામાં મદદ કરી હતી તે રાજાની સભામાં પણ એના મનને ખૂંચે એવી મશ્કરી કર્યા કરતો. રાજાએ એકાદ વખત એને

---

માઘ સુદિમાં લખાયેલી ગ્રંથપ્રશસ્તિના ઉપર નોંધ્યું છે તેમ કુમારપાલનું રાજ્ય હોવાનો ઉલ્લેખ હોવાથી ઉપલી રાજ્યાભિષેકની તારીખ સાચી હોવાનો સંભવ છે. શ્રી મુનશીએ સં. ૧૧૯૯ના પ્રશસ્તિ-ઉલ્લેખની નોંધ જ નથી લીધી, સં. ૧૨૦૨ને જ કુમારપાલની પહેલી ઉપલબ્ધ તારીખ માની છે (જુઓ પૃ. ૧૮૮) અને શ્રી રસિકલાલ પરીખે સં. ૩૫૬ નોંધેલા પ્રશસ્તિઉલ્લેખ ૧૧૯૯ માર્ગશીર્ષનો કહ્યો છે, પણ એ મુનિ જિનવિજયજીની 'સાલવારી'માં છાપભૂલથી માઘને બદલે માર્ગ છપાયું છે અને પરિણામે સરતચૂક થઈ છે (જુઓ જિનવિજયજીકૃત પ્રાચીન ગુજરાતના ઇતિહાસની સાધનસામગ્રી પૃ. ૭૫. તથા જૈ. સા. ઇ. પૃ. ૨૭૫)

૧ કુમારપાલની પસંદગી કેવી રીતે થઈ એનું વર્ણન પ્ર. ચિ. પૃ. ૧૬૬, પ્ર. ચ. હે. સૂ. શ્લો. ૪૦૩ થી ૪૧૫ તથા કુ. પ્ર. પૃ. ૩૩ માં આપેલ છે. મહીપાલ કુમારપાલ કરતાં મોટી ઉમરનો હતો એમ શ્રી. મુનશી શા ઉપરથી કહે છે? (પૃ. ૧૮૪).

૨ જુઓ પ્ર. ચિ. પૃ. ૧૬૬ તથા કુ. પ્ર. પૃ. ૩૮.

સમજાવ્યો પણ એ સમજ્યો નહિ, એટલે પોતાના માણસો પાસે એના હાથ પગ ભાંગી નખાવ્યા અને બેય આંખો ફોડાવી નાખી એને કેદ મોકલી દીધો[1] આ બનાવ પછીની અસર બીજા સામંતો ઉપર સારી સારી થઈ અને એ બધાએ ઉપરના બનાવ પછી રાજાની પગલે પગલે સેવા કરવા માંડી[2] એમ પણ પ્રબંધો કહે છે

જેમ કુમારપાલે પોતાની વિરુદ્ધ વર્તનારની સખત ખબર લીધી તેમ પોતાના ઉપર પડેલા ઉપકાર કરનાર ઉદયનના પુત્ર વાગ્ભટને મહામાત્ય બનાવ્યો, આલિગ નામના માણસને મુખ્ય પ્રધાન બનાવ્યો, વોસરિને લાટમંડળ આપ્યું—વગેરે પ્રબંધકારના લખેલા પ્રબંધોમાં આવ્યું છે પણ આ બાબતમાં પ્રબંધોના કથનોમાં ગરબડ જોવામાં આવે છે તે આગળ મંત્રિમંડળના વર્ણન પ્રસંગે જોઈશું

## કુમારપાલના સમયની તારીખો

સિદ્ધરાજ કરતાં પણ કુમારપાલના સમયની તારીખો વધારે સચવાયેલી મળે છે જેમાં ૨૦ ઉત્કીર્ણ લેખ છે (બે તામ્રપત્રો અને બાકીના શિલાલેખો) અને આટલી જ પુસ્તકપ્રશસ્તિઓ મળે છે આ તારીખો સાથે કુમારપાલના વૃત્તાન્તને પ્રકાશ પડતો હોઈ તે વૃત્તાન્તના ક્રમમાં જોડવાનું રાખી અહીં સંક્ષેપમાં તારીખો નોંધીને સંતોષ માન્યો છે

(૧) કુમારપાલના સમયનો પહેલો લેખ તે પછી ઈ સ ૧૧૪૫ નો ઉપર કહેલો સં ૧૧૯૯ માઘનો પ્રશસ્તિલેખ તે પછી ઈ સ ૧૧૪૫ (વિ સ ૧૨૦૨ ના ચૈત્ર વદિ ૭) નો માંગરોળનો શિલાલેખ આવે છે જેમાં કુમારપાલને સમસ્તરાજાવલીવિરાજિત મહારાજ ઉમાપતિવરલબ્ધ શ્રી કુમારપાલના રાજ્યમાં તત્પાદપદ્મોપજીવી મહામાત્ય સહદેવ ત્યારે શ્રી

---

૧ કૃષ્ણદેવ સંબંધી આ વૃત્તાન્ત પ્ર ચિં પૃ ૧૯૩ તથા કુ પ્ર પૃ ૩૩ માં આપેલ છે

૨ પ્ર ચિં પૃ ૧૯૬

(૭) સંવત ૧૨૦૮ જ્યેષ્ઠ સુદિ  રવિએ અણહિલપાટણમાં પુસ્તિકા ગ્રંથ લખાયો છે જેમાં કુમારપાલને 'સમસ્તરાજાવલી સમલંકૃત મહારાજાધિરાજ ઉમાપતિવરલબ્ધપ્રસાદ પ્રૌઢપ્રતાપ નિજભુજવિક્રમરણાંગણવિનિર્જિત- ભુજબલોપેત-શાકંભરીભૂપાલ ' એ બિરુદો છે. સં ૧૨૦૭ કે ૧૨૦૮ થી શરૂ થયેલું શાકંભરીના વિજયનું સૂચક બિરુદ છેક સુધી ચાલુ રહ્યું છે. સં ૧૨૦૮ માં મહામાત્ય શ્રી મહાદેવ હતો.[1]

(૮) ઈ સ ૧૧૫૩ (વિ સં ૧૨૦૯ માઘ વદિ ૧૪ શનિ)નો કિરાડુમાંથી કુમારપાલના સામન્ત આલ્હણદેવનો શિલાલેખ મળ્યો છે જેમાં લખ્યું છે કે શાકંભરીના વિજેતા કુમારપાલના મહારાજ્યમાં સ્વામીની કૃપાથી જેને કિરાડુ રાજ્ય પ્રાપ્ત થયું છે તેવા રાજા આલ્હણદેવે પોતાના રાજ્યમાં પ્રત્યેક પક્ષની અષ્ટમી એકાદશી અને ચતુર્દશીના દિવસોએ જીવહિંસાની મના કરી.[2]

આ આલ્હણદેવના ત્રીજા પુત્ર કીર્તિપાલથી જાલોરના સોનગરા ચાહમાનની શાખા ચાલી છે.[3]

(૯) ઈ સ ૧૧૫૩ (વિ સં ૧૨૦૯ જ્યેષ્ઠ વદિ ૪)નો પાલી (જોધપુર રાજ્ય)ના સોમનાથના મંદિરમાંથી શિલાલેખ મળ્યો છે, તેમાં ઉપરના નં ૭ વાળા જ બિરુદો છે.[4]

(૧૦) ઈ સ ૧૧૫૪ (વિ સં ૧૨૧૦ જ્યે સુ ૪)નો બાલી (ગોડવાડ જિલ્લો જોધપુર)માંથી શિલાલેખ મળ્યો છે જેમાં નડૂલના નાયક તરીકે વૈજલ્લનું નામ છે, કુમારપાલના બિરુદો એ જ છે.[5]

૧ જ પુ પ્ર સં ૬૮

૨ એ ઇ પુ ૧૧ પૃ ૪૮

૩ ભા નટ પ્રાચીન રાજવંશ પ્ર ભા પૃ ૩૦૧

૪ પૂના આર્કિઓલોજિકલ સ ૧, નં ૨, પૃ ૬૧, ડો ભૈ ઇ નં ૧૪૦, અ

૫ એજન પૃ ૬૩, એજન નં ૧૪૮, બ.

(૧૧) ઈ. સ ૧૧૫૬ (સં. ૧૨૧૨ જ્યેષ્ઠ સુદિ ૧૪ ગુરુ)ની પૃથ્વીચન્દ્રચરિતની પ્રશસ્તિ મળી છે જેમા શબ્દરચના થોડી જુદી જાતની છે "ચૌલુક્યકુલકલિકાવિકાસ, કર્ણાટરાયમાનમર્દનકર, સપાદલક્ષરાષ્ટ્રવનદહનદાવાનલ માલવરાષ્ટ્રે નિજના. સ્થાપનકર, મલ્લરાજપાટોદ્દહનપુરાધૌરેય પાર્વતીપ્રિયવરલબ્ધપ્રસાદ" વગેરે આ લેખની પોતાની રચના છે. અને લાટમડળમા કુમારપાલનો પ્રસાદ મેળવીને મહાપ્રચડ દડનાયક થયેલા શ્રીવોસરિના વખતમાં ખભાતમા ગ્રન્થ લખાયો છે આ લેખમા માહી અને દમણની વચ્ચે આવેલા પ્રદેશને લાટમડલ કહેલ છે.[૧]

(૧૨) ઈ. સ. ૧૧૫૬ની આખરનુ (વિ સ. ૧૨૧૩ માર્ગ. વ ૧૦નુ) નડ્ડૂલનુ તામ્રપત્ર મળ્યુ છે જેમા એ જ બિરુદો છે મહામાત્યનુ નામ વાહડ આપેલ છે.[૨]

(૧૩) ઇ. સ ૧૧૫૬ (વિ સ. ૧૨૧૩) નો સેવાડીનો લેખ મળ્યો છે જેમા નડ્ડૂલનો દડનાયક વઇજજ કે વૈજલદેવ હોવાનુ કહ્યુ છે[૩]

(૧૪) ઇ. સ. ૧૧૫૯ (સ. ૧૨૧૫ આશ્વિન સુદિ ૧૪ બુધે) આ કાવ્યપ્રકાશની હાથપ્રત લખાઈ છે.[૪]

(૧૫) ઈ. સ ૧૧૬૦ (સ. ૧૨૧૬) કુમારપાલના રાજ્યમા હરિભદ્રસૂરિએ નેમિનાથચરિત અપભ્રશમા લખ્યુ છે[૫]

(૧૬) ઈ સ ૧૧૬૦ (વિ સ ૧૨૧૬ શ્રાવણ વદિ ૧ વાર

---

૧ જૈ. પુ. પ્ર. સ. ૬૯.
૨ ઇ એ ગ્ર. ૪૧ પૃ. ૨૦૨, ગુ ઐ લે. ન. ૧૪૮. ક.
૩ પ્રો. રિ આ. સ વે. સ ૧૯૦૭ પૃ. ૫૨. એ. ઇ ગ્ર. ૧૧, પૃ. ૪૩. પ્રા જૈ લે. સ. લેખાંક ૩૨૯
૪ જૈ. પુ. પ્ર. સ ૭૪.
૫ જે. ભાં. ગ્ર સૂચિ પૃ. ૨૮, જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ. ૨૭૯.

શુક્ર) માનીતો શિલાલેખ મળ્યો છે જેમાં નફુલના દંડનાયક તરીકે વઇજલ્લદેવનુ નામ છે એ વખતે મહામાત્ય મહાદેવ હતા[1]

(૧૭) ઈ સ ૧૧૬૨ (વિ સ ૧૨૧૮ દિ આષાઢ સુદિ ૭ ગુરુ) ક પર્યુષિ પુસ્તક લખાયુ છે જેમા કુમારપાલના મહામાત્યનુ નામ યશોધવલ છે[2]

(૧૮) ઈ સ ૧૧૬૨ (વિ સ ૧૨૧૮ આશ્વિન સુદિ ૧ ગુરુ) નો ક્રિરાડના ખંડેરના શિવમન્દિરનો લેખ છે જેનો વિશેષ ઉલ્લેખ આગળ આવશે[3]

(૧૯) ઈ સ ૧૧૬૩ (વિ સ ૧૨૨૦ પોષ સુદિ ૧૨ ગણુ ક્રી) નો ઉદયપુર (ગ્વાલિયરમાંથી લેખ મળ્યો છે જેમા મહામાત્યનુ નામ યશોધવલ છે[4]

(૨૦) ઈ સ ૧૧૬૪ (વિ. સ ૧૨૨૧) ના જાલોરના લેખમા "પ્રભુ શ્રીહેમસૂરિપ્રબોધિત ગૂર્જરધરાધીશ્વર કુમારપાલદેવ કારિત કુમારવિહારમા એવા શબ્દ છે[5]

(૨૧) ઈ સ ૧૧૬૫ (વિ સ ૧૨૨૧ જ્યેષ્ઠ સુદિ ૯ શુક્ર) જેનો કુમારપાલદેવના પ્રસાદનુ પાત્ર એવા શ્રીધાગવર્ણ ગજના ગચ્છમા ચઢાવતીમા રત્નચૂડકથા લખાઈ છે આમા શ્રી કુમારપાલને જિનશાસક પ્રભાવ અને પરમ શ્રાવક કહ્યો છે[6]

---

૧ પૂના ઓરિએન્ટલિસ્ટ ગ્ર ૧, ન ૨, પૃ ૪૪ ગુ એ લે ન ૧૪૯, અ

૨ જૈ પુ પ્ર સ ૭ આ વિ સ ની અંગ્રેજી તારીખ ઇ સ ૧૧૬૧ જૂન હોવી જોઈએ એમ તદ્વિદ કહેલું છે, ઇ એ ગ્ર ૧૮, પૃ ૩૪૧ મા

૩ પૂના ઓરિએન્ટલિસ્ટ ગ્ર ૧ ન ૨, પૃ ૪૭ ગુ એ. લે ન ૧૪૮ બ.

૪ ઇ એ ગ્ર ૧૮, પૃ ૩૪૧

૫ એ. ઇ. ગ્ર ૧૧, પૃ ૫૪, ગુ. એ લે. ન ૨૪૧ આ પ્રા જૈ લે. સ ન ૩૫૨

૬ જૈ પુ પ્ર પ્ર ૮૩

(૨૨) ગિરનારમાંથી ઈ સ ૧૧૬૬ અને ૧૧૬૬ અને ૧૧૬૭ (સ ૧૨૨૨ અને ૧૨૨૩) ના અતિ ટૂકા કુમારપાલના મંત્રી શ્રી આણાકના લેખ મળ્યા છે જો કે એમા કુમારપાલનુ નામ નથી[1]

(૨૩) ઈ. સ ૧૧૬૯ (સ. ૧૨૨૫ પોષ સુદિ ૫)મા નાનાધર્મ કથાદિ-પડગ વિવરણ લખાયેલ છે ત્યારે મહામાત્ય શ્રી કુમરસિંહ હતો[2]

(૨૪) ઈ. સ ૧૧૬૯ (વિ સ. ૧૨૨૫-સિંહ સ. ૬૦ અને વલભી સ. ૮૫૦ નો) ત્રણેય સવતવાળો કુમારપાલનો જૂનાગઢના મંગનાથ મદિરમાંથી લેખ મળ્યો છે જેમા કોતરનારનુ નામ શીકાક આપ્યુ છે અને મહામાત્યનુ ધવલ છે[3]

(૨૫) ઈ સ ૧૧૬૯ (વિ સ. ૧૨૨૫, વલભી સ. ૮૫૦) નો પ્રભાસપાટણમા ભદ્રકાળીના મદિરમા રાજા કુમારપાલનો લેખ મળ્યો છે જેમા સોમનાથના મદિરની સ્થાપનાનો તથા પછીના જીર્ણોદ્ધારનો વૃત્તાન્ત આપ્યો છે આ લેખમા કુમારપાલને 'માહેશ્વરનૃપાગ્રણી' કહ્યો છે પ્રશસ્તિલેખક પોતાને ગીધ્રકવિ કહે છે પણ એનુ નામ નથી જણાવાતુ[4]

(૨૬) ઈ. સ ૧૧૬૯ (સ ૧૨૨૫)ની શાન્તિસૂરિરચિત પ્રાકૃત પૃથ્વીચન્દ્રચરિતની પ્રશસ્તિ[5]

(૨૭) ઈ સ ૧૧૭૦ (સ ૧૨૨૭ માર્ગશીર્ષ સુદિ ૧૧ મહા-

---

૧ રી. લી એ રી ઓ. પૃ ૩૫૯ તથા પ્રા જૈ. લે સ. લેખાંક ૫૦-૫૧

૨ જૈ. પુ પ્ર સ. ૯૯.

૩ ભા પ્રા. શો સ. પૃ. ૧૮૪, ગુ. ઐ લે. ન. ૧૫૪.

૪ ભા. પ્રા શો સ પૃ. ૧૮૬. ગુ. ઐ. લે. ન. ૧૫૫.

૫ જેસલમીર ભાંડાગારીય ગ્રન્થસૂચિ. પૃ. ૧૭, જૈ. આ. ઇ પૃ. ૨૩૮.

પુરવચરિત પુસ્તક લખાયું કે ચાર મહ શ્રીવાધૂર શ્રીકરણાદિ મુદ્રાવ્યાપાર કરતા હતા[1]

(૨૮) ઈ સ ૧૧૭૧ (સ ૧૨૨૭)મા અણુહીલપાટકમા કુમારપાલના રાજ્યકાળમાં એક પુસ્તક લખાયું કે જેમા રાજાને 'મુગ્રાવ' કહેલ છે[2]

(૨૯) ઈ સ ૧૧૭૨ (સ ૧૨૨૮ માર્ગશીર્ષ સુદિ ૧૩ સોમે) કુમારપાલના રાજ્યકાળમાં ચૌહાણ કેલ્હણનો લેખ મળ્યો છે[3]

(૩૦) ઈ ૧૧૭૨ (સ ૧૨૨૮ શ્રાવણ સુદિ ૧ સોમે) યોગશાસ્ત્ર અને વીતરાગસ્તોત્ર એ બે ગ્રન્થ લખાયા છે આમા કુમારપાલને 'પરમાર્હત' કહેલ છે પણ 'ઉમાપતિવરલબ્ધપ્રતાપ' એ બિરુદ નથી[4]

સંવત વગરના લેખ

(૩૧, ૩૨) કુમારપાલના સમયના બે શિલાલેખ (૧) રતનપુર (જોધપુર તાબે)નો અને બીજો પ્રાચી (સૌરાષ્ટ્ર)નો સવત વગરના મળ્યા છે[5] પહેલા લેખમાં કુમારપાલનાં સામાન્ય બિરુદ છે અને શભુની કૃપાથી મહારાજ ભૂપાલ રાયપાલ પાસેથી રતનપુર ચોરાશીના એવા શ્રીપૂનપાક્ષદેવ રી મહારાણી ગિરિજાદેવીએ અમુક તિથિઓમા પ્રાણીઓને અભયદાન આપ્યુ છે જ્યારે પ્રાચીના લેખમા સોમનાથપાટણના રક્ષણ માટે શ્રીગુમદેવને નીમ્યો હતો એમ કહેલુ છે આ નવી બીજી અનુપલબ્ધ વાત છે

આ ઉપરાત કુમારપાલના રાજ્યકાળમાં જ રાજવિરોધ થયા લખના કેટલા સંગો હેમચન્દ્રાચાર્યે જ રચેલ પ્રાકૃત કુમારપાલચરિત, એમણે જ

1 જૈ પુ પ્ર સ ૧૧
2 જૈ પુ પ્ર સ પૃ ૮
3 એ ઇ ગ્ર ૧૧ ના ચહુઆણ લેખો ન ૧૪ ગુ એ લે ન ૨૪૧ ખ.
4 જૈ પુ પ્ર સ ૬૩
5 ગુ. ઐ. લે ન ૧૫૫ અ અને ૧૫૫ ગ

રચેલ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર અને મહાવીરચરિત વગેરેમાં સ્વલ્પ ઉલ્લેખો છે. વળી નજીકના સમયના—કુમારપાલના વખતમાં વિદ્યમાન હોય એવા પુરુષોએ લખેલા બે ગ્રન્થ છે (૧) કુમારપાલપ્રતિબોધ અને (૨) મોહરાજપરાજય. પાછળથી લખાયેલા તો ઘણા ગ્રન્થ છે.

### અજમેરના આન્ન ઉપર ચડાઈ

કુમારપાલના પરાક્રમોમાં સૌથી વધારે મહત્ત્વનું સ્થાન અજમેરના રાજા આન્ન ઉપરની ચડાઈને ઉત્કીર્ણ લેખોમાં તથા પ્રબંધોમાં મળેલું છે. વળી કાલાનુક્રમમાં એ પહેલું પરાક્રમ હોવાનો સંભવ છે. કુમારપાલ ગાદીએ બેઠા પછી થોડા વખતમાં જ એ બનાવ બન્યો લાગે છે. આ બનાવનું જૂનામાં જૂનું વર્ણન દ્વ્યાશ્રય (સર્ગ ૧૬, ૧૭ અને ૧૮)માં મળે છે. દ્વ્યાશ્રયકાર લખે છે કે—" પછી એક વાર[1] સપાદલક્ષના

૧ અજમેરના રાજા ગુજરાત ઉપર શા માટે ચડી આવ્યો એ દ્વ્યાશ્રયમાં તો કહ્યું જ નથી, ફક્ત અતર્કિત રીતે ચડી આવ્યો (સ. ૧૬-૬) એમ કહ્યું છે. પ્ર. ચિં. (પૃ. ૧૯૮)ના કહેવાનો સાર એવો લાગે છે કે સિદ્ધરાજે જેને દીકરો માનેલો તે બાહડ કે ચાહડ પોતાને ગાદી ન મળવાથી આન્નને મળી ગયો અને ગુજરાત ઉપર એને તેડી લાવ્યો. અને ચતુર્વિંશતિપ્રબંધ (પૃ. ૧૦૩)માં, જયસિંહસૂરિના કુમારપાલચરિત (સ. ૪. શ્લો. ૧૫૦ થી ૧૭૩)માં તથા જિ. ગણિના કુ. પ્ર. (પૃ. ૪૦)માં લખ્યું છે કે કુમારપાલની બહેન દેવલદેવીને અજમેરના ચોહાણ રાજા આન્ન કે અર્ણોરાજને પરણાવી હતી. હવે એક વખતે આ રાજા-રાણી ચોપાટ રમતાં હતાં ત્યાં રાજાએ સોગઠાને લક્ષીને ગુજરાતીઓને કાંઈક ગાળ દીધી એટલે રાણીએ ગુસ્સે થઈને પોતાના ભાઈની બીક દેખાડી. પરિણામે આન્ને લાત મારીને દેવલદેવીને કાઢી મૂકી એટલે એ ભાઈ પાસે પાટણ આવી અને ભાઈને પોતાના વર સામે લડવા ઉશ્કેર્યો. હેમચન્દ્ર, એનો ટીકાકાર અભયતિલક કે મેરુતુંગ જેવા જૂના લેખકો લખેલ ન હોવાથી આ ચોપાટવાળી દંતકથા રાજશેખરસૂરિએ જોડેલી હોય કે એના વખતમાં લોકમાં ચાલતી હોય પણ એ વિશ્વાસપાત્ર નથી લાગતી. આન્ન કુમારપાલની બહેનને પરણ્યો હતો એવું સૂચન પણ દ્વ્યાશ્રયમાં નથી એ ઘણું સૂચક છે. અને કુમારપાલને પ્રેમલદેવી એક જ બહેન હોવાનો આધાર ઉપર આપ્યો છે.

આન રાજાએ ઉત્તરના રાજાઓ સાથે મળીને કુમારપાલ સાથે વિરોધ કર્યો અને કુમારપાલને પાછળથી સાલવા માટે પૂર્વના (માળવાના) રાજા બલ્લાલને બોલાવ્યો. આ રીતે અજમેરનો ચોહાણ રાજા ગુજરાત ઉપર ચડી આવે છે એવા ખબર એક જાસૂસ મારફત કુમારપાલને મળ્યા એટલે એણે નાન્દીપુર (નાદોદ)ના લશ્કરને બલ્લાલ સામે મોકલ્યુ અને આન સામે પોતે ચડી ગયો. આ બલ્લાલ સામે ગયેલા લશ્કરનો ઉપરી કાક નામનો બ્રાહ્મણ હતો એમ દ્વયાશ્રયના ટીકાકારે કહ્યુ છે.[1] હવે બલ્લાલ સામેની ચડાઈની વાતને બાજૂ ઉપર રાખી અજમેર ઉપરની ચડાઈનો વૃત્તાન્ત જોઈએ. પ્રબન્ધોમા આ વૃત્તાન્ત જુદી જુદી રીતે આપેલો છે. દ્વયાશ્રયના લેખ પ્રમાણે કુમારપાલ પોતે આન સામે કચ્છના સૌનીરના તથા સિન્ધુના ઘોડાઓ તથા આગણક હાથીઓ સાથે નીકળ્યો એ આબુ પહોચ્યો અને બનાસ નદીને કાંઠે થોડો વિશ્રામ લઈને, આબુનો રાજા વિક્રમસિંહ[2] જે પોતાનો સામત હતો તેને સાથે લઈ, અજમેર તરફ ગયો. છેવટે ચોહાણ રાજાના અને કુમારપાલના સૈન્યો વચ્ચે યુદ્ધ થયુ તેમા ચોહાણ રાજા હારી ગયો, એટલે નમી જઈને કુમારપાલ સાથે સલાહ કરી તથા પોતાની પુત્રી જલ્હણા કુમારપાલને પરણાવી.[3]

દ્વયાશ્રયનુ આ વર્ણન તદ્દન સમજાતી છે અને અસંભવાદિ

---

1. દ્વયાશ્રય સ. ૧૬, શ્લો. ૨૩ ની ટીકા
2. આબુના પરમાર વંશની, વસ્તુપાલ તેજપાલના મંદિરની તથા અચલેશ્વરની પ્રશસ્તિઓમા આપેલ વંશાવલીમા જો કે વિક્રમસિંહનુ નામ નથી, પણ એ પ્રશસ્તિ પહેલા લખાયેલ દ્વયાશ્રયમા છે માટે તે સાચુ માનવુ પડશે (જુઓ ભારતના પ્રાચીન રાજવંશ ભા ૧, પૃ ૭૫)
3. જુઓ દ્વયાશ્રય સ. ૧૬, શ્લો ૧૪ થી તે સ ૧૯, શ્લો ૬૦ દ્વયાશ્રયનુ આ વર્ણન જોતા ત્રણ દિવસ સુધી આનાકને લાકડાના પાંજરામા કેદ રાખ્યા પછી પાછો આપ્યો. મેરુતુંગાચાર્યનુ પ્ર ચિ (પૃ ૧૦૮) વગેરેનુ કથન વિશ્વાસપાત્ર નથી.

તથા જિનમંડનગણિ કહે છે[1] વળી ચ. પ્ર. (પૃ ૧૦૫)ને અનુસરી નડૂલનો કેલ્હણ વગેરે સામન્તો પણ કુમારપાલથી વિરક્ત હોવાનું તથા લાંચ વગેરે દ્વારા કુમારપાલના ઘણાં માણસ અર્ણોરાજે પોતાના પક્ષમાં લીધા હોવાનું જિનમંડનગણિ કહે છે[2] પ્રબન્ધોમાં આપેલી આ લડાઈ સંબંધી આવી ઝીણી વિગતોમાં કેટલો વિશ્વાસ રાખવો એ પ્રશ્ન છે બાકી મૂળ દ્વયાશ્રયમાંથી જે ઉપર ઉતાર્યું છે તે બનાવ બન્યો તે સમયે જ લગભગ લખાયું હોઈને ચોક્કસ વિશ્વસનીય છે અર્ણોરાજના રાજ્ય ઉપર કુમારપાલે વિજય મેળવ્યો હોવાની વાતનો ઉલ્લેખ તો કુમારપાલના પોતાના અનેક ઉત્કીર્ણ લેખોમાં તથા એના અનુયાયીઓના ઉત્કીર્ણ લેખોમાં—કુમારપાલના વિશેષણરૂપે—મળે છે[3] અને પ્ર કૌ. વગેરે પ્રબન્ધોમાં કુમારપાલના મુખ્ય પરાક્રમોમાં આ વિજયનો ઉલ્લેખ કરેલો જ છે[4]

---

૧ કુ પ્ર. પૃ ૮૦-૮૧, કુ ચ સ ૮, શ્લો. ૪૩૬ થી ૪૫૮

૨ જુઓ કુ પ્ર પૃ ૪૧

૩ વડનગરની પ્રશસ્તિમાં નીચેનું વચન છે —

अर्णोराजनराधिराजहृदये क्षिप्त्वैकबाणव्रज
श्च्योतन्नाडिकतर्पणाश्मदयचण्डी भुजस्थायिनाम् ।
શ્લો ૧૪, ગુ ઐ. લે ન ૧૪૭ પ્રા લે મા ન ૪૫

વિ સં ૧૨૦૯ના, ૧૨૧૩ ના, તથા બીજા અનેક લેખોમાં કુમારપાલને—
निर्जितशाकम्भरीभूपाल અથવા निजभुजविक्रमरणांगणविनिर्जितशाकम्भरीभूपाल
(એ. ઇ. ગ્રં ૧૧ પૃ ૪૪ તથા ઇ. એ. ૧૯૧૨ પૃ ૨૦૩ વગેરે) જેવાં વિશેષણ લગાડેલાં છે

૪ हृदि प्रविष्टपद्मागक्लिष्टेनापूरित गिर ।
जाङ्गलक्षोणिपालेन व्याचचक्षे परैरपि ॥ પ્ર. કૌ. સ. ૨, શ્લો ૪૬
મુ સ (સ. ૨, શ્લો ૪૩), વગેરેમાં પ્ર કૌ ના આ વચનોને મળતાં વચન છે જે ઉતારવાની જરૂર નથી.

## માળવાના બલ્લાલને માર્યો

જો કે અજમેરના વિજય જેટલુ મહત્ત્વ માળવાના બલ્લાલ ઉપરના વિજયને ઉત્કીર્ણ લેખોએ આપ્યુ નથી, પણ ઉપર દ્વયાશ્રયમાંથી કરેલા ઉતારામા માળવાનો બલ્લાલ પાછળથી હલ્લો કરવા આવતો હતો તેની સામે નાન્દીપુરના ગુર્જર બ્રાહ્મણ સેનાનીને મોકલ્યો એવુ દ્વયાશ્રયમા છે અને ટીકાકારે એનુ નામ કાક આપ્યુ છે, એટલે લાટના લશ્કરને[1] કાકની સરદારી નીચે મોકલ્યુ હશે આગળ ચાલતાં એ જ ગ્રન્થમા કહ્યુ છે કે જે વખતે કુમારપાલના આન્નની પુત્રી જલ્હણા સાથે લગ્ન થઈ રહ્યા તે જ વખતે બલ્લાલને કુમારપાલના પાંચ સામન્તોએ મળીને હરાવ્યાના ખબર પણ આવ્યા[2] બલ્લાલ સામે કુમારપાલ તરફથી લડવા ગયેલા આ સામન્તોના નામ દ્વયાશ્રયમાં કે એની ટીકામા નથી આપ્યા, પણ આબુનો પરમાર રાજા યશોધવલ જે કુમારપાલનો સામંત હતો તેણે બલ્લાલને મારવામાં ભાગ લીધો હતો એમ આબુના તેજપાલના મંદિરની પ્રશસ્તિમા "યશોધવલે કુમારપાલની સામે આવેલા માળવાના રાજા બલ્લાલને માર્યો" એવુ લખેલુ છે તેથી સમજાય છે.[3] વળી દ્વયાશ્રયના મૂળ કથનને ફરી ફરી જોવા

---

૧ શ્રી. મુનશીની 'ગુજરાતનો નાથ' અને 'રાજાધિરાજ' વાર્તાઓમા જે કાક નામનુ પાત્ર આવે છે તેનુ મૂળ આ દ્વયાશ્રયનો કાક લાગે છે.

૨ જુઓ દ્વયાશ્રય સ. ૧૯, શ્લો. ૧૦૦ થી ૧૨૬.

૩ આબુ ચન્દ્રાવતીના પરમાર રાજાઓની જે વંશાવળી આબુના તેજપાલના મંદિરના વિ સ. ૧૨૮૭ના લેખમાં આપી છે તેમાં રામદેવ પછી એના પુત્ર યશોધવલનુ નામ છે અને એને વિશે લખ્યું છે કે.—

. ... ... यशोधवल इत्यासीत्तनूजस्ततः ।
यश्चौलुक्यकुमारपालनृपतिप्रत्यर्थितामागतं
मत्वा सत्वरमेव मालवपतिर्वल्लालमालब्धवान् ॥

પ્રા જૈ લે. સ. લેખાંક ૬૪ આબુની તેજપાલ મંદિરની પ્રશસ્તિ શ્લો ૩૪, પણ આપણે ઉપર જોયું તેમ દ્વયાશ્રયમાં આબુના રાજાનુ નામ વિક્રમ-

પ્રબંધનો તથા કુમારપાલના પોતાના સમયના વિ સ ૧૨૦૮ ના તથા વિ સ ૧૨૨૮ના ઉત્કીર્ણ લેખોનો ટેકો છે[1] એટલે માળવાના કોઈ રાજાને કુમારપાલે માર્યો હોવાની વાતમા સ દેહનુ કારણ નથી પણ આ બલ્લાલ કોણ હતો ? માળવાના પરમાર રાજાઓની વંશાવળીમા આનુ નામ હજુ પુરાતત્ત્વસંશોધકોને મળ્યુ નથી વળી સિદ્ધરાજે જીતેલો માળવાનો પ્રદેશ કુમારપાલના તાબામા હોય એ સ્વાભાવિક છે એટલે બધુ જોતા સભવ એવો લાગે છે કે માળવાનો રાજા યશોધર્મા સિદ્ધરાજને હાથે કેદ થયા પછી જ્યારે તેનો પુત્ર

સિંહ લખ્યુ છ એ ઉપરથી વિ સ ૧૨ ૭ ની આસપાસમા વિક્રમસિંહ ગાદી ઉપર હોય અને આ યશોધવલ નાનો હોઇને કુમારપાલે આપેલી કોઇ જાગીર ભોગવતો હોય એમ વિ સ ૧૨૦૨ ના મળેલીમાથી મળેલા લેખમા પરના वशोद्भवमहामण्डलेश्वरयशोधवल એ રીતે શબ્દો મળે છે તે ઉપરથી લાગે છે આબુના લેખમાથી વિક્રમસિંહનુ નામ મ પડી ગયુ એ કહેવુ મુશ્કેલ છ સ્વ ગૌ હી ઓઝા તો સ ૧૨૦૧ મા વિક્રમસિંહ ગાદી ઉપર હશે ત્યારે એક અને બીજુ પછી ૧૨૦૬-૦૭ મા એમ બે યુદ્ધ કુમારપાલને અર્ણોરાજ સાથ થયા એમ માનતા લાગ છ (રા ઇ ભા ૧, પૃ ૧૭૫-૧૮૯ અને શ્રી ર છો પરીખ ઓઝાજીને અનુસર્યા છે (કા ઉ પ્ર ૨૦૭) કદાચ વિક્રમસિંહ થોડો વખત ગાદી ઉપર રહ્યા પછી યશોધવલ ગાદી ઉપર આવ્યો હશે વળી આ વિક્રમસિંહે કુમારપાલની વિરુદ્ધ વર્તન કર્યુ હોવાનુ તથા એ કારણથી એને કેદમા નાખી ભત્રીજા યશોધવલને ચદ્રાવતીમા ગાદી આપ્યાનુ પ્ર ચ (હે સૂ પ્ર શ્લો ૫૦૮)મા સ્પષ્ટ કથન મળે છે

[1] रागाद् भूपाम्बल्लालमार्गणार्जुनयोर्मृधे ।
गृहीतौ येन मूर्धानौ स्तनाविव जयश्रियः ॥ प्रा का स [illegible] श्लो ४८

यशाल (ल) भाराधिप —

श्रीमल्लालनृपचूडशिरश्चारपमानन ॥ श्लो १०

વડનગર સ ૧૫૦—વિ ૧૨૨૫ નો ભદ્રકાળીનો લેખ ભાવનગરના પ્રાચીન અને સસ્કૃત લેખો, પૃ ૧૮૯, ગુ ઐ લે ન ૧૫૫

જયવર્મા કદાચ ગુજરાતના રાજાના સામંત તરીકે માળવામાં રાજ્ય કરતો હશે ત્યારે ઘણું કરી દ્વારા સમુદ્રના હોઇસલા રાજા બલ્લાલે[1] –વીર બલ્લાલ બીજાએ કર્ણાટકના ચાલુક્ય લશ્કરના સેનાપતિ બનીને નબળા પડી ગયેલા માળવાના રાજાને હરાવી ત્યાં પોતાની સત્તા જમાવી હશે આ બલ્લાલને મારીને કુમારપાલે આખા માળવાને પોતાને તાબે લીધું અને જુદા જુદા પ્રાન્તો (વિષયો)માં વહેંચી માળવાના પૂર્વ વિભાગની ઉપરાંત ભીલસા–ઉદયપુરમાં થાણું નાખી પડેલા પોતાના સૂબા (મહાસાધનિક) રાજ્યપાલને કરી, એમ શ્રી ડી. સી ગંગુલી તર્ક કરે છે તે યથાર્થ લાગે છે[2]

શ્રી મુનશી દ્વારા સમુદ્રના બલ્લાલ બીજા (ઈ. સ. ૧૧૭૨ થી ૧૨૨૦) એ ગુજરાત અને માળવાને હેરાન કર્યા હોવાનું અનુમાન એ બલ્લાલના એ ઈ ગ્ર. ૧૫ શ્લો. ૩૪–૩૫ ઉપરથી કર્યું છે.[3] આ બલ્લાલ સાથે જ કુમારપાલના સામંતને લડવું પડ્યું, અને કદાચ ગુજરાતના લશ્કરને હાથે હાર ખાઈને માળવામાં ફાવેલો એ બલ્લાલ કર્ણાટકમાં ચાલ્યો ગયો હશે.

અને ઉપરનું અનુમાન સાચું હોય તો બલ્લાલનું માથું કાપી નાખ્યું એવા જે શબ્દ લેખો તથા પ્રબંધોમાં મળે છે તેનો અર્થ બલ્લાલને હરાવ્યો એટલો જ કરવો પડે, કારણ કે કુમારપાલના મરણ પછી પણ આ બલ્લાલ જીવતો હતો. વિ સ. ૧૨૨૦ માં કુમારપાલના મહાસાધનિકે (સૂબાએ) ભીલસા પાસે ઉદયપુરના ઉદ્દલેશ્વરને

---

૧ આ બલ્લાલનો સમય વિ. સ. ૧૨૨૯ થી ૧૨૯૮ છે (જુઓ ફ્લીટની ક્રોનોલોજી પૃ. ૧૬૦), એ જોતાં એનું આ પરાક્રમ દ્વાર સમુદ્રની ગાદી ઉપર બેઠા પહેલાનું હોવાનો સંભવ છે

૨ જુઓ ઇ. એ. ૧૯૩૨ ઓક્ટોબરમાં 'પરમારો' વિશે એનો લેખ, વળી સં. ૧૨૧૨ ની ગ્રન્થપ્રશસ્તિમાં કુમારપાલને 'કર્ણાટરાયમાનમર્દનકર' કહ્યો છે એ આ રીતે બેસે છે (જુઓ ઉપર લેખ સં. ૧૧)

૩ ગ્લોરી ધેટ વોઝ ગુર્જરદેશ પૃ. ૨૦૮.

દાન આપ્યુ છે¹ તેથી કુમારપાલે માળવાના એ ભાગને તાબે કર્યો હોવામા સદેહ રહેતો નથી આ લેખમા કુમારપાલ માટે 'અવતી નાથ' બિરુદ વાપર્યું છે પણ આ લડાઈ હેમચન્દ્ર કહે છે તેમ અજમેર ઉપર ચડાઈ વખતે જ કે એ પછી તરતમા અર્થાત્ વિ સ ૧૨૦૭–૮ મા થઈ છે એમ વિ સ ૧૨૦૮ ની વડનગર-પ્રાકાર પ્રશસ્તિમા "માળવાના રાજાના માથાને કુમારપાલે દરવાજામા લટકાવ્યાનુ કહેલુ છે ² એ ઉપરથી નક્કી થાય છે અને આ કથનમા કવિની અતિ શયોક્તિ ન હોય તો આ બલ્લાલ ઉપર તર્ક કર્યો છે તેમ હોઇસલ રાજા નહિ પણ કોઈ બીજો હોવા જોઈએ

## મલ્લિકાર્જુન ઉપર ચડાઈ

કુમારપાલના જે બીજા પરાક્રમનો ઉલ્લેખ પ્રબન્ધોમા મળે છે તે કોકણના રાજા મલ્લિકાર્જુનને માર્યાનો છે પ્ર. ચિં (પૃ ૧૭૧)મા વિસ્તારથી આ કથા આપી છે, જેનો સાર એટલો જ છે "એક વખત રાજસભામા બેઠેલા કુમારપાલ પાસે કોઈ ચારણે કોકણના રાજા મલ્લિકાર્જુનના 'રાજપિતામહ' બિરુદની વાત કરી એ બિરુદ સહન ન થવાથી કુમારપાલે રાજસભા તરફ ભ્રકુટિ નજર કરી એટલે રાજાનુ મન સમજનાર મત્રી આમ્રભટ્ટે મલ્લિકાર્જુનનો નાશ કરવાનુ માથે લીધુ અને રાજાએ એને પાચે અગનો પોશાક આપી સામતો તથા લશ્કર સાથે કોકણના રાજાને મારવા મોકલ્યો આમ્રભટ્ટ ચાલતી અને વરસાદમાથી વહેતી કાવેરી (પ્ર ચિં મા 'કલવિણી' નામ લખ્યુ છે) નદી ઊતરી સામે કાંઠે પડાવ નાખે છે ત્યા તો લડાઈ માટે તૈયાર થઈને આવતા મલ્લિકાર્જુને એના લશ્કરને મારીને વિખેરી નાખ્યુ આ રીતે એકવાર હારી ગયા છતા બીજા નવા બળવાન સામન્તો

---

૧ ઇ એ. ગ્ર ૧૮, પૃ ૩૪૩ ગુ એ. લે ન ૧૫૦

૨ द्वारलम्बितमालवेश्वरशिर पद्मन यथाहरत्।

ગુ એ. લે ન ૧૪૭ ૨. ભા ૧ લેખ ન ૪૫ શ્લો ૧૫

સાથે એને જ કુમારપાલે ફરી 'મલ્લિકાર્જુન ઉપર મોકલ્યો અને બીજી વખતે પાજ બાંધી, સૈન્યને સામે કાંઠે ઉતારી, લડાઈમા મલ્લિકાર્જુનને હરાવી, એનુ માથુ કાપી લીધુ અને મલ્લિકાર્જુનના દેશમાથી લૂટી આણેલી વસ્તુઓ સાથે એ માથુ પણ સભામાં બોત્તેર સભાસદો સાથે કુમારપાલ બેઠો હતો ત્યા એના ચરણમા મૂક્યુ અને એના આ પરાક્રમથી પ્રસન્ન થયેલા રાજાએ શ્રી આંબડને 'રાજપિતામહ'નુ બિરુદ આપ્યુ "

મલ્લિકાર્જુનને કુમારપાલે આ રીતે માર્યાની વાત ઓછા વધુ વિસ્તારથી ઘણાખરા પ્રબંધોમા કહેલી છે.[૧] હવે આ વર્ણનને ઐતિહાસિક કસોટીથી તપાસી જોઈએ પહેલુ તો કોંકણના રાજા ઉપર કુમારપાલની ચડાઈની વાત મુદ્દે સાચી હોવી જોઈએ, કારણ કે કુમારપાલ પછી પોણોસો વર્ષે લખાયેલા કી કૌ, સુ સ. જેવા પ્રબંધોમા એની નોંધ છે, એટલુ જ નહિ, પણ સમકાલીન હેમચન્દ્રના કુમારપાલચરિત (સ ૬)મા પણ એનુ વિસ્તારથી વર્ણન છે બાકી પ્ર ચિ વગેરેમાં મલ્લિકાર્જુનનુ 'રાજપિતામહ' બિરુદ રાજાથી સહન ન થયુ અને તેથી કોંકણના રાજાને મારવા આંબડને મોકલ્યો એમ જે લખ્યુ છે તે તો મેરુતુંગસૂરિની કલ્પના લાગે છે. પણ આ લડાઈના મૂળમા ઊંડા ઊતરવા માટે ઉત્તર કોંકણની ઐતિહાસિક સ્થિતિ જોવાની જરૂર છે ઉત્તર કોંકણ ઉપર એ વખતે શિલાહાર વંશના રાજાઓનુ રાજ્ય હતુ એઓ ઈ સ ૯૭૩ સુધી રાષ્ટ્રકૂટ રાજાઓના

---

૧ પ્ર ચ. હે સૂ પ્ર શ્લો ૭૨૩. ૭૨૪, જયસિંહસૂરિનુ કુ ચ સ ૬, શ્લો. ૪૫૫ થી ૫૩૧, જિ ગણિનો કુ. પ્ર. ૩૮, ૩૯, ચા ગણિનુ કુ ચ. સ. ૩, અને કી કૌ. (સ ૨, શ્લો ૪૭), સુ સ. (સ ૨ શ્લો. ૪૩) વ વિ. (સ ૩. શ્લો ૨૯) વગેરેમા ટૂકી નોંધ જ છે. દા. ત

चूडारत्नप्रभाक्रान्त नम्र गर्वादकुर्वतः ।

कणग. कुकणेशस्य यश्चकार हरे. शिर ॥ કી. કૌ સ ૨, શ્લો ૪૯.

સામન્ત હતા પણ પાછળથી સ્વતંત્ર થયા જણાય છે એઓની રાજધાની થાણામાં અને પુરીમાં હતી અને થાણા તથા કોલાબા જિલ્લાઓ એઓને તાબે હતા ઉપરના વૃત્તાન્તમાં કહેલો મલ્લિકાર્જુન આ શિલાહાર વંશનો રાજા હતો એ પણ ચોકસ. એના શક સં ૧૦૭૮ તથા ૧૦૮૨ (વિ સં ૧૨૧૩ તથા ૧૨૧૭)ના શિલાલેખો ચીપલુણ અને બસ્સઈમાંથી મળ્યા છે[1] આ શિલાહાર રાજાઓનું 'રાજપિતામહ' એ સાધારણ બિરુદ હતું એ પણ ખરું છે હવે મલ્લિકાર્જુને કર્ણના વખતથી ગુજરાતને તાબે ગયેલા અને પોતાની સરહદને અડતા પ્રદેશને દબાવવાનો પ્રયત્ન કર્યો હોય અથવા કુમારપાલે પોતાના રાજ્યની સરહદ જરા વધારવાનો લોભ થયો હોય, ગમે તેમ પણ કુમારપાલે કોંકણ ઉપર ચઢાઈ કરી એ વાત સાચી છે, અને મલ્લિકાર્જુનને મારી નાખ્યાની વાત સાચી હોય તો[2] આ લડાઈ વિ સં ૧૨૧૬ થી ૧૨૧૮ વચ્ચે થઈ હોવી જોઈએ, કારણ કે શક સં ૧૦૮૪ (વિ. સં ૧૨૧૮)નો મલ્લિકાર્જુનના અનુયાયી અપરાદિત્ય બીજાનો લેખ મળ્યો છે એમ પં ભગવાનલાલે લખ્યું છે, પણ થાણા ગેઝિટિયરમાં અપરાદિત્ય બીજાના શક ૧૧૦૬ (વિ. સં ૧૨૪૦) પહેલાના કોઈ લેખની નોંધ નથી મળતી, એટલે ચોકસ અનુમાન કરવાનું કંઈ સાધન નથી[3]

આ ચઢાઈમાં કુમારપાલ જાતે ગયો હોવાનું તો કોઈએ નોંધ્યું નથી, પણ જરા પ્રબંધો મલ્લિકાર્જુન ઉપરની ચઢાઈનો યશ ઉદયનના

---

૧ શિલાહાર વંશની વંશાવળી અને બધુંઓ પરિશિષ્ટ ૨ અને મલ્લીકાર્જુનના લેખો વગેરે માટે મું. ગે ગ્રં ૧, પૃ ૧૮૫-૧૮૬ તથા ગ્રં ૧૩, ભા ૨ પૃ ૪૨૬-૨૭ અની ક્રોનોલૉજી પૃ ૧૫૫.

૨ હેમચન્દ્રે પણ માથું કાપી નાખ્યાનું લખ્યું છે-કુ ચ સ ૬, શ્લો ૯૦.

૩ મું ગે. ગ્રં ૧, ભા ૧, પૃ ૧૮૧ અને મું ગેઝિટિયર ગ્રં ૧૩ ભા ૨, પૃ ૪૨૬-૨૮ અને ફ્લીટની ક્રોનોલૉજી પૃ ૧૬૪

પુત્ર આણંદ કે આમ્રભટને આપે છે.[1] ત્યારે સોમેશ્વરે વિ. સં. ૧૨૮૭માં જ લખેલી આબુના તેજપાલ મંદિરની પ્રશસ્તિમાં ચંદ્રાવતીના પરમાર ધારાવર્ષે 'કોંકણના રાજાની પત્નીઓને રોવરાવી' એમ લખીને એ યશ ધારાવર્ષને આપ્યો છે.[2] આ ધારાવર્ષ તે માળવાના બલ્લાલને મારનાર યશોધવલનો પુત્ર છે. ચંદ્રાવતીના પરમાર રાજાઓમાં ધારાવર્ષ પ્રખ્યાત રાજા થઈ ગયો છે. એના વિ. સં. ૧૨૨૦ થી ૧૨૭૬ સુધીના પાંચ લેખ મળ્યા છે.[3] એ ઉપરથી એણે બહુ લાંબું રાજ્ય કર્યું જણાય છે. આ ધારાવર્ષ કુમારપાલનો સામન્ત હોવાથી જે લશ્કર કોંકણ ઉપર ચડી ગયું હશે તેમાં એ ગયો હોવાનો તથા ત્યાં એણે પરાક્રમ કર્યું હોવાનો સંભવ છે. અજમેરનો ચોહાણ રાજા સોમેશ્વર જે સં. ૧૨૨૬ માં ગાદીએ બેઠા, પહેલાં પાટણમાં રહેતો હતો તે પણ આ લડાઈમાં ગયો હતો અને એણે કોંકણના રાજાને માર્યો હતો એમ 'પૃથ્વીરાજવિજય'માં લખ્યું છે.[4]

અને આણંદ પ્રબંધોના બીજા કથનો ઉપરથી લાટનો અધિકારી હોય એમ જણાય છે[5] અને એ જ કારણથી લાટના દક્ષિણ છેડા

---

૧ પ્ર. ચિં. વગેરેના ઉલ્લેખ પહેલા ટિપ્પણીમાં નોંધ્યા છે. પણ સુ. સં. નો નીચેનો શ્લોક ઉતારવો યોગ્ય છે —

अनूपभूपो वणिजापि यस्य यनो जित कौंकणचक्रवर्ती ॥

સુ. ૨, શ્લો. ૪૩.

આ વાણિજ–વાણિયો તે આણંદ.

૨ धारावर्षः समजनि सुतस्तस्य विश्वप्रशस्य ।
क्रोधाक्रान्तप्रधनवसुधानिश्चले यत्र जाता-
श्च्योतन्नेत्रोत्पलजलकणा. कौंकणाधीशपत्न्य ॥ પ્રા. લે. લેખાંક ૬૪, શ્લો. ૩૬

૩ ભારતકે પ્રાચીન રાજવંશ પૃ. ૭૮–૭૯.

૪ એજન પૃ. ૨૪૯

૫ જુઓ પ્ર. ચિં. પૃ. ૧૮૫ થી ૧૮૭ તથા ૧૮૭ પૃ. ની ટિ. ૩૮.

ઉપરની ચઢાઈમા એને મોકલ્યો હોય એ સ્વાભાવિક છે ટોકણના ગજાને મારીને લૂટરૂપે કેટલીક વસ્તુઓ આમ્ર ગુજરાતમા લઈ આવ્યો તેની નોધ પ્રબધમા આપી છે,[1] પણ એ કલ્પિત હોવાનો વધારે સભવ લાગવાથી અહીં ઉતારી નથી કોકણના આ વિજયથી ગુજરાતના રાજ્યના હાથમા કાઈ નવો પ્રદેશ આવ્યો જણાતો નથી

## સોરઠના બહારવટિયા સામે ઉદયનને મોકલ્યો

ઉપરની ત્રણ ચડાઈઓની નોધ સમકાલીન સાધનોમા મળે છે, પણ એ ઉપરાત જે એક ચડાઈનો ઉલ્લેખ પાછળના પ્રબધોમા મળે છે તેનુ અવલોકન પણ અહીંજ કરી લેવુ યોગ્ય છે પ્ર ચિ (પૃ ૧૮૩) વગેરેમા શત્રુંજયોદ્ધારના પ્રસગમા લખ્યુ છે કે એક વખત સોરઠના સુંવર[2] (બહારવટિયા?) સામે ઉદયનને લશ્કર સાથે મોકલ્યો હતો પ્ર ચ (શ્લો ૪૨૯) મા કહ્યુ છે કુમારપાલના ભાઈ કીર્તિપાલ સોરઠ સામે ગયો ત્યારે એને ઉદયને ખભાતથી પોતાના લશ્કરની મદદ કરી હતી એ ગમે તેમ હો પણ સૌરાષ્ટ્ર ના એ શત્રુ સાથેની લડાઈમા ઉદયનને વાગ્યુ અને એ વૃદ્ધમત્રી મરવા પડ્યો પણ એના મનમા શત્રુજયના લાકડાના મદિરનો જીર્ણોદ્ધાર કરી પથ્થરનુ મદિર બધાવવાનો વિચાર રમ્યા કરતો હોવાથી એનો જીવ જતો ન હતો ત્યારે કીર્તિપાલે એ જીર્ણોદ્ધાર વાગ્ભટ કરશે?

---

૧ જુઓ પ્ર ચિ પૃ ૧૭૯ જ સ્, કુ ટ ચ સ ૪, શ્લો ૫૨૮-૫૭૫ તથા જિ ગ નો કુ પ્ર પૃ ૩ આમા સાડીચાદ કરોડ દ્રવ્ય, સોનાના બત્રીશ કુભ વગેરે વસ્તુઓને દડ કહેલ છે પણ જો રાજાને માર્યો હોય તો લૂટ કહેવાય, વળી રાજાને માર્યો હોય કે દડાવ્યો હોય પણ તે પ્રદેશમા ગુજરાતની સત્તા તો નથી જ સ્થપાઈ એમ પ્રબધોના વર્ણનથી તથા શિલાહાર રાજાના લેખોથી જણાય છે

૨ પ્ર ચ મા સોરઠના નવધણ સામે મોકલ્યો એમ લખ્યુ છે (હે ચ, પ્ર શ્લો ૪૩૦) પુ પ્ર સ (પૃ ૩૭ ૩૮)મા ઉદયને સોરઠમા ખેગારને મારી નાખ્યો પછી સામત ડોડિયાક સાથે લડતા પોતે ઘવાયો એમ લખ્યુ છે

એવું કબૂલ કર્યું. અને વાગ્ભટે જીર્ણોદ્ધાર વિ. સ. ૧૨૧૧ કે ૧૨૧૩ મા પૂરો કરીને ધ્વજા ચડાવી એમ પ્રબંધોમા લખ્યુ છે.[૨] જો એ બરાબર હોય તો આ બનાવ વિ. સ. ૧૨૧૧ પહેલાં બન્યો હોવો જોઈએ અને જો કે કુમારપાલના કોઈ લેખમા કે દ્વયાશ્રય, કી. કૌ. જેવા જૂના ગ્રથોમા આનો ઉલ્લેખ નથી, પણ સોલકીઓના સામત નડૂલના ચોહાણોના સધાના વિ સ ૧૩૧૯ ના લેખમા નડૂલના ચોહાણ આલ્હણદેવે ગુર્જરેશની ઇચ્છાથી સૌરાષ્ટ્રના કુટિલ કાંટાને ઉખેડી નાખ્યો એમ લખ્યુ છે.[૧] આ આલ્હણદેવનો કિરાડુમાંથી વિ સ ૧૨૦૯ નો લેખ મળ્યો છે જેમાં એ પોતે કુમારપાલનો સામંત હોવાનુ સ્વીકારે જ છે[૨] વળી વિ. સ ૧૨૧૮ નો એના પુત્ર કીર્તિપાલનો એક લેખ મળ્યો છે,[૩] જેમા પણ આલ્હણે સૌરાષ્ટ્રિકોને હરાવ્યાનુ કથન છે એ જોતાં સોરઠમા કોઈએ બડ કરેલુ અને એને દબાવવા જે જે સામતો મોકલ્યા તેમા આ ચોહાણ સામંત આલ્હણ પણ હતો એમ ચોક્કસ જણાય છે.

આ ઉપરાત પ્ર ચિં (પૃ ૧૯૭–૧૯૮)માં ઉદયનના પુત્ર વાગ્ભટના નાના ભાઈ દાનશૂર ચાહડને સેનાપતિ બનાવીને કુમારપાલે સપાદલક્ષ ઉપર મોકલ્યો હતો અને એણે બબેરા નગર ઘેરો ઘાલીને લીધુ તથા કુમારપાલની આણ ફેરવી વગેરે વર્ણન છે આ

---

૨ પ્ર ચિ મા ૧૨૧૧ ની સાલ આપી છે (પૃ ૧૮૫), પ્ર ચ (હે સુ. પ્ર. શ્લો ૬૭૨)મા ૧૨૧૩ ની સાલ આપી છે, પણ જ. સ. ના કુ ચ. (સ. ૮, શ્લો ૬૪૨)મા અને જિ ગણિના કુ. પ્ર. (પૃ. ૭૩) મા પણ ૧૨૧૧ સાલ આપી છે. ચા. ગણિએ પણ એ જ સાલ આપી છે (સ. ૭).

૧ यत्साहाय्य प्रतिपदमहो गुर्जरेशश्चकांक्षे ॥ सौराष्ट्रे कुटिलोम्रकटकमिदात्युद्दामकीर्तिस्तदा । એ. ઇ. ગ્ર. ૯, પૃ. ૭૦, શ્લો. ૩૨–૩૩.

૨ પ્રા. લે સ. ન. ૩૪૬ તથા એ ઇ. ગ્ર. ૧૧, પૃ ૪૬.

૩ એ. ઇ. ગ્ર ૯, પૃ. ૬૮.

બમેર નગરનો હજી પત્તો લાગતો નથી મુંબઈ ગેઝેટિયરમાં સૌરાષ્ટ્રનું બામણિયાવાડ હોવાનો સંભવ સૂચવ્યો છે[1] રાસમાળા (પૃ ૨૩૭ ટિ ૧)માં સિંધુમાં કરાચી જિલ્લામાં જૂનું શહેર હતું એમ લખ્યું છે સપાદલક્ષની રાજધાની તો આ વખતે અજમેરમાં હતી વળી પ્ર ચ[2]માં લાટ સાથે ભંભેરી પણ લખ્યું છે, એટલે આ તર્કો પરસ્પર વિરુદ્ધ—ભંભા દેશ રાજાની કૃપાની આણ ભોગવતો હતો એમ પણ કહ્યું છે, પરંતુ પ્રબંધોના ચાહડ સંબંધી આ રસમય વર્ણનમાંથી અને મું ગે વગેરેના સપાદલક્ષમાં બામણિયાવાડ મૂકવા જેવા તર્કો—માંથી કોઈ ઐતિહાસિક તત્ત્વ તારવી શકાય એમ લાગતું નથી

### અજમેરના રાજા વિગ્રહરાજે લીધેલો બદલો

ગુજરાતના પ્રબંધો અને ઉત્કીર્ણ લેખો ગુજરાતના રાજાના વિજયો જ ગણાવે અને હાર વિશે મૌન રાખે એ સ્વાભાવિક છે એટલે એ માટે પાડોશી રાજ્યોના ઇતિહાસ જ જોવા જોઈએ. જે અર્ણોરાજ કે આનાકને કુમારપાલે હરાવેલો તે અજમેરના ચૌહાણ રાજાનો પુત્ર પ્રતાપી વિગ્રહરાજ (વીસલદેવ) ચોથો (વિ સં ૧૨૦૯ થી ૧૨૨૦) સિદ્ધરાજના પ્રકરણમાં કહ્યું છે તેમ સિદ્ધરાજે અજમેરના ચૌહાણ રાજા આનાકને નમાવ્યો એ ખરું, પણ છેવટ તો પોતે આનાકને દીકરી આપી સંબંધથી સંતોષ માન્યો અને સં ૧૧૯૮માં અર્થાત્ સિદ્ધરાજના છેલ્લા વર્ષમાં આનાક સંપૂર્ણ સ્વતંત્ર રાજા હતો એ સમકાલીન ગ્રન્થપ્રશસ્તિના પુરાવાથી ઉપર નોંધ્યું છે જ પછી કુમારપાલે આનાક કે અર્ણોરાજને પૂરેપૂરા હરાવ્યા, પણ એ પરાધીનતા ભોગવવા એ લાંબું જીવ્યો નહિ એના મોટા પુત્ર જગદેવે સં ૧૨૦૮ પહેલાં જ અર્ણોરાજનું ખૂન કર્યું,[3] પણ એ પિતૃઘાતી ભાઈને ગાદી

૧ મું ગે ગ્ર ૧, ભા ૧, પૃ ૧૮૯

૨ પ્ર ચ હે સૂ પ્ર, શ્લો ૭૨૫, ૭૨૬

૩ જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ ભા ૧, પૃ ૨૪૨-૪૩

ઉપરથી ઉઠાડી મૂકી એનાથી નાનો ભાઈ વિગ્રહરાજ (ઉર્ફે વીસલદેવ) ચોથો અજમેરની ગાદી ઉપર બેઠો. આ વિગ્રહરાજે ગુજરાતની નાગોરની એક વર્ષમા જ ફેરવી દીધી હોય એમ ઈ સ. ૧૧૫૬ (સં. ૧૨૧૨ ચૈત્ર સુદિ ૧૩)ના એક પ્રશસ્તિલેખમા એણે સ્વતંત્રતાસૂચક 'સમસ્ત-રાજાવલીવિરાજિત પરમભટ્ટારક મહારાજાધિરાજ' બિરુદ લગાડેલું તેથી નક્કી થાય છે.

આ વિગ્રહરાજ મહા પરાક્રમી અને વિદ્વાન રાજા હતો. એણે દિલ્હીના પ્રસિદ્ધ ફીરોઝશાહી સ્તંભ ઉપર ઈ સ ૧૧૬૩ (સં ૧૨૨૦) મા કોતરાવેલા લેખ[1]મા લખ્યુ છેઃ પોતે દિગ્વિજય યાત્રા વડે હિમાલયથી વિન્ધ્યાદ્રિ સુધીના દેશો ઉપર વિજય મેળવ્યા છે, આ રાજાએ તોમરકુળના દિલ્હીના રાજા પાસેથી દિલ્હી લઈ લીધુ અને મ્લેચ્છો–મુસલમાનોનો નાશ કરીને આર્યાવર્ત ફરીથી યથાર્થ આર્યાવર્ત કર્યો. હિમાલયથી વિન્ધ્યાચળ સુધીના રાજાઓ પાસેથી કર લીધો હોવાનો પણ એ ગર્વ કરે છે. એ રાજાએ અજમેરમા પાઠશાળા બનાવેલી જેને શાહબુદ્દીન ઘોરીએ ઈ. સ ૧૧૯૩મા મસીદ બનાવ્યા પછી 'અઢાઈ દિનકા ઝૂંપડા' નામથી જે પ્રસિદ્ધ થઈ છે. આ વિગ્રહરાજે લખેલુ હરકેલિ નામનું એક નાટક અને એના સભાપંડિત સોમેશ્વરનુ રચેલુ લલિતવિગ્રહરાજ નામનુ બીજુ એમ બે નાટકો પાઠશાળાની શિલાઓ ઉપર કોતરાવેલાં જેમાથી પાચ શિલા મળી છે આ પુરાવા જોતાં આ ચોહાણ વિગ્રહરાજ ચોથાને કુમારપાલનો સામત શ્રી ર છો પરીખે માન્યો છે એ તો ભૂલ લાગે છે શ્રી. મુનશી પણ કુમારપાલનુ ઉપરીપણુ એણે માન્ય નહોતુ ગણ્યુ એમ સ્પષ્ટ લખે છે પણ કુમારપાલને વિગ્રહરાજથી કાંઇ ન થઈ શક્યુ ત્યારે પિતાને હરાવવામા કુમારપાલને મદદ કરનાર ચોહાણ

૧ જુઓ એજન પૃ ૨૮૮.

૨ એજન પૃ. ૨૮૮મા ટાંકેલા શ્લોક જુઓ

૩ કા ઉ. પૃ ૨૧૮ તથા ૨૧૯ની ટીપ

૪ ઓરી ઘેટ વોઝ ગુર્જરદેશ પૃ. ૧૮૯.

કારો વર્ણન કરે છે એ સ્થિતિ જ દિગ્વિજયના વર્ણનને કલ્પિત ઠરાવવા માટે પૂરતી છે.[1] બીજી ઐતિહાસિક મુશ્કેલીઓ તો છે જ. ઉત્કીર્ણ લેખો જેવા પુરાવાનો અભાવ તથા પડોશી રાજ્યોના સ્વતંત્રતાસૂચક પુરાવા વગેરે ઐતિહાસિક મુશ્કેલીઓને જેઓ જોઈ શકે તેઓ તો પ્રબંધોના આવાં કલ્પિત વર્ણનોને ઇતિહાસમાં સ્થાન ન જ આપી શકે. આ બાબતમાં શ્રી મુનશીનો મત મારા મતને મળતો છે.[2]

## કુમારપાલનાં લોકોપયોગી કાર્ય

કુમારપાલનાં જેટલાં યુદ્ધકાર્યોની નોંધ પ્રબંધાદિ ઐતિહાસિક સાધનોમાં મળે છે તેનો સાર ઉપર ઉતાર્યો છે. હવે બીજાં કાર્યોમાં પ્રબંધલેખકો જૈન હોઈને એઓએ જૈન મંદિર, સત્રાગારો, પૌષધ-શાળાઓ વગેરે બંધાવવાના કામને તથા કુમારપાલના જૈનધર્મ-સ્વીકારને ઘણું મહત્ત્વ આપ્યું છે અને સિદ્ધરાજ પેઠે સહસ્રલિંગ સરોવર જેવું મુખ્યત્વે લોકોપયોગી કોઈ કાર્ય કુમારપાલે કર્યું હોવાનું પ્રબંધોમાં નોંધાયું નથી, પણ વડનગરને ફરતો કોટ (પ્રાકાર) કરાવ્યો હોવાનું વિ. સં. ૧૨૦૮ની વડનગર-પ્રાકારપ્રશસ્તિમાં લખેલું છે,[3] અને ઝીંઝુવાડાના કિલ્લાના જૂના ભાગમાં ક્યાંક મહં શ્રીઉદલ લખેલું મળે છે, એ ઉપરથી કેટલાક વિદ્વાનો ઉદયન મંત્રીએ એ કિલ્લો બંધાવ્યો હશે એમ માને છે.[4] આ સિવાય કાર્ય ઉપરાંત કુમારપાલના મંત્રીઓએ કરેલાં કેટલાંક કાર્યોની પ્રબંધોમાં નોંધ મળે છે તે મંત્રિમંડળના વર્ણનપ્રસંગમાં આગળ જોવાશે.

---

૧ શ્રી ર. છો. પરીખ કુમારપાલના કોંકણવિજયથી કાશી સુધી રાજ્યવિસ્તાર થયો એમ કહે છે (કા. ઉ. પૃ. ૨૧૮). પણ એ માનવા માટે પુરાવો નથી.

૨ ગ્લોરી ધેટ વોઝ ગુર્જરદેશ પૃ. ૧૯૧.

૩ આ પ્રશસ્તિ પ્રા. લે. મા. ભા. ૧, (લેખાંક ૪૫)માં તથા ગુ. ઐ. લે. ભા. ૨, નં. ૧૪૭ માં છે.

૪ પ્રા. લે. સં. અવલોકન પૃ. ૬૦ તથા રાસમાળા ભા. ૩, પૃ. ૩૫૧.

બહુ અગત્યનો છે, માટે એનો જરા ઊંડા ઊતરીને વિચાર કરવો પડશે આ અપુત્રિકાધન કે રુદતીવિત્તનો ઉલ્લેખ રાજોરના ગૂર્જરપ્રતિહાર વંશના રાજા મથનદેવના વિ સં. ૧૦૧૬ ના લેખમા પણ મળે છે,[1] એટલે મધ્યકાલીન રાજ્યોની આવકનાં સાધનોમાં આ અપુત્રિકાધનનો પણ સમાવેશ થતો એમાં સંદેહ નથી પણ આવા વિરલ દાનપત્રમાં જ એનો ઉલ્લેખ મળે છે એ જોતાં આ રિવાજ બધાં મધ્યકાલીન રાજ્યોમાં સામાન્ય ન હોવો જોઈએ. વળી અપુત્રિકાધનનો અર્થ જૈનપ્રબંધોમા કરેલો છે તેવો જ આ લેખમાં કરેલો છે એમ કહેવું મુશ્કેલ છે. સ્મૃતિઓ આ બાબતમાં જે કહે છે તે એ છે કે ઔરસ પુત્ર, પુત્રિકાપુત્ર, દત્તક વગેરે બાર જાતના પુત્રપ્રકારમાંથી એક પણ જાતનો પુત્ર વારસ ન હોય તો પછી પત્ની, દીકરીઓ, માબાપ, ભાઈઓ, ભાઈઓના પુત્રો, સગોત્રીઓ, મશિયાઈ, ફઈયાઈ વગેરે ભાઈઓ ગુરુ શિષ્ય વગેરેમાથી એક પછી એક જે હોય તેને વારસો મળે એ કોઈ ન હોય તો શ્રોત્રિય બ્રાહ્મણનુ દ્રવ્ય બધા બ્રાહ્મણોને વહેંચી આપવું પણ રાજાએ ન લેવું, એમ મનુ અને યાજ્ઞવલ્કય કહે છે,[2] અને બીજા વર્ણોનુ ધન ઉપર કહેલામાથી કોઈ પણ જાતનો વારસ નહોય તો રાજાએ લઈ લેવું એમ મનુ કહે છે.[3] અર્થશાસ્ત્રમા ટૂંકામા પણ નિયમ તો એ જ આપ્યો છે[4] પણ પત્નીનુ નામ વારસોનાં નામોમાં લખ્યુ નથી, એટલુ જ નહિ, પણ બ્રાહ્મણ સિવાયના વર્ણોમા જો વારસ ન હોય તો સ્ત્રીના ભરણપોષણ માટે

---

૧ જુઓ એ ઇ ગ્ર. ૩, પૃ. ૨૬૬, તથા પ્રા. લે. મા. ન. ૧૨. જેમાં 'અપુત્રિકાધન' શબ્દ વાપર્યો છે

૨ જુઓ મનુ અ ૯, શ્લો ૧૫૮ થી શ્લો. ૧૮૮ અને યા અ. ૨, શ્લો. ૧૨૮ થી ૧૩૯.

૩ મનુ અ. ૯, શ્લો ૧૮૯.

૪ જુઓ અર્થશાસ્ત્ર અ ૩, અ. ૫, પ્ર. ૬૦.

પુત્ર સિવાયના વારસાના બીજા હકદારોનો ધર્મશાસ્ત્રે સ્થાપેલો અને ઘણા કાળથી ચાલ્યો આવતો નિયમ સાવ કોરે મૂકી દેવામાં આવે એ માનવું મુશ્કેલ છે અને જો એક રાજા એવો રિવાજ સહેલાઈથી ચાલુ થઈ શકે અને લોકો સહન કરી લે તો બીજા રાજાઓ આવકનાં આવાં મોટાં સાધનોનો ઉપયોગ કરવાનું ભૂલે એ પણ સંભવતું નથી. એટલે મને તો એમ લાગે છે કે શાકુંતલના વચનને આધારે —જો કે એ વચન પણ સ્મૃતિનું નથી એક નાટકનું છે એ યાદ રાખવાની જરૂર છે, કેટલાક કહે છે તેમ પશ્ચિમ હિન્દમાં કે ગુર્જર પ્રતિહારના ઉત્કીર્ણ લેખના આધારે હું ધારું છું તેમ ગુર્જરોમાં, એ દ્વારા ગુર્જર પ્રતિહારમાં અને ગુજરાતમાં વારસાના ધર્મશાસ્ત્રોક્ત નિયમનું પાલન કરવામાં રાજ્યની આવકની દૃષ્ટિથી[1] વારસાના કેટલાક હકના હકદારોની કાંઈક અવગણના થતી હોય એવો સંભવ છે.[2] અને કુમારપાલે ધર્મશાસ્ત્રોક્ત મૂળ નિયમનો બીજાં રાજ્યોનાં ધોરણને અનુસરી બરાબર અમલ કરવાનો હુકમ કર્યો હોય અને એ માર્ગે કુમારપાલને વાળવામાં હેમચન્દ્ર જેવા જૈન આચાર્યનો કાંઈક હાથ હોય એટલું માનવામાં વાંધો નથી લાગતો. સિદ્ધરાજે જેમ સોમેશ્વરના જાત્રાળુઓ પાસેથી લેવાતો કર છોડી દીધો તેમ કુમારપાલે આ કર છોડી દઈને લોકો ઉપરથી કરનો બોજો ઓછો કર્યો

## હિંસા મદ્યપાન માંસાહાર વગેરેની બન્ધી

આ અપુત્રિકા ધનના ત્યાગની વાત જરા વિસ્તારથી ચર્ચી છે

---

૧ આધુનિક મૃત્યુકર (Death duty) ને મળતો કાંઈક કાયદો ગુજરાતમાં ચાલતો હોય અને એને પ્રબંધકારોએ આવું રૂપ આપ્યું હોય એ પણ અસંભવિત નથી.

૨ ધર્મશાસ્ત્રોક્ત વારસાનિયમ ગુજરાતમાં કુમારપાલ સુધી અજ્ઞાત હોય એમ માનવું મુશ્કેલ છે એમ શ્રી. મુનશી કહે છે (ગ્લો ધે વા. ગુ, પૃ. ૧૯૨)

એ એ પ્રશ્નની આર્થિક ઉપયોગિતાના[1] કા ળુધી હવે જૈન ધર્મની અસરથી અથવા પ્રબંધોના શબ્દોમા હેમસૂરિના બોધની અસરથી રાજાએ હિંસાબંધી, માસાહારની બધી, મદ્યપાનબંધી વગેરે જે જે સુધારા કર્યા તેનુ ટૂંકામા અવલોકન કરી લઈએ રાજાએ પોતે કરેલા માંસના ત્યાગનુ મહત્ત્વ સમજવા માટે એ વખતે ગૂર્જરોમા માસભક્ષણનો રિવાજ સામાન્ય હતો એ ધ્યાનમા રાખવુ જોઈએ મોહરાજપરાજય (અ ૪,મા વિસ્તારથી કુમારપાલના પૂર્વજો માસ હંમેશા ખાતા અને કુમારપાલે પોતે પણ દેશાન્તરમાં રખડતી વખતે એના ઉપર નિર્ભાર કર્યો એમ કહેવુ છે મદ્યપાનનો રિવાજ પણ એ વખતે ઘણો સામાન્ય હતો મોહરાજપરાજય (અ ૪)માં યાદવોનો તથા ચાવડાઓનો મદ્યપાનને પરિણામે ક્ષય થયેલો વર્ણો તર્ક રખેનો આપ્યો છે પુરુષો જ નહિ પણ રાજાઓની રાણીઓ પણ સોનાના પ્યાલાઓ (ચષક)મા મદ્યપાન કરતી હતી એમ સિદ્ધર્ષિ[2] તથા અભિલષિતાર્થચિંતામણિમા સોમેશ્વરે લખ્યુ છે અને આ લેખક કર્ણાટકની વાત કરે છે માટે એ રિવાજ કર્ણાટકમા જ હતો અને બીજે નહોતો એમ માનવાનુ કારણ નથી

બીજા વેશ્યા તથા પરદારાગમનના ત્યાગ વિશે વિશેષ લખવાનું નથી, પણ કુમારપાલના સમયના કવિ રામચન્દ્રે પરદારાગમન કરનારને તો ન્યાયી રાજા શિક્ષા કરે છે એટલે વેશ્યા ન હોય તો કામાર્ત

[1] રાજ્યની આવકના સાધન તરીકે મા અપુત્રિકાધનની ચર્ચા શ્રુ એન. ઘોસાલે Contributions to the History of Hindu Revenue system (1929) નામના પુસ્તકમા (પૃ ૧૧૨-૧૧૩ તથા ૨૩૧ થી ૨૩૭)મા કરી છે દક્ષિણમા કોઈપણ વારસ ન હોય તેનુ ધન રાજાવલ્કયની સૂચના પ્રમાણે સ્ત્રીના વારસોને મળતુ હોવાનો પુરાવો ઇ સ ૧૧૦૯ ના મહાલોની લેખથી મળે છે (જુઓ એ ઇ ગ્ર ૬ પૃ ૨૮)

[2] જુઓ વિક્રમાંકદેવચરિત સ. ૧૧

માણસો બિચારા ક્યાં જાય ?" એમ લખ્યું છે[1] આ વચન ઘણું સૂચક છે મોહરાજપરાજયમાં એને મળતું વચન છે.[2] કુમારપાલથી કે પાછળના કોઈ સુધારકથી આ સ્થિતિમાં સુધારો થઈ શક્યો નથી

**દ્યૂતનો ત્યાગ**—આ દુર્ગુણ પણ છેક મહાભારતના વખતથી આ દેશમાં—ખાસ કરીને રાજાઓમાં બહુ વ્યાપક હતો. મોહરાજપરાજયમાં લખ્યું છે કે દ્યૂતના કલહને પરિણામે કોઈના હાથ પગ કપાઈ ગયા છે, કોઈની આંખ ગઈ છે, અને કોઈ નાગા ફરે છે, ચમ્મા ગમે તેવું નજીકનું મરણ થઈ જાય પણ દ્યૂત રમનારા એ છોડે નહિ[3]

આવા દુષ્ટ વ્યસનોમાં રાજકુમારો કેટલા ફસેલા હતા એ મોહરાજપરાજય (અં ૪ પૃ ૮૮) માં મેવાડના રાજાનો કુમાર, સોરઠના રાજાનો ભાઈ, ચન્દ્રાવતીનો રાજા, નડૂલના રાજાનો ભત્રીજો, ગોધરાના રાજાનો ભત્રીજો, ધારના રાજાનો ભાણેજ, અજમેરના રાજાનો મામો, કોંકણના રાજાનો ઓરમાન ભાઈ, કચ્છના રાજાનો સાળો, મારવાડના રાજાનો દોહિત્રો અને મોલકી રાજાનો કાકો એટલા રાજકુમારોને દ્યૂત રમતા વર્ણવ્યા છે, એ ઉપરથી સમજાશે.

## અહિંસાનો પ્રચાર

રાજાના દાખલાથી કાંઈક તો કાંઈક એના હુકમથી કુમારપાલના વખતમાં આ અવગુણો કાંઈક દબાયા હોય એવો સંભવ મનાય, પણ જૈનધર્મને જેનો અતિ આગ્રહ છે તે અહિંસા સંબંધી રાજાના હુકમ સખત હોવા જોઈએ એ સ્વાભાવિક છે. એ વિશે હેમચન્દ્ર લખે છે કે[4] 'ખાટકીઓથી થતી હિંસા બંધ કરી તથા શિકારીઓથી થતી

---

૧ જુઓ નલવિલાસમાંથી નાટ્યદર્પણ ( પૃ. ૧૪૮ )માં કરેલો ઉતારો

૨ वेश्याव्यसन तु वराकमुपेक्षणीय, न तेन स्थितेन गतेन वा.

( મોહરાજપરાજય અ ૪, પૃ ૮૩ )

૩ મોહરાજપરાજય અ. ૪.

૪ દ્વ્યાશ્રય સ ૨૦.

હિંસા બંધ કરી દેવતાઓને અપાતા બકરાઓના બલિ પણ બંધ કર્યા અને માંસાદિના વેચાણથી જેની આજીવિકા ચાલતી હતી તેની આજીવિકા બંધ થતાં એઓને રાજાએ ત્રણ વર્ષનું ધાન્ય આપ્યું'

જો કે આ ખોટું નથી અને ધાર્મિક જુસ્સાવાળો રાજા આટલું કરે એ સમજી શકાય ખરું પણ પ્રબંધોમાં કુમારપાળના હિંસાની નફરતના અમલ સબંધી હાસ્યાસ્પદ અતિશયોક્તિવાળું પણ વર્ણન મળે છે દા. ત. પ્રબંધોમાં લખ્યું છે કે 'સપાદલક્ષના એક અવિવેકી શેઠિયાએ હાથમાં ચોળીને એક જૂને મારી નાખી અને અમારિનો અમલ કરાવનાર અમલદારને આ વાતની ખબર પડતાં એ શેઠિયાને રાજા પાસે ઊભો કર્યો એટલે રાજાએ એનું સર્વસ્વ લૂંટી લઈ એમાંથી યૂકાવિહાર કરાવ્યો[1] "અને રાજ્યના અગિયારસો હાથીઓ, એંશી હજાર ગાયો તથા દશ લાખ ઘોડાઓને ગાળેલું પાણી પાવામાં આવતું'[2] આ લખાણો જૈન મુનિસાધુઓની ધાર્મિક ઘેલછાવાળી કલ્પનાનુંજ પરિણામ લાગે છે સંભવત, એના શ્રોતાઓ આવી વાતો પેટમાં લેતા હોવાનો સંભવ છે પણ કુમારપાળના વખતમાં જૂ કે માંકડ મારવા માટે બધી માલ મિલકત લૂંટાઈ જાય અથવા ક્ષેત્રપાલને માંસનું નૈવેદ્ય ધરવા માટે માણસનો જીવ લેવામાં આવે[3] એવી સ્થિતિ હોવાની કલ્પના વાચનાર નજ કરી. પહેલું તો કુમારપાળના રાજ્ય અમલના છેલ્લાં ૧૨ કે ૧૪ વર્ષ દરમ્યાનજ એને જૈનધર્મના અહિંસા

૧ પ્ર. ચિં પૃ ૨૭

૨ કુમા. પ્ર. પૃ ૬૦ સુવાન ચુઆંગે ઘોડાને તથા હાથીઓને ગાળીને પાણી પાવાની વાત મોલાપોના શીલાદિત્ય માટે લખી છે જુઓ વી. સ્મિથની અર્લી હિસ્ટરી આફ ઇંડિયા આ ૩, પૃ ૩૨૪

૩ નાડોલની કોઈક સ્ત્રીએ માંસનું નૈવેદ્ય ક્ષેત્રપાલને ધરાવ્યું એ સાંભળીને ત્યાંના સામંત કેલ્હણે કુમારપાળનો કોપ શાંત કરવા માટે એ સ્ત્રીના વરને મારી નાખ્યા એવી વાત પ્રબંધમાંથી મું. ગે. (ગ્રં ૧, ભા ૧, પૃ ૧૩) માં ઉતારી છે

વગેરે વ્રતો તરફ વલણ થયું હોવાનું પ્રબંધો કહે છે વળી કુમારપાલના પુષ્કળ ઉત્કીર્ણ લેખ મળ્યા હોવા છતા હિંસાની બંધીને લગતો એનો પોતાનો તો એક પણ ઉત્કીર્ણ લેખ મળ્યો નથી જે બે લેખ હિંસા-પ્રતિબંધક મળ્યા છે તેમાનો એક મારવાડના છેક દક્ષિણ ભાગમા આવેલા રત્નપુર ગામના શિવમંદિરમાથી મળ્યો છે જેમા લખ્યું છે કે "કુમારપાલના સામત રત્નપુરના માલિક પૂનમાક્ષદેવની મહારાણી ગિરિજાદેવીએ પ્રાણીઓને અભયદાન આપવા માટે શંભુની કૃપાથી મળેલ રત્નપુર ચોરાશીમાં દરેક માસની એકાદશીએ ચૌદશે અમાસે અને પૂનમે કોઈપણ જાતની હિંસા ન કરવી એવુ શાસન કાઢયુ છે." આ લેખ સવત વગરનો છે.[1]

બીજા કિરાડુ (જોધપુર રાજ્ય)ના વિ. સ. ૧૨૦૯ ના લેખમાં કુમારપાલના સામત આલ્હણદેવે 'દરેક માસની અષ્ટમી એકાદશી તથા ચતુર્દશીને દિવસે કોઈપણ પ્રકારના જીવને ન મારવાની આજ્ઞા કરી છે અને એ હુકમનો ભગ કરનારનો પાંચ દ્રમ્મ (સવાથી દોઢ રૂપિયો) દડ થશે" એવુ શાસન કાઢયુ છે. વળી "જો અપરાધી રાજાનો સેવક હોય તો તો દડ એક જ દ્રમ્મ થશે" એમ ઉમેર્યું છે[2]

ઉપરના બેય લેખ તળ ગુજરાતની બહારના છે એ સ્મરણમાં રાખવાનુ છે વળી કયા પ્ર ચિ. ની જૂ મારવા માટે સર્વસ્વ લૂટી લેવાની વાત અને કયાં અમુક દિવસોએ જ હિંસા ન કરવી અને કોઈ કરે તો એનો પાચ કે એક દ્રમ્મ (સવા–દોઢ રૂપિયા કે ચાર છ આના) જેટલો દડ ! આ ઉત્કીર્ણ લેખોના પુરાવાથી કુમારપાલના વખતમાં જૈન અમારિને પરિણામે કાઈ ખાસ જુલમ નહોતો થતો એમ સ્પષ્ટ સમજાય છે. પ્રબધોની ધર્મેચ્છાપ્રેરિત અતિશયોક્તિઓ

૧ પ્રા. જૈ. લે સ. લેખાક ૩૭૭

૨ એજન લેખાંક ૩૪૬

માનવામા ફરનુ સાવધાન રહેવાની જરૂર છે એનો પણ આ માગે દાખલો છે

કુમારપાલે રીતસર જૈનધર્મનો સ્વીકાર કર્યો હતો કે માત્ર જૈનધર્મ તરફ એને સમભાવજ હતો એ નક્કી કરવુ મુશ્કેલ છે હેમચન્દ્રાચાર્ય પાસે ધર્મોપદેશની કુમારપાલે માગણી કરી અને આચાર્યે જૈનધર્મનો ઉપદેશ કર્યો તથા એમનો ઉપદેશ સાભળીને રાજાએ જૈન વ્રતો ગ્રહણ કર્યા એમ ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતની પ્રશસ્તિ, મહાવીરચરિત (સ ૧૨) દ્વયાશ્રય (સ ૨૦) વગેરે સમકાલીન હેમચન્દ્રાચાર્યના પોતાના તથા મોહરાજપરાજય કુમારપાલપ્રતિબોધ જેવા નિકટ સમયના જૈન ગ્રન્થોમા તથા પાછળના કુમારપાલ સબધી અનેક ગ્રન્થોમા લખ્યુ છે, વળી જૈનેતરનો લખેલો જે એકજ કીર્તિકૌમુદી ગ્રથ મળ્યો છે તેમાયે એને "જૈનધર્મમા પ્રેમવાળો કહ્યો છે,[1] પણ કુમારપાળના ઉત્કીર્ણ લેખોમા એને માટે "શકરના વરથી જ જેને પ્રૌઢપ્રતાપ મળ્યો છે"[2] એવા શબ્દ મળે છે એ ઉપરથી ઘણા વર્ષો પહેલા સ્વ કવિ દલપતરામ દ્વયાશ્રયનાની પ્રસ્તાવના (પ્રથમાવૃત્તિ પૃ ૫૨)મા, 'જૈનધર્મીઓ પ્રત્યે સદ્ભાવ બતાવનાર પરમમાહેશ્વર કુમારપાલને પાછળથી જૈનગ્રન્થો પરમ આર્હત માને છે એ રીતે લખ્યુ છે આ અભિપ્રાયની વિરુદ્ધ હેમચન્દ્રાચાર્ય વગેરેના ગ્રન્થોના શબ્દો ઉપરાત વિ. સ ૧૨૨૧ જાલોરના લેખના 'પ્રભુશ્રી

---

१ वीतरागरतस्य मृतवित्तानि मुञ्चत ।
देवस्येव नृदेवस्य युक्तमभूदमृतार्पिता ॥

કી કૌ સ. ૨ શ્લો ૪૩.

२ पार्वतीपतिवरलब्धप्रौढप्रतापश्रीकुमारपालदेवकल्याणविजयराज्ये, અથવા उमापतिवरलब्धप्रसादप्रौढप्रताप વગેરે

ગુ. ઐ લે. નં ૧૪૮ તથા ૧૬૦.
પ્રા. જૈ લે સ લેખાંક ૩૪૫-૩૪૬

હેમસૂરિએ જેને ઉપદેશ આપ્યો છે તેવા પરમાર્હત કુમારપાલ દેવે કરાવેલા શ્રીકુમરવિહાર નામના જૈનમન્દિરમાં"[1] વગેરે શબ્દોને જિનવિજયજી મૂકે છે. અને શિવભક્તને શોભે એવાં ઉત્કીર્ણ લેખોમાં આવતા ઉપર કહેલાં વિશેષણો માટે ખુલાસો કરે છે કે ' કુમારપાલે પૂર્ણ રીતે જૈનધર્મ સ્વીકાર્યો ન હતો તે સમયના આ લેખો છે અને પ્રથમાવસ્થામાં એ નૃપતિ શૈવ જ હતો માટે આવાં વિશેષણો લગાડાય તે યોગ્ય જ છે. બીજું આવાં વિશેષણો ચાલુક્યોનાં કુલક્રમાગત આવેલાં હોય એમ જણાય છે, એટલે પરમાર્હત થયા છતાં એ વિશેષણોનો ત્યાગ કરવાનું કારણ નથી."[2] ખુલાસીની આ બેય દલીલો લેખોના જ નીચેના પુરાવા આગળ જરા યે ટકી શકતી નથી

(૧) સ્વ ડૉ. ભ. પૂર્વે જે લેખોના હવાલો આપેલા તે લેખો કુમારપાલના જૈનધર્મસ્વીકારની જે સાલ ગણાય છે તે વિ. સં. ૧૨૧૬ પહેલાના છે એ વાત ખરી, એ પણ બીજા તે પછીના લેખોમાં દા. ત. વિ. સં. ૧૨૨૦ના ઉદયપુર ( ગ્વાલિયર )ના કુમારપાલના લેખમાં[3] તથા શાન્તિસૂરિના પ્રાકૃત ગ્રન્થની છેક ૧૨૨૫ માં લખાયેલ હાથપ્રતના અન્તમાં એ જ ' ઉમાપતિવરલબ્ધપ્રૌઢપ્રતાપ " શબ્દો મળે છે[4] આ પુરાવા આગળ પહેલી દલીલ તો નહિ ટકે અને (૨) "મૂળરાજથી આરંભી સોલંકી રાજાઓ શિવભક્ત હતા' એ વાત સાચી. પણ ઉપર લેખોમાંથી ઉતારેલું વિશેષણ તો કુમારપાલે જ પોતાના માટે પહેલું યોજ્યું છે, એટલે બીજી દલીલ પણ નહિ ટકે.

---

૧ જુઓ પ્રા. જૈ. લે. સં. માં લેખાંક ૩૫૨

૨ પ્રા. જૈ. લે. સં. પૃ. ૨૪૭

૩ જુઓ ઇ. એ. ગ્ર. ૧૮ પૃ. ૩૪૧

૪ શાંતિસૂરિએ લખેલ પ્રાકૃત પૃથ્વીચન્દ્રચરિતની સં. ૧૨૨૫ માં લખાયેલ હાથપ્રત—જેસલમીર ભાંડાગારીય સૂચી ગ્રંથ પૃ. ૧૭

## શિવભક્તિ ત્યજ્યા વગર જૈન ધર્મનો સ્વીકાર

છતાં વિ. સં. ૧૨૨૧ના જાલોરના લેખના તથા હેમચંદ્ર વગેરેના પુરાવાને કાઢી શકાય એમ નથી. જો કે હેમચન્દ્રાચાર્યે સંસ્કૃત દ્વયાશ્રય કાવ્યમાં 'કુમારપાલે જૈનધર્મ સ્વીકાર્યો હતો' એમ કહ્યું નથી, પણ એમના જ પ્રાકૃત કુમારપાલચરિતમાં તથા ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતમાં કુમારપાલે જૈનધર્મ સ્વીકાર્યો હોવાનો, સ્વ. રામલાલ મોદી કહે છે તેમ, સ્પષ્ટ ઉલ્લેખ છે. વળી સં. ૧૨૨૧ની તથા સં. ૧૨૨૭ અને ૧૨૨૮ની જૈન ગ્રંથપુષ્પિકાઓમાં પણ 'પરમાર્હત' કે 'સુશ્રાવક' કે 'જિનશાસનપ્રભાવક'-'પરમશ્રાવક' જેવાં વિશેષણ મળે છે, એટલું જ નહિ, પણ સં. ૧૨૨૫ સુધીની જૈન ગ્રન્થોની પુષ્પિકાઓમાં એકાદ સં. ૧૨૨૧ના અપવાદ સિવાય 'ઉમાપતિવરલબ્ધપ્રસાદ પ્રૌઢપ્રતાપ' જેવાં વિશેષણ છે જ, ત્યારે સં. ૧૨૨૭–૨૮માં એ વિશેષણો નથી અને 'પરમનાથ', 'પરમાર્હત' જેવાં છે એ જોતાં કુમારપાલપ્રબંધને અનુસરીને સં. ૧૨૧૬માં નહિ પણ સ્વ. રામલાલ મોદી કહે છે તેમ કુમારપાલે સં. ૧૨૨૬માં જૈનધર્મ સ્વીકાર્યો હોય એમ માનીએ એ સંભવિત છે. એમણે પણ ઉપર નોંધેલ સં. ૧૨૨૭ અને ૧૨૨૮ની પ્રશસ્તિઓ પુરાવા તરીકે આપી છે.[1] કુમારપાલે જૈનધર્મને કે જૈનધર્મના અહિંસાદિ સિદ્ધાન્તોને બિલકુલ ન સ્વીકાર્યા હોય તો હેમચન્દ્ર જેવા કુમારપાલના સમકાલીનથી તથા યશપાલ જેવા અજયદેવના સમકાલીનથી કુમારપાલ જૈનધર્મી હતો એમ લખી શકાય નહિ એ તદ્દન બહુ પ્રમાણ છે, એટલે કુલક્રમાગત શિવભક્તિનો ત્યાગ કર્યા વગર જૈનધર્મનો જેટલો સ્વીકાર થઈ શકે તેટલો કુમારપાલે કર્યો હતો અને ઉપર જોયું છે તેમ કદાચ છેલ્લાં (સં. ૧૨૨૬–૨૭) વર્ષોમાં જૈનધર્મની વિધિસર દીક્ષા લીધી હોય એમ જ નિર્ણય ઉપર આવવું યોગ્ય છે.

---

૧ જુઓ 'મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ'–પરિશિષ્ટ ૬. બાકી એઓ સંપ્રદાયપ્રદીપનો જે પુરાવો આગળ કરે છે તે છેક સં. ૧૬૧૦નો હોઇને ઐતિહાસિક મૂલ્ય વગરનો છે.

## કુમારપાલની ઉગ્ર શિવભક્તિના પુરાવા

"શિવની કૃપાથી પોતાને પ્રતાપ મળ્યો છે" એવું પોતાના ઉત્કીર્ણ લેખોમાં કોતરાવનાર કુમારપાલમાં શિવભક્તિ પ્રખર હોવી જોઈએ એ દેખીતું છે; આવી ભક્તિ પ્રથમાવસ્થામાં હતી અને પછી નહોતી એમ કહેવું પણ મુશ્કેલ છે, કારણ કે પાછલા સમયના લેખોમાં પણ એ શબ્દો છે જ, એટલું જ નહિ, પણ વિ. સં. ૧૨૨૫માં સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર તે મંદિરના પાશુપતાચાર્ય ભાવ બૃહસ્પતિ પાસે કરાવી એ મંદિરનું આચાર્યપદ વંશપરંપરા માટે એને આપવા સાથે બ્રહ્મપુરી નામના ગામનું દાન આપતી વખતે એ આચાર્ય તરફ ઘણી પૂજ્ય વૃત્તિ કુમારપાલે દર્શાવી હોવાનું પાટણના ભદ્રકાળીના મંદિરમાંથી મળી આવેલા ભાંગેલા શિલાલેખના શબ્દોથી જણાય છે. એ લેખમાં કહ્યું છે કે '[1]ભાવ બૃહસ્પતિ નામના મંદિરના આચાર્યે સોમનાથના દેવાલયને જીર્ણ થયેલું જોઈને રાજાને એનો ઉદ્ધાર કરવાનું કહ્યું." કુમારપાલના સમયના લેખના આ સ્પષ્ટ શબ્દ જોતાં પ્ર. ચિં. વગેરે પાછળના પ્રબંધોમાં હેમચન્દ્રની સૂચનાથી કુમારપાલે જીર્ણોદ્ધાર કર્યો હોવાનું જે લખ્યું છે[2] તે પ્રબંધકારોની સ્વધર્મપ્રભાવક કપોલકલ્પના જ છે. અલબત્ત હેમચન્દ્રે અનુમતિ આપી હોય એ સંભવ છે, બાકી સોમનાથના જીર્ણોદ્ધારની પ્રેરણા કરનાર તો એ મંદિરના આચાર્ય ભાવબૃહસ્પતિ જ. સ્વાભાવિક પણ એ જ વાત છે. એ મંદિરનો જીર્ણોદ્ધાર પણ એ શિલાલેખમાં કહ્યા પ્રમાણે ભાવબૃહસ્પતિની દેખરેખ નીચે થયો, અને કામ પૂરું થયા પછી જૈનપ્રબંધો કહે છે તેમ સોમનાથની યાત્રા

---

૧ गंडो भाववृहस्पतिः स्मररिपोरुद्वीक्ष्य देवालयं जीर्णं भूपतिमाह देवसदनं प्रोद्धर्त्तुमेतद्वचः ।
વલભી સં. ૮૫૦ (વિ. સં ૧૨૨૫)નો ભદ્રકાળીના મંદિરમાંથી મળેલો લેખ. ભાવનગર ઇન્સ્ક્રિપ્શન્સ પૃ ૧૮૬, ગુ. ઐ. લે નં. ૧૫૫, શ્લો. ૧૧.

૨ જુઓ પ્ર. ચિં. પૃ. ૧૯૬.

કુમારપાલે કરી,[1] ત્યારે "કૈલાસ જેવું સોમનાથનું નવું મંદિર જોઈને રાજા બહુ હર્ષ પામ્યા અને કહ્યું કે "તને અને તારા પુત્રપૌત્રાદિને આ ચંદ્રાર્ક આ ગંડપદ (આચાર્યપદ) આપ્યું છે" વળી ભાવ બૃહસ્પતિને અલંકાર આપ્યા, ગળામાં હાથ નાખીને એને ભેટ્યા, પ્રણામ કર્યા અને પોતાના હાથમાંથી વીંટી કાઢીને એને આપી.[2]

ભાવ બૃહસ્પતિએ કાંઈક જૈનધર્મ વિરુદ્ધ આચરણ કર્યું તેથી એનો અધિકાર લઈ લેવામાં આવ્યો અને પરિણામે એણે અણહિલપુર પાટણ આવી ચાર મહિના સુધી હેમાચાર્યની વંદના તથા સેવા કરીને એની કૃપાથી અધિકાર પાછો મેળવ્યો—વગેરે પ્ર. ચિં. (પૃ. ૧૯૨)નું વર્ણન માનો એ કહે છે તેમ પાટણના જૈનવિદ્વાનો કોઈ તપસ્વી વિશે હોય અથવા સાતાણુધર્મવિરોધી મનની કલ્પના જ હોય પણ કુમારપાળની સોમનાથના આચાર્ય ઉપરની ભક્તિ જોતાં એને વિશે તો ન જ હોય એટલું ચોક્કસ છે. ઉપરાંત શૈવધર્મ તરફના કુમારપાળના પક્ષપાતના પુરાવા તરીકે નીચેની હકીકત ઘણી પ્રકાશક છે. કુમારપાળના પોતાના જે અનેક લેખ મળ્યા છે તેમાંથી બેમાં બે ગામના દાનની વાત છે: (૧) વિ. સં. ૧૨૦૭માં ચિતોડમાં શ્રીસમિદ્ધેશ્વરને ગામ આપ્યું છે અને (૨) વિ. સં. ૧૨૨૫માં સોમેશ્વરના આચાર્ય

---

૧ એ. ન. પૃ. ૧૭

૨ दत्त्वालंकरणं करेण तु गले मुक्त्वा प्रणम्याप्त ।
उत्तार्यातिमहत्तम निजतमामुच्छिद्य मुद्रामदात्
स्थानं मन्मपुरारिपद्धतिगुतं निस्तन्त्रमभ्यर्थनाम् ॥ (શ્લો ૧૩)
प्रासादं यदकारयत्स्मररिपोः कैलासशैलोपमम्
भूपालस्तदसीव हर्षभरतोवाच यद् वचः ।
श्रीमद्गण्डमहामते प्रति मया गण्डत्वमेतत्तव
दत्तं सम्प्रति पुत्रपौत्रसहितायाचन्द्रताराकरम् । (શ્લો ૧૪) ॥

ભાવનગર ઇન્સ્ક્રિપ્શન્સ પૃ. ૧૮૬

ભાવ બૃહસ્પતિને આપ્યુ છે. અલબત્ત, કુમારપાલના સામંતોએ તથા અધિકારીઓએ પોતપોતાની રુચિ અનુસાર બ્રાહ્મણ ધર્મનાં મંદિરોને કે અનુયાયીઓને તથા જૈનમંદિરોને દાનો આપ્યાં છે, એ જુદી વાત છે.

ટૂંકામા ઉપરના પુરાવા જોતાં કુમારપાલ શિવભક્ત[1] હોવા છતાં જૈનધર્મનો ઉપદેશ સાંભળતો તથા એના નિયમ પણ પાળતો એમ કહેવુ પડશે આવી એક કરતા વધારે ધર્મભક્તિ હિંદુરાજાઓ માટે અસંભવિત નથી. જૈનધર્મ તરફ જેને એવો દૃઢ અનુરાગ હોય તે જૈન મંદિરો પણ બંધાવે એ સ્વાભાવિક છે.

## કુમારપાલનાં જૈન મંદિર

દ્વયાશ્રય (સ ૨૦) મા લખ્યુ છે કે "કુમારપાલે કારીગરોને મોકલીને કેદારેશ્વરના[2] ખંડિત થયેલા મંદિરને સમરાવવાની તથા સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરવાની અમાત્ય વાગ્ભટને આજ્ઞા કરી, પછી અણહીલપાટણમા તથા દેવપાટણમા પાર્શ્વનાથનાં મંદિર કરાવ્યા તથા પાટણમા કુમારપાલેશ્વરનુ મંદિર કરાવ્યુ "

હેમચન્દ્રના ઉપરના સાદા વર્ણનનો પાછળથી ઘણો વિસ્તાર થયો છે. મોહરાજપરાજય (અ. ૪, પૃ. ૯૩–૯૫)માં લખ્યુ છે કે કુમારપાલે ત્રિભુવનવિહાર બંધાવ્યો અને પોતે પહેલાં માંસભક્ષણ કરેલું તેના પ્રાયશ્ચિત્ત તરીકે દાંતની સંખ્યા જેટલા–બત્રીશ વિહાર કરાવ્યા પ્ર. ચિં (પૃ ૧૯૧) મા પણ આ વાત છે પણ એ ઉપરાંત જુદા જુદા દેશમા મળીને ૧૪૪૦ વિહાર કરાવ્યા એમ પ્ર. ચિં (પૃ. ૧૮૨)માં લખ્યું છે, જ્યારે કુમારપાલપ્રતિબોધમા લખ્યુ છે કે પાટણમાં કુમારપાલવિહાર બંધાવ્યા પછી ત્રિભુવનવિહાર બંધાવ્યો અને એ ઉપરાંત પાટણમાં

---

૧ કુમારપાલની શિવભક્તિ નો જૈનલેખકો પણ નોંધે છે જુઓ દ્વયાશ્રય સ. ૨૦ શ્લો. ૯૧

૨ આ કેદારેશ્વરનુ મંદિર તે હિમાલયનુ સમજવુ કે સોમનાથ પાસેનું ?

જ બીજા ૨૪ મદિર બધાવ્યા અને પાટણ બહાર તો અસખ્ય મદિર બધાવ્યા આ કથનોમા અતિશયોક્તિ સ્વાભાવિક છે, પણ કુમારપાળના જૈન ધર્મ તરફ વલણવાળા સામતોએ, જૈન મત્રીઓએ તથા જૈન શ્રીમન્તોએ જુદે જુદે સ્થળે કરાવેલા જૈન મદિરોની સખ્યા મોટી હોવાનો સભવ છે ઉત્કીર્ણ લેખોમાથી ફક્ત વિ સ ૧૨૨૧ ના ઉપર વારવાર ઉદાહરેલા લેખમા કુમારપાલે કાચનગિરિ ઉપર કુમારવિહાર બધાવ્યો એમ કહ્યુ છે

બધા કથન જોતા અને ધાર્મિક ઊર્મિવાળી અતિશયોક્તિ બાદ કરતા પાટણમા કુમારપાલના સમયમા કુમારવિહાર અને ત્રિભુવનવિહાર નામના મોટા જૈન મદિર હશે અને બીજા ૨૪ કે ૩૨ નાના મદિર હશે એમ ચોક્કસ લાગે છે

આ રીતે જૈન મદિરો જાતે બધાવનાર તથા બધાવનારાને ઉત્તેજન આપનાર રાજા હમેશા પ્રતિહારના હાથનો ટેકો લઈ કુમારવિહારમા દર્શન કરવા જતો અને ત્યા મૂર્તિની સ્તુતિ તથા આરતી કરતો વગેરે વર્ણન હેમચન્દ્રના પ્રાકૃત કુમારપાલચરિત (સ ૨)મા છે અને કુમારપાલપ્રતિબોધ ઉમેરે છે કે કુમારપાલ જૈન ઉત્સવ પણ પાળતો પાટણમા કુમારવિહારમા ચૈત્ર અને આશ્વિન માસમા મોટો ઉત્સવ થતો ઉત્સવને દિને દિવસે એટલે પૂનમે હાથીરથમા પાર્શ્વનાથની મૂર્તિ પધરાવી મોટા વરઘોડો કાઢવામા આવતો

## કુમારપાલની તીર્થયાત્રા

પ્રબધો કુમારપાલની બે તીર્થયાત્રાઓનુ વર્ણન કરે છે એક તીર્થયાત્રા સોમનાથના મદિરનો જીર્ણોદ્ધાર પૂરો થયા પછી કુમારપાલે કરી,[1] એ વખતે હેમચન્દ્રાચાર્ય પણ સાથે હતા અને બીજી યાત્રા

---

[1] જુઓ પ્ર ચિ પૃ ૧૭૯ થી ૧૮૨, તથા જયસિંહસૂરિનુ કુ ચ. સ. ૫ અને જિ ગણિનો કુ પ્ર પૃ ૪૪-૪૫

સંઘપતિ થઈને જૈન તીર્થોની કરી એમ પ્ર ચિં. માં તથા એને અનુસરીને કુ ચ અને કુ પ્ર માં છે.[1]

જ્યારે પ્ર. ચ માં એક જ જૈન તીર્થની યાત્રાની વાત છે.[2] શત્રુંજય અને ગિરનારની યાત્રા કર્યાનું તો કુમારપાલપ્રતિબોધમાં પણ કહ્યું છે. બધા પ્રબંધ એકમત નથી અને કુમારપાલની ઉંમર જોતાં એણે બે તીર્થયાત્રા કરી હોય એમ માનવું મુશ્કેલ છે. છતાં ગિરનારના પગથિયાં બંધાવવાનો હુકમ, પ્રબંધો કહે છે[3] તેમ, પોતે ગિરનાર ઉપર ન ચડી શકવાથી કુમારપાલે આપ્યો હોય તો એ પગથિયાં વિ સં. ૧૨૨૨માં બંધાઈ ગયાં છે[4] માટે કુમારપાલ એ પહેલાં ત્યાં આવી ગયો હોવો જોઈએ અને સોમનાથની પ્રશસ્તિ વિ. સં. ૧૨૨૫માં લખાઈ છે; એટલે ત્રણ વર્ષ સુધી કુમારપાલ સોરઠમાં પડી રહ્યો હોય એમ માનવા કરતાં એણે સોમનાથનું નવું મંદિર જોવા માટે બીજી વાર યાત્રા કરી હોય એમ માનવું વધારે સયુક્તિક છે. કદાચ પહેલી યાત્રા પ્રસંગે જ સોમેશ્વરના જીર્ણ મંદિરનો ઉદ્ધાર કરવાની વિનંતિ ભાવ બૃહસ્પતિએ કરી હશે.

## કુમારપાલનું મંત્રિમંડળ

કુમારપાલે ગાદીએ બેઠા પછી પોતાના ઉપર પહેલાં ઉપકાર કરનારાઓને જે બદલો આપ્યો તેનું વર્ણન કરતાં પ્ર. ચિ (પૃ ૧૬૭) માં લખ્યું છે કે રાજાએ પહેલાં ઉપકાર કરનાર શ્રી ઉદયનના પુત્ર શ્રી વાગ્ભટને મહામાત્ય બનાવ્યો પણ પાછળના જયસિંહસૂરિ જિનમંડન-

---

૧ પ્ર ચિં. પૃ. ૧૯૫. જ૦ સૂરિનું કુ ચ સ ૯ અને જિ. મંડનનો કુ પ્ર. પૃ ૯૯ થી.

૨ પ્ર. ચ. હે સ. પ્ર. શ્લો. ૮૩૪ થી ૮૪૬.

૩ પ્ર. ચ. શ્લો. ૮૯૫, કુ પ્ર પૃ. ૧૦૫ વગેરે.

૪ પ્રા. જૈ. લે. સ. લેખાંક ૫૦–૫૧ તથા એ ઉપરનું અવલોકન જુઓ. ગુ ઐ. લે. ન. ૧૫૨, ૧૫૩.

વખતમાં એક વાહડ કે વાગ્ભટ મહામાત્ય હતો એ પણ ચોક્કસ છે, કારણ કે દ્વયાશ્રયના કથનને વિ. સં. ૧૨૧૩નું નડૂલનું તામ્રપત્ર સ્પષ્ટ ટેકો આપે છે[૧] પણ એ સમકાલીન લખાણોમાં વાહડના પિતાનું નામ નથી લખ્યું એટલે વિ. સં. ૧૨૧૩માં જે વાહડ કુમારપાલનો મહામાત્ય હતો તે સોમનો પુત્ર કે ઉદયનનો પુત્ર કે કોઈ ત્રીજો જ એ કહેવું મુશ્કેલ છે ઉત્કીર્ણ લેખના મહામાત્ય વાગ્ભટ વિષે કશું વિશેષ જાણવાનું સાધન નથી અને સોમના પુત્ર વાગ્ભટ વિષે જે જાણવામાં આવ્યું છે તે ઉપર નોંધ્યું છે પણ ઉદયનના પુત્ર વાગ્ભટનાં ધર્મ સબંધી કાર્યો પ્રબંધોમાં વિસ્તારથી વર્ણવાયાં છે. ઉદયનની મરતી વખતની ઇચ્છાને માન આપી વાગ્ભટે શેત્રુંજાના આદિનાથના લાકડાના મંદિરનો જીર્ણોદ્ધાર કરી પથ્થરનું મંદિર બંધાવી વિ. સં. ૧૨૧૧માં ધ્વજ ચઢાવી, એ ઉપરાંત શેત્રુંજાની તળેટીમાં વાગ્ભટપુર વસાવ્યું, તે શહેરમાં ત્રિભુવનપાલવિહાર બંધાવ્યો અને દેવની પૂજા માટે બગીચાઓ કરાવ્યા વગેરે વગેરે. આ જીર્ણોદ્ધારના કામમાં કુલ એક કરોડ અને સાઠ લાખનો ખર્ચ થયો એમ પ્ર. ચિં.[૨]માં કહ્યું છે.

આ વાગ્ભટના ભાઈ આમ્બડ—આમ્રભટના પરાક્રમનું વર્ણન કોકણ ઉપરની ચડાઈમાં આવી ગયું છે. આ આમ્રભટે પણ પિતાની ઇચ્છાને માન આપી ભરૂચમાં શકુનિવિહાર બંધાવ્યો હતો[૩] આ કાર્ય વિ. સં.

---

૧ જુઓ ઈ. એ. ૧૯૧૨ પૃ. ૨૦૩ ગુ. એ. લે. નં. ૧૪૮ ક આ લેખમાં :—

મહામાત્ય શ્રીવાહડદેવે શ્રી શ્રી કરણાદિ સમસ્તમુદ્રાવ્યાપારાન્પરિપંથયતિ । એ શબ્દો છે.

૨ જુઓ પ્ર. ચિં. પૃ. ૧૮૩ થી ૧૮૫ તથા એ ઉપર ટિ. ૨૯ અને ૩૧ માં આપેલા ઉલ્લેખ. પાલીતાણા પાસે પૂર્વ બાજૂમાં જૂના ખંડેરની કાંઈક નિશાનીઓ મળે છે તે આ વાહડપુરની હોવાનો તર્ક સુ. ગ. (૨૮૯ ટિ. ૪)માં કર્યો છે.

૩ જુઓ પ્ર. ચિં. પૃ. ૧૮૫ થી ૧૮૭.

૧૨૧૧મા થયુ એમ એક પ્રબંધકારે લખ્યુ છે[1] ત્યારે બીજાએ સ ૧૨૨૨મા થયુ લખ્યુ છે[2] આ આમ્રભટ ભરૂચમા અધિકારી હોવો જોઈએ એવો તર્ક મે ઉપર કર્યો જ છે

ઉદયનનો ત્રીજો પુત્ર ચાહડ નામે હતો એ મંત્રી ચાહડને સેનાપતિ બનાવી સપાદલક્ષ ઉપર ચઢાઈ કરવા મોકલ્યાનુ વર્ણન પ્ર. ચિં (પૃ ૧૮૭)માથી ઉપર ઉતાર્યુ છે એ વર્ણન ઐતિહાસિક બનાવનુ હો કે ન હો, પણ એમ ચાહડ ના ત્રામા વિ સ ૧૨૨૨મા અધિકારી—દંડનાયક હશે એમ ઉદયપુરમાથી મળેલા વિ સ ૧૨૨૨ વૈશાખ સુદ ત્રીજના લેખમા એણે ભગારિ ચતુષષ્ટિમા આવેલુ એક ગામ દાનમા આપ્યુ છે તેવી જણાય છે[3] આ ચાહડને સાત પુત્રો હતા એમ ગિરનાર ઉપરના એક ત્રુટિત લેખથી જણાય છે અને એ જ લેખમા આ સાતમાનો મોટો ભાઈ કુમારસિંહ કુમારપાળના ભાણ્ડાગારનો અધિકારી હતો એમ કહ્યુ છે[4] આ કુમારસિંહ કે કુમરસિંહ વિ સ ૧૨૨૫મા કુમારપાળનો મહામાત્ય થયો હતો એમ એક જૈન ગ્રથમા આપેલી પ્રશસ્તિથી જણાય છે[5] ઉદયનના ચોથા પુત્ર સોલાક નામના માંડલિકને 'સત્રાગાર' નુ બિરુદ મળ્યુ હતુ એટલુ કહી પ્ર ચિં (પૃ ૧૯૮) છોડી દે છે

## કુમારપાલના મહામાત્યો

કુમારપાળના ઉત્કીર્ણ લેખોમાથી વાહડ અને કુમરસિંહ નામના બે મહામાત્યોની નોધ ઉપર ઉતારી છે એ ઉપરાત એમાથી નીચેના

૧ જયસિંહસૂરિકૃત કુ ચ સ ૮ શ્લો ૬૯૨
૨ જિ ગણિનો કુ પ્ર પૃ ૭૪
૩ જુઓ ઇ એ. ગ્ર ૧૪ પૃ ૩૪૪ ગુ ઐ લે ન ૧૫૧
૪ જુઓ પ્રા જૈ લે સ અવલોકન પૃ ૯૨ થી ૯૮
૫ જુઓ શાન્તિસૂરિના પ્રાકૃત પૃથ્વીચન્દ્રચરિત્રની હાથપ્રતની પ્રશસ્તિ, જૈ ભા પ્ર સુચિ પૃ ૧૧

નામોનો પણ પત્તો મળે છે વિ સ ૧૨૦૮ની પ્રશસ્તિમાં, ૧૨૦૯ માઘ વદિ ૧૪ ના કિરાડુના લેખમા[1] અને સ. ૧૨૧૬ શ્રાવણ વદિ ૧ ના ચાલીસાથી મળેલા લેખમા[2] મહામાત્ય તરીક મહાદેવનો ઉલ્લેખ મળે છે. સિદ્ધરાજના પ્રકરણમા એના નાગરકુળના મહામાત્ય દાદાકના પુત્ર જે મહાદેવનુ માળવાના સૂબા તરીક નામ વિ સ. ૧૧૯૫ના ઉજ્જૈનના લેખમા નોંધ્યુ છે[3] તે જ આ મહાદેવ કુમારપાલનો મહામાત્ય હોવાનો સભવ છે. અને એમ જ હોય તો કદાચ કુમારપાલના રાજ્યના આરભથી છેક વિ સ. ૧૨૧૬ સુધી મહાદેવ જ મહામાત્ય રહ્યો હોવો જોઈએ અલબત્ત, ઉપર જોયુ તેમ વચ્ચે ૧૨૧૩ મા વાહડ મહામાત્ય હતો પછી વિ સ. ૧૨૧૮–૧૨૨૦મા શ્રી યશોધવલ મહામાત્ય હતો એમ એક જૈન ગ્રન્થની પુષ્પિકા ઉપરથી તથા ઉદય-પુર (ગ્વાલિયર)ના એ વર્ષના પૌષ સુદિ ૧૫ ગુરુના લેખથી જણાય છે.[4] સવત ૧૨૨૫ના ભૂતનાથ મંદિરના લેખમા ધવલ છે તે યશોધવલ હોય તો એણે વડનગરમા એક શિવમદિર બધાવ્યુ હતુ અને એની સ્ત્રીએ બે મદિર બધાવ્યા હતા (જૂનાગઢ પાસે?) પછી સ. ૧૨૨૫મા કુમરસિહ મહામાત્ય હતો અને સ. ૧૨૨૭ માં વાધૂય "શ્રી શ્રીકરણાદિ સમસ્તમુદ્રાવ્યાપાર કરતા હતા" એમ જુદા જુદા જૈન ગ્રથોની પ્રશસ્તિમાથી મળે છે.[5] અને એક જૈન ગ્રથની પ્રશસ્તિમાથી મહામાત્ય પૃથ્વીપાલનુ નામ મળે છે[6] આ પૃથ્વીપાલે આબુના વિમલવસહિ મદિરનો જીર્ણોદ્ધાર કર્યો હતો.[7]

---

૧ જુઓ પ્રા જૈ. લે. સ. લેખાક ૩૪૬.

૨ પુરાતત્ત્વ પુ. ૪ અ. ૧–૨

૩ જુઓ આ જ ગ્રથમાં પ્ર. ૧૨. પૃ. ૨૯૨

૪ જૈ. સા. ઇ. પૃ. ૨૭૯ અને ઇ. એ ગ્ર. ૧૮, પૃ. ૩૪૩.

૫ શાંતિસૂરિકૃત પ્રા. પૃથ્વીચદ્રચરિત્રની અને શીલાચાર્યના મહાપુરુષચરિત્રની પ્રશસ્તિ (જે. ભા ગ્રન્થ સૂચિ પૃ. ૧૭ અને ૩૯)

૬ મલ્લીનાથચરિત્રની પ્રશસ્તિ (અપભ્રશ કાવ્યત્રયી પૃ. ૭૯)

૭ જુઓ સ ૧૨૦૬ નો આબુનો શિલાલેખ (પ્રા જૈ. લે. સ ૧૫૭)

બીજા મંત્રીઓમાં કપર્દી મંત્રી વિશે પ્રબંધોમાં ઘણી વાતો નોંધી છે[1] એણે કુમારપાલને સંસ્કૃત ભણવાની પ્રેરણા કરી એમ પ્ર ચિં માં લખ્યું છે એ જ ગ્રન્થમાં વળી એક આલિગ નામના વૃદ્ધ પ્રધાનનો ઉલ્લેખ મળે છે[2] વળી સિદ્ધરાજે જે આલિગને રુદ્રમહાલયની વ્યવસ્થાનો ભાર સોંપી સં ૧૧૯૮ માં કેટલાક ગામોનો ગરાસ આપીને સન્માન કરેલ હોવાનું જૈન ભંડારોની પ્રકીર્ણ નોંધોમાંથી મળ્યું હોવાનું જિનવિજયજી કહે છે તે આ જ હશે[3]

જે સમયનો આપણે વિચાર કરીએ છીએ તે સમયમાં રાજ્યના જુદાં જુદાં ખાતાના અધિકારીઓ, મહાનો અને પ્રાંતના વહીવટી અધિકારીઓ તથા મહામાત્યો પણ મંત્રીઓ કહેવાતા મંત્રી જ સેનાપતિ બનીને લડવા જતા વળી નવા જિતાયેલા પ્રદેશ ઉપર ખાસ વિશ્વાસુ માણસને નાયક તરીકે મૂકવાના આવતા અને એઓનો પણ મંત્રિમંડળમાં સમાવેશ થતો

## કુમારપાલના દંડનાયકો

કુમારપાલના વખતમાં ચિતોડમાં સજ્જન દંડનાયક (સૂબો) હતો એ વિ સં ૧૨૦૭ના ચિતોડના શિલાલેખથી જણાય છે[4] આ સજ્જન તે સિદ્ધરાજના વખતમાં સોરઠનો દંડનાયક હતો તે જ કે બીજો એ કહેવું મુશ્કેલ છે પ્ર. ચિં (પૃ. ૧૭૦)માં આલિગ નામના કુંભારને સાતસો ગામનું ચિતોડનું પરગણું આપ્યું એમ લખ્યું છે, પણ જયસિંહસૂરિએ ઈંટો નીચે પોતાને સંતાડનાર સજ્જનને ચિતોડ આપ્યું એમ લખ્યું

---

૧ જુઓ પ્ર ચિં પૃ ૧૯૭, ૨૦૦, ૨૦૦ વગેરે

૨ પ્ર ચિં મા પૃ ૧૦૩ મા તથા ૧૯૭મા કહેલ આલિગ અને આલિગ એક જ છે કે જુદા એ કહાય નથી જુઓ પ્ર ચિં. પૃ ૧૯૭ ટિ ૭

૩ પ્રા ગુ. મા ઇ ની સાધન સામગ્રી પૃ ૩૦

૪ કુમારપાલે સમિદ્ધેશ્વરને ગામનું દાન આપ્યું ત્યારે દંડનાયક સજ્જને નીવા માટે એક ઘાણાનું દાન આપ્યું છે (જુઓ એ ઇ ગ્ર ૨ પૃ ૪૨૨)

શ્રી મંગલપુર (માંગરોળ)ની શુલ્કમંડપિકા (દાણ લેવાની માંડવી) ઉપર ગેજ એક કાર્ષાપણ (ત્રાંબાના એક તોલા વજનના સિક્કા)નો લાગો, તંબોળ ઉપર એક કા નો, પોઠિયાની ભાર ઉપર ૧ કા, દાણા ભરના ગાડા ઉપર ૪ ..., ગધેડાની ભાર ઉપર ... ..., પાન ભરના દરેક ભીટ ઉપર ... ..., પાનના વપારીઓ ઉપર પાનના બી..., પાન ભરેની ગાડી દીઠ દ્રમ્મ એક, એમ દીઠ ... ... તો ..., ..., આ જ રીતે ચોરવાડ તથા ... ઉપર લાગો અને લાઠોદર પથકમા ગહડારી જ ... માંડવી (वहृतशुल्कमंडपिका) માથી ... ની મુંડકે રોજનો એક રૂપક કરાવી આપ્યો[૧] ચોરવાડના બધા મહાજનો એકમત થઈને ... ગામ પાસેની દેવુયા નામની વાવ રાજાની અનુમતિથી આપી વળી વામનસ્થલી (વણથલી)મા દાણની માંડવી ઉપર રોજનો કા ૧ તથા ઘૃત ઉપર રોજનો કા ૧ તથા પાનની વાડીમાથી રોજના પાન ... પાનની દુકાનમાથી રોજના પા... ૨ તથા સોપારી ... ૧, એ પ્રમાણે લાગા નોંધેલા છે

એ જમાનામા ધર્મસ્થાન માટે લોકો ઉપર કેવી જાતના ... રાજ્ય તરફથી નખાતા એનો આ આબાદ નમૂનો છે ભાર માણું, ગડ (ગાડુ), બીહરા (બીડા) હટ (હાટ) વગેરે ... શબ્દોનો વપરાશ થતો હતો એમ પણ આ લેખથી જણાય છે સાંતડના આ ગોહેલ કુળના દડનાયક મૂલુકની સતતિ સોરઠના હાલના ગોહેલ રાજવંશો છે એવો મારો મત એટલુ અહીં નોંધવા જોઈએ

આ મૂલુકનો અધિકાર કેટલા વખત સુધી ચાલ્યો એ કહેવુ મુશ્કેલ છે, પણ સં ૧૨૭૨મા સોરઠનો અધિકારી શ્રીમાળ જ્ઞાતિના શ્રીરાણિગનો પુત્ર શ્રીઆભાક હતો અને એણે ગિરનારના પગથિયા

૧ આ રીતે ... રૂપક ના લાગના ત્રણ જૈન મંદિરોને ખરચી (હાલના ...)ની માંડવીમાથી સમસ્ત મહાજન ભટ્ટારક અને બ્રાહ્મણો વગેરે તરફથી આપવાનું સં ૧૨૧૭ના નકલના તામ્રપત્રમા લખ્યુ છે

કરાવ્યા એમ સ. ૧૨૨૨ના તથા ૧૨૨૩ના ગિરનારના લેખોથી નક્કી થાય છે[1] એટલે પ્ર ચિં મા તથા પ્ર ચ મા ઉદયનના પુત્ર વાગ્ભટે ગિરનારના પગથિયા બંધાવ્યા એમ જે લખ્યુ છે તે ભ્રમભરેલુ કરે છે[2]

લાટના દંડનાયકનુ પદ ભરૂચના બ્રાહ્મણ વોસરિને પોતાની સાથે રખડપટ્ટીમા એ હતો એના બદલામા કુમારપાલે આપ્યુ હતુ એમ પ્રબંધોમા કહેલુ છે એ સ ૧૨૧૨ની પ્રશસ્તિથી યથાર્થ ઠરે છે[3] પણ વટપદ (વડોદરા)નુ ચણા આપનાર કટુકને આપ્યુ હતું. તથા દહી સાથે ભાત ખવડાવનારી દેવશ્રીને ધવલક (ધોળકા) આપ્યુ હતું વગેરે જે પ્રબંધોમા લખ્યુ છે[4] તે માનવા માટે વધારે નિકટ સમયના પુરાવાની અપેક્ષા છે

## પુરોહિત વગેરે ધાર્મિક અધિકારીઓ

કુમારપાલનો પુરોહિત પહેલા આમિગ હોય અને પછી સર્વદેવ થયો હોય એવો સભવ છે. જો કે સોમેશ્વરે એ બેમાથી એકેયને પુરોહિત કહેલ નથી, પણ પ્ર ચિં (પૃ ૧૭૮)મા રાજાના પુરોહિતનુ ના આમિગ લખ્યુ છે. અને સોમેશ્વરની વશાવળી જોતા એ સભવિત લાગે છે. વળી કુમારપાલના મરણ પછી આમિગનો પુત્ર

---

૧ જુઓ પ્રા જૈ લે સ. લેખાક ૫૦–૫૧ લેખોના કથનને કુમારપાલપ્રતિબોધનો તથા વિજયસેનસૂરિના રેવતગિરિ રાસુનો ટેકો છે જુઓ અન્જન અવલોકન પૃ ૮૧–૮૨ તથા જૈ સા ઇ. ટિ ૩૧૭.

૨ જુઓ પ્ર. ચિં પૃ. ૧૯૬ તથા ટિ ૮૫ અને પ્ર ચ. હે સૂ. પ્ર શ્લો ૮૫. પ્ર. ચિં માં તો પગથિયા બંધાવવામા ૬૩ લાખનુ ખર્ચ થયુ એમ પણ ઉમેર્યુ છે

૩ જુઓ જૈ પુ પ્ર. સ પૃ ૧૦૭–૧૯ ઉપર કુમારપાલના લેખોમાં ન. ૧૧

૪ જુઓ જ સૂ. નુ કુ ચ. સ ૩, શ્લો ૫૨૧ થી ૫૨૭ જિ. ગણિનો કુ. પ્ર પૃ. ૩૫ પ્ર ચ હે સૂ. ૫ શ્લો. ૪૪૩ તથા ૪૫૭માં વોસરિનુ નામ છે. પણ એને લાટ આપ્યાની વાત નથી

સર્વદેવ રાજાનાં હાડકાં ગંગામાં નાખવા ગયો છે તે એ પુરોહિત હોવાથી જ ગયો હશે.[1]

વત્સકુળ ગોત્રના નાગર ઉમાપતિના પુત્ર સોમ જે જયસિંહનો મિત્ર હતો તેનો પુત્ર વત્સ ઘણા વખત સુધી કુમારપાળનો સચિવ હતો એમ શ્રીધર પ્રશસ્તિમાં કહ્યું છે.[2] બ્રાહ્મણધર્મને લગતાં ધાર્મિક કાર્યોનું ધ્યાન આ વત્સ રાખતો હશે એમ હું ધારું છું. રુદ્ર નામનો બ્રાહ્મણ કુમારપાળનો મુખ્ય જોશી (મહા માર્તિક) હતો.[3] અને જૈન ધાર્મિક સંસ્થાઓ અને સત્રાગાર—જેમાં અનાથ જૈન શ્રાવકોને ભોજન અને વસ્ત્રાદિ આપવામાં આવતાં, તથા પૌષધશાળાઓ વગેરેની દેખરેખ નેમીનાગના પુત્ર અભયકુમારને સોંપી હતી એમ કુમારપાળ પ્રતિબોધમાં કહ્યું છે.

## કુમારપાળના સામંતો

કુમારપાળના સામંતોમાં ચંદ્રાવતીના પરમાર રાજાઓનો ઉલ્લેખ માળવાના તથા કોંકણના યુદ્ધ પ્રસંગમાં ઉપર આવી ગયો છે. કિરાડુમાંથી વિ. સં. ૧૨૦૯નો જેનો ઉત્કીર્ણ લેખ મળ્યો છે[4] તે નાડોલનો આલ્હણદેવ સિદ્ધરાજના વખતથી સામંત હતો. સંવત ૧૨૦૫ના તથા ૧૨૧૮ના કિરાડુના લેખના ઉલ્લેખોથી કિરાડુનો પરમાર રાજા સોમેશ્વર પણ કુમારપાળનો સામંત હતો એમ જણાય છે.[5] ૧૨૧૮ના લેખમાં આ સોમેશ્વર વિશે લખ્યું છે કે એણે જયસિંહની કૃપાથી સિંધુરાજપુરનું રાજ્ય મેળવ્યું અને સં. ૧૨૦૫માં કુમારપાળની કૃપાથી દૃઢ

1 જુઓ સુરથોત્સવ સ. ૧૫, શ્લો. ૨૬-૨૮-૨૯

2 ભાવનગર પ્રા. અને સં. ઇન્સ્ક્રિપ્શન્સ પૃ. ૨૦૪ શ્રીધરપ્રશસ્તિ શ્લો. ૨૫.

3 જૈ. સા. ઇ. પૃ. ૨૮૨

4 જુઓ ઇ. એ. ૧૦ પૃ. ૧૫૯

5 જુઓ પ્રો. ડી. રા. ભાંડારકરનું નોર્ધર્ન લિસ્ટ નં. ૨૭૪ તથા રાજપૂતાનેકા ઇતિહાસ ખં. ૧ પૃ. ૧૮૨-૧૮૩ ગુ. ઐ. લે. નં. ૧૪૯ ખ

કર્યું અને એણે ૧૨૧૮ના આશ્વિન સુદિ પડવાને દિવસે રાજા જાજ્જક પાસેથી ૧૭૦૦ ઘોડાનો દંડ લીધો તણુકોટ (તનોટ જેસલમીર રાજ્યમાં) અને નવસર (નૌસર જોધપુર રાજ્યમાં) એ બે કિલ્લા લીધા અને કેટલાક વખત સુધી જાજ્જકને કુમારપાલનો સેવક બનાવ્યા પછી એનું રાજ્ય એને પાછું સોંપ્યું[1] વળી નડ્ડૂલનો ચોહાણ રાજા અશ્વરાજ સિદ્ધરાજનો સામંત હતો એમ વિ સં. ૧૨૦૦ના બાલીના લેખથી જણાય છે[2] અને એનો પુત્ર આલ્હણદેવ કુમારનો સામંત હતો એમ વિ સં ૧૨૦૯ના ઉપર અનેક વાર ઉલ્લેખેલા લેખથી જણાય છે[3] આલ્હણદેવનો પુત્ર કેલ્હણ પણ કુમારપાલના રાજ્યકાળના અંત સુધી સામંત હશે[4] આ સિવાય બીજા નાના સામન્તો ઘણા હોવાનો સંભવ છે. પ્રબંધોમાં ૭૨ સામંતોનો ઉલ્લેખ મળે છે તે તો રૂઢ સંખ્યા હોઈને એનો કાંઈ અર્થ નથી.[5]

આ સામંતો કે માંડલિકોનો ચક્રવર્તી રાજા સાથેનો સંબંધ જૂના દેશી રાજાઓના બ્રિટિશ સરકાર સાથેના સંબંધ કરતાં મોગલ શહેનશાહો સાથે જયપુર જોધપુર વગેરે રાજ્યોના રાજાઓના સંબંધને વધારે મળતો આવે છે. આ સામંતો પોતાની રાજધાનીમાં રહેતા તેમજ પોતાના લશ્કરો સાથે ચક્રવર્તીની રાજધાનીમાં પણ ઘણી વાર રહેતા ચક્રવર્તીના હુકમથી પોતાનાં લશ્કર લઈ જ્યાં એ મોકલેલા લડવા જતા અને ચક્રવર્તીની ઇતરાજી થાય તો બ્રિટિશ અમલમાં જેમ 'એડમિનિસ્ટ્રેટર' સરકાર મોકલતી તેમ આ ચક્રવર્તીઓ દંડનાયકને સામંતનું રાજ્ય સોંપી દેતા. કુમારપાલના સમયમાં કદાચ એઓ અર્ણોરાજના પક્ષમાં ગયા તે કારણથી નડ્ડૂલના ચોહાણોની સત્તા છીનવી લઈ

---

૧ જુઓ ઉક્ત લેખના શ્લોક ૨૧, ૨૩, ૨૫ અને ૨૯.
૨ જુઓ એ. ઇ ગ્ર. ૧૧, પૃ. ૩૩..
૩ પ્રા. જૈ. લે. સં. લેખાંક ૩૪૯
૪ ગુ. ઐ. લે. ન. ૨૪૧ બ.
૫ જુઓ द्वासप्तति सामन्ताः કુ. પ્ર. પૃ ૭૪.

વિ સં ૧૨૧૦ થી ૧૨૧૬ સુધી અમુક ભાગ ઉપ વૈજલ્લદેવને કુમારપાલે દંડનાયક નીમ્યો હતો[1] અને નડ્ડુલ મહામંડલિક પ્રતાપસિંહને સોંપ્યુ હતુ[2]

## કુમારપાલની રાજસભાના વિદ્વાનો અને શેઠિયાઓ

કુમારપાલની રાજસભામા આ મંત્રીઓ અને સામંતો ઉપરાંત ધર્માચાર્યો વિદ્વાનો કવિઓ અને શેઠિયા પણ હતા વિદ્વાનોમા અગ્રણી હતા શ્રી હેમાચાર્ય[3] એઓ વૃદ્ધ થયા છતા એમની સાહિત્ય પ્રવૃત્તિ ચાલુ હતી. બીજા કવિ શ્રીપાલ તથા એનો પુત્ર સિદ્ધપાલ કુમારપાલના સમયના કવિઓ છે પણ જેની સાહિત્યપ્રવૃત્તિ વિવિધ વિશાળ અને ગુજરાતના એ વખતના સંસ્કૃત ગ્રંથકારોમા પહેલી પંક્તિમા આવે એવી છે તે કવિ રામચંદ્ર ખાસ ધ્યાનને પાત્ર છે એ હેમાચાર્યનો જ શિષ્ય હતો એણે નાટ્યદર્પણ, સત્યહરિશ્ચન્દ્ર, કૌમુદીમિત્રાણંદ વગેરે અનેક ગ્રન્થો–નાટકો લખ્યા છે આ ઉપરાંત ગુણચન્દ્રગણિ મહેન્દ્રસૂરિ વર્ધમાનગણિ વગેરે હેમાચાર્યના શિષ્યો પણ કુમારપાલની સભાના વિદ્વાનો ગણાય

કુમારપાલના સમયના આ જૈન વિદ્વાનોની સાહિત્યપ્રવૃત્તિનુ સવિસ્તર અવલોકન તો એ સમયના સાહિત્યના ઇતિહાસમાં જ[4] શોભે, કુમારપાલના સમયના પાટણના શેઠિયાઓમા (૧) નૃપનાગનો પુત્ર

---

૧ જુઓ પૃ ૩૭૮

૨ જુઓ ૧૨૧૩ નુ નડ્ડુલનુ તામ્રપત્ર ઇ એ ૧૮૧૨ ગુ. ઐ. લે ન ૧૪૯૬ પૃ ૨૦૩

૩ હેમાચાર્યનો વિસ્તૃત વૃત્તાન્ત પ્ર. ચિં., પ્ર ચ., ચ પ્ર. ૨ પ્ર વગેરે પ્રબંધોમા આપ્યો છે અને જૈન સાહિત્યના ઇતિહાસમા એમના ચરિત્રનુ તથા એમની સાહિત્યપ્રવૃત્તિનુ સવિસ્તર અવલોકન સ્વ. મો ૬ દેસાઇએ કરેલુ છે

૪ જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ વિ ૩, પ્ર. ૮ થી ૭

આભડ[1] અને શેઠ (શ્રેષ્ઠી) છડાક જે ૯૦ લાખ સોનૈયાનો ધણી હતો તે એના નામો ચ. પ્ર (પૃ ૧૦૦)માં આપેલાં છે. અને મોહરાજ-પરાજયમાં કુબેરની અદ્‌ભુત ધનસંપત્તિનુ વર્ણન કર્યું છે તેની સંપત્તિમા ૭ ક્રોડ સોનૈયા, આઠ હજાર મણ રૂપુ, એંશી મણ રત્નો, બે હજાર કુંભ નાણા, બે હજાર ખારી તેલ. ૫૦ હજાર ઘોડા, એક હજાર હાથી, એંશી હજાર ગાયો, પાચસો હળો, પાંચસો દુકાનો, પાંચસો ગાડીઓ, વગેરે જે આકડા આપ્યા છે[2] તેમા સારી અતિશયોક્તિ હોવાનો, અલબત્ત. સંભવ છે. પણ દરિયાઈ વેપારથી આ વેપારીઓ અઢળક સમૃદ્ધિ મેળવતા હતા એમ મોહરાજપરાજય ઉપરથી સમજાય છે.

## કુમારપાલની દિનચર્યા

કુમારપાલના સમયનુ વર્ણન પૂરું કર્યા પહેલા એની દિનચર્યા હેમચન્દ્રે તથા સોમપ્રભાચાર્યે આપી છે તે[3] ટૂંકામા જોઈએ · "કુમારપાલ સવારમા મંગલપાઠકોના મંગલ પાઠો સાભળી જાગે છે. પછી પરમાત્માની સ્તુતિ કરી, સ્વચ્છ દુકૂલ પહેરેલા પ્રતિહારના હાથને ટેકો દઈ ઉપર છતવાળા સભામંડપમાં આવે છે એ વખતે સભામા આગળ નમ્ર રાજાઓ (સામંતો) બેઠા હોય છે, હાથમાં ચામરવાળી વાર-સ્ત્રીઓ રાજાની પાસે ઊભી હોય છે, આ વારસ્ત્રીઓ ગોરી, મીઠુ બોલનારી છે અને મણિ તથા હીરા જડેલ નૂપુરો એઓએ પહેર્યાં છે એઓએ જાડી વેણીમા ફૂલ ખોસ્યાં છે અને કાંડા ઉપર અંગદ તથા કોણી ઉપર કડા પહેર્યાં છે રાજા આસન ઉપર બેઠા પછી

---

૧ આભડનો પ્રબંધ પ્ર. ચિં. (પૃ ૧૮૯)મા તથા ચ. પ્ર. (પૃ. ૧૯૯ થી ૨૦૪)માં આપ્યો છે.

૨ જુઓ મોહરાજપરાજય અ. ૩. શ્લો. ૩૯ થી ૮૨

૩ જુઓ કુમારપાલચરિત સ. ૧, શ્લો. ૬૧ થી ૯૦ સ. ૨ તથા સ ૬, કુમારપાલપ્રતિબોધ પાછળથી લખાયો હોઇને એમાં સ્વાભાવિક રીતે મહેલમા જૈન મૂર્તિઓની પૂજા વગેરે જૈન ધર્માનુરાગદર્શક વિગતો વધારે મળે છે.

દ્વિજો વૈદિક મંત્રોથી આશીર્વાદ આપે છે પછી રાજા ગોરોચનાના શિગડાના કોમળ પાત્રમાંથી ભ્પાળે તિલક કરે છે પછી દ્વિજોને ગજ આપી રાજા આરજીઓ સાંભળે છે, પછી તિથિ સાંભળી, પિતૃકુળના તથા માતૃકુળના મુખ્ય બ્રાહ્મણોને દાન આપી સંતુષ્ટ કરી, માતૃગૃહમાં જાય છે અને માતાઓના આશીર્વાદ મેળવી એઓને ધન આપે છે પછી વેરીઓ પાસે સંગીત નાચ કરાવે છે અને પુરોહિતને મળી એને ધન આપે છે પછી લક્ષ્મીની પૂજા કરી કસરતશાળામાં જાય છે અને ત્યાં મલ્લકુસ્તી ધનુશ્રમ, તલવારનો શ્રમ વગેરે કસરત કરે છે ત્યાં નજર ન પડે માટે સ્ત્રીઓ મીઠું ઉતારે છે કસરત તથા શસ્ત્રાભ્યાસ પછી રાજાને બહાર જવા માટે હાથી આવે છે અને ઘરેણાં પહેરી હાથી ઉપર બેસી રાજમાર્ગમાં થઈ રાજા કુમારવિહારમાં જાય છે ત્યાં ચામરાદિ રાજચિહ્નો છોડી દઈ, મંદિરમાં જઈ જિનભગવાનની સ્તુતિ કરે છે મૂર્તિને સ્નાન કરાવે છે તથા એની આરતી ઉતારે છે એ વખતે મૂર્તિ આગળ સંગીત થાય છે પછી દેવમંદિરમાંથી ઘોડા ઉપર બેસી પાછા ધવલગૃહ (રાજમહેલ)માં આવે છે" ઉપર સવારની સામાન્ય રાજસભાનું વર્ણન અપી ગયું છે, પણ સાંજની રાજસભાના કામકાજનું વર્ણન કરતા હેમચન્દ્ર જ કહે છે કે ' રાજા સુવર્ણમંડપિકામાં બેસે છે અને દ્વારપાળના બતાવ્યા પ્રમાણે જુદા જુદા રાજાઓની ભેટો જુએ છે, પછી મહામાત્ય તથા માંત્રિક કાર્યનું નિવેદન કરે છે, આ રીતે એક મુહૂર્ત બેસી પછી પુરોહિત મંત્રોચ્ચાર કરે છે ત્યાં ગંભીર નગારાનો અવાજ થાય છે એટલે વારસ્ત્રીઓ રાજાની રત્નજડિત દીવાથી આરતી ઉતારે છે

### કુમારપાલનું કુટુંબ

કુમારપાલના પરિવારમાં એના બે ભાઈ મહીપાલ અને કીર્તિપાલના નામ ઉપર આવી ગયા છે બહેનોમાંથી જેના પતિ કાન્હડદેવે કુમારપાલને ગાદીએ બેસવામાં મદદ કરી હતી તે પ્રેમલ

દેવીનું તથા એના પુત્ર ભોજનુ નામ વિ સં. ૧૨૨૫ની ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિમા મળે છે, અલબત્ત, એના અધિકારનો એ લેખમાંથી પત્તો મળતો નથી. બીજી બહેન દેવલદેવીનો વૃત્તાન્ત તો પાછલા પ્રબંધોમાં જ મળે છે અને એ વિશ્વસનીય નથી (જુઓ પૃ. ૩૩૮ ટિ. ૧) કુમારપાલની રાણીનુ નામ ભૂપાલદેવી હતું એમ પ્ર. ચ[1]માં કહ્યું છે. પણ પાછળના પ્રબંધોમા ભોપાલદેવી નામ છે અને એને પટ્ટરાણીપદ આપ્યું હતુ એમ ઉમેર્યું છે.[2] કુમારપાલ અજમેરના રાજા આનાકની પુત્રી જલ્હણાને પરણ્યો હોવાનું દ્વયાશ્રયનુ કથન ઉપર નોંધ્યું છે વળી પદ્માવતી નામની રાણી હોવાનું કુમારપાલ-ચિન્તામણિમા કહ્યું છે[3] આ ઉપરાંત કુમારપાલ મેવાડના રાજાની કુંવરીને પરણ્યો હતો અને એણે જૈનધર્મ સ્વીકારવાની અને અપાસરે જવાની ના પાડવાને પરિણામે જયદેવ વગેરે ભાટોએ ત્રગાં કર્યાં અને રાણીએ આપઘાત કર્યો વગેરે બ્રાહ્મણપરંપરાની દંતકથા રાસમાળામાં ઉતારી છે,[4] પણ એ જૈનદ્વેષથી ઉદ્ભવેલો કલ્પના-વિલાસ જ લાગે છે.

## કુમારપાલના સામ્રાજ્યનો વિસ્તાર

કુમારપાલને સિદ્ધરાજ પાસેથી ઘણું વિશાળ અને અત્યંત સમૃદ્ધ રાજ્ય મળ્યું હતુ. અને કુમારપાલે એને સ્થિર કર્યું, એટલું જ નહિ, પણ કોકણનો વિજય ધ્યાનમા લેતાં કાંઈક વધાર્યું પણ હોવાનો સંભવ છે.

પ્રબંધોમાં કુમારપાલે પોતાના તાબાનાં અઢાર મડળોમાં ચૌદ વર્ષ સુધી મારિ (હિંસા) બંધ કરાવી તથા વિહાર કરાવ્યા એમ

૧ પ્ર. ચ હે. સ. પ્ર. શ્લો. ૩૯૨.

૨ ચ. પ્ર. પૃ ૧૦૦, જ. સૂ. નુ કુ. ચ. સ. ૩, શ્લો. ૪૭૪ વગેરે.

૩ સં. ગ્રં. ૧, ભા. ૧, પૃ. ૧૮૮.

૪ રાસમાળા આ. ૩, પૃ. ૨૭૯-૨૮૦.

કહીને નીચે પ્રમાણે અઢાર દેશોના નામો ગણાવ્યા છે[1] (૧) ગુર્જર (૨) લાટ, (૩) સૌરાષ્ટ્ર, (૪) ભમ્ભેરી[2], (૫) કચ્છ, (૬) સિન્ધુ, (૭) ઉચ્ચા[3], (૮) જાલંધર[4], (૯) કાશી, (૧૦) સપાદલક્ષ (અજમેર રાજ્ય), (૧૧) અન્તર્વેદી[5], (૧૨) મરુ (મારવાડ–નડૂલનુ રાજ્ય), (૧૩) મેવાડ (૧૪) માળવા (૧૫) આભીર[6], (૧૬) મહારાષ્ટ્ર, (૧૭) કર્ણાટક અને (૧૮) કોંકણ આ અઢારમાથી ઉચ્ચા કાશી અન્તર્વેદી મહારાષ્ટ્ર જાલંધર અને કર્ણાટક એટલા દેશો કુમારપાલના તાબામા ન હતા, છતા એના નામ પ્રબધ રીતે લખી દીધા છે આભીર અને ભમ્ભેરી સદિગ્ધ છે, અને બાકીના દેશોમા કુમારપાલની થોડી ઘણી સત્તા હોવાનો સભવ છે

કુમારપાલના અથવા સિદ્ધરાજ–કુમારપાલના સામ્રાજ્યના વિસ્તારનો ખ્યાલ આવવા માટે ઉપરનું વર્ણન પૂરતુ છે, પણ મુગલ જેવા ચાવડા રાજાને હરાવી જે રાજ્ય મેળવ્યુ તેનો વિસ્તાર ૪૦ થી ૫૦ મૈલ ઉત્તર દક્ષિણ અને ત્રીસથી ચાળીશ મૈલ પૂર્વ પશ્ચિમ હશે, જો કે ચોક્કસ નક્કી કરવાનુ સાધન નથી, ત્યારે સિદ્ધરાજ–કુમાર પાલના સામ્રાજ્યનો વિસ્તાર દક્ષિણમા ઉત્તર કોંકણના દમણથી તે

---

૧ જુઓ પ્ર ચિં પૃ ૧ તથા કુ પ્ર પૃ ૫ અને જૈ સ નુ ઇ ન સ. ૮, શ્લો ૪૭૨ થી ૪૭૩, આ નામોમા પાઠભેદ પણ છે ગૌર અને દીપના નામ આ યાદીમા નથી પણ બીજી યાદીમા છે

૨ ભમ્ભેરી સદિગ્ધ છે રાસમાળામા આ ૩, પૃ ૨૩૮ ટિ ૮ મા સિધમા એ નામનુ પ્રાચીન નગર હતુ એમ લખ્યુ છે

૩ ઉચ્ચા કે ઉચ્છ મુલતાનથી દક્ષિણ–પશ્ચિમે ૭૦ મૈલ ઉપર આવેલુ છે મુસલમાની તવારિખોમા એનો ઉલ્લેખ મળે છે

૪ પંજાબમા જાલધર દોઆબ આજે પણ પ્રસિદ્ધ છે સતલજ અને બિયાસ નદીઓ વચ્ચેનો પ્રદેશ

૫ અન્તર્વેદી–બ્રહ્માવર્ત દેશ–સરસ્વતી અને દ્દષદ્વતી વચ્ચેનો

૬ આભીર–પ્રજાનુ નામ છે, દેશનુ નથી

ઉત્તરમાં સાભર અને નાગોર સુધી લગભગ સાડાચારસોથી પાંચસો મૈલ અને પૂર્વ પશ્ચિમ ભિલસાથી દ્વારકા સુધી લગભગ સાડાપાંચસોથી છસો મૈલ જેટલો હતો આ હકીકત બરાબર ધ્યાનમા લેવાથી ગુજરાત માટે સોલકી વશના ઐતિહાસિક મહત્ત્વનો સાચો ખ્યાલ આવે છે

અલબત્ત. અહી જે પૂર્વ પશ્ચિમ અને ઉત્તર દક્ષિણ વિસ્તાર બતાવ્યો છે તે સર્વત્ર સમાન નથી દક્ષિણમા પહોળાઈ ઘણી ઓછી એ વર્તમાન સ્થિતિ જૂનકાળમા પણ હતી બીજુ ગુજરાતના રાજાની સત્તા પણ સર્વત્ર સરખી નહોતી. દાખલા તરીકે અહી સાંભરને ગુજરાતના સામ્રાજ્યમા ગણ્યુ છે, પણ સાભરના અર્ણોરાજે કુમારપાલનુ કાઈક આધિપત્ય કબૂલ કર્યું હતુ એટલો જ એનો અર્થ છે. જો કે વિગ્રહરાજે તેયે ફગાવી દીધુ હશે, છતા ઉત્તર અને પૂર્વમા અત્યારે ગુજરાતની જે સરહદ છે તેથી સિદ્ધરાજ–કુમારપાલના સામ્રાજ્યની સહરદ લગભગ બસ્સોથી અઢીસો મૈલ આગળ હતી. ( જુઓ ગ્રથના આરભે આપેલો નકશો )

## કુમારપાલનું ચારિત્ર્ય

જૈન પ્રબધકારોએ કુમારપાલને જૈનધર્મનો પ્રભાવક રાજા ગણીને એની ખૂબ પ્રશસા કરી છે. એ પ્રશસામા ધાર્મિક મમતાજન્ય અતિશયોક્તિ હોવાનો સભવ છે, છતાં તટસ્થ દૃષ્ટિથી જોનારને પણ એકદર રીતે કુમારપાલ લોકપ્રિય અને સારો રાજા હતો એમ કબૂલ કરવુ પડશે.

ગુજરાતને અહિંસાપ્રધાન બનાવવામાં જૈન ધર્મનો પ્રભાવ મુખ્ય કારણ છે અને એ પ્રભાવને કુમારપાલ રાજાએ ઘણો ટેકો આપ્યો હોય એમ લાગે છે. વિદ્યાને પણ હેમાચાર્ય જેવા વિદ્વાનના નિકટ પરિચયથી કુમારપાલે ઠીક ઉત્તેજન આપ્યુ હશે, જો કે પ્રબધ-કારો તો એકવીશ જ્ઞાનભડારો સ્થાપ્યાનુ કહે છે તથા આચાર્ય

હેમચન્દ્રવિરચિત યોગશાસ્ત્ર—અને વીતરાગસ્તવની હાથપોથીઓ સુવર્ણાક્ષરે લખાવ્યાની નોંધ કુમારપાલપ્રબન્ધાદિમાં છે[1]

કુમારપાલમાં વાંચવાનો દોષ હતો એમ પ્ર. ચિં.માં કહ્યું છે, અને તેને એમાં જ આપેલી કથાઓ પુષ્ટિ આપે છે[2]

ગુજરાતના સોલંકી રાજાઓમાં માળવાના મુંજ અને ભોજ જેવા વિદ્વાન તો કોઈ દેખાતો નથી પણ કુમારપાલ તો પહેલાં કાંઈ જ ભણ્યો હોય એમ રાજા થયા પછી એના અભ્યાસ માટે કપર્દી મંત્રીએ કરેલી યોજનાના પ્ર. ચિં.માં આપેલા વર્ણનથી લાગે છે અલબત્ત મેરુતુંગ એને તો રાજા ગણીને "વિચારચતુર્મુખ"નું બિરુદ આપે છે[3]

## કુમારપાલનું મરણ: સં. ૧૨૩૦

કુમારપાલને મરણ પહેલાં લૂતા રોગ થયાની વાત કહેવામાં આવી છે,[4] પણ એમાં હેમચન્દ્રની ચમત્કાર કરવાની શક્તિ દેખાડવાની મતલબ સિવાય બીજું કાંઈ નથી હેમાચાર્યનો ૮૪ વર્ષની ઉમરે વિ. સં. ૧૨૨૯માં દેહ પડી ગયો અને એ પછી ૭ મહિને કુમાર

1 જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ. ૨૬૧ તથા ટિ. ૩૧૩ જેમાં સાતસો લહિયા રાખી હાથપ્રતો ઉતરાવ્યાનું કથન કુ. પ્ર. પૃ. ૯૬-૭ માંથી ઉતાર્યું છે

2 જુઓ પ્ર. ચિં. પૃ. ૧૯૩, પૃ. ૧૯૦ (જેમાં અદ્ભુત નાટક દેખાડનારને ૧૧૯ દ્રમ્મ જ આપ્યાનું નોંધ્યું છે) તથા પૃ. ૧૯૭

3 પ્ર. ચિં. પૃ. ૧૯૭-૧૯૮

4 જુઓ પ્ર. ચિં. પૃ. ૨૦૦. કુ. પ્ર. (પૃ. ૯૨)માં તો કંટેશ્વરી દેવીએ પોતાને માંસબલિ ન મળ્યા એ માટે કોપ કરીને ત્રિશૂલ માથામાં માર્યું તેથી કુમારપાલને આખે શરીરે કોઢ થયો અને એ હેમાચાર્યે મટાડ્યો એવી વાત છે

પાલનો દેહ પડી ગયો એમ પ્ર. ચિં (પૃ ૨૦૦)માં લખ્યુ છે.[1] પ્ર. ચિ. (પૃ ૨૦૧)માં કુમારપાલે સ. ૧૧૯૯થી ૧૨૩૦ સુધી ૩૧ વર્ષ રાજ્ય કર્યું એમ લખ્યુ છે, પણ સ. ૧૨૨૯ વૈશાખ સુદિ ૩નો અજયદેવનો લેખ મળ્યો છે એ જોતા ૧૨૨૯ના વૈશાખ પહેલાં અને ૧૨૨૯ના આરંભ પછી કુમારપાલનુ મરણ થયુ હોવું જોઈએ. આ રીતે વિચારશ્રેણીમા કુમારપાલના રાજ્યકાળનાં ત્રીશ વર્ષ આપ્યાં છે. અને એના મરણની તારીખ ૧૨૨૯ પોષ સુદિ ૧૨ (ઈ સ. ૨૮મી ડિસેમ્બર ૧૧૭૨) આપી છે તે બરાબર લાગે છે.

૧ જિનમંડનગણિએ (કુ. પ્ર. પૃ. ૧૧૫) ૩૦ વર્ષ ૮ માસ ને ૨૭ દિવસ રાજ્ય કરી ૧૨૩૦માં મરણ પામ્યો એમ લખ્યું છે એ પણ બરાબર નથી.

# પ્રકરણ ૧૪ મુ

## અજયદેવ

### ઈ સ ૧૧૭૩ થી ૧૧૭૬
### ( વિ સ ૧૨૨૯ થી ૧૨૩૦ )

કુમારપાલને પુત્ર ન હોવાથી એના ઉતરતા જ રાજ્ય કોને આપવુ એ વિશે કુમારપાળે હેમચન્દ્રાદિ સલાહકારો સાથે ચર્ચા કરેલી એમ રાજશેખરસૂરિ કહે છે એ સૂરિના કહેવા પ્રમાણે "આ ચર્ચામા બે પક્ષ પડેલા હેમચન્દ્રાચાર્યનો મત એવો હતો કે કુમારપાલની દીકરીનો દીકરો પ્રતાપમલ્લ જો ગાદીએ આવે તો જૈનધર્મનુ જોર કાયમ રહે માટે એને ગાદી આપવી, જ્યારે આલિગનો મત એવો હતો કે ગમે તેવા પણ પોતાના વશનો જ દીકરો આ ચર્ચા બાલચન્દ્રે સાભળી અને પોતે અજયપાલનો મિત્ર હોવાથી એને કહી દીધી પરિણામે હેમચન્દ્રના મરણ પછી બત્રીશમે દિવસે કુમારપાલનુ અજયપાલે આપેલા ઝેરથી મરણ થયુ"[1] આ ઝેર આપ્યાની વાત પ્રબન્ધચિન્તામણિ જેવા જૂના પ્રબન્ધમા ન હોવાથી તથા ધર્મદ્વેષજન્ય હોવાથી માનવાયોગ્ય નથી લાગતી. ખરી રીતે કુમારપાલને પુત્ર ન હોવાથી એના ભાઈ મહીપાલનો પુત્ર અજયપાલ પાટણની ગાદીનો હક્કદાર વારસ હતો

#### અજયદેવનુ જૈનધર્મ તરફ અપક્ષપાતી વલણ

ઉપર જોયુ તેમ અજયપાલને જૈનધર્મવિરોધી ગણી પ્રબન્ધો એ— એણે પૂર્વજોના જૈનમન્દિરો પાડી નાખ્યા, કપર્દી મત્રીને મત્રિપદ આપ્યા પછી બીજે જ દિવસે રાજમા પધારી તેલની ઊકળતી કડાઈમા નાખી મારી નખાવ્યો, આમ્રભટને લશ્કરથી ઘેરીને મારી નાખ્યો, તથા કવિ રામચન્દ્રને[2] તપાવેલા તાંબાના પાટડા ઉપર બેસારી મરાવી નાખ્યો,

---

[1] જુઓ ચ પ્ર. પૃ. ૧૯૮–૨૦૯ તથા જિ મહિનો કુ પ્ર પૃ ૧૧૩ જિન મડનગણિએ છ મહિના પછી ઝેર આપ્યુ એમ લખ્યુ છે

[2] જુઓ પ્ર. ચિ પૃ. ૨૦૧ થી ૨૦૪ અને ચતુર્વિંશતિપ્રબન્ધ પૃ ૨૦૧

વગેરે નિન્દા કરી છે.[1] પણ પ્ર. ચિ. કરતા જૂના મુ. સ. વગેરે ગ્રન્થોમા અજયદેવની આ નિન્દા નથી. વળી આ નિન્દાના મૂળમા ધાર્મિક રાગદ્વેષ છે એટલે જો કે અભવિત નથી છતા એમાંથી કેટલું માનવુ એ પ્રશ્ન થઈ પડે છે વળી અજયદેવના સેવકોમા જૈનો પણ હતા એ નિ સદેહ છે મોહરાજપરાજયનો લેખક જૈન મોટ કવિ યશપાલ અજયદેવનો સેવક હતો એમ એ પોતે જ કહે છે,[2] એના રાજ્યકાળમાં બીજા ઘણા જૈન વિદ્વાનો પણ હતા એ હકીકત અજયદેવ જૈન-ધર્મનો કટ્ટર વિરોધી હોવાની વાતમા શકા નાખે છે અલબત્ત, જૈન-ધર્મ તરફ એણે પક્ષપાત નહિ બતાવ્યો હોય એ કબૂલ છે

### અજયદેવના ત્રણ લેખ

અજયદેવના કોઈ જ કાર્યો પ્ર ચિ માં લખ્યાં નથી, પણ એના રાજ્યકાળના ત્રણ વર્ષના ટૂકા ગાળામા એના ત્રણ લેખ મળ્યા છે તેમાથી પહેલો, વિ સ ૧૨૨૯ વૈશાખ સુદિ ૩ સોમ (ઈ સ. ૧૧૭૩ના એપ્રિલની ૧૬ તા )નો ઉદયપુરના શિવમદિરમાથી બાવીશ પક્તિનો લેખ મળ્યો છે[3] તેમા અજયપાલદેવને 'સમસ્તરાજાવલીવિરાજિત' અને 'મહારાજાધિરાજ' વિશેષણ લગાડ્યા છે અને મહામાત્યનું નામ સોમેશ્વર લખ્યુ છે, અને "નિજભુજોપાર્જિત–શ્રીભાઈલસ્વામી મહા-દ્વાદશકમડલમા આવેલા ઉદયપુરમા એ જ પ્રભુએ (અજયપાલે) નીમેલા શ્રીદડ (દડનાયક) પરમધાર્મિક શ્રી લૂણપસાકે ધોયેલાં કપડાં પહેરી અક્ષય-તૃતીયા (અખાત્રીજ)ના પર્વમા ઉદયપુરના વૈદ્યનાથ મહાદેવની પચોપચાર પૂજા માટે ભૃગારિકાચતુષ્ટિક પથકનુ ઉમરથા ગામ આપ્યુ છે"

આમા જે ભાઈલસ્વામી નામ છે તે બેટવા નદીને પૂર્વકાંઠે ઉદય-પુરથી ૩૪ મૈલ ઉપર આવેલુ હાલનુ ભીલસા ગામ ભૃંગારિકા વગેરે

---

૧ અજયપાલવિરોધી હેમાચાર્યનો જે પક્ષ હતો તેમા રામચન્દ્ર કવિ હતો માટે એને મરાવી નાખ્યો એમ. ચ પ્ર. ની કહેવાની મતલબ છે.

૨ જુઓ મોહરાજપરાજયનો આરભ તથા એની પ્રસ્તાવના

૩ જુઓ ઇ. એ ગ્ર ૧૮, પૃ. ૩૪૪ ગુ. ઐ. લે ન. ૧૫૬.

બીજાનો પત્તો નથી. આ લેખમાં ઉદયપુરને નિજભુજોપાર્જિત (પોતાના બાહુબળથી મેળવેલું) કહ્યું છે. પણ ઉદયપુર તો કુમારપાલને નામે હતું જ, એટલે એ શબ્દોને ઔપચારિક ગણવા એવો ડૉ. કિલ્હૉર્નનો મત છે, પણ અજયપાલ દંડનાયક તરીકે મળવા લાગી આઈ મળવાયોગ્યને એના કર્મનો અર્થ પણ સંભવે છે.

બીજો લેખ વિ. સં. ૧૨૩૧ કાર્તિક સુદિ ૧૧ સોમવારનો છે[1]. આ લેખથી અજયપાલના મહામંડલેશ્વર વૈજલદેવે નર્મદા તટે બ્રાહ્મણ પાઠક શંકરમાના પૂર્ણપથકના માણુનગાર સેતાલીશીનું આનવી ગામ ખદીરના સનાગાર માટે આપ્યું છે. આ લેખ પ્રસિદ્ધ કરનાર ડૉ. ફ્લીટના કહેવા પ્રમાણે લેખની તારીખ લખવામાં ભૂલ થઈ છે. ખરી રીતે સં. ૧૨૩૨ જોઈએ એટલે કે ઈ. સ. ૧૧૭૫ના આક્ટોબરની ૨૭મી તારીખ. આ લેખમાં પણ મહામાત્યનું નામ સોમેશ્વર જ આપ્યું છે, જ્યારે દૂતનું નામ પ્રતિહાર ગોભાદેવ છે. પછી વિ. સં. ૧૨૩૧ ચૈત્ર વદિ ૧૧ ગુરુના ઉદયા ગામમાંથી પણ અજયપાલનો એક લેખ મળ્યો છે[2] અને ઠક્કર અજયપાલના રાજ્યમાં નરપતિ કવિએ અણહીલનગરમાં લખેલા શાકુનશાસ્ત્ર નામના ગ્રન્થને અન્તે સં. ૧૨૩૨ ચૈત્ર સુદિ પાંચમને મંગળવારની તારીખ છે. ઉપરના લેખમાં જેને મહામંડલેશ્વર વૈજલદેવ તે કુમારપાલે નડોલ ઉપર નામ નીમેલો વૈજલ હશે.

### અજમેરના રાજા સાથે અજયદેવને થયેલું યુદ્ધ

અજયદેવ વિષે સોમેશ્વર સૂરિ કહે છે કે[3] 'કુમારપાલ પછી કલ્પવૃક્ષ જેવો અજયપાલ થયો. એણે દાનો આપીને ભિખારી વગરની

---

૧ જુઓ ઇ. એ. ૧૮ પૃ. ૮૦, ગુ. ઐ. લે. નં. ૧૫૯

૨ દે. રા. ભાંડારકરનું નો. ઈ. નું લિસ્ટ નં. ૩૬૩, ગુ. ઐ. લે. નં. ૧૫૬ અ

૩ જુઓ સુ. સં. ૨ શ્લો. ૬૨, વ. વિ. સ. ૩ શ્લો. ૬૨,

भूपालो जयपालोभूत्
चक्रे वसुधरा येन कांचनैराकिंचना ॥

પૃથ્વી કરી. એણે જાગલ (અજમેર)ના રાજા પાસેથી હાથી સાથે સોનાની મંડપિકા લીધી એ હમેશાં રાજાઓને દંડતો, દાનો આપતો અને સ્ત્રીઓને પરણતો" બાકીની વાત બાજૂ ઉપર રાખતાં અજમેરના રાજા પાસેથી કર કે નજરાણો લીધાની સોમેશ્વરની વાતને મુ સ. અને વ વિ નો ટેકો છે, એટલુ જ નહિ, પણ ભીમદેવના વિ સં. ૧૨૫૬ના ઉત્કીર્ણ લેખનો પણ ટેકો છે[1] એટલે એ કથનમાં સત્યાંશ છે એમ માનવું પડશે અજયપાલના વખતમા અજમેરની ગાદી ઉપર સિદ્ધરાજનો દૌહિત્ર અને એની તથા કુમારપાલની છાયામાં ઉછરેલ ચોહાણ સોમેશ્વર ( સ ૧૨૨૬ થી ૧૨૩૪ ) હતો.

કુમારપાલના સમકાલીન અજમેરના રાજા વિગ્રહરાજ ચોથા પછી એનો પુત્ર અમર ગાંગેય અજમેરની ગાદી ઉપર બેઠો અને એના પછી જગદ્દેવના પુત્ર અને વિગ્રહરાજના ભત્રીજા પૃથ્વીરાજ બીજાએ અમર ગાંગેય પાસેથી રાજ્ય પડાવી લીધુ–ઈ. સ ૧૧૬૯ ( વિ સ. ૧૨૨૫ ) એનો એક લેખ મળ્યો છે. આના પછી એના મંત્રીઓએ અર્ણોરાજના ત્રીજા પુત્ર સોમેશ્વરને ગાદી ઉપર બેસાર્યો. આ સોમેશ્વર સિદ્ધરાજનો દૌહિત્ર હોઈને ગુજરાતમા રહ્યો હતો એ ચેદી (જબલપુર) ના રાજા નરસિંહની કન્યા કર્પૂરદેવીને પરણ્યો હતો. આ સોમેશ્વર અને કર્પૂરદેવીનો પુત્ર તે પૃથ્વીરાજ ત્રીજો હવે સોમેશ્વર કુમારપાલ પાસે રહેલો અને એના આશ્રિત જેવા હતો જ એટલે એની પાસેથી અજયદેવે કર લીધો એ મોટું પરાક્રમ ભાગ્યેજ ગણાય

---

दण्डे मण्डपिका हैमी सह मत्तैर्मतगजै. ।
दत्त्वा पाद गले येन जांगलेशादगृह्यत ॥
दानानि ददतो नित्य नित्य दण्डयतो नृपान् ।
नित्यमुद्वहतो नारीर्यस्यासीत्त्रिगणः समः ॥

કી, કૌ. સ. ૨, શ્લો ૫૨ થી ૫૫.

૧ करदीकृतसपादलक्षक्ष्मापाल એ રીતે શબ્દો છે. જુઓ ઇ. એ. ગ્ર. ૧૧ પૃ ૭૧, ગુ. ઐ. લે. ન. ૧૫૮.

### અજયદેવનું મેવાડ સાથે યુદ્ધ

અજયદેવને મેવાડના રાજા સાથે પણ યુદ્ધ થયું હોય એમ માનવાનાં કારણ છે. સં. ૧૨૮૭ની આબુની લૂણિગવસહિની સોમેશ્વરે લખેલી પ્રશસ્તિમાં લખ્યું છે[1] કે "આબુના પરમાર રાજા ધારાવર્ષના નાના ભાઈ પ્રહ્લાદનની તલવારે સામંતસિંહ સાથેની લડાઈમાં ગૂર્જર રાજાનું રક્ષણ કર્યું." આ ધારાવર્ષ આબુનો રાજા (વિ. સં. ૧૨૨૦થી ૧૨૭૬) અને ગુજરાતના રાજાનો સામંત હતો અને એણે તથા એના ભાઈએ ગુજરાતના રાજાના પક્ષમાં યુદ્ધ કર્યું હોય એ સ્વાભાવિક છે, પણ ગુજરાતના રાજા સામે લડનાર આ સામંતસિંહ ક્યાંનો રાજા હતો એ આબુના લેખમાં કહ્યું નથી, પણ મેવાડના રાજા સામંતસિંહના વિ. સં. ૧૨૨૮નો અને ૧૨૩૬નો એમ બે લેખ મળ્યા છે. એટલે એ સામંતસિંહ કુમારપાલ, અજયદેવ, મૂળરાજ અને ભીમદેવ ચારેનો સમકાલીન હોવા છતાં ઉપરનો પ્રસંગ અજયદેવના વખતમાં બન્યો હોવો જોઈએ એવું સુરથોત્સવના એક શ્લોકની ટીકાના શબ્દો આધારે સ્વ. ગૌ. હી. ઓઝાએ અનુમાન કર્યું છે[2]. સુરથોત્સવમાં સોમેશ્વરે લખ્યું છે[3] કે "પોતાના પિતા કુમાર કટુકેશ્વરને આરાધીને અજયદેવને રણમાં પડેલા ઘાની વેદના દૂર કરી." આ ઘા ક્યા રણમાં પડેલા એનો ખુલાસો ટીકાકારે કર્યો છે[4] કે 'સામંતસિંહ સાથેના

---

૧ सामन्तसिंहसमितिक्षितिविक्षतौजः श्रीगूर्जरक्षितिपरक्षणदक्षिणासिः ।
प्रह्लादन

પ્રા. જૈ. લે. સં. લેખાંક ૬૪ ગુ. ઐ. લે. નં. ૨૦૬ શ્લો. ૩૮

૨ राजपूतानेका इतिहास ખ. ૧ પૃ. ૪૫૦

૩ यः शौचाचमनपटुः कटुकेश्वराख्यमाराध्य तां दारुणामपि रणांगण-
जातघातव्यथामजयपालनृपादपाहरत् ॥

સુરથોત્સવ સ. ૧૫, શ્લો. ૩૨

૪ सामन्तसिंहयुद्धे हि अजयपालदेवः प्रहारपीडया मृत्युकोटिमायातः कुमारनाम्ना पुरोहितेन कटुकेश्वरमाराध्य पुनः संजीवितः ।

ઉપરના શ્લોકની ટીકા.

યુદ્ધમાં અજયપાલ ઘાની પીડાથી લગભગ મરણતોલ સ્થિતિમાં આવી ગયો હતો તેને કુમાર પુરોહિતે પાછો જીવતો કર્યો ”

## પુરોહિત કુમાર અને સામંત પ્રહ્લાદન

જેનાં “રાજાએ ગ્રહણ વખતે આપવા માંડેલો રત્નરાશિ આ કુમાર પુરોહિતે લીધો નહોતો” એમ સોમેશ્વર કહે છે[1] ઉપર કહ્યા પ્રમાણે યુદ્ધમાં અજયદેવનું રક્ષણ કરનાર પ્રહ્લાદનદેવની વિદ્વત્તાની તથા ઉદારતાની સોમેશ્વર પ્રશંસા કરી છે[2] અને એનું લખેલ પાર્થ-પરાક્રમ નાટક છપાઈ ગયું છે આ પ્રહ્લાદનદેવે પોતાના નામથી પ્રહ્લાદનપુર (હાલનું પાલણપુર) વસાવ્યું છે

## અજયપાલની શિવભક્તિ

અજયપાલને સં. ૧૨૫૬ના ભીમદેવ બીજાના ઉપર ઉલ્લેખેલા લેખમાં “પરમમાહેશ્વર” કહ્યો છે.[3] જૈનોએ એની જે નિન્દા કરી છે તેનું કારણ એની ઉગ્ર શિવભક્તિ જ લાગે છે બાકી સં ૧૨૨૬ના લેખમાં તો એને “પૃથ્વી ઉપર નિષ્કલંક રામરાજ્ય ઉતારનાર” કહ્યો છે.[4]

---

૧ राहौ गृहीतोष्णकरे कुमारः कुमारपालस्य सुतेन राज्ञा ।
इतोपरावेपि परं पुरोधाः प्रत्यग्रहीत्तस्य न रत्नराशिम् ॥
સુરથોત્સવ સ. ૧૫, શ્લો. ૩૨

૨ देवी सरोजासनसंभवा किं कामप्रदा किं सुरसौरभेयी ।
प्रह्लादनाकारधरा धरायामायातवत्येष नु निश्चयो मे ॥
પ્રા જૈ. લે સં લેખાંક ૬૮. ગુ. એ લે. નં. ૨૦૯. શ્લો. ૩૯.
તથા श्रीप्रह्लादनमन्तरेण विरतं विश्वोपकारव्रतम् ।
સુરથોત્સવ સ. ૧૫, શ્લો. ૫૨

૩ ટૉડ તો અજયદેવ મુસલમાન થઈ ગયો હતો એમ કહે છે (જુઓ એનું વેસ્ટર્ન ઇન્ડિયા, પૃ ૧૯૧) મુસલમાન લેખકોએ સિદ્ધરાજ વગેરે રાજાઓને મુસલમાન ધર્મ સ્વીકારતા કહ્યા છે એ અંધ ધર્માભિમાન વિશે શું કહેવું ?

૪ कलिकालनिष्कलंकावतारितरामराज्य
ઇ. એ. ગ્ર. ૧૧, ગુ. એ. લે નં. ૧૫૮, પૃ ૭૧.

અજયદેવનુ મરણ સં ૧૨૩૨

આ અજયદેવને વઇજલદેવ નામના પ્રતિહારે છરીથી મારી નાખ્યો એમ પ્ર ચિ (પૃ ૧૦૮)મા લખ્યુ છે[1] જો. સ ૧૨૩૦ના લેખમા તો પ્રતિહારનુ નામ શોભનદેવ આપ્યુ છે, પણ એક કરતા વધારે પ્રતિહાર હોવાનો સભવ છે આ વઇજલદેવ તે કુમારપાલે નીમેલો નડૂલનો દડનાયક હોવાનો સભવ છે પણ એણે અજયદેવને કેમ માર્યો હોય એની શકા શ્રી મુનશીએ કરી છે વળી પ્ર ચિ અજયદેવના ખૂનની આખી વાતને એમા 'જ મા રૂમિઓથી તરીકે ખવાવાનુ દુખ અમના અદૃશ્ય થયો' લખ્યુ છે એ ઉપરથી ધાર્મિક-પૂર્વજન્ય ગણીને શ્રી મુનશીએ 'સરિત' ગણી છે[2] ગમે તેમ પણ સં ૧૨૩૨ના ફાગણ સુદિ ૧૨ (ઈ સ ૧૧૭૬ માર્ચ)ને દિવસે ત્રણ વર્ષ રાજ્ય કરી અજયદેવ મરણ પામ્યો.[3]

---

૧ રાજા અજયદેવના મરણ સબધમા પુરાતન પ્રબધસગ્રહમા ઉમેર્યુ છે કે વઇજલદેવની ના ખગમ ચાલની (મ્યૈશિકી) હતી અને રાજાએ તેને પોતાના મહેલના અત પુરમા રાખી હતી ત્યા વઇજલદેવ દારૂ પીને રાજા પાસે આવ્યો અને રાજાએ તેની હલકી મશ્કરી કરી પરિણામે આનુ વેર લેવા માટે વઇજલે ધાગા સાથે મળીને રાજાને મારી નાખ્યો આખી વાત પ્ર ચિ ની વાતમા કરેલો ઉમેરો દેખાય છે વળી જૈન ગ્રન્થના મ ત્રકલ્પના ચમત્કારથી આ પ્રમાણે બની આવ્યુ એમ પણ પુરાતન પ્રબ ધ કહે છે (જુઓ પૃ ૮૮, પ્ર. ૧૨૯) ઉપરના ઉમેરામા કશુ ઐતિહાસિક તત્ત્વ મને તો નથી દેખાતુ જૈનોને સતાપવાથી આવુ ફળ મળે એવુ દેખાડવાની પ્રબધકારની મતલબ છે (જુઓ ઉપરના પ્રસગને અને અજયદેવના મોમા મૂકેલુ વચન)

૨ ગ્લોરી ધેટ વોઝ ગુર્જરદેશ પૃ ૧૮૭

૩ ઉપરની તારીખ વિચારશ્રેણીને અનુસરીને આપી છે એ બરાબર હોય તો ઉપર નરપતિના ગ્રન્થાન્તની સ ૧૨૩૨ ચૈત્ર સુદિ ૧ ની તારીખ ચૈત્રી વર્ષની હોવી જોઈએ અર્થાત્ ઈ સ. ૧૧૭૫ માર્ચની ૨૫ મી તારીખ પ્ર. ચિ મા સ ૧૨૩૦ થી ત્રણ વર્ષ સુધી અજયદેવે રાજ્ય કર્યુ એમ લખ્યુ છે અને એને અનુસરી મું ો (પૃ ૧૯૫)મા પણ અજયદેવ સ ૧૨૩૩ (ઈ સ. ૧૧૭૬)મા મરણ પામ્યો એમ લખ્યુ છે, એ ભૂલ જણાય છે.

# પ્રકરણ ૧૫ મું

## મૂલરાજ બીજો (બાલ મૂલરાજ)

### ઈ. સ. ૧૧૭૫ થી ૧૧૭૮
### (વિ. સં. ૧૨૩૨ થી ૧૨૩૪)

અજયદેવનો પુત્ર મૂળરાજ જેને પ્ર. ચિ (પૃ ૨૦૪) માં બાલ-મૂળરાજ કહ્યો છે તેણે સ. ૧૨૩૩ થી બે વર્ષ સુધી રાજ્ય કર્યું એમ એજ ગ્રન્થમા કહ્યું છે, પણ વિચારશ્રેણીમાં સ. ૧૨૩૨ થી ૧૨૩૪ ચૈત્ર સુદિ ૪ સુધીનો એનો રાજ્યકાળ આપ્યો છે[1] અને એજ અહી માન્ય ગણ્યો છે આ મૂળરાજ બીજાનું સ. ૧૨૩૨ ચૈત્ર સુદિ ૧૧ નું એક તામ્રપત્ર મળ્યુ છે. આ દાનપત્રથી અજયદેવની પત્ની કર્પૂરદેવીના શય્યાગ્રાહક નાગર બ્રાહ્મણ ધૂહડસુત પ્રભાકરને બ્રાહ્મણવાડા ગામની કેટલીક જમીન આપવામા આવી છે.[2] આ તામ્રપત્રથી મૂળરાજની

---

૧ આ મૂળરાજ ગાદીએ બેઠો ત્યારે બાળક હોવાથી એને બાલ મૂલરાજ કહ્યો છે એમ મુ. ગે. (પૃ. ૧૮૫) માં કહ્યુ છે, પણ મૂલરાજ પહેલાને બૃહત્ (મોટા) મૂલરાજ અને મૂલરાજ બીજાને બાલ મૂલરાજ, તેમજ ભીમદેવ પહેલાને બૃહત્ (મોટા) ભીમદેવ અને ભીમદેવ બીજાને બાલ ભીમદેવ એ રીતે બીજાને બાલ કહેવાનો પ્રબન્ધોનો રિવાજ દેખાય છે.

આ મૂલરાજ બીજાનુ સ. ૧૨૩૨ ચૈત્ર સુદિ ૧૧ નું એક નવું તામ્રપત્ર મળી આવ્યું છે જેને શ્રી. કનૈયાલાલ ભાઈશંકર દવેએ બુદ્ધિપ્રકાશ ૧૯૩૮ના એપ્રિલ જૂન અંકમાં છપાવ્યુ છે. એ તામ્રપત્રથી મૂલરાજની ગાદીએ બેસવાની જે તારીખ પૃ. ૩૩૯ માં અટકળે મૂકી છે તે પુરાવાથી ચોક્કસ ઠરે છે એ દાનપત્રથી અજયદેવની પત્ની કર્પૂરદેવીના શય્યાગ્રાહક નાગર બ્રાહ્મણ ધૂહડસુત પ્રભાકરને બ્રાહ્મણવાડા ગામની કેટલીક જમીન આપવામાં આવેલી છે.

૨ આ તામ્રપત્ર કનૈયાલાલ ભા. દવેએ બુદ્ધિપ્રકાશના ૧૯૩૮ ના એપ્રિલ જૂન અંકમાં પહેલું છપાવ્યુ હતુ, હવે તે ગુ. ઐ લે (ન. ૧૫૭ બ)માં ફરી છપાઈ ગયુ છે.

ગાદીએ બેસવાની તારીખ વિચારશ્રેણીમાંથી ઉપર ઉતારી છે તે સાચી ઠરે છે

## મુસલમાનો સાથે લડાઈ

આ મૂળરાજ બીજાના બે વર્ષના ટૂંકા રાજ્યકાળ દરમ્યાન ઐતિહાસિક અગત્યનો એક જ બનાવ બન્યો છે અને એ મુસલમાનો સાથે લડાઈનો આ લડાઈ વિશે પ્ર ચિં (પૃ ૨૦૪)માં લખ્યું છે કે "આની મા પરમર્દી રાજાની દીકરી નાઇકિદેવી[1]એ દીકરાને ખોળામાં લઈ ગાડરારઘટ્ટ નામના ઘાટમાં લડાઈ કરી પોતાના સત્ત્વથી અકાળે ચડી આવેલા મેઘની સહાયથી મ્લેચ્છ રાજાને હરાવ્યો" અને કીર્તિકૌમુદી પ્ર. ચિં ના કથનને ટેકો આપતા લખે છે કે "રાજાનો પાટ લેનાર ઇન્દ્રરૂપ અજયદેવ પડદા પાછળ જતા (મરણ પામતા) એના પુત્ર મૂળરાજે જાણે (ઇન્દ્રના પુત્ર) જયન્તનો વેશ લીધો અને એણે બાળચાપલ્યથી, રણભૂમિમાં જાણે રમતા રમતા, મુસલમાન રાજાની સેનાને વિખેરી નાખી '[2] મેરુતુંગના ઉપરના શબ્દ જોતાં પ્ર. ચિં કહે છે તેમ ખોળામાં તેડીને માને બેસવું પડે એવડો મૂળરાજ નહિ હોય એમ લાગે છે ઓછામાં ઓછા ૧૫-૧૬ વર્ષનો હોય તો જ એને વિશે ઉપરના શબ્દ લખી શકાય

---

૧ મૂલરાજની માને પરમર્દી રાજાની દીકરી કહી છે આ પરમર્દી તે કાદંબ રાજા પેરમાડી અથવા શિવચિત્ત (વિ સં ૧૨૦૩ થી ૧૨૩૧) હોવો જોઇએ. (જુઓ મુ ગુ, ગ્રં ૧, ભા ૧, પૃ ૧૯૫ તથા આ ગ્રંથનું પરિશિષ્ટ ૨)

૨ पुत्रपार्थिवनेपथ्य निष्क्रान्ते शतक्रतौ ।
जयन्ताभिनय चक्रे मूलराजस्तदङ्गज ॥
चापलादिव बालेन रिङ्खता समराङ्गणे ।
तुरुष्काधिपतेर्येन विप्रकीर्णा वरूथिनी ॥
કી. કૌ સ ૨, શ્લો. ૬૬-૬૭.

મુસલમાનોના માથાને બાળક મૂલરાજે કાપી નાખ્યા એમ તો સુકૃતસંકીર્તનમાં પણ કહ્યું છે.[1]

આ રીતે મુસલમાનો સાથેની મૂલરાજની વિજયી લડાઈની જે નોધ પ્રબંધો કરે છે તેને વિશે મુસ્લિમ ઇતિહાસોમાંથી નીચેની વિગતો મળે છે.

ઘુરનો મુઇઝુદ્દીન મહમ્મદ બીન શામ સં ૧૨૩૪–ઈ. સ ૧૧૭૮ (હિ સ. ૫૭૪)મા પાટણ ઉપર ચડી આવ્યો હતો એ વિશે મીનાહ–ઉ–સિરાજ લખે છે કે "મહમ્મદ ઉચ્છ અને મુલતાન રસ્તે પોતાના લશ્કરને નહરવાલા (અણહીલપુર) તરફ લઈ ગયો એ વખતે નહરવાલાનો રાજા ભીમદેવ જો કે બાળક હતો પણ એની પાસે મોટું લશ્કર અને ઘણા હાથી હતા. લડાઈમા મુસલમાનો હારી ગયા અને મુલતાનને પાછા હઠવુ પડ્યુ આ બનાવ હિ સ ૫૭૪ (ઈ. સ. ૧૧૭૮)મા બન્યો."[2] વળી તવારિખ–ઇ–ફિરિસ્તામાં લખ્યુ છે કે "મહમ્મદ ઘોરી મુલતાન થઈ ગુજરાતના રેતાળ જગલ તરફ ગયો. કુવર ભીમદેવ મોટા લશ્કર સાથે સામે આવ્યો અને એણે ખૂબ વિનાશ કરી મુસલમાનોને પાછા નસાડ્યા "[3]

આ મુસ્લિમ વૃત્તાન્તોમા મૂલરાજને બદલે ભીમદેવનુ નામ છે એ દેખીતી ભૂલ છે. આ બનાવ પછી તરતમાં મૂલરાજનુ મરણ થઈ ને ભીમદેવ રાજા થયો હોવાને લીધે એ ભૂલ થવી સ્વાભાવિક છે.

મુસલમાનો ઉપરના આ વિજયને પરિણામે સોલંકી વંશના

---

૧ तदगजो... ... ... ...किल मूलराज ।
तुरुष्कशीर्षाणि शिशुर्जयश्रीलताफलानीव लसन्नगृह्णात् ॥
સુ. સ. સ. ૨. શ્લો ૪૬.

૨ જુઓ ઇલિયટ ગ્ર. ૨. પૃ ૨૯૪. તથા મુ. ગે. ગ્ર. ૧. ભા. ૧, પૃ. ૧૯૫ ટિ. ૪, તથા પૃ. ૧૯૬, કે. હી. ઇ ગ્ર. ૩. પૃ ૩૯.

૩ બ્રીગ્ઝ–ફિરિસ્તા ગ્રં. ૧, પૃ ૧૭૦.

ઉત્કીર્ણ લેખોમા "લડાઈમા જેણે ગર્જનકના દુર્જય ગજાને હરા યો છે' એવુ વિશેષણ મૂળરાજને લગાડવામા આવ્યુ છે[1] વળી સૂધાના લેખમા ચોહાણ કેલ્હણે તુરુષ્કોને હરાવ્યા એમ જે લખ્યુ છે તે આ લડાઈમા મૂળરાજના સામત તરીકે એણે કરેલા પરાક્રમને ઉદ્દેશીને હશે એમ શ્રી દે ગ ભાડારકર તર્ક કરે છે તે યથાર્થ લાગે છે આ કેલ્હણનો સમય સ ૧૨૨૧ થી ૧૨૪૯ છે વળી ભીમદેવના વખતના વિ સ ૧૨૩૫ ના કિરાડુમાથી મળેલા લેખમા કારભારી તેજપાલની પત્નીએ તુરુષ્કોએ ખડિત કરેલી પ્રતિમાને સ્થાને નવી પ્રતિમા બેસાર્યાનુ લખ્યુ છે[2] તે પ્રતિમાખડન પણ ઉપર કહેલા હુમલા વખતે મુસલમાનોએ કર્યુ હશે આ લડાઈ કયે સ્થળે થઈ? મુસલમાન લેખકોએ સ્થળનિર્દેશ કર્યો નથી અને પ્ર ચિ મા ગાડરઘટ્ટ કહ્યુ છે તે ક્યા આવ્યુ તેનો પત્તો લાગતો નથી, પણ સૂધાના લેખમા જેમ કેલ્હણે તુરુષ્કોને નમાડ્યાનુ કહ્યુ છે તેમ જ એના ભાઈ "કીર્તિપાલે કાસહ્રદ આગળ તુરુષ્કોના સૈન્યને હરાવ્યુ (શ્લો ૩૫-૩૬) એમ કહ્યુ છે તે પણ ઉપર કહેલ વિ સ ૧૨૩૪-ઈ સ ૧૧૭૮ ના મુસલમાન હુમલાને ઉદ્દેશીને હોવુ જોઈએ એવો ડૉ રા ભાડારકર તર્ક કરે છે તે યથાર્થ લાગે છે કારણ કે આ અરસામા એ એક જ મુસ્લિમ હુમલો થયો છે હવે આ કાસહ્રદ તે એ જ વિદ્વાન કહે છે તેમ આબુની તળેટીમા આવેલુ કાયદ્રા હોવુ જોઈએ ગાડરઘટ્ટ એ સ્થળનુ બીજુ નામ હશે અને (આબુનો) ઘાટ તે જ્યા મુસ્લિમો સામે લડવામા હશે એમ મુસ્લિમ તવારીખ કહે છે[4]

મૂળરાજે મુસલમાનોને આ રીતે હરાવ્યા એ હકીકત ઇતિહાસ-

---

૧ आहवपराभूतदुर्जयगर्जनकाधिराजश्रीमूलराजदेव

વિ સ ૧૨૫૬ નુ ભીમદેવ બીજાનુ તામ્રપત્ર ઇ એ ગ્ર ૧૧, ગુ એ લે, ન ૧૫૮, પૃ ૭૨ વગેરે

૨ જુઓ સ ૧૩૧ નો સૂધાનો લેખ શ્લો ૩૪ એ ઇ ગ્ર ૯, પૃ. ૭૦

૩ ભાવનગર પ્રાચીન શોધસગ્રહ ન ૩૮

૪ ફરિશ્તે ઉર્દુ વાલીહ ગ્ર ૨, પૃ ૬૭૫, ગૌરીશકર ઓઝા રાજપૂતાનેકા ઇતિહાસ પૃ ૨૦૪

દૃષ્ટિએ ઘણી ઉપયોગી છે એ એમ બતાવે છે કે સિદ્ધરાજે અને કુમારપાલે પોતાના લાંબા રાજ્યકાળ દરમ્યાન એવુ સારુ રાજ્યતંત્ર ગોઠવ્યુ હતુ કે મૂલરાજ જેવા બાળવાન રાજા પણ મુસલમાન હુમલાને, સામંતોની મદદથી હઠાવી શક્યો ખરી રીતે ભીમદેવ બીજા જેવા નબળા રાજાના રાજ્યકાળમાં પણ ઘણા વખત સુધી સિદ્ધરાજ—કુમારપાલે બાંધેલુ રાજ્યતંત્ર જળવાઈ રહ્યુ હતુ જેના પુરાવા આપણે આગળ જોઈશું

## મૂળરાજના પુરોહિત કુમારે દુકાળથી પીડિત લોકોનો કર માફ કરાવ્યો

અજયપાલનો કુમાર નામનો જે નાગર પુરોહિત તે જ મૂલરાજનો પણ પુરોહિત હતો એણે મૂલરાજના વખતમા પડેલા ભારે દુકાળથી લોકોને હાડપિંજર જેવા જોઈને રાજા પાસે એઓ ઉપરનો કર માફ કરાવ્યો હતો એમ એના પુત્ર સોમેશ્વરે સુરથોત્સવને અન્તે પોતાના વંશની પ્રશસ્તિમા લખ્યુ છે.[1]

પ્ર ચિ. (પૃ ૨૦૫)મા અને એને અનુસરીને પ્રવચનપરીક્ષા વગેરેમા સ ૧૨૩૫ થી લઈ ભીમદેવનુ રાજ્ય લખ્યુ છે, પણ ભીમદેવ બીજાનો સ ૧૨૩૫ ના કાર્તિક સુદિ ૧૩ નો લેખ કિરાટકૂપ (કિરાડુ)ના સોમેશ્વરના મંદિરમાથી મળ્યો છે,[2] અને મારો મત વિચારશ્રેણી પ્રમાણે ઇ સ ૧૧૭૮—સ ૧૨૩૪ મ ચૈત્ર સુદિ ચોથે કે ચૌદશે) મૂલરાજનુ મરણ થયુ છે એમ માનવા તરફ છે[3]

---

૧ विलोक्य दुष्कालवशेन लोक ककालशेष सविशेषशोकः ।
श्रीमूलराज दलितारिराजमचीकरत्तत्करमोचन यः ॥
સુરથોત્સવ સ. ૧૫. શ્લો. ૩૩.

૨ ગુ ઐ લે. ન ૧૫૭૯.

૩ મુ. ગે. (પૃ ૧૯૫)ના પ્ર. ચિ ને અનુસરી મૂલરાજનુ મરણ સ. ૧૨૩૪માં લખ્યુ છે, પણ બીજા જ પૃષ્ઠ ઉપર ભીમ ઘણુ કરી સ. ૧૨૩૪ (ઇ સ. ૧૧૭૮)મા ગાદીએ બેઠો હતો. એમ લખ્યું છે. એક પટ્ટાવલીમા સ. ૧૨૩૪ ચૈત્ર સુદિ ૧૪ લખી છે જુઓ રાસમાળા આ. ૩, પૃ. ૨૦૪.

# પ્રકરણ ૧૬ મું

## ભીમદેવ બીજો

### ઈ સ ૧૧૭૮ થી ૧૨૪૦
### ( વિ સ ૧૨૩૪ થી ૧૨૯૮ )

મૂળરાજ બીજા પછી એનો નાનો ભાઈ ભીમદેવ બીજો સં ૧૨૩૪મા બાળવયમાં ગાદી ઉપર બેઠો "આ ભીમદેવે સ ૧૨૩૫ થી ૧૨૯૮ સુધી ૬૩ વર્ષનું લાંબુ રાજ્ય ભોગવ્યુ' એમ પ્ર ચિ (પૃ ૨૦૫)મા લખ્યુ છે અને સ ૧૨૩૫ ના એના લેખની ઉપર નોંધ કરી છે તથા સ ૧૨૯૬નુ માર્ગશીર્ષ વદિ ૧૪ ને રવિવારનુ એનુ તામ્રપત્ર મળ્યુ છે,[1] એટલે એનો ૬૩ કે ખરી રીતે ૬૪ વર્ષનો લાંબો રાજ્યકાળ માનવામા વાંધો નથી લાગતો

મૂળરાજ સાથે આ ભીમદેવને શો સબધ હતો એ ચોક્કસ નથી. એમ મુ ગે (પૃ ૧૯૫)માં લખ્યુ છે કે ફાર્બસ સાહેબે ભીમદેવને અજયપાળનો નાનો ભાઈ કહ્યો છે એ તો ભૂલ જ છે[2] કારણ કે કીર્તિકૌમુદીના લેખક કહે છે તેમ પણ એમણે આ ભીમદેવને, સ્પષ્ટ શબ્દોમા, મૂળરાજનો નાનો ભાઈ કહ્યો છે[3] અને ભીમદેવના પોતાના વિ સ ૧૨૮૦ ફાગણ સુદિ બીજ ને શનિવારના પાટણના ત્રુટિત લેખમા ભીમદેવને અજયપાળનો પુત્ર કહ્યો છે[4] એ જોતા

---

૧ જુઓ ઇ એ. વૉ ૬ પૃ, ૨૦૭, ગુ. ઐ. લે ન ૨૦૨

૨ રાસમાળા મૂળ આ ૧૮૭૮, પૃ ૧૯૦

૩ कुमसुमुत्ति तत्र धाता कल्पद्रुमांकुरे ।
उज्जगामानुजन्मास्य श्री भीम इति भूपति ॥ की. कौ स. २, श्लो ५९
મુ સ મા સબધસૂચક શબ્દ જ નથી.

૪ अजयक्षितिपात्मज — શ્લો ૬૧
દે શા ભાગરાજનુ નો. લીઇ ન ૩૮૬

ભીમદેવ અજયપાલનો દીકરો અને મૂલરાજનો નાનો ભાઈ હોવા બાબતમાં શંકા ગણવાનું કારણ નથી.

આ ભીમદેવ પણ ગાદી ઉપર બેઠો ત્યારે બાળક હતો એવું એના પોતાના ઉપર ઉલ્લેખેલા સં. ૧૨૩૬ ના લેખમાં એના પ્રતાપને બાળક કહ્યો છે[1] એ શબ્દોમાં સૂચન હોવાનો સંભવ છે અને કી કૌ કાર ભીમદેવને બાળ રાજા કહે છે.[2] વળી એણે ૬૪ વર્ષ સુધી રાજ્ય કર્યું છે એ જોતાં ગાદીએ નાની ઉમરે બેઠો હોવાનો સંભવ છે

આ ભીમદેવનો વૃત્તાન્ત ૭–૮ લીટીમાં પ્ર. ચિ. કારે પતાવી દઈને પછી એને પડતો મૂકી વાઘેલા વંશની વાત એકદમ શરૂ કરી છે સુ સં, કી કૌ, પ્ર. ચિં વગેરે પ્રબંધોએ જૈન મંત્રી વસ્તુપાલની તથા એના આશ્રયદાતા વાઘેલાઓની વાત કરવાના વેગમાં બિચારા ભીમદેવને અન્યાય કર્યો છે, પણ એના ઉત્કીર્ણ લેખોના આધારે આપણે એની કારકિર્દી તરીકે જ આ ૬૪ વર્ષના ગાળાનું અવલોકન કરીશું

મૂલરાજના વખતમાં મહમ્મદ ઘોરીએ કરેલી ચડાઈના વૃત્તાન્તમાં (ઈ સ ૧૨૧૧) માં મહમ્મદ ઉફી લખે છે કે "પહેલાં તો મહમ્મદ હારી ગયો પણ એણે બે વર્ષ પછી બીજી વાર ચડાઈ કરી અને પહેલાંના દુરાચરણ માટે ત્યાંના લોકોને સજા કરી." પણ મહમ્મદ ઘોરીની આવી બીજી વારની ચડાઈ ઈ. સ ૧૧૮૦ (વિ સ ૧૨૩૬)માં થઈ હોવાનું બીજા મુસલમાન લેખકો કહેતા નથી એટલે ઉપલું કથન સુલતાનનો મહિમા બતાવવા માટે લખાયેલ કથા જેવું ગણવાનો જેકસનનો મત યથાર્થ લાગે છે[3]

---

૧ वालोपि मीमदेवस्य प्रतापो भाति भानुवत् । એજન શ્લો ૬૨.

૨ वालस्य भूमिपालस्य तस्य राज्य व्यमज्यत ॥ કી કૌ. સ ૨. શ્લો. ૬૧.

૩ જુઓ મુ. ગે. ગ્ર. ૧, ભા. ૧. પૃ. ૧૯૫, ટિ. ૪.

વિ સં ૧૨૩૭ કાર્તિક સુદિ ૧૧ નો પરમાર માલવિન્ધ્યવ નાગવર્મનો હાથનમાથી એક લેખ મળ્યો છે[1] જે ઉપરથી આબુના રાજાએ મોનસીગજનું ઉપરીપદ ફેંકી નહોતું દીધું એમ નક્કી થાય છે

### અજમેરના ચોહાણ રાજા પૃથ્વીરાજ અને ભીમ સબધી રાસાની કલ્પિત કથાઓ

ભીમદેવના રાજ્યકાળના પાછલા ભાગમા અજમેરના ચોહાણરાજા પૃથ્વીરાજે, પોતાના પિતા સોમેશ્વરને ગુજરાતના રાજા ભીમદેવ બીજાએ માર્યો એ વેર સભારીને ભીમ ઉપર ચડાઈ કરી એને મારી નાખ્યો અને એના પુત્રને ગાદી ઉપર બેસાર્યો એ મતલબની વાતો કથા પૃથ્વીરાજરાસામા આપી છે,[2] પણ એ બધી વાત કલ્પિત ઠરે છે કારણ કે સોમેશ્વર ચોહાણ ઘણું કરી વિ સં ૧૨૨૬ મા અજમેરની ગાદી ઉપર બેઠો એ વખતે પાટણની ગાદી ઉપર તો હજી કુમારપાલ હતો વળી જેમ અજયપાલે અજમેરના રાજા ઉપર મેળવેલા વિજયનો ઉલ્લેખ ગુજરાતના પ્રબધોમા તથા ઉત્કીર્ણ લેખોમા મળે છે તેમ જો ભીમે સોમેશ્વરને માર્યો હોત તો એનો ઉલ્લેખ પણ પ્રબધોમા તથા ભીમના ઉત્કીર્ણ લેખોના બિરુદોમા મળત, પણ નથી મળતો બીજુ પૃથ્વીરાજે ભીમને માર્યાની વાત એક ક્ષણ પણ ટકે એવી નથી, કારણ પૃથ્વીરાજનો દેહાન્ત ઈ સ ૧૧૯૩ (વિ સ ૧૨૪૯)મા થયો ત્યાર ભીમદેવના એ પછીના રાજના ઈ સ ૧૨૪૦ (વિ સ ૧૨૯૬) સુધીના અનેક તામ્રપત્ર મળ્યા છે

ખરી વાત એવી લાગે છે કે પૃથ્વીરાજરાસામા ચોહાણ વશના રાજાઓ વિશે તથા પૃથ્વીરાજ વિશે ઇતિહાસવિરોધી વાતો જોવામાં આવે છે સોમેશ્વરને ભીમદેવે માર્યો એમ છે એને ન ને એના પિતા અજયદેવે સોમેશ્વરને હરાવેલો અને પૃથ્વીરાજે ઈ સ ૧૧૭૯ થી

---

૧ ઇ એ. ન ૧૩, પૃ ૧૮૪

૨ જુઓ રાસમાળા ભા ૩, પૃ ૩૦૬ થી ૩[illegible]

૧૧૯૦ (વિ સ ૧૨૩૫ અને ૧૨૪૬) વચ્ચે ગુજરાતના ભીમને હરાવ્યો હોય એ સંભવ છે. આ પૃથ્વીરાજ મહાપરાક્રમી રાજા હતો અને એણે મહોબક (બુંદેલખંડ)ના ચંદેલ રાજા પરમર્દિદેવને પણ હરાવ્યો હતો. વળી એક વાર શાહબુદ્દીન ઘોરીને ઈ સ ૧૧૯૧ મા હરાવીને પાછો કાઢનાર પૃથ્વીરાજ બીજી વારની ઈ. સ ૧૧૯૩ ની લડાઈમા શાહબુદ્દીન ઘોરીને હાથે જ માર્યો ગયા અને પૃથ્વીરાજની આ હારથી તથા પછીથી ઈ સ. ૧૧૯૪ (વિ સ. ૧૨૫૦)મા કનોજ અને કાશીનો ગહડવાલ રાજા જયચન્દ્ર હારી જવાથી ઉત્તર ભારતવર્ષના મોટા ભાગ ઉપર મુસલમાની સત્તા મજબૂત રીતે સ્થાપિત થઈ ગઈ[1] પૃથ્વીરાજનો ભાઈ હરિરાજ અજમેરનો રાજા થઈ બેઠો અને પૃથ્વીરાજનો પુત્ર ગોવિન્દરાજ કાકાએ કાઢી મૂકવાથી રણથંભોર ગયો.

આ પ્રસંગ સબંધી આબુના પરમાર રાજા જેતસીની મોટી કન્યા સદોદરી ભોળા ભીમને આપી હતી અને નાની ઇચ્છનીને પૃથ્વીરાજ સાથે વરાવી હતી પણ ભીમે ઇચ્છનીની સુંદરતાના વખાણ સાંભળી એનું માગુ કર્યું અને એમાથી પૃથ્વીરાજ અને ભીમ વચ્ચે ઝઘડા જાગ્યો વગેરે કથો પણ કલ્પિત જ છે.[2] આબુના એ વખતના રાજાનુ નામ ધારાવર્ષ (ઈ સ. ૧૧૬૪થી ૧૨૧૮—સ. ૧૨૨૦ થી ૧૨૭૪) હતુ, એના લેખની નોંધ ઉપર કરી છે.

સ. ૧૨૩૭ પછી સ. ૧૨૪૭ની ભીમદેવના રાજ્યકાળની તારીખ એક હસ્તલિખિત ગ્રન્થમાથી મળે છે, જેમા એ વખતે લાટદેશમા સોભનદેવ દંડનાયક હોવાનુ તથા રત્નસિંહ મુદ્રાધિકારી

૧ જુઓ ઇલિયટ ગ્ર. ૨, પૃ ૨, ૨૯૫–૯૭ તથા પૃ. ૨૫૧ તથા રાજા જયચન્દ્ર માટે ભારતકે પ્રાચીન રાજવંશ તૃતીય ભાગ પૃ. ૧૦૭.

૨ પૃથ્વીરાજરાસાની આ કથાઓની કલ્પિતતા માટે જુઓ મારા પ્રસ્થાન પુ ૭, અ. ૧, તથા ૩ માં છપાયેલો 'ચન્દ બારદાઈનો પૃથ્વીરાજરાસો' નામનો લેખ, તથા મારુ એ. સ. પૃ. ૬૫.

હોવાનું લખ્યું છે[1] પછી ઈ સ ૧૧૯૫, (સં ૧૨૫૧)માં ભીમદેવના રાજ્યમાં લાટદેશના ભાંડવીમાં એક ગ્રન્થ લખાયાની નોંધ મળે છે[2]

ઈ સ. ૧૧૯૭ સં ૧૨૫૩નો કીના (ડુંગરપુર રાજ્ય, રજપૂતાના) માંથી એક લેખ મળ્યો છે, પણ એમાંથી કાંઈ વિશેષ બનાવનું વર્ણન મળતું નથી[3]

ઘુરના સુલતાન મઇઝુદ્દીન મહમ્મદનો પંજાબનો સૂબો કુતુબુદ્દીન એબક જેને હવે સુલતાને દિલ્હીની સત્તા સોંપી હતી તેણે ઈ સ ૧૧૯૫માં અજમેર ઉપર હુમલો કરી હરિરાજ પાસેથી એ કિલ્લો લઈ લીધો અને પછી ગુજરાત ઉપર ચડાઈ કરી એબકે ભીમદેવના સરદારને પાટણ પાસે હરાવી શહેરને લૂંટ્યું, બાળ્યું અને દિલ્હી પાછો ગયો[4] રાજા ભીમદેવ જે એ વખતે કચ્છકાંઠામાં કે બીજે ભરાઈ બેઠો હશે તે હવે પાછો આવ્યો અને ઈ સ ૧૧૯૭માં એણે અજમેર ઉપર લશ્કર મોકલ્યું આ લશ્કરે પહેલાં તો મુસ્લિમોને હરાવ્યા, પણ પછી વધારે મુસ્લિમ લશ્કર મદદમાં આવે છે એવા ખબર સાંભળી પાછા હઠી ગયા એ રીતે એ લડાઈ પૂરી થઈ પછી એબક અજમેર પાછો ફરી ગયો, પણ એણે એ જ વર્ષે બીજી વાર ચડાઈ કરી, આબુની તળેટીમાં મુસ્લિમો અને રજપૂતો વચ્ચે મોટી લડાઈ થઈ, પણ છેવટે રજપૂતો હારી ગયા મુસ્લિમ તવારિખ લેખકોના કહેવા પ્રમાણે હિંદુઓ ૫૦ હજાર કપાઈ મૂઆ અને વીશ હજાર કેદ પકડાયા અને એબકે પાટણ લૂંટ્યું

---

૧ જુઓ બિઝર્સન રિપોર્ટ ગ ૩ પૃ ૫૬, જૈ ગા ઇ પૃ ૩૩૭ મુ ગો પૃ ૧૬, જૈ પુ પ્ર સ ૧૮

૨ મજન પૃ ૭૬, જૈ સા ઇ પૃ ૩૩૮

૩ જુઓ રાજપૂતાના મ્યુઝિયમ અજમેરનો ૧૯૧૪-૧૫ નો એન્યુઅલ રિપોર્ટ પૃ ૨

૪ કે હિ ઇ ગ્ર ૩ પૃ ૪૩-૪૪ કૉમિસરિયેટ પૂર્વવૃત્તાંત પૃ ૭૬-૭૭

તથા મોટી લૂટ લઈ દિલ્હી પાછો ફર્યો.[1] આ વખતે તો એ દિલ્હીનો અથવા ઉત્તર હિંદનો સ્વતન્ત્ર સુલતાન નહોતો.

છેલ્લી લડાઈમા આબુના ધારાવર્ષદેવે ભીમદેવના સામત તરીકે મુસ્લિમો સામે ભારે ટક્કર લીધી હતી એમ તાજુલમ–આસીરમા એનુ નામ આપેલુ છે એથી નક્કી થાય છે.[2] આ લડાઈથી ગુજરાતનો અથવા આબુના રાજનો કોઈ પ્રદેશ દિલ્હીના સુલતાન એબકના હાથમા આવ્યો નથી. પાટણમા ભીમદેવની અને આબુ–ચદ્રાવતીમા ધારાવર્ષદેવની તથા પછી એના અનુયાયી સોમસિંહની સત્તા અબાધિત રહી હતી એમ ઈ સ. ૧૧૯૭ પછીના સમયના એત્રાબ્ લેખોથી નિશ્ચિત ઠરે છે ભીમદેવના લેખોના ઉલ્લેખ નીચે આપ્યા છે અને ધારાવર્ષનો છેલ્લો લેખ ઈ સ ૧૨૧૯નો મળ્યો છે[3]

ઉપર જોયુ તેમ કુતુબુદ્દીન એબકે ઉત્તરમાં દિલ્હી અને અજમેર સુધીનો અને પૂર્વમા કાશી સુધીનો પ્રદેશ પોતાની સત્તા નીચે લઈ લીધો અને એબકના સરદાર મહમ્મદ બખ્તિયાર ખલજીએ બગાળ અને બિહાર લઈ લીધાં અને ઈ સ ૧૧૯૯મા સેન રાજાઓની રાજધાની નદિયા પહોંચ્યો એ વખતે એંશી વર્ષનો વૃદ્ધ રાજા લક્ષ્મણસેન જમવા બેઠો હતો તેણે ત્યાથી ઊઠી પાછલે બારણેથી ઉઘાડે પગે ભાગી છેક જગન્નાથપુરીનો આશ્રય લીધો. આ પછી કુતુબુદ્દીન એબકે કાલંજર અને મહોબક પણ ઈ. સ ૧૨૦૩ સુધીમાં લઈ લીધાં[4]

મુસ્લિમો પૂર્વમા છેક નદિયા (કલકત્તાથી ઉત્તરે સાઠ મેલ) સુધી આગળ વધ્યા છતાં નાનાં નાનાં છમકલાં ભલે થયા હોય પણ

૧ એજન પૃ ૪૪. ઇલિયટ ગ્ર. ૨. પૃ ૨૨૯–૩૦. કોન્સિસેરિયેટ પૂર્વવૃત્તાન્ત પૃ. ૭૭.

૨ ઇલિયટ ગ્ર. ૨ પૃ. ૨૨૬. ૨૨૮, ૨૨૯

૩ જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ, પ્રથમ ભાગ, પૃ. ૭૯.

૪ જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ, પ્રથમ ભાગ. પૃ. ૨૧૫. વિન્સેન્ટ સ્મિથ આ ૩, પૃ. ૩૯૩.

ઈ સ ૧૧૯૮-૯૯ પછી લગભગ સો વર્ષ સુધી ગુજરાત અને માળવા મોટે ભાગે સ્વતંત્ર રહી શક્યા એ આશ્ચર્ય છે જો કે નાસ્રુદ્દીન અલ્તમશે ઉજ્જૈન અને ભીલસા લીધું અને મહાકાળનું મન્દિર તોડ્યું[1] પણ ત્યાં સ્થાયી ન થયો મુસ્લિમ બીજા હુમલાખોરોના હુમલાઓમા ભરતીઓટ આવવાનો કાંઈ નિયમ હશે?

વિ સ ૧૨૫૬ના ભાદ્રપદ અમાસ વાર મંગળ (ઈ સ ૧૧૯૯ સપ્ટેમ્બર તા ૨૧)નું ભીમદેવ બીજાનું તામ્રપત્ર પાટણમાંથી મળ્યું છે[2] જેમા ભીમદેવ પોતાને "અભિનવ સિદ્ધરાજ" કહે છે આ પછીના તામ્રપત્રોમા પણ આ બિરુદ મળે છે એ ઉપરથી ૫૦ વર્ષમા સિદ્ધરાજ ચૌલુક્યવંશનો આદર્શ રાજા ગણાતો લાગે હતો એમ દેખાય છે ઉપરના તામ્રપત્રથી ભીમદેવ ભગવાન ભવાનીપતિને પૂજીને મહિસાણા ગામના આનન્દેશ્વરદેવની નજીકની ચાર હળ જમીન ઝાડ વગેરે સાથે 'અહિચ્છત્રગામીય' નાગરજ્ઞાતિના બ્રાહ્મણ જ્યોતિ (જોશી) સોઢલના પુત્ર આમદને દાનમા આપી છે

આ લેખનો લેખક મોઢવંશના મહાક્ષપટલિક વૈજલનો પુત્ર લીલુનગ છે અને દૂતક મહાસાન્ધિવિગ્રહિક ઠ. ભીમાક છે શ્રીભીમદેવસ્ય એ રીતે રાજાની સહી છે ઈ સ ૧૨૦૨ (વિ સ ૧૨૫૮)મા લખાયેલા તેમજ સ ૧૨૬૧મા લખાયેલા ગ્રંથમા ભીમદેવનો ઉલ્લેખ મળે છે[3]

### ભીમદેવની રાણી લીલાદેવી

(વિ સ ૧૨૬૦ શ્રાવણ સુદિ બીજને શનિવાર) ઈ સ ૧૨૦૪ જુલાઈ તા ૯નું પણ ભીમદેવ બીજાનું તામ્રપત્ર મળ્યું છે[4] એમા લખ્યું છે કે ભીમદેવ બીજાએ ઉપની તિથિએ વ્યતીપાત પર્વમા

---

૧ ડફની ક્રાનોલોજી પૃ ૧૮૯
૨ ઇ ઍ ગ્ર ૧૧, પૃ ૭૨, ગુ ઐ લે ન ૧૫૦
૩ જૈ પુ પ્ર સ પૃ ૧૧૨ ન ૧૧૫ તથા પૃ ૨૫ ન ૨૩
૪ ઇ ઍ ગ્ર ૬, પૃ ૧૪, ગુ ઐ લે ન ૧૬૦

નાહીને ભગવાન ભવાનીપતિને પૂજીને માતપિતાના તથા પોતાના પુણ્ય અને યશની અભિવૃદ્ધિ માટે પોતાની રાણી લીલાદેવીના નામથી કરીગ અને માલકનરી ગામો વચ્ચે લીલાપુર વસાવી તેમા જે ભીમેશ્વર અને લીલેશ્વર મહાદેવ સ્થાપેલા એને અગે ચાલતા પ્રપા (પરબ) અને સત્રાગાર માટે ગભૂતાપથકનુ ઇંદિલા ગામ આપ્યુ

આ લેખનો લેખક કાયસ્થ મહાક્ષપટલિક ઠ. શ્રીકુમરપુત્ર ઠ. વોસરી છે અને દૂતક મહાસાંધિવિગ્રહિક ઠ. શ્રીમુ સહી શ્રીભીમદેવની છે.

ભીમદેવની આ રાણી લીલાદેવી ચોહાણ રાણા સમરસિંહની દીકરી ( चाहुवाणसमरसिंहसुता ) હોવાનુ આ લેખમા જ કહ્યુ છે આ સમરસિંહ તે જાલોરના ચોહાણ કીર્તિપાલનો પુત્ર સમરસિંહ છે, જેના સ. ૧૨૩૯ અને સ. ૧૨૪૨ના બે લેખ મળ્યા છે.[1]

### સં. ૧૨૬૩ સુધી તો મેવાડ ગુજરાતના રાજાને તાબે હતું

ઈ સ ૧૨૦૭ (વિ સં. ૧૨૬૩)નુ જ ભીમદેવ બીજાનુ આહડનું એક તામ્રપત્ર સ્વ ગૌ હી ઓઝાને મળ્યુ છે,[2] અને એ ઉપરથી શ્રી ઓઝાજી કહે છે તેમ સ ૧૨૬૩ સુધી મેવાડનો પ્રદેશ ગુજરાતના રાજાને તાબે હતો એમ સિદ્ધ થાય છે

ઈ સ ૧૨૦૮ (વિ સં. ૧૨૬૪ના આષાઢ સુદિ ૨ ને સોમવાર)નું ભાવનગર પાસે ટીમાણામાથી તામ્રપત્ર મળ્યુ છે[3] તેમા લખ્યુ છે કે "સમસ્તરાજાવલીસમલંકૃત પરમેશ્વર પરમભટ્ટારક ( વગેરે વગેરે ) ભીમદેવના રાજ્યકાળમા એના મહામાત્ય રાણકશ્રી ચાચિગદેવ શ્રી કરણાદિ સમસ્ત મુદ્રાવ્યાપાર કરતા હતા ત્યારે ટીબાણકમાં મેહરરાજ

૧ જુઓ એ. ઇ ગ્ર ૧૧, પૃ ૭૪ તથા ભારતકે પ્રાચીન રાજવંશ પ્ર. ભા. પૃ ૩૦૩ આ સમરસિંહના પિતા કીર્તિપાલથી ચોહાણની જાલોરની શાખા ચાલી છે. જુઓ પરિશિષ્ટ ૭

૨ જુઓ વડોદરાની ઓરિયેન્ટલ કોન્ફરન્સનો રિપોર્ટ પૃ ૬૪૩.

૩ ઇ. એ ગ્ર. ૧૧, પૃ ૩૩૭. ગુ. એ લે. ન. ૨૪૩.

(મેરતો ભાગ ?) જ્યામ ને પોતાના પિતા અને માતાના નામથી ચઉરેશ્વર તથા પૂવિનીટીશ્વર ll મહિર તળાવમા કરાવ્યા ત્યાર એ દેવીના પૂજનવગેરના ખર્ચ માટે કુનસર અને કુરાનની ગામની (અમુક માપમા) જમીન આપી છે આ જમીનમાથી રાપાવ જમીન બગીચા માટે રાખી છે વળી નાગપાળે મો દમ્મ આપ્યા છે વનહલના તથા ગીબાણુ ll વપારીઓએ દર એક એ રૂપક આપ્યો છે વ્યવસ્થા માટે આઠ ટ્રસ્ટીઓ નીમેલા છ

આ લેખ ઉપરથી મા ારૂમા સુનવદ્દી (ગુજ.)ના ડાસા સુધી ભીમદેવની સત્તા ૧૯૬૪ સુધી ચાલુ હતી, એમ સિદ્ધ થાય છે

ઈ સ ૧૨૦૮ (વિ સ ૧૨ ૫વનાખ સુદિ ૧૫ભૌમવા )નો એક લેખ આબુના ચદ્રાવતીનાથ મા ડિલ ધીરાવર્ષનો મળ્યો છે[1] જેમા એ પોતાને માડલિક કહે છે એટલુ જ નહિ, પણ ' ચાનુન્યોદ્ધરણ, પરમભટ્ટારક મહારાજાધિરાજ શ્રીભીમદેવના ગ ત્વમાં મહામુદ્રામાત્ય શ્રીરાણુ હતા ત્યારે એ રીતે ભીમદેવનુ તથા એના અમાત્યનું વર્ણન કર્યું છે આ લેખમા આબુમા આવેલા કનખન તીર્થના કોટેશ્વરના શિવમદિરના કેદારરાશિએ ત્યા ઉદ્ધારની નીચેની વિગત લખી છે

(૧) કોટેશ્વરનો ઉદ્ધાર કર્યો, (૨) તીર્થમા પથરા જડાવ્યા (૩) અરુનનાથનો જીર્ણોદ્ધાર કર્યો, (૪) શૂલપાણિના બે નવા મદિર બધાવ્યા (૫) કનખલ શભુના મદિરમા ઝરોખાના પથ્થ ના થાંભનાઓ વાળો મડપ બનાવ્યો (૬) કેદારરાશિની બહેન મોક્ષેશ્વરીએ પણ એ મદિર બધાવ્યુ

આબુના આ ધારાવર્ષનો સ ૧૨૭૫ નો એક લેખ મળ્યો છે[2] જેમાં એણે પોતાને મહામડલેશ્વર કહેલ છે

ઈ સ ૧૨૧૦ (વિ સ ૧૨૬૬ સિંહ સ ૯૬ માર્ગશીર

1 જુઓ ઇ એ. ગ્ર ૧૧, પૃ ૨૨૦, ગુ એ. લે ન ૧૬૧
2 ભાવ ભાવનગરનુ નોર્ધર્ન લિસ્ટ ન ૪૬૩

શુક્લ ૧૪ )નુ ભીમદેવ બીજાનુ એક તામ્રપત્ર મળ્યુ છે તેમા મહામાત્યનુ નામ રત્નપાલ લખ્યુ છે.[1] આ લેખમા લખ્યુ છે કે ભીમદેવની કૃપાથી જેને પટ્ટલા (પટ્ટો) મળેલ છે તે મહાપ્રતિશ્રી સોમરાજદેવ ભોગવાતા મડલમા વામનસ્થલી (વણથલી)મા નીચેનુ શાસન આપવામા આવ્યુ છે જેમા પ્રાગ્વાટ (પોરવાડ) શ્રાવાલહરાના પુત્ર મહીપાલે ઘટેલાણા ગામમા બધાવેલા વાવ તથા પ્રપા (પરબ) કાયમ ચાલુ રાખવા માટે નાગજ્ઞાતિના પાગશરના પુત્ર માધવને ઘટેલા ગામની અમુક જમીન તથા આકવળિયા ગામના ઉત્તર ભાગનુ એક ખાડી અનાજ જેમાથી નીપજે એવુ ખેતર આપ્યુ છે

આ વખતના સાક્ષીઓમા સોમનાથના સ્થાનપતિ દુર્વાસુ, વીશ-ઢેશ્વરના સ્થાનપતિ બિલ્લજ, શ્રીકેદારમઠના સ્થાનપતિ કપિલેશ્વરના સ્થાનપતિ, તથા ગામની બ્રહ્મપુરીના બ્રાહ્મણ મધુસૂદન પડિત વગેરે તથા મહાજનના મોટશ્રેષ્ઠી તથા પોરવાડ શ્રેષ્ઠીઓ છે વળી આ લખત ધર્મવહિ ( ધાર્મિક દાનોના ચોપડામા )મા ઉતાર્યુ છે (सच्चरित) એમ છેલ્લે લખ્યુ છે

ભીમદેવના ઉપલા ઉત્કીર્ણ લેખોના ગ્રથપ્રશસ્તિઓના ઉલ્લેખ એમાથી એ વખતની સામાજિક ધાર્મિક સ્થિતિની જે માહિતી મળે છે તે મૂળરૂપમા જ વાચનાર જોઈ શકે માટે ઉપર ઉતાર્યા છે. આ લેખો ઉપરથી જે રાજકીય માહિતી મળે છે તેની નોધ અહી જ કર્તવ્ય છે ઉપરના લેખોથી સ્પષ્ટ દેખાય છે કે ભીમદેવને ગાદીએ બેઠે ત્રીસ વર્ષ થયા ત્યાસુધી તો એક તરફ આબુનો પરમાર રાજા એનો સામત રહ્યો છે, બીજી તરફથી ડુગરપુર અને મેવાડનો પ્રદેશ હજી ભીમદેવને તાબે છે,[2] અને ત્રીજી તરફથી સોરઠ

૧ જુઓ ઇ એ ગ્ર. ૧૮, પૃ ૧૧૦, ગુ. ઐ. લે. ન. ૧૬૨.

૨ અજયદેવના પ્રકરણમાં મેવાડના રાણા સામતસિંહ સાથે અજયદેવને થયેલી લડાઈનો ઉપર ઉલ્લેખ કર્યો છે એ લડાઈ સામતસિંહે ગુજરાતથી સ્વતત્ર થવા માટે કરી હોવાનો સભવ છે. પણ એ લડાઈને પરિણામે સામતસિંહ નબળો પડયો અને ભીમદેવના સામન્ત નડૂલના ચોહાણ કીતુ ( કીર્તિપાલ )

એટલે આખો સૌરાષ્ટ્ર તાબે છે, કારણ કે ભાવનગર પાસેથી અને જૂનાગઢ પાસેથી લેખ મળ્યા છે અને ઇ સ ૧૨૧૬ સંવત ૧૨૭૩નો સોમનાથ પટ્ટણમાંથી લેખ મળ્યો છે (જે વિગતવાર આગળ જોઇશું) તથા ઈ સ ૧૨૧૯ (સ ૧૨૭૫)નો લેખ જામનગર તાબે ખભાળિયા પાસે આવેલા ભગાણા ગામમાંથી મળ્યો છે[1]

ત્રીજા સિદ્ધરાજ—આ પાન પાસેથી જે વિશાળ રાજ્યનો વારસો મળેલો તે ભીમદેવે વીસ વર્ષ સુધી તો લગભગ અખંડ જાળવી રાખ્યો છે એટલે એ બાળક હોવાથી એણે રાજ્ય ખોયું એમ કહેવું એ ખોટું છે, છતાં ભીમદેવના સમયમાં જ જો કે એના રાજ્યકાળના વીસ વર્ષ પછી ગુજરાતના સામ્રાજ્યની કળા ઘટવા માંડી છે એ ચોક્કસ છે

**માળવા સાથેના યુદ્ધ અને માળવા ખોયું**

હવે કેવી રીતે ક્ષીણતા શરૂ થઈ એ જોઈએ શરૂઆત માળવાથી

એ એનું રાજ્ય લઈ લીધું, એટલે સામતસિંહે વાગડ (ડુંગરપુર અને વાંસવાડા)માં રાજ્ય સ્થાપ્યું અને એના નાના ભાઈ કુમારસિંહે ગુજરાતના રાજા સાથે સંધી મેળ કરી એનું સાર્વભૌમત્વ કબૂલ કરી મેવાડનું રાજ્ય પાછું મેળવ્યું આ બનાવ સ ૧૨૩૦ પહેલાં બન્યો હોવો જોઈએ, કારણ કે એ વખતે કીર્તુનો પુત્ર જાલોર ગાદી ઉપર હતો

કુંભલગઢની પ્રશસ્તિ (શ્લો ૧૪૮, ૧૫૦, ૧૫૧)માં ઉપરની વાતનો સ્પષ્ટ ઉલ્લેખ છે—

सामतसिंहनामा भूपतिर्भूतले जातो ।
भ्राता कुमारसिंहोभूत् स्वराज्यग्राहिण परम्
देशान्निष्कासयामास कीतुसङ्ग नृप तु य ॥
स्वीकृतमाघाटपुर गूर्जरनृपति प्रसाद्य

જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ ખ ૧, પૃ ૪૫૨, ટિ ૨, પૃ. ૪૫૦ તથા પૃ. ૪૫૨, ઉપરની હકીકત ધ્યાનમાં લેવાથી મેવાડ ભીમદેવને અધીન હોવાનું કારણ સમજાશે.

[1] વિ સ ૧૨૭૫ ભાદરવા સુદના ભગાણા ગામમાંથી મળેલા લેખ માટે જુઓ ભાવનગર પ્રા અને સ લેખો, પૃ ૨૦૮ ગુ. ઐ. લે. ન ૧૬૪.

થઈ જણાય છે માળવાનો પ્રદેશ પાછો લેવા માટે પ્રયત્નો કરવામાં રાજા ભોજના વંશજો કાંઈ બાકી ન રાખે એ સ્વાભાવિક છે. અજયદેવના ઈ.સ. ૧૧૭૩ (વિ. સ. ૧૨૨૯)ના લેખની પછીની તારીખનો ગુજરાતના રાજવંશનો કોઈ લેખ માળવામાંથી મળ્યો નથી, એટલે માળવાના પરમારોએ ગુજરાતની ધૂંસરી ભીમદેવના રાજ્યના આરંભકાળમાં જ ફેંકી દીધી હોય તો એમા અસંભવ નથી પણ એ વિષે ચોક્કસ કહેવા માટે કાંઈ પુરાવો નથી પણ માળવાના રાજા વિંધ્યવર્મા સાથે ભીમદેવને એક લડાઈ થઈ છે જેનો ચોક્કસ સમય કહેવો મુશ્કેલ છે, પણ ઈ. સ. ૧૧૭૮ (વિ. સં. ૧૨૩૪) પછી અને ઈ. સ. ૧૨૦૯ (સ. ૧૨૬૫) પહેલાં થઈ છે, એટલું નક્કી. એનો ઉલ્લેખ સોમેશ્વરે કર્યો છે એ કહે છે 'સોલંકી રાજાએ પોતાના પિતા કુમારને સેનાપતિ બનાવીને મોકલ્યો અને એણે ધારાનો રાજા વિંધ્યવર્મા રણભૂમિ છોડીને ભાગી જતાં એનું ગોગાસ્થાન નામનું શહેર ભાંગી ત્યાં મહેલને ઠેકાણે કૂવો ખોદ્યો."[1]

સોમેશ્વરનું આ કથન સત્ય હોય તો વિન્ધ્યવર્મા સ્વતંત્ર થવાના પ્રયત્નમાં ફાવ્યો નહિ એવો એનો અર્થ થાય, જો કે ગુર્જર સત્તાનો ઉચ્છેદ કરવાનો એને ભારે આગ્રહ હતો એમ અર્જુનવર્માના ઈ. સ. ૧૨૧૬ (વિ. સ. ૧૨૭૨)ના લેખમા કહ્યું છે[2] વિન્ધ્યવર્મા પછી એનો પુત્ર સુભટવર્મા આવ્યો. આ સુભટવર્મા કે સોહડ વિશે પ્ર. ચિ. (પૃ. ૨૦૫)મા લખ્યું છે કે "ભીમદેવના રાજ્યકાળમા માળવાનો શ્રીસોહડ નામનો રાજા

---

૧ જુઓ —

सेनानीं विदधे कुमार इति यं राज्ञे चुलुक्येन्दुना

धाराधीशे विन्ध्यवर्मण्यवन्ध्यक्रोधाध्मातेप्याजिमुत्सृज्य याते।

गोगस्थानं पत्तनं तस्य भक्त्वा सौधस्थाने खानितो येन कूपः॥

સુરથોત્સવ સ. ૧૫. શ્લો. ૩૫–૩૬

૨ गूर्जरोच्छेदनिर्बन्धी विन्ध्यवर्मा महाभुजः।

વિ. સં. ૧૨૭૨ નુ અર્જુનવર્માનુ દાનપત્ર. પ્રા. લે. મા. સ. ૩ શ્લો. ૧૨.

ગુર્જરદેશના વિનાશ માટે સીમાડા સુધી ચડી આવ્યો ત્યાં ગુર્જરેશના પ્રધાને એની સામે જઈને કહ્યું 'હે રાજરૂપ સૂર્ય, તમારો પ્રતાપ પૂર્વ દિશામાં જ શોભે છે, પણ પશ્ચિમ દિશામાં ઊતરતાં એ પ્રતાપનો લય થઈ જાય છે' આ વિરુદ્ધ વાણી સાંભળીને એ પાછો ફરી ગયો માળવા ગુજરાતની પૂર્વે આવેલું હોવાથી "તમે માળવામાં ભલે સ્વતંત્રતાથી રાજ્ય કરો પણ ગુજરાતમાં ન આવશો" એમ ઉપરના પ્ર. વિ. ના શ્રીમની મતલબ જણાય છે પણ એવા વાણી ઉપદેશથી ચઈ ચડી આવેલો રાજા પાછો ન જાય એના પુત્ર અર્જુનવર્માના ઉપર ઉ લેખના લેખમાં તો લખ્યું છે કે "સૂર્ય જેવા સુભટવર્માનો પ્રતાપ ગુર્જરેશના પાટણમાં હજી સુધી બળ્યા કરે છે[1] ઉભયપક્ષોના કથન વાંચતા એમ લાગે છે કે વિંધ્યવર્માએ ગુજરાતની ધૂસરી ફેંકી દેવા પ્રયત્ન કર્યા પણ ફાવ્યો નહિ, પણ એનો અનુગામી સુભટવર્મા સ્વતંત્ર થઈ શક્યો, એટલું જ નહિ, પણ એણે ગુજરાત ઉપર હુમલો કર્યો, કદાચ ગુજરાતના થોડા ગામ બાળ્યા હશે, પણ ગુજરાતના રાજાના સામંત લવણપ્રસાદને રણમાં પર્વત પેઠે અચળ ઊભેલા જોઈને, સોમેશ્વર કહે છે તેમ, ચડી આવતો સુભટવર્મા પાછો વળી ગયો[2] એમ લાગે છે અર્જુનવર્માના ગુરુ મદનની લખેલી તથા પથ્થર ઉપર કોતરાવેલી 'પારિજાતમંજરી' નામની નાટિકામાં આ યુદ્ધનો ઉલ્લેખ છે, ત્યાં પર્વપર્વત (પાવાગઢ) પાસે આ યુદ્ધ થયું હોવાનું લખ્યું છે[3] સુભટવર્માની આ ચડાઈ અને એનું પાછા વળવું ઇ. સ. ૧૨૧૦-૧૧ (સં. ૧૨૬૬-૬૭)માં બન્યું હોવાનો સંભવ છે, કારણ કે સં. ૧૨૬૭ના ભાદ્રપદ સુદિ ૧૫ને

---

૧ यस्य ज्वलति दिग्जेतुः प्रतापस्तपनद्युतः ।
दावाग्निदुर्जनस्यापि गर्जन्गूर्जरपत्तने ॥ — એજન શ્લો. ૧૫

૨ पुरो यस्य रणद्वीक्ष्य य निष्कम्पतया स्थितम् ।
विनिवृत्तमुपयापि धारापीठाधिपोधिप ॥ — કી. કૌ. ૨ શ્લો. ૭૪

૩ જુઓ ઇ. ઍ. ૫. ૧ માં પારિજાતમંજરી વિશે લેખ

બુવનુ તો એના પુત્ર અર્જુનવર્માનુ તામ્રપત્ર મળ્યુ છે.[1] પ્ર. ચિં. (પૃ ૨૦૫) આગળ લખે છે કે "પણુ પછી એના પુત્ર અર્જુનદેવે ગૂર્જરદેશને હરાવ્યો પણ હતો" માળવાના અર્જુનદેવની આ વિજયી ચડાઈ ઈ. સ ૧૨૧૬ (વિ સ. ૧૨૭૩) પહેલાં થઈ હોય એમ લાગે છે, કારણ કે ઈ. સ ૧૨૧૬ (વિ સં. ૧૨૭૩)ની, પ્રભાસપાટણ-માંથી ભીમદેવના રાજ્યકાળની શ્રીધરપ્રશસ્તિ મળી છે તેમા લખ્યું છે કે "શ્રીધરે પોતાની મત્રશક્તિ વડે માળવાના હાથીઓએ હલાવેલી પૃથ્વીને (ગુજરાતની ભૂમિને) પાછી સ્થિર કરી અને પોતાની શક્તિથી દેવપાટણ (પ્રભાસપાટણ)ને પાળ્યુ."[2]

આ શ્રીધર તે કુમારપાલના સચિવ વલ્લનો પુત્ર ઉચાસટના વંશનો નાગર છે. ઉપરના એના કથનથી ભીમે એને પ્રભાસપાટણનો અધિકારી નીમ્યો હશે એમ જણાય છે અને એ શ્રીધર અર્જુનવર્માના હુમલા વખતે સોરઠી લશ્કર સાથે પાટણના લશ્કરની મદદમાં ગયો હશે. માળવાના આ અર્જુનવર્માએ ઈ સ. ૧૨૧૪ (વિ સ. ૧૨૭૦)માં ભરૂચમા સૂર્યગ્રહણ વખતે દાન આપ્યુ છે.[3] એ જોતા ભરૂચ ઉપર તો ઈ. સ. ૧૨૧૪ પહેલાં જ એણે ચડાઈ કરી હોવી જોઈએ અને પછી તેણે ગુજરાત ઉપર ચડાઈ કરી; એ વખતે ભીમદેવ તરફથી જે સામત સામો થયો હશે તેનુ નામ જયસિંહ હોવું જોઈએ "એની સાથે લડાઈ થતા જયસિંહ ભાગી ગયો" એમ ઈ સ ૧૨૧૬ (સ. ૧૨૭૨)ના અર્જુનવર્માના તામ્રપત્રમા પણ લખ્યુ છે.[4] અને માળવાનો ગજ ગુજરાતની ભૂમિને ભાંગીને સાચોર

---

૧ જ. એ. સો એ. ગ્ર. ૫. પૃ. ૩૭૮.

૨. .. ... .(मालवत्साल)वनायमानसेनागजप्रकरभंगुरितां भुवं य ।
भूयः स्थिरां सपदि मन्त्रबलेन कृत्वा श्रीदेवपत्तनमपालयदात्मशक्त्या ॥
એ. ઈ. ગ્ર. ૨, પૃ ૪૩૭. શ્લો. ૮૨; ગુ. એ. લે. ન. ૧૯૩.

૩ જ. અ ઓ. સો ગ્ર. ૭. પૃ. ૩૨.

૪ बाललीलाहवे यस्य जयसिंहे पलायिते
दिक्पालहासव्याजेन यशो दिक्षु विजृंभितम् ॥
પ્રા. લે. મા. લેખાંક ૩. શ્લો. ૧૭.

પહોંચ્યા હશે.[1] આ જયસિંહ તે જેનું ઈ સ ૧૨૨૪ (સં ૧૨૮૦)નું તામ્રપત્ર મળ્યું કે તે થોડા વખત માટે ગુજરાતની ગાદી ઉપર બેઠેલો જયન્તસિંહ જ હોવાનો સંભવ છે

ઈ સ ૧૨૧૬-સં ૧૨૭૩ની શ્રીધરપ્રશસ્તિ

ઉપર કહેલી સં ૧૨૭૩ની શ્રીધરપ્રશસ્તિમાંથી ભીમદેવ બીજા સંબંધી બીજી પણ થોડી માહિતી મળે છે એ શ્રીધર ગુજરાતની ભૂમિને ધ્રુજાવનાર વીર હમ્મીરની સેનાને ધૂળ ભેગી કરી દીધી હોવાનું એ જ લેખમાં લખ્યું છે[2] આ હમ્મીર તે ઉપર કહેલો કુતુબુદ્દીન એબક જ હોવા જોઈએ, કારણ કે ભીમદેવના વખતમાં એ ગુજરાત ઉપર ચડી દુમના લાવ્યો છે અને કોઈ વાર એઓને પાછા હઠવું પડ્યું છે ત્યારે કોઈ વાર એઓનો વિજય થયો છે કુતબુદ્દીન એબક પાટણ ઉપર વિજય મેળવ્યા પછી પણ એની પાટણ ઉપરની સત્તા ક્ષણિક જ હતી એમ તો ઉપર ઉતારેલા ભીમદેવના દાનપત્રોથી પણ નક્કી થાય છે ઉપર મુસલમાની ઇતિહાસમાંથી નોંધ્યા છે તેવા કોઈ મુસલમાની હુમલાને પાછો હઠાવવામાં શ્રીધરે ભાગ લીધો હોવો જોઈએ.

ભીમદેવ બીજાએ સોમનાથનો મેઘધ્વનિ ઉર્ફે મેઘનાદ નામનો મંડપ બંધાવ્યો હોવાનું તથા પોતે સોમનાથપાટણમાં પોતાની માતાના નામથી લક્ષ્મીશ્વર નામનું વિષ્ણુનું મંદિર અને પિતાના નામથી વંશ્રે નામનું શિવમંદિર એ રીતે બે મંદિર બંધાવ્યા હોવાનું પણ લખે છે[3]

આ શ્રીધરને આનિત્રા લક્ષ્મી અને સૌભાગ્યદેવી નામની બન્ને સ્ત્રીઓ હતી (શ્લો ૮૦) આ હકીકત હાલમાં વડનગરા નાગરોમાં એક ઉપર બીજી સ્ત્રી કરવાનો રિવાજ નથી એ દૃષ્ટિએ મહત્ત્વની છે

---

૧ વિવિધતીર્થકલ્પ-સત્યપુરકલ્પ

૨ दलितवरणिचक्र वीरहम्मीरचक्र बहुतृणमकरोद्य श्रीधरो दुर्गरूप ॥
ગુ. ઐ લે નં ૧૬૩ શ્રીધરપ્રશસ્તિ શ્લો ૪૩

૩ શ્રીધરપ્રશસ્તિ શ્લો ૬૫.

## ભીમદેવને ઉઠાડી જયતસિંહે પાટણની ગાદી પચાવી પાડી
## ઇ. સ. ૧૨૧૯ થી ૧૨૨૪ (સં. ૧૨૭૫ થી ૧૨૮૦) વચ્ચે

ઈ. સ. ૧૨૧૯ (વિ. સં. ૧૨૭૫)નો ભીમદેવ બીજાનો ભરાણા ગામનો લેખ મળ્યો હોવાની ઉપર નોંધ કરી છે એ લેખને આધારે વિ. સં. ૧૨૭૫ સુધી તો ભીમદેવ પાટણની ગાદી ઉપર સ્થિર હતો એમ જણાય છે પણ એ પછી ઈ. સ. ૧૨૧૯ થી ૧૨૨૪ (વિ. સં. ૧૨૭૫ થી ૧૨૮૦) વચ્ચેના કોઈ પણ વર્ષમાં ઉપર કહેલા મુસલમાની હુમલાઓથી તથા પુષ્કળ દાનોથી જેની નિર્બળતાનું તળિયું દેખાઈ ગયું હતું તે ભીમદેવના રાજ્યને બળવાન માંડલિકોએ તથા મંત્રીઓએ દબાવવા માંડ્યું[1] અને છેવટ જયતસિંહે પાટણની ગાદી જ પચાવી પાડી. આ જયતસિંહ સોલંકી વંશનો જ હતો એમ એના માંડલિકે ઈ. સ. ૧૨૨૪ (સં. ૧૨૮૦)માં આપેલા દાનપત્રમાં[2] કહેલું છે. એ દાનપત્રમાં એ જ વંશના આગલા દાનપત્રોના ધોરણ પ્રમાણે જ સોલંકી વંશાવળી આપી છે તથા એ વંશના પ્રત્યેક રાજાને 'સમસ્તરાજાવલીસમલંકૃત' અને 'ઉમાપતિવરલબ્ધપ્રસાદપ્રૌઢપ્રતાપ' જેવાં બિરુદ લગાડ્યાં છે અને ભીમદેવ સુધી વંશાવળી આપ્યા પછી પોતાનું વર્ણન શરૂ કરે છે વળી ભીમદેવને ઉઠાડી એની ગાદી પચાવી પાડનાર આ જયતસિંહ પોતાને વિશે 'દુર્દૈવદાવાનલદગ્ધગૂર્જરધરા-બીજપ્રરોહૈકપર્જન્ય' એટલે દુર્દૈવરૂપ અગ્નિથી બળી ગયેલી ગૂર્જર-ભૂમિમાં બીજ ઊગી શકે એ માટે જેણે એકલાએ વરસાદનું કામ કર્યું છે, એવી બડાઈ હાંકે છે. આ જયતસિંહ મુખ્ય સોલંકી વંશનો

૧ सततविततदानक्षीणनिःशेषलक्ष्मी, बलस्खलितभूमीमण्डलो मण्डलेशैः
. ... ... ... સુ. સં. સ. ૨, શ્લો. ૫૧.
मन्त्रिभिर्माण्डलीकैश्च बलवद्भिः शनैः शनैः ।
बालस्य भूमिपालस्य तस्य राज्यं व्यभज्यत ॥ કી. કૌ. સ. ૨, શ્લો. ૬૧.

૨ જુઓ ઇ. એ. ગ્રં. ૬. પૃ. ૧૯૬ માં તથા ગુ. ઐ. લે. નં. ૧૬૫ માં છપાયેલું જયતસિંહનું પોષ સુદિ ૩ નું દાનપત્ર.

કોઈ બાયાન જ હોવો જોઈએ જે - કોઈ પ્રમગમા આનુ ામ નથી અને એના લેખમા એનો મુખ્ય વશ સાથે સબવ મતા યો નથી ગમે તેમ પણ એના ટૂકા ગાન્ય ળમા એના મડલિકે નર્પિથમ્મા સાપાનાગ ગામ અને ગભુનાપથ મા ડોડિયાપાટનો એક ભૂમિખ ણ્ડ આનાના પુત્ર તુણુપસાક પોતાની માતાના નામથી વસાવેલા સલખણ પુરમા પોતાના પિતા અને માતાના નામથી સ્થાપેલા શ્રી આનલેશ્વર અને શ્રી સલખણેશ્વરના માટે દાનમા આપેલ છે અને આ ાનપત્ર થીજ જયતસિહ વિશે આટલી માહિતી મળે છે

આ લેખમા ઉ લેખેલા ગામ ગંધણુપુર ાનયમા તથા વીરમગામથી પાગણ ા સ્નામા બાલમા નામના મહેજ ગ્રેહ્વાર માયે મળે છે

**ભીમદેવે રાજ્ય પાછુ મેળવ્યુ ઈ સ ૧૨૨૬ (સ ૧૨૮૩) પહેલા**

આ જયતસિહના રાજ્યકાળ દરમ્યાન ભીમદેવનુ શુ થયુ એનો કાઈ પત્તો લાગતો નથી પણ એ ા ઈ સ ૧૨૨૬ (સ ૧૨૮૨) કાર્તિક સુદિ ૧૫ ને દિવસ મડલી ગામના મૂલેશ્વરના મ ના સ્થાનાધિપતિ વેદગર્ભગશિને નતાઉન ગામનુ દાન આપ્યુ છે,[2] એ જોતા સ ૧૨૮૩ પહેલા ભીમદેવે પોતાનુ રાજ્ય મેળવ્યુ છે એટલુ નક્કી આ મડલીગામ વઢિયારમા આવ્યુ છે અને ગુજરાતના સોલકી વશના મૂળ પુરુષ મૂળરાજે ત્યા સ્થાપેલા મહનારદેવ મૂલેશ્વરદેવ, જેને મૂળરાજે પોતે ઈ સ ૯૮૭ (સ ૧૦૪૩) માં ાન આપ્યુ તેને જ આ દાન અપાયેલુ છે આ ાનપત્રના લેખકનુ નામ છે કાયસ્થ અક્ષપટલિક સોમસિહ અને દૂતકનુ નામ છે મહામધિવિગ્રહિક ઠ ી વાડૈર

ઈ સ ૧૨૩૧ (સ ૧૨૮૭) મા પણ મડલીના આ મઠપતિ વેદગર્ભરાશિ જ સ ૧૨૮૦ ના લેખમા હેના આનલેશ્વર અને

1 જુઓ ઇ એ , પૃ ૧ , ગુ ઐ લે ન ૧૬૬
2 જુઓ ઇ એ ૬, પૃ ૨૦૧ ગુ એ લે ન ૧૬૭

સલખણેશ્વરની પૂજા વગેરે માટે તથા સત્રાગારમા બ્રાહ્મણોના ભોજન માટે વર્ધિપથકનુ જ દેવાઉ નામનુ ગામ ભીમદેવે આપ્યુ છે. આ દાનપત્રના લેખક અને દૂતક સ. ૧૨૮૩ ના દાનપત્રવાળા જ છે. વળી એ જ વેદગર્ભરાશિને ઈ સ. ૧૨૩૨ (સ. ૧૨૮૮) ભાદરવા સુદિ ૧ને દિવસે ભીમદેવે અણહિલપાટકમા નાહીને ચરાચરગુરુ ભગવાન ભવાનીપતિને પૂજીને ઉપર કહેલા દેવોની જ પૂજા માટે તથા સત્રાગારમા ભટ્ટારકો ( શૈવ સાધુઓ )ના ભોજન માટે દાન આપ્યુ છે.[1] આ દાનપત્રના લેખક અને દૂતક એના એ જ છે.

મડલીના આ મઠપતિ પાશુપતાચાર્ય વેદગર્ભરાશિ માટે ભીમદેવને બહુ માન હોય એમ લાગે છે કારણ કે ઉપરના બે ઉપરાંત ઇ. સ ૧૨૩૮ ડિસેમ્બર (સ. ૧૨૯૫ માર્ગશીર્ષ સુદિ ૧૪) ને દિવસે પણ એ જ વેદગર્ભરાશિને સોલકી રાણા લૂણપસાકના પુત્ર રાણા વીરમે સુસડીમા બધાવેલ વીરમેશ્વરદેવ તથા શ્રીસુમલેશ્વર-દેવના નૈવેદ્ય પચોપચાર પૂજા માટે દાન આપેલું છે.[2] આ દાનપત્ર-ના લેખક અક્ષપટલિક સોમસિહ અને દૂતક ઠ વયજલદેવ છે. આ દાનપત્રના પહેલા પતરા ઉપર ભીમદેવની રાણી સુમલદેવીની સહી છે. એ રાણીના નામ ઉપરથી જ સુમલેશ્વર મહાદેવ સ્થાપવામા આવ્યા હશે પાશુપતાચાર્ય વેદગર્ભરાશિને ઘણા શૈવમદિરોનો વહીવટ સોંપ્યો હોય એમ આ ઉપરથી જણાય છે

ભીમદેવના સમયનુ છેલ્લુ દાનપત્ર ઈ. સ ૧૨૪૦ (સ ૧૨૯૬) નુ મળ્યુ છે,[3] જેમાં એ જ વેદગર્ભરાશિને પોતાના માતાપિતાના તથા મહારાણી સુમલદેવીના પુણ્યાર્થે સં. ૧૨૮૮ના દાનપત્રવાળા વીરમેશ્વર અને સુમલેશ્વરના નૈવેદ્ય પૂજા વગેરે માટે ગામનુ દાન આપ્યુ છે.

---

૧ જુઓ ઇ. એ. ગ્ર. ૬, પૃ. ૨૦૩, ગુ. ઐ લે ન. ૧૮૬.
૨ એજન પૃ ૨૦૫, ગુ. ઐ. લે ન. ૨૦૧.
૩ એજન પૃ એ જ ગુ. ઐ. લે ન. ૨૦૨.

જિલ્લામાં ભીમદેવના ચોહાણ સામન્ત ધાંધલદેવનું રાજ્ય હતું એમ નિશ્ચય થાય છે. નડૂલના ચોહાણ વંશના કીર્તિપાલથી જાલોરની શાખા ચાલી રહી છે આ કીર્તિપાલ અને એનો પુત્ર સમરસિંહ જે ભીમદેવનો સસરો થાય તેઓ પણ ભીમદેવના સામંત હતા

બીજો મોટા સામંત તે આબુનો પરમાર રાજા ધારાવર્ષ ઈ. સ. ૧૨૨૦ (સં. ૧૨૭૬) સુધી ચંદ્રાવતીની ગાદી ઉપર હતો અને ભીમદેવથી સ્વતંત્ર થવાનો એણે પ્રયત્ન કર્યો ન હતો ધારાવર્ષ પછી એનો પુત્ર સોમસિંહ ચંદ્રાવતીની ગાદી ઉપર બેઠો ઈ. સ. ૧૨૩૧ (સં. ૧૨૮૭)ની આબુના તેજપાળ મંદિરની પ્રશસ્તિમા આ સોમસિંહને મહામંડલેશ્વર જ કહેલ છે,[1] એ જોતાં એણે પણ ભીમદેવથી સ્વતંત્ર થવાનો પ્રયાસ કર્યો નથી

એ ઉપરાંત રાણક આનાના પુત્ર લૂણપસાકનો પુત્ર વીરમ પણ ભીમદેવનો સામંત હોય એમ લાગે છે. આ રાણો લૂણપસાક અજયદેવે નીમેલો માળવાનો દંડનાયક હતો એ ઉપર આવી ગયું છે અને ઈ. સ. ૧૨૩૯ (સં. ૧૨૯૫) ના લેખ ઉપરથી આ વીરમ ભીમદેવનો સાળો હોય અને લૂણપસાક સસરો હોય એવો માર્ગ નકે છે.

અહીં એક વસ્તુ ખાસ નોંધવા જેવી છે કે ભીમદેવે એના કોઈ પણ પૂર્વજ કરતા વધારે દાન આપ્યા છે. એના સમયના કુલ અઢાર લેખ મળ્યા છે અને પાંચ ગ્રન્થપ્રશસ્તિઓ મળી છે, અલબત્ત; વાઘેલા વંશના તથા એના મંત્રીઓ વસ્તુપાલ–તેજપાલના લેખોને આમાં ગણનામા નથી લીધા

૧ પ્રા. જૈ. લે. સં. લેખાંક ૬૫, ગુ. ઐ. લે. નં. ૧૬૮.

# પ્રકરણ ૧૭મુ

## વાઘેલા સામત લવણપ્રસાદ અને એનો પુત્ર વીરધવલ

ભીમદેવ ।। સામતોમા જેનો વૃત્તાન ભીમદેવના વૃત્તાતને લગભગ ઉડાડી દઈને જૈનપ્રબધોમા વિસ્તારથી આપેલો છે તે વાઘેલા સામત લવણપ્રસા૰ અને એના પુત્ર વીધવલનો ૫ક્ષિપ્ત વૃત્તાન્ત અહીં આપ્યો છે

### પૂર્વવૃત્ત

પ્રબધોમા લખ્યુ છે - ધવલનો પુત્ર અર્ણોરાજ ઉર્ફે આનાક નામે મોનળી વશનો એક રજપૂત કુમારપાલનો માસીનો દીકરો થાય તેને કુમારપાને એની સેવાથી ખુશ થઈ સામતપદ અને ભીમપલ્લી કે વ્યાઘ્રપલ્લી નામનુ ગામ આપ્યુ હતુ [1] સુ સ મા ગામનુ નામ ભીમપલ્લી લખ્યુ છે, પણ પ્ર. ચિ મા વ્યાઘ્રપલ્લી ઉપરથી એ વશનુ વાઘેલા નામ પડ્યુ એમ લખ્યુ છે [2] એ જોતા આનાક જે ગામનો ધણી હતો તે ગામનુ નામ વ્યાઘ્રપલ્લી હોવુ જોઈએ

### આનાક વાઘેલાવશનો મૂળપુરુષ

આ આનાક કુમારપાળની સેનામા હમેશા રહેતો અને મૂળરાજ બીજાના મરણ પછી દુષ્ટ અમાત્યો અને કેટલાક માંડલિકો ભીમ ગાદીએ બેસે એની વિરુદ્ધ હતા, પણ આનાકે ભીમને તરફદાર રહીને

---

૧ પ્ર ચિ પૃ ૧૯૮ તથા—

चुलुक्यकुल्यकान्तारगज श्रीधवलांगज । रिपुसर्पसुपर्णोऽभूदर्णोराजमहीभुज ॥
मयायौ विक्रमाक्रान्तमनसा घनसाहस । अकारि कारण श्रीणां भीमपल्लीपुरप्रभु ॥

સુ સ સ. શ્લો ૧૫ અને ૧૮

૨ પ્ર ચિ પૃ ૨૦૬

એને ગાદી અપાવી તથા દુષ્ટોનો નાશ કર્યો એમ પ્રબંધોમાં કહ્યું છે.[1] અસલમાં ભીમ તરફ કોનો કઈ જાતનો વિરોધ હતો અથવા આનાકે ખરેખર શું કર્યું એની વિગતો કોઈ પ્રબંધમાં આપી નથી. પણ આનાક ભીમનો વફાદાર સામંત હતો એટલું તો પ્રબંધોના કથન સ્પષ્ટ દર્શાવે છે આનાકે યુદ્ધમાં રણસિંહને માર્યો એમ વિ. સં ૧૨૫૫ સ. ૧૩૧૧ )ની ડભોઈની પ્રશસ્તિ ( શ્લો. ૧૦ )માં કહ્યું છે[2] પણ આ રણસિંહ કોણ હતો એનો પત્તો નથી.

## લવણપ્રસાદ

આનાકને લવણપ્રસાદ નામનો પુત્ર થયો, એ પણ ઘણો પરાક્રમી હતો[3] એણે પોતાના પરાક્રમથી પોતાનું મંડલ વધાર્યું અને પોતાના પિતામહ ધવલના નામ ઉપરથી ધવલક્ક (હાલનું ધોળકા) ગામ વસાવી ત્યાં રાજધાની સ્થાપી. આ લવણપ્રસાદને મદનરાજ્ઞી[4]થી વીરધવલ

---

૧ कुशमात्यनिषिद्धस्य येनास्तिप वर्जीयसा ।
राज्यं ते मत्प्रसादानामनृणीकारकारणम् ॥ સુ. સં. સ. ૩ શ્લો. ૧૯.
धवलस्य सुतेनापि तेन कृष्णानुकारिणा ।
राष्ट्रं निष्कण्टकीर्तुमारेभे सुभटेन तत् ॥
કી. કૌ. સ ૨, શ્લો. ૬૩ એ ઉપરાંત શ્લો. ૬૨. જે પહેલાં પૃ. ૩૫૮. ટિ ૧ માં ટાંક્યો છે તે તથા શ્લો. ૬૬ જુઓ અને વ. વિ સ. ૩, શ્લો ૩૮–૩૯

૨ એ. ઇ. ગ્રં ૧, પૃ ૨૫, ગુ ઐ. લે. નં. ૨૧૫.

૩ तत्पुत्र प्रसरत्कीर्तिपताकाचुम्बिताम्बर ।
श्रीलावण्यप्रसादोऽस्ति प्रासाद शौर्यसंपदः ॥ એજન શ્લો ૬૭

૪ આ મદનરાજ્ઞી વિશે પ્ર ચિં (પૃ ૨૦૬)માં લખ્યું છે કે એની બહેન મરી જતાં એના બનેવી દેવરાજનો બહોળો ઘરવ્યવહાર નભતો નથી એ જોઈને એનો નિર્વાહ કરવા માટે પતિ લવણપ્રસાદની રજા લઈને મદનરાજ્ઞી બનેવીને ઘેર વીરધવલને સાથે લઈને ગઈ ત્યાં એને રૂપાળી અને સ્પૃહણીય ગુણવાળી જોઈને પોતાના ઘરમાં દેવરાજે બેસાડી. લવણપ્રસાદને આ વાતની ખબર પડી ત્યારે પહેલાં તો એને મારવાનો વિચાર

નામે પુત્ર થયો એ વીરધવલ જુવાન થયો એ અરસામાં ભીમદેવના રાજ્યને મંડલિકો દબાવતા જતા હતા એ જોઈને પોતે સ્વતંત્ર થઈ જવું કે પોતાના પિતા આનાક પેઠે ભીમદેવને વફાદાર રહીને જ અને તેટલી પોતાની જાગીર વધારવી એ મોટો પ્રશ્ન લવણપ્રસાદ આગળ ઊભો થયો અત્યારે સ ન બી કી વગેરે જે જે સાધનો મળે છે તે લવણપ્રસાદ અને એના પુત્રના આશ્રિતોના લખેલા હોઈને એ પરથી કે ભીમના પોતાના ઉત્કર્ષ તેમજ સિવાય એના પક્ષનું કાંઈ લખાણ નથી, એટલે લવણપ્રસાદે તથા એના પુત્રે ખરેખર કેવું વર્તન લીધેલું એ કહેવું મુશ્કેલ છે છતાં એટલું તો ચોક્કસ છે કે “રાણા ભીમના રાજ્યને બળવાન મંત્રીઓએ અને મંડલિકોએ વહેંચી લીધું” એમ જે ગી મેં (સ ૭ નો ૧) છે કે તે મંડલિકોમાં એના આશ્રયદાતા પણ આવી જાય છે મ પુ કે ભીમદેવના રાજ્યના આરંભમાં એટલે ઈ સ ૧૧૭૮ (સં ૧૨૩૪)માં જે વ્યાઘ્રપલ્લી કે ભીમપલ્લી જેવા એક ગામનો ધણી હતો તેનો પુત્ર ઈ સ ૧૨૨૦ (સં ૧૨૭૬)માં ધોળકાથી ખંભાત સુધીની વિશાળ જાગીરનો ધણી થઈ ગયો છે, છતાં લવણપ્રસાદ વીરધવલે સ્વતંત્ર થવાની ઇચ્છા નથી કરી અને વળી ફરી ભીમદેવના મંડલિકોમાં આથી વધારે સત્તાશીલ થઈ પડ્યા છે ઈ સ ૧૨૧૯ અને ૧૨૨૪ (સં ૧૨૭૫ અને સં ૧૨૮૦) વચ્ચે ભીમદેવને ગાદી ઉપરથી ઉઠાડી કાઈ જયંતસિંહ પાટણની ગાદી પચાવી પાડ્યાની વાત પરના કરી કે એ વખતે એ જયંતસિંહ સામે લડી અને ફરી પાછા ભીમદેવને ગાદીએ બેસાડવા પોતે જ પાટણની ગાદી

કરી પણ પછી વીરધવલ તેનો અતિશય પ્રેમ જોઈને મારવાનો વિચાર પડી વાળ્યો અને વીરધવલ સમજણો થતા માતાના વૃત્તાન્તથી ગભરાઈ પિતા પાસે આવીને રહ્યો

૫ મોટા રજપૂતોમાં આ રીતે બીજાની પત્નીને રાખી રાખે અને ૧ મળ બની ગયેલી ને એ વિચિત્ર તો છે જ પણ અસંભવિત કેમ કહેવાય?

ઉપર ચડી બેસવું એ પ્રશ્ન પણ ઉગ્ર રૂપમાં લવણપ્રસાદના મન આગળ ખડો થયો હશે એમ કીર્તિકૌમુદીમાં આપેલા નીચેના રમણીય કલ્પનાત્મક વર્ણન ઉપરથી લાગે છે. સોમેશ્વર કહે છે કે[1] "એક વખત રાતમાં લવણપ્રસાદને સ્વપ્ન આવ્યું અને એમાં એણે શ્વેત વસ્ત્રધારી–હાથમાં શ્વેત માળા ધારણ કરેલી સુંદર સ્ત્રીને જોઈ, અને તું કોણ છે એમ એને પૂછતાં એણે કહ્યું કે 'હું ગુર્જર રાજ્યલક્ષ્મી છું અત્યારે ગુર્જર દેશમાં જે ચક્રવર્તિપદે છે તે બાળક હોઈને શત્રુઓના લશ્કરોને રોકી શકતો નથી અને જે મંત્રીઓ તથા મંડલિકો છે તેઓ મને–પોતાના ધણીની સ્ત્રીને પોતાની કરવા ઇચ્છે છે. અને આ સ્થિતિમાંથી મારો ઉદ્ધાર કરે એવો કોઈ હાથ દેખાતો નથી. પરિણામે જ્યાં હાથીઓના પગની ધૂળની ડમરી ઊડતી હતી ત્યાં રાતમાં શિયાળવાં બોલે છે. આ રીતે પોતાના એટલે મંડલિકોના અને બહારના શત્રુઓના લશ્કરોથી જે હું હણાયેલી છું તે મારો–ગુર્જર રાજધાનીનો ઉદ્ધાર કર.' લવણપ્રસાદે ગુર્જર રાજ્યની આ કલ્પિત પ્રાર્થના સ્વીકારીને એટલે કે આવેલી તકનો લાભ લઈને પાટણની ગાદી ઉપર ચડી બેસવાનો વિચાર ગમે તે કારણથી પણ જતો કર્યો કદાચ બીજા મંડલિકો પાટણની ગાદી સહેલાઈથી નહિ પચવા દે એમ ધાર્યું હોય કે વફાદારી ઉપર દૃઢતા રાખી હોય કે બન્ને હેતુ હોય; ગમે તેમ પણ એણે કે એના પુત્રે પાટણની ગાદી ઉપર કે મહારાજાધિરાજપદ ઉપર નજર ન કરી અને મહામંડલેશ્વર પદથી સંતોષ રાખ્યો એટલું ચોક્કસ છે[2]

---

૧ જુઓ કી. કૌ. સ. ૨, શ્લો. ૮૯ થી ૧૦૭

૨ જુઓ આબુના લૂણીગવસહીની સં. ૧૨૮૭ ની પ્રશસ્તિ જેમાં ભીમદેવને મહારાધિરાજ કહેલ છે અને એની કૃપાથી જેને ગુર્જરત્રા મંડલમાં મહામંડલેશ્વર–પદ મળ્યું છે એ રીતે લવણપ્રસાદ વિષે કહેલ છે જુઓ પ્રા. જૈ. લે. સં. લેખાંક ૬૫, ગુ. ઐ. લે. નં. ૧૬૮.

## લવણપ્રસાદ સર્વેશ્વર

સુકૃતસંકીર્તનમાં ભીમે લવણપ્રસાદને સર્વેશ્વર-પદ આપ્યું અને એના પુત્ર વીરધવલને યુવરાજ-પદ આપ્યું એમ લખ્યું છે[1] આ સર્વેશ્વર પદનો ઉલ્લેખ પ્રબંધોમાં અને સોમેશ્વર લખેલા ગિરનારના લેખોમાં જ મળે છે ગમે તેમ પણ સર્વેશ્વર-પદ સાથે લવણપ્રસાદ-વીરધવલને મરાઠી ઇતિહાસના પેશ્વા જેવી સત્તા મળી હો એમ પ્રબંધોના વર્ણનો ઉપરથી ફાર્બસે તથા બુલ્હરે તર્ક કર્યો છે[2] તે સમગ્ર ગુજરાત માટે નહિ તો અમુક ભાગ માટે સત્ય લાગે છે આબુના લેખોમાં લવણપ્રસાદને 'મહામંડલેશ્વર' કહેલ છે ત્યારે વળી ગિરનારના ઈ સ ૧૨૩૨ (સં ૧૨૮૮)ના વસ્તુપાલના મંદિરના લેખોમાં લવણપ્રસાદને 'મહારાજાધિરાજ' કહેલ છે[3] વસ્તુસ્થિતિ સૂચક છે ખરી

છતાં ગિરનારના સં ૧૨૮૮ના લેખ ઉપર આધાર રાખી ઈ સ ૧૨૩૨ (સં ૧૨૮૮)માં લવણપ્રસાદ-વીરધવલ સ્વતંત્ર થયા હોવાનો બુલ્હરે તર્ક કર્યો છે તે બરાબર નથી, કારણ કે ઈ સ ૧૨૩૯ (સં ૧૨૯૫)માં ખંભાતમાં લખાયેલા એક જૈન પુસ્તકની સમાપ્તિમાં વીરધવલના પુત્ર વીરમદેવ 'મહામંડલેશ્વર રાણક' પદવી જ લગાડેલી છે[4] એ જોતાં

---

૧ गृहाण विग्रहोन्मुख सर्वेश्वरपदं मम ।
युवराजोऽस्तु मे वीरधवलो धवलो गुणैः ॥ સુ સં સ ૩, શ્લો [illegible]
તથા પ્ર ચિં પૃ ૨૦૧, જેમાં લવણપ્રસાદને ભીમદેવના રાજ્યનો સર્વ ભાર ઉપાડનાર કહેલ છે

૨ જુઓ બુલ્હરનું અરિસિંહ પૃ ૧૮

૩ પ્રા લે સં લેખાંક [illegible]

૪ જુઓ પાટણના સંઘવીના પાડાની તાડપત્રની પ્રતના સમાપ્તિવાક્યનો વસંતવિલાસની પ્રસ્તાવનાના પૃ ૧૧ ટિ ૨ માં ઉતારો તથા જૈ પુ પ્ર સં નં ૧૯૬

જોતા એનો પોતાના બ્રાહ્મણ વર્ગ તરફ પક્ષપાત હોવાની હકીકત અહીં નોંધી લેવી જોઈએ કે

## સુરાષ્ટ્રમાં વઢવાણ નજીક લડાઈ

લવણપ્રસાદને વઢવાણ નજીક કોઈ બળવાન શત્રુ સાથે લડાઈ થઈ હોવાનું સૂચન ઈ સ ૧૨૫૫ (વિ સ ૧૩૧૧)ની જોઈની પ્રશસ્તિમાથી નીકળે છે,[1] પણ એ પ્રશસ્તિ લખનાર સોમેશ્વરે કીર્તિકૌમુદીમા આ વાત નોંધી નથી હવે પાછળના પ્રબંધોમા પાંચ ગામની લડાઈની એક વાત છે આ લડાઈ લવણપ્રસાદ અને વીરધવલના સમગ્ર શોભનદેવ વચ્ચે થઈ હતી એમ પ્ર ચિં (પૃ ૧૨૯)મા કહ્યું છે, જ્યારે ચતુર્વિંશતિ પ્રબંધ (પૃ ૨૧૩)મા પંચગ્રામ આગળ ભીમસિંહ અને લવણપ્રસાદ વીરધવલ વચ્ચે યુદ્ધ થયું હતું એમ કહ્યું છે જ્યારે વામનસ્થળીના આગળ, વઢવાણ અને ગોહિલવાડી (ગોહિલવાડ?)ના રાજાઓને હરીને આવતા વીરધવલ સાથે વીરધવલના સાંગણ અને ચામુંડ નામના સાળાઓને યુદ્ધ થયું હોવાનું ચ પ્ર (પૃ ૨૧૦-૨૧૧)મા કહ્યું છે એ ગ્રન્થોના વીરધવલની રાણી જયતલદેવી પોતાના બાપને તથા ભાઈઓને સમજાવવા જાય છે પણ નિષ્ફળ થઈને પાછી આવે છે એવું વર્ણન છે ભીમસિંહ સાથની લડાઈમા પહેલાં અવિ છે કે જેમા ભીમસિંહે ભદ્રેશ્વરથી સંતુષ્ટ રહેવું એવી શરત રાખે છે અને પાછળથી વાગ મગના એને ઉખેડી નાખે છે અને વામનસ્થળીના આગળની લડાઈમા સાળાઓને મારી વામનસ્થળીમા સાળાઓના પૂર્વજોએ એકઠું કરેલું ધન લૂટી લે છે એમ ચ પ્ર મા કહ્યું છે[2] પ્રબંધોના આ વર્ણન ગૂંચવાયેલા અને પરસ્પર વિરોધી હોવાથી ઐતિહાસિક હકીકત

---

1 જુઓ ડે હ ગ્ર ૧, પૃ ૨૬ ગુ ઐ લે ન ૨૧૫ પ્રશસ્તિનો શ્લો ૧૩

2 ચ. પ્ર (પૃ ૨૧૧)મા વામનસ્થળીમાથી વીરધવલને મળેલી લૂટની વિગતો નીચે પ્રમાણે આપી છે ચૌદસો દિવ્ય ઘોડા, કોટિ સંખ્યામા સોનું પાંચ હજાર તેજસ્વી ખીંટ ઘોડા, બીજું પણ મોતી રત્નો વગેરે લીધું

શોધવામા ઘણા ફાફા મારવા પડે છે એટલી વાતો સાચી જ છે કે ઈ. સ ૧૨૩૨ (સ ૧૨૮૮) મા લવણપ્રસાદને અધીન સુરાષ્ટ્ર દેશ હતો. એના ગિરનારના લેખથી એ હકીકત ચોક્કસ જણાય છે અને ભીમદેવની નામેદારી કબૂલ કરતા હોવા છતા સુરાષ્ટ્રના જૂના ગરાશિયાઓ લવણપ્રસાદની સામે થયા હોય એ તદ્દન સભવિત છે વળી સુરાષ્ટ્રના ભીમસિહનો તથા પચગ્રામ આગગની લડાઈનો ઉલ્લેખ સમકાલીન હમ્મીરમદમર્દનમા[1] મળે છે અને વટવાણ આગળ લડાઈ થવાનુ ઉપર કહેલા ઉત્કીર્ણ લેખમા કહ્યુ છે, પણ આ ભીમસિહ[2] કોણ હતો એ જાણવાની દિશામા અચાનક વથળીમાથી મળી આવેલા એક ઉત્કીર્ણ લેખે થોડો પ્રકાશ નાખ્યો છે આ લેખ સારગદેવના વખતનો ઘણુ કરી ઈ. સ ૧૨૯૦ (સં. ૧૩૪૬) નો અધૂરો છે જેમાથી પ્રસ્તુત સમયને લગતી નીચેની ઐતિહાસિક હકીકત મળે છે એ લેખમા લખ્યુ છે કે ગષ્ટ્રકૂટ વશના એક ઉદ્દાલ નામના બહાદુર યોદ્ધાને ચૌલુક્યવશના લવણપ્રસાદે પોતાનો પ્રતિનિધિ સૌરાષ્ટ્રમા નીમ્યો હતો આ ઉદ્દાલનો પુત્ર જૈત્રસિહ અને એનો પુત્ર ભીમસિંહ વીરધવલનો સમકાલીન હશે હવે વામનસ્થળીનો એક બીજો વીરપુરુષ જગતસિહ જેણે મડલિકને હરાવ્યો હતો અને પોતાની માતા વીઝલદેવીના નામથી વીંઝલેશ્વરનુ મન્દિર વામનસ્થળીમા બધાવ્યુ હતુ એના ભાઈ અગિસિંહના પુત્ર ક્ષેમાનદને વીરધવલે પોતાની પુત્રી પ્રીમલદેવી પરણાવી હતી અને ક્ષેમાનદ પ્રીમલદેવીનો પુત્ર વિજયાનદ ઉપર કહેલા ભીમસિહની પુત્રી નાગલદેવીને પરણ્યો. આ વીરધવલનો દૌહિત્ર વિજયાનદ વામનસ્થળીનો રાજા હતો અને એના બે પુત્રોમા એકનુ નામ તેજસિંહ હતુ[3] હવે પ્રસ્તુત ઉત્કીર્ણ લેખમાથી મળેલી આ હકીકતના પ્રકાશમા

---

૧ જુઓ હમ્મીરમદમર્દન અ. ૧, પૃ ૭ તથા અ. ૨, પૃ. ૧૧.

૨ શ્રી. મુનશી પણ આ ભીમસિહ કોણ હતો એ નક્કી કરી શકયા નથી (જુઓ 'ગ્લોરી ધેટ વોઝ ગુર્જરદેશ' પૃ. ૨૧૫)

૩ જુઓ ગુ. ઐ લે ન. ૨૨૫.

પ્રબંધોના ઉપર ઉતારેલા બધા કથનોને તપાસતાં એમ લાગે છે કે પહેલાં લવણપ્રસાદે જ વઢવાણમાં ભીમના ઉદયનના પૌત્રે પાછળથી વીરધવલની સત્તાને અવગણીને રતનના વારણ કરવા માંડી હશે એટલે વીરધવલે લડાઈ કરીને એની સત્તા છીનવી લીધી અને જગતસિંહના ભાઈ અમરસિંહની પુત્રી પરણાવી તથા એને વામનસ્થળીનો પુત્ર ક્ષેમાનંદને પોતાનો રાજા બનાવ્યો પાછળથી ભીમસિંહે જ વીરધવલના ચૌહાણ વિજયાનંદે પોતાની પુત્રી નાગલદેવી આપી સૌરાષ્ટ્રમાં બે રાજવંશો વચ્ચે સમાધાન કરી દીધું સારંગદેવના વખતમાં પણ આ વિજયાનંદ જેવા મનસ્થળીનો મહામંડલેશ્વર હતો એ આગળ જોઈશું. બધું જોતાં વળી એમ પણ લાગે છે કે લવણપ્રસાદ અને વીરધવલ વઢવાણ[૪] આગળ એના મોટી લડાઈ થયા પછી તરત આગે સૌરાષ્ટ્રમાં પાછળની મુલકગીરી જેવો કશો મારી આણી હોય અને એ રીતે મોટી લૂંટ લઈ આવી એઓએ ધોળકાને સમૃદ્ધ કર્યું હોય[૫] એટલી વાત સંભવિત છે

## ઉપરના યુદ્ધનો સમય

ઉપર કહેલ પંચગ્રામ કે વઢવાણ આગળની લડાઈનો સમય નક્કી કરવો મુશ્કેલ છે, પણ ઈ સ ૧૨૨૦ (સં ૧૨૭૬)માં લવણપ્રસાદે વસ્તુપાલને મંત્રી નીમેલ છે અને વસ્તુપાલ એ યુદ્ધ વખતે સાથે હતા એમ હમ્મીરમદમર્દનમાં તથા ચ પ્ર માં કહ્યું છે એ સાચું હોય તો ઈ સ. ૧૨૨૦ (સં ૧૨૭૬) પછી અને ઈ સ. ૧૨૨૧ (સં ૧૨૭૭)માં વસ્તુપાલે નિર્વિઘ્ને શેત્રુંજા ગિરનારની યાત્રા કરી છે માટે એ પહેલાં એ યુદ્ધ થયું હોવું જોઈએ

## મુસલમાનો સાથે યુદ્ધ

આ ઉપરાંત ખંભાત આગળ લવણપ્રસાદે કોઈ મુસલમાન લડાઈનો સામનો કર્યો હોય એમ ઈ. સ. ૧૨૫૫ (સં ૧૩૧૧)ની ડભોઈની પ્રશસ્તિમાં

---

૪ પંચગ્રામ વઢવાણ આગળ જ હોય તો (ઈ સ ૧૨૫૫) વિ સં ૧૩૧૧ના લેખનો તથા હમ્મીરમદમર્દન વગેરેના ઉલ્લેખોનો મેળ મળી રહે

૫ [illegible] ચ પ્ર. પૃ ૨૧૧

કહેલુ છે[1] હવે ખભાત આગળ કોઈ મુસલમાન લડાઈ થઈ હોવાને પત્તો મુસલમાની ઇતિહાસોમાથી મળતો નથી.[2] પણ ડભોઈ-પ્રશસ્તિ વચન સ્પષ્ટ હોવાથી કોઈક મુસલમાન ટોળીને લવણપ્રસાદે હરાવ હોય એ સંભવિત નથી

**ખભાતના સૂબા તરીકે વસ્તુપાલની નિમણૂક**

ઈ સ ૧૨૫૦-૫૧ (સં ૧૨૭૬-૭૭)મા જ લાટની હદમા આવેલ ખભાતને અચાનક છાપો મારીને વીરધવલે પોતાને કબજે કરી લીધુ,[3] પણ ત્યા લાટના રાજાના પક્ષના માણસો કોઈ તોફાન ન મચાવે ચાચિયા વગેરેના ત્રાસથી મુક્ત રહીને વેપારીઓ સારી રીતે દરિયાઈ વેપાર પણ કરી શકે, એવી લોકોમાં સુખશાતિયુક્ત વ્યવસ્થા સ્થાપે તથા કદાચ લાટનો રાજા ચડી આવે તો એની સામા પણ થાય એવા બાહોશ માણસની જરૂર છે એમ જણાતા વીરધવલે ઈ. સ ૧૨૫૨-૫૩ (સ. ૧૨૭૭-૭૮)મા વસ્તુપાલને ખભાત મોકલ્યો[4] અને વસ્તુપાલે ખભાતમા

---

૧ मत्येश्चेन्मनुजैरजेयमजयन्म्लेच्छाधिनाथ कथम् । ડભોઈની પ્રશસ્તિ શ્લો. ૧૭ એ જ પ્રશસ્તિના ૧૯ મા શ્લોકમા भुजस्तमेन स्तमेजितः શબ્દો છે એ ઉપરથી ખભાત આગળ લડાઈ થઈ હોવાનું અનુમાન કર્યુ છે

૨ જુઓ એ ઇ. ગ્ર ૧ મા ડભોઈની પ્રશસ્તિ ઉપર બુલ્હરનુ વિવેચન

૩ જુઓ —

इतश्च लाटभूपालभुक्तौ भूमिविभूषण ।
स्तम्भतीर्थमितिख्यातमास्तेऽतीन्द्रपुर पुरम् ॥
एकदा वीरधवल प्रसह्यासह्यविक्रम ।
तद्विगृह्य समादत्त लकामिव रघूद्वह ॥ વ. વિ. સ. ૪. શ્લો. ૧૭ અને ૨૪.

૪ વિ સ. ૧૨૭૯ થી તો વસ્તુપાલનો પુત્ર જયન્તસિંહ ખભાતનો અધિકારી હતો એમ ગિરનારના સ. ૧૨૮૮ ના લેખમા કહ્યુ છે (જુઓ ગુ. ઐ. લે. ન. ૨૦૮) એટલે વસ્તુપાલ એ પહેલાં ખભાતનો સૂબો હશે અને વસ્તુપાલે ખભાતનુ તત્ર વ્યવસ્થિત કર્યા પછી પોતાના પુત્રને સોપ્યુ હોય એ જ સભવિત છે. જુઓ કી. કૌ. સ. ૪, શ્લો. ૩ થી આગળ અને વ. વિ સ. ૫, શ્લો ૯.

બધા લોકોને સંતાષ આપે એવી વ્યવસ્થા કરી[૧]

### ચાર મારવાડી રાજાએ અને લવણપ્રસાદ

પણ વસ્તુપાલ ખભાત હતો ત્યાં લવણપ્રસાદ અને વીરધવલ ઉપર ચાર મારવાડી રાજાએ ચડી આવ્યા આ મારવાડી રાજાઓના નામ કોઈ પ્રબન્ધકાર આપ્યાં નથી, ફક્ત "ચાર મારવાડી રાજાએ ચડી આવ્યા" એટલુ મોઘમ લખ્યુ છે વળી પહેલા કોણે ચડાઈ કરી? દક્ષિણના દેવગિરિના યાદવ રાજા સિંઘણે કે મારવાડી રાજાઓએ? કી. કૌ મા પહેલા યાદવરાજા સિંઘણ ચડી આવ્યો અને 'બીજા રાજા સાથેની લડાઈમા લવણપ્રસાદ વીરધવલની ગૂંથાયેલા જોઈને ચાર મારવાડના રાજાએ ચડી આવ્યા' એમ લખેલુ છે[૨] જ્યારે વસંતવિલાસમા લવણપ્રસાદ ઉપર યાદવ રાજા ચડી આવ્યો હતો એવુ લખ્યુ જ નથી[૩] વળી કી કૌ મા પણ સિંઘણ સાથે લવણપ્રસાદને ખરેખર લડાઈ થયાનુ તો છે જ નથી એટલે મને જણાય છે કે સિંઘણની ચડાઈ લાટથી આગળ વધી નહોતી અને લવણપ્રસાદે યુદ્ધ કર્યા વગર જ કદાચ એણે લાટમા વિજય મેળવ્યો હતો એ જોઈને સિંઘણની બીકે મારવાડી રાજાઓએ સાથે સધિ કરી છે, એમ મને લાગે છે, પણ કી કૌ કારે આશ્રયદાતાની મહત્તા વધારવા એમ સાથે બધા ચડી આવ્યા એમ વર્ણન કર્યું છે વસ્તુત વસ્તુપાલ ખભાતમા હતો ત્યારે મારવાડી રાજાએ લવણપ્રસાદ ઉપર

---

૧ કી કૌ સ. ૪ શ્લો ૮ થી ૪૧ અને વ વિ સ. ૫ શ્લો ૭ થી ૧૪

क्षितिपान्तरविग्रहप्रसक्तौ पितृपुत्रावथ विग्रहीतुमेतौ ।

निरितामरुराजिरचतुर्भिर्मरुभूप सहसोपचक्रमात ।

કી કૌ સ. ૪, શ્લો ૧૫

૩ लूणप्रसादनृपतावथ साकं मारव बलमवद्भिरुदीति ।

तत्र वीरधवलोपि बलोचक्राऽवरिनिगम स जगाम ॥

વ વિ સ. ૫ શ્લો ૧૫.

૨૮

ચડી આવ્યા એટલી હકીકત ઐતિહાસિક લાગે છે. આ ચારમાં એક તો જાલોરનો ચોહાણ રાજા ઉદયસિંહ હોવાનો સંભવ છે, અને લવણપ્રસાદે નડૂલના નાયક ઉપર તલવારનો ઘા કર્યો હતો એમ જે કી. કૌ. માં કહ્યું છે[1] તે આ ચડાઈ વખતે બન્યું હશે.[2] બીજો કદાચ એનો ભાઈ સહજસિંહ હશે. બાકીના બેમાં એક આબુનો પરમાર રાજા સોમસિંહ હોય અને ચોથો ગોડવાડ જિલ્લાનો ચોહાણ સામન્ત ધાંધલદેવ હોય એવું અનુમાન છે. આ ચારેય ભીમદેવના વફાદાર સામંતો હતા, એટલું જ નહિ, પણ પહેલા બે તો ભીમદેવના સાળા થાય, એટલે ભીમદેવનું રાજ્ય લવણપ્રસાદ ગળી જાય છે એવું જોઈને આ ચાર લવણપ્રસાદની સામે થયા હશે એવો મારો તર્ક છે.

## લવણપ્રસાદે મારવાડી રાજાઓ સાથે સંધિ કરી

પણ આ લડાઈનું કાંઈ પણ પરિણામ ન આવ્યું અને એમાં ન પહેલાં જયન્તસિંહે પાટણની ગાદી પચાવી પાડી, અને એ જોઈને મારવાડી રાજાઓ સાથે લવણપ્રસાદે સંધિ કરી હોય અને ભીમદેવે લવણપ્રસાદને સર્વેશ્વરપદ આપીને તથા લવણપ્રસાદે ભીમદેવના મંડલેશ્વર રહેવાનું સ્વીકારીને આ લડાઈનું સમાધાન કર્યું હોય એમ બધું જોતાં મને લાગે છે. મારવાડી રાજાઓ સાથે સંધિ કર્યાનું તો કી. કૌ. માં કહ્યું જ છે.[3]

## શંખ સાથે વસ્તુપાલનું યુદ્ધ

પ્રબંધોના કહેવા પ્રમાણે લવણપ્રસાદ વીરધવલને મારવાડી

---

૧ जघ्ने तेनासिदण्डेन गाढं नड्डूलनायकः ।
निर्घातेनेव तेनाजौ कम्पन्तेद्यापि भूभृतः ॥ કી. કૌ. સ. ૨. શ્લો. ૬૯.

૨ જાલોરના આ ચોહાણો મૂળ નડૂલના હોવાથી કી. કૌ. કારે એને નડૂલનો કહ્યો હશે કે નડૂલનો કોઈ બીજો સામન્ત ઉદ્દિષ્ટ હશે?

૩ सधाय बन्धुजनताजनितोपरोधाद्वीरैर्विरुद्धहृदयोऽपि समं नृपैस्तैः ।
स्वार्थी सनाद नगरी लवणप्रसादः ॥ કી. કૌ. સ. ૫, શ્લો. ૬૭.

### લવણપ્રસાદ અને ગોધરાનું યુદ્ધ

વ વિ મા નથી, પણ કી. કૌ. માં જે વખતે મારવાડી રાજાઓ ચડી આવ્યા તે જ વખતે 'તેઓ સાથે સંધિ કરીને ગોધરાના અને લાટના રાજાઓ લવણપ્રસાદની છાવણીમાંથી નીકળી[1] મારવાડીઓને મળી ગયા" એમ કહેલું છે આમાંથી લાટનો રાજા તે તો ઉપર જેની સાથેના યુદ્ધની વાત કરી તે શંખ જ, પણ ગોધરાનો રાજા કોણ અને એની સાથે શું થયું એ કાંઈ કી કૌ. મા તો કહ્યું જ નથી. હમ્મીરમદમર્દન (અ ૨)મા ગોધરાના રાજાનું નામ વિક્રમાદિત્ય લખ્યું છે ત્યારે ચ. પ્ર (પૃ ૨૧૭) મા ઘૂઘુલ નામ લખ્યું છે અને એ ઘૂઘુલ મંડલિક ગુજરાતમા બહારથી આવતી વણઝારોની લૂટ લેતો માટે એને વશ કરવા વીરધવલે મંત્રી તેજપાલને મોકલ્યો અને એણે ઘૂઘુલને કેદ કર્યો અને ત્યાં અઢાર કરોડ સોનું, ચાર હજાર ઘોડી વગેરે લૂટ કરી એમ લખ્યું છે, પણ એ ગ્રન્થનાં આવાં વર્ણન ગપ્પ-સરખા અને દંતકથાની રીતે કલ્પિત કથા જેવાં જણાય છે. તેજપાલે આવું પરાક્રમ કર્યું હોય તો સમકાલીન પ્રબંધોમાં નોંધાયા વગર ન જ રહે, માટે એ માનવા યોગ્ય નથી

### ગુજરાત ઉપર દેવગિરિના સિંઘણની ચડાઈઓ

ગુજરાત ઉપર દેવગિરિના રાજા સિંઘણે ભીમદેવના રાજ્યકાળમાં એક કરતા વધારે ચડાઈઓ કરી છે, પણ એ બધી લાટ દેશ ઉપર જ કરી હોય અને એથી આગળ સિંઘણ ન વધ્યો એમ પ્રબંધોના વર્ણનો તથા સિંઘણના શિલાલેખો ઉપરથી દેખાય છે

---

श्रीवस्तुपालसचिवादचिरात्प्रगष्ट शरास्तथा पथि विग्रलखाहवेग. ।
तत्पृष्ठपातभयभगुरचित्तवृत्ति श्वास यथा भृगुपुरे गत एव भेजे ॥
व. वि. स ६, श्लो १०९.

१ अथ गोद्रहलाटदेशनाथौ मरुनाथैर्निभृत निवद्धसंधी ।
विधुरे परिहृत्य तत्र मित्रद्वितय यत्कटकादुपेयतुस्तान् ॥
કી. કૌ. સ. ૪. શ્લો. ૫૭.

આ યાદવ સિંઘણનો રાજ્ય સમય ઈ સ ૧૨૧૦ થી ૧૨૪૭ (વિ સ ૧૨૬૭ થી ૧૩૦૩)નો છે[1] હેમાદ્રિએ પોતાના વ્રતખંડમા આપેલી રાજપ્રશસ્તિમાં જૈત્રપાલ કે સિંઘણની ગુજરાત ઉપરની ચડાઇનો ઉલ્લેખ નથી કર્યો પણ શક ૧૧૫૦ (ઈ સ ૧૨૨૮)ના આમે નામના ગામ પાસેથી મળેલા એક શિલાલેખમા સિંઘણ વિષે "ગુર્જરોને જર્જરિત કરી તથા ભરૂચના રાજાનુ માથુ ક્ષણમા કાપી લઈ સમુદ્રમા જેણે વિજયસ્તંભ રોપ્યો" એ રીતે લખ્યુ છે[2] એ ગુજરાત ઉપરની એકાદ ચડાઈને ઉદ્દેશીને લખાયુ છે એ તો નક્કી હવે ગુજરાતના પ્રબંધકારો કહે છે કે એક વાર સિંઘણે ભરૂચ ઉપર ચડાઈ કરી ત્યારે વસ્તુપાલ આમે નગરના ભરૂચના શંખે સિંઘણને હરાવીને પાછો કાઢ્યો, પણ બીજી વાર ચડી આવીને સિંઘણે નાખો કેદ કર્યો[3] હવે આમે ગામના શિલાલેખના 'માથુ કાપી નાખ્યુ' શબ્દોનો અર્થ 'હરાવ્યો' એમ કરીએ તો મેળનો મેળ બેસે છે[4]

### લવણપ્રસાદે સિંઘણ સાથે સંધિ કરી

અને ત્રીજી વાર ચડી આવ્યો ત્યારે મહામંડલેશ્વર લવણપ્રસાદે

---

૧ જુઓ સિંઘણનો પૂર્વ સમયનો ઇતિ સ પૃ ૧ તથા પરિશિષ્ટ ૨

૨ गुजरा जजरीकृत्य मत्क्रित्य शिर क्षणात् ।
भृगुकच्छाधिप (प)स्या ग स्तभो यनाधिरोपित ॥
આમેગાવ શિલાલેખ ન ૩ हेमाद्रि व्रत चरित्र, परिशिष्ट न १०

૩ निर्मदामकृत्न यादवसेना नर्मदाविपुलरोधसि शख ।
दूत रे तदिति जल्पसि नैतद्द्धनानि यदय समनाय ॥
વ વિ સ ૫, શ્લો ૪૨ એ ઉપરાંત તેજ સર્ગના શ્લો ૩૦ તથા ૪૧ પણ જુઓ અને કી કૌ સ ૪, શ્લો ૬-

૪ પ્રશસ્તિલેખોમાં આશ્રયદાતાના વિજયને મહત્તા આપવા હરાવ્યાને ઠેકાણે 'મારી નાખ્યો' લખ્યુ હોય તેના ઘણા દાખલા છે વળી શક સ ૧૧૬૨ વાળા શિલાલેખમા તથા ૧૧૫૦ ના બીજા શિલાલેખમા માત્ર ગુર્જરાનો દર્પ હરી નાખ્યો અને 'ગુર્જરાને જર્જરિત કર્યા' તેવા જ શબ્દ છે હેમાદ્રિ व्रत चरित्र, न १०

મહારાજાધિરાજ સિંઘણ સાથે સંધિ કરી[1] જેમાં 'પરસ્પર એક બીજાની ભૂમિ ઉપર ચડાઈ ન કરવી, પોતપોતાના દેશમાં રહેવું, એમાંથી એકના ઉપર કોઈ શત્રુ ચડી આવે તો એકને બીજાએ મદદ કરવી, એકના મહારવટિયાને બીજાએ ન સંઘરવો" વગેરે શરતો છે આ સંધિનું બરાબર પાલન થયું જણાતું નથી, કારણ કે શક સં ૧૧૫૨ (ઈ સ ૧૨૩૦)ના આંબેગામ ગામના શિલાલેખમાં સિંઘણ તરફથી પહેલા ચડાઈ કરનાર બ્રાહ્મણ સેનાપતિ ખોલેશ્વરનો પુત્ર રામ ગુર્જરો સાથે નર્મદાતીરે થયેલા યુદ્ધમાં મરણ પામ્યો એમ લખ્યું છે[2]

## સિંઘણની ચોથી ચડાઈ

આ છેલ્લી ચડાઈ વીરધવલના મરણ પછી ઈ સ ૧૨૩૯ થી ૧૨૪૧ (સ ૧૨૯૫ થી ૧૨૯૭) વચ્ચે થઈ હોવી જોઈએ અને એમાં યાદવ સેનાપતિ રામને મારનાર વીસલદેવ હોવા જોઈએ એમ એ પોતાને 'સિંઘણના સૈન્યરૂપી સમુદ્રને શોષી નાખનાર વડવાનલ' કહે છે[3] એ ઉપરથી લાગે છે. આ છેલ્લી સિવાયની સિંઘણની ચડાઈઓ ઈ. સ ૧૨૨૧ (વિ સ. ૧૨૭૭) પછી અને ઈ સ ૧૨૨૭-૨૮ (સ ૧૨૮૩-૮૪)ના કીર્તિકૌમુદી લખાયું તે પહેલાં થઈ છે સિંઘણની ગુજરાત ઉપરની ચડાઈનું વર્ણન કરતાં કીર્તિકૌમુદીકારે શત્રુનું સૈન્ય ચડી આવે છે એમ સાંભળતાં લોકોની કેવી સ્થિતિ થઈ એનું જે વર્ણન કર્યું છે તે એ જમાનાની લોકસ્થિતિનું સરસ ચિત્ર હોવાથી એનો સાર અહીં ઉતાર્યો છે.

---

૧ જુઓ લેખપદ્ધતિ પૃ ૫૨ નું યમલપત્ર.

૨ જુઓ આંબેગામનો શિલાલેખ શ્લો ૧૩. अत्रान्तरे महायुद्धमभूद्रामस्य गूर्जरैः તથા શ્લો. ૩૧-૩૨ આ સ. ઑ. ૭ વે સ ઑ ૩. હેમાદ્રિ પરિશિષ્ટ ૧૦ નં ૧.

૩ વીસલદેવનું સ. ૧૩૧૭ નું કડીનું તામ્રપત્ર ઇ. એ ગ્ર. ૬, પૃ ૨૧૧; ગુ. ઐ લે. નં ૨૧૯

શત્રુનું લશ્કર ચડી આવતા થતી લોકોની સ્થિતિ

'સિંઘાનું સૈન્ય ચડી આવે છે' એવું સાંભળતા ગુજરાતની રાજધાનીના લોકોની મનસ્થિતિ, સિંહનાદ સાંભળતા દિશાઓમાં ચારે ઘડીએ જોતી હરણીના મનની જેવી થાય તેવી ભયભીત થઈ ગઈ હવે કોઈ નવું કામ કરવાનો વિચાર કરતું નથી, કાઈ ખાન્ય ખરીદતું નથી, માણસનું મન ક્યાંય સ્થિર થતું નથી લોકોની નજર ગામ તરફ ફર્યા કરે છે (એમાં નાસી જવા માટે) જેમ શત્રુનું લશ્કર પાસે આવે છે તેમ તેમ લોકો જીવવી પાછળ પાછળ ભાગે છે

ગુજરાત ઉપર મુસલમાની હુમલા

સિંધની મુસલમાની સેનાએ ખાસખાની સરદારી નીચે ઈ સ ૧૨૨૪ (હિ સ ૬૨૦—વિ સ ૧૨૮૦)માં અણહિલવાડ પાટણને લૂટયું એમ તબકાતે નાસીરીમાં લખ્યું છે[1] અને મોટી લૂટ લઈને પાછી ફરતી એ સેનાને મેવાડના રાજા જૈત્રસિંહે હરાવી એનો ઉલ્લેખ સમરસિંહના આબુના શિલાલેખમાં[2] છે હમ્મીરમદમર્દન નાટકમાં મેવાડના જે જયતલ રાજાનો ઉલ્લેખ છે તે મેવાડનો રાજા આ જ જૈત્રસિંહ (ઈ સ ૧૨૧૩ થી ૧૨૫૩ સ ૧૨૭૦ થી ૧૩૦૯) આ જૈત્રસિંહ ભારે પરાક્રમી રાજા

श्रुतसिंघनसैन्यसिंहनादप्रसरा गूर्जरराजराजधानी ।
हरिणीव हरिमुग्धावलोव चकितान्तःकरणा मुहुश्चचार ॥
गृहमारभते न कोपि कर्तुं कुरुते कोपि न संग्रहं कणानाम् ।
अगधीरितवान्यमचयानां बहुमानं शकटेषु मानवानां ॥
समुपैति यथा यथा समीपं रिपुराजध्वजिनी समस्तमानी ।
परतः परतस्तया तथासौ जनता जातभयोच्चरया प्रयाति ॥
કી કૌ સ ૪ શ્લો ૪૩ થી ૪૯

૧ શવર્ટી ત તબકાતે નાસીરી પૃ ૨૯૪ ટિ

૨ तुरुष्कैर्यो गार्वज्रुभमोनि रम्भ भूमिमथ जैत्रसिंह ॥ શ્લો ૧૨
ઇ એ મ ૬, પૃ ૩૪૯, રાજપૂતાનેકા ઇતિહાસ ખ ૧, પૃ ૪૬૮

હતો, પાડોશી રાજાઓ સાથે તથા મુસલમાનો સાથે પણ એ ઘણી લડાઈઓ લડ્યો હતો ગુજરાતથી મેવાડને સ્વતંત્ર કરનાર આ જૈત્રસિંહ જ છે.

## મેવાડનો રાણો જૈત્રસિંહ અને વીરધવલ

હવે હમ્મીરમદમર્દનમાં લખ્યું છે કે મેવાડના આ જયતલે (જૈત્રસિંહે) પોતાની તલવારના અભિમાનથી વીરધવલ સાથે સંધિ ન કરી, પણ મુસલમાનો મેવાડને અને મેવાડની રાજધાની (નાગદા)ને જીતી-લૂટી બાળી ગુજરાત ઉપર ચડી આવવાની તૈયારી કરે છે એવું દૂત પાસેથી સાભળી વીરધવલના બુદ્ધિશાળી મંત્રી વસ્તુપાલે મારવાડના સોમસિંહ વગેરે સામન્તો તથા બીજાઓને પોતાના સહાયક બનાવ્યા અને પોતાના એક જાસૂસને મેવાડ તરફ તપાસ કરવા મોકલ્યો હવે "મુસલમાનોએ મેવાડની ભારે દુર્દશા કરી નાખેલી, લોકો ત્રાહિત્રાહિ કરતા હતા, કેટલાક લોકોએ મુસલમાનોને હાથે મરવા કરતા કૂવામાં પડતુ મૂકીને આપઘાત કર્યો, કેટલાકોએ જાતે પોતાનાં ઘર બાળી નાખ્યા, કેટલાકોએ ગળે ફાંસો ખાધો, અને મુસલમાનો ગામડા લૂટી તથા બાળી નાખી લોકોને-સ્ત્રીઓને તથા બાળકોને કાપી નાખે છે, એ ત્રાસ જોઈને વીરધવલના જાસૂસે 'નાસો, વીરધવલ આવે છે' એમ બૂમ પાડી એટલે વીરધવલની બીકથી મુસલમાનો ભાગ્યા, પછી તો લોકો પણ એઓની પાછળ પડ્યા, અને છેવટે વસ્તુપાલના બગદાદ ગયેલા જાસૂસોએ જગાડેલી ખટપટથી અંદર અંદર જાગેલા ઝઘડાને પરિણામે, વીરધવલ ચડી આવે તે પહેલાં તો મુસલમાનો ભાગી ગયા"

હમ્મીરમદમર્દન (અં ૩ અને ૪)માં વિસ્તારથી આપેલું ઉપરનું વર્ણન મોટે ભાગે કલ્પિત છે એવો સ્વ ગૌ. હી ઓઝાનો અભિપ્રાય સાચો લાગે છે. "વીરધવલ આવે છે" એવી બૂમ માત્ર સાભળી મુસલમાનો ભાગી જાય એ અસંભવિત છે. વળી ખરી રીતે નાગદા મુસલમાનોને હાથે પડ્યા પછી જૈત્રસિંહે જ મુસલમાનોને હરાવ્યા હોય

જેમ જૈત્રસિંહના ચીરવાના તથા ઘાઘસાના લેખોથી તથા જમસિંહના આબુના લેખથી જણાય છે[1] છતાં મેવાડમાં થયેલી મુસલમાનોની હારનો યશ આ હમ્મીરમદમર્દનનો કવિ વીરધવલને આપે છે એ કવિ ખુશામતને ખરી રીતે જૈત્રસિંહે મુસલમાનોને હરાવી ગુજરાતને મુસલમાની ભયમાંથી બચાવ્યું છે[2] આ મુસલમાન સુલતાન કોણ હતો? હમ્મીરમદમર્દનમાં 'મીલચ્છીકાર' નામ વાપર્યું છે જે અમીરશિકારનું સંસ્કૃત રૂપ લાગે છે. કુતુબુદ્દીન અયબકે 'અમીરશિકાર' ખિતાબ પોતાના ગુલામ અલ્તમશને આપ્યો હતો અને એ અલ્તમશ 'શમ્સુદ્દીન' નામ ધારણ કરીને ગાદીએ બેઠો. તેનો સમય ઈ સ ૧૨૧૦ થી ઈ સ ૧૨૩૭ (વિ સ ૧૨૬૬ થી ૧૨૯૩) છે. પણ ઉપર કહેલી ચડાઈ ઈ સ ૧૨૨૩ થી ૧૨૩૦ (વિ સ ૧૨૭૯ થી ૧૨૮૬) વચ્ચે થઈ હોવી જોઈએ કારણ કે વિ સ ૧૨૭૯ સુધી આ નાટક રચાયું ન હતું અને સ ૧૨૮૬ માં હમ્મીરમદમર્દનની પ્રત લખાઈ છે. આ શમ્સુદ્દીને રજપૂતાના ઉપર કરેલી અનેક ચડાઈઓનું[4] વર્ણન ફારસી તવારિખોમાં મળે છે, પણ કોઈ ગુજરાત ઉપર કહેલી ચડાઈનું વર્ણન નથી. એનું કારણ મુસલમાનોએ હાર ખાધેલી એ જ હોવું જોઈએ એ મ્વ ગૌ હી ઓઝાનો મત માન્ય છે[3] ચ પ્ર (૨૦૫)માં

---

१ न मालवीयेन न गौर्जरेण न मारवेशेन न जाङ्गलेन ।
म्लेच्छाधिनाथेन कदापि मानो म्लानो न निन्ये वसुधाधिपस्य यस्य ॥
ચીરવાનો શિલાલેખ શ્લો ૬

श्रीमद्गूर्जरमालवतुरुष्कशाकम्भरीश्वरैर्यस्य ।
चक्रे न मानभङ्गः स स्वस्थो जयतु जयसिंहनृपः ॥ ઘાઘસાનો શિલાલેખ
રાજપૂતાનેકા ઇતિહાસ ખ ૧ પૃ ૪૬૦, ટિ ૧, ૪૬૧ ટિ ૪
૨ રાજપૂતાનેકા ઇતિહાસ ખ ૧, પૃ ૪૬૬
૩ જુઓ ફારસી તવારિખો-બ્રીગ્ઝ ફિરિસ્તા ભા ૧ પૃ ૨૦૭ રાવર્ટીકૃત તબકાતેનાસીરી પૃ ૬૧૧, ઇલિયટ ભા ૨ પૃ ૩૨૪
૪ જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ ખ, ૧ પૃ ૪૬૭ તથા ૪૬૮ ટિ. ૨

મોઇજુદ્દીન સુલતાનના સૈન્યને વસ્તુપાલે હરાવ્યાની વાત છે તે ઉપરના બનાવનું જ વર્ણનાન્તર હશે એવો મારો મત છે. જો કે મોઇજુદ્દીન-મુઇઝુદ્દીન નામ તો સાહબુદ્દીન મહમદ ઘોરી (વિ. સં. ૧૨૨૯ થી ૧૨૬૨—ઇ. સ. ૧૧૭૩ થી ૧૨૦૬)નું છે, પણ એ વખતે વસ્તુપાલ વાઘેલાના મંત્રી ન હતા એટલે ઉપર કહેલા બનાવનું જ વર્ણન કરતાં ચં. પ્ર. કારે મુસ્લિમ સુલતાનનું મુઇઝુદ્દીન નામ લખવામાં ભૂલ કરી છે એવો મારો મત છે.[1]

## મંત્રી વસ્તુપાલ તેજપાલ

વસ્તુપાલ તેજપાલ પોરવાડ નાતના વાણિયા[2] હતા. વસ્તુપાલે પોતે તથા એના આશ્રિત કવિઓ સોમેશ્વર અરિસિંહ વગેરેએ એના કુળનું જે વર્ણન કર્યું છે તેમાં મૂળ પુરુષનું નામ ચંડપ લખ્યું છે. એ ચંડપ ક્યાંક મંત્રી હતો.[3] ચંડપનો પુત્ર ચંડપ્રસાદ થયો. તેણે પણ મંત્રિપદમાં જિંદગી ગાળી હતી.[4] આ ચંડપ્રસાદને બે પુત્રો થયા: (૧) સૂર અને (૨) સોમ. એમાંથી સોમ સિદ્ધરાજનો ખજાનચી હતો એમ કીર્તિકૌમુદીકાર કહે છે.[5] આ સોમનો પુત્ર અશ્વરાજ કે આશરાજ થયો તે પણ સોલંકી રાજ્યના કોઈક અધિકાર ઉપર હતો.

---

૧ મુઇઝુદ્દીનની આ હારની ચર્ચા માટે જુઓ મુ. ગો. પૃ. ૨૦૧. જૈન સાહિત્ય સંશોધક ખં. ૩. અં. ૧. પૃ. ૧૫૩ માં શ્રી રસિકલાલ પરીખનો તથા ગુજરાતીના ૧૯૩૪ ના દિવાળી અંક પૃ. ૧૮ માં શ્રી ભો. જ. સાંડેસરાનો લેખ. શ્રી. સાંડેસરાનો મત ઉપલા મતને મળતો છે.

૨ प्राग्वाटगोत्रतिलकः किल कश्चिदत्र श्रीचण्डप

નરનારાયણાનંદ સ-૧૬, શ્લો. ૩.

૩ मन्त्रिमण्डलमार्तण्डश्चण्डपः प्रथमं पुमान् । કી. કૌ. સ. ૩ શ્લો. ૪.

૫ કી. કૌ. સ. ૩, શ્લો. ૮-૯.

૫ निदधे गुणरत्नानां यत्र कोशं स्वयंभुवा ।
तत्र श्रीसिद्धराजोपि रत्नकोशं न्यवीविशत् ॥

કી. કૌ. સ. ૩, શ્લો. ૧૮.

બધો ગજ્યભાર એઓને માથે નાખ્યો[1] પ્રબંધોમાં વસ્તુપાલ તેજપાલ બેયને મંત્રી બનાવ્યા એમ કહ્યું છે[2] મતલબ કે આ મંત્રી ભાઈઓએ ભેગો કારભાર કર્યો છે અલબત્ત, વસ્તુપાલ ખંભાત ગયા તથા યાત્રા કરવા ગયા ત્યારે મંત્રિપદનો બધો ભાર તેજપાલને માથે નાખ્યો હોવો જોઈએ અને બેય સાથે હોય ત્યારે બેમાં વસ્તુપાલ મોટા હોવાથી મહામાત્ય તરીકે એને જ સંબોધવામાં આવતો.[3]

### વસ્તુપાલ-તેજપાલની યોગ્યતા

આ વસ્તુપાલ તેજપાલ જૈનધર્મના મોટા પ્રભાવક હતા એમાં સંદેહ નથી, પણ એઓમાં મંત્રિપદને યોગ્ય બીજા મોટા ગુણ પણ હતા. વીરધવલે ભીમદેવ પાસે મંત્રીની માગણી કરતાં[4] "શસ્ત્રમાં, શાસ્ત્રમાં, ધનમાં (ધન મેળવવામાં) અને પ્રધન (શત્રુને મારવા)માં કુશળ હોય" તેવા માણસની માગણી કરી હતી આ મંત્રીઓ એવા હતા જ. વસ્તુપાલની શસ્ત્ર અને પ્રધનકુશળતા ખંભાતમાં થયેલા વિગ્રહ પ્રસંગે દેખાઈ છે. વિદ્વાનોની શાસ્ત્રચર્ચામાં વસ્તુપાલ ઘણો રસ લેતો એટલું

૧ જુઓ સુ સં સ. ૧, શ્લો ૮૨ થી ૯૦; તેમ કી કૌ.. વ. વિ. અને પ્ર. ચિ માં વસ્તુપાલ તેજપાલ ફરતા ફરતા ધોળકે આવ્યા અને વીરધવલે જ એઓને મંત્રિપદે નીમ્યા એવું વર્ણન છે પણ સુ સં. માંથી ઉતારેલા ઉપલા વર્ણનને વ. ને પ્રશસ્તિ અને સુ કી. ક નો ટેકો છે, એટલું જ નહિ, પણ વસ્તુપાલે પોતે લખેલા નરનારાયણાનંદ (સ ૧૬ શ્લો. ૩૫)નો ટેકો છે.

૨ જુઓ કી કૌ સ ૩ શ્લો. ૫૧ થી ૭૮, સુ સં. સ. ૩, શ્લો ૫૯–૬૦, વ. વિ સ ૩ શ્લો ૮૨, વગેરે અને સં. ૧૨૮૮ ના ગિરનારના લેખમાં વસ્તુપાલને સં ૧૨૭૬ થી મહામાત્ય કહેલ છે ત્યારે આબુના સં ૧૨૮૭ના લેખમાં તેજપાલને વીરધવલની સમસ્ત મુદ્રાનો ઉપયોગ કરનાર કહેલ છે.

૩ જુઓ હમ્મીરમદમર્દન

૪ दक्ष शस्त्रे च शास्त्रे च धने च प्रधने च य ।

સુ સં સ ૨ શ્લો ૪૩

જ નહિ પણ એણે પોતે નરનારાયણાનંદ નામનું કાવ્ય લખ્યું છે,[1] જેના છેલ્લા સર્ગમાં એણે પોતાની વંશાવળી આપી છે વસ્તુપાલ મંત્રી થયા પછી લવણપ્રસાદ વીરધવલની રાજ્યસીમાઓ કેટલી બધી વધી અને રાજ્યમાં તથા વસ્તુપાલ તેજપાલ પાસે કેટલો પૈસો આવ્યો (જેમાંથી મંત્રીઓએ ગુજરાતમાં અદ્ભુત કારીગરીવાળાં મંદિર બાંધ્યાં) એ ધ્યાનમાં લેવાથી ધન મેળવવાની એની કુશળતાનો ખ્યાલ આવશે. આ ધન અન્યાય કર્યા વગર મેળવવાનો એઓનો આગ્રહ હતો એમ સોમેશ્વર અને મેરુતુંગ કહે છે,[2] પણ ચ પ્ર (પૃ ૨૦૯)માં 'રાજ્યના જૂના અધિકારીઓ, જૂના વેપારીઓ અને જૂના જમીનદારોને નિચોવીને વસ્તુપાલે રાજ્યમાં પુષ્કળ ધન એકઠું કર્યું તથા એ વડે લશ્કર ભેગું કર્યું અને એ લશ્કર સાથે વીરધવલને સોરઠમાં મુલકગીરી કરીને ઘણું ધન મેળવ્યું તથા ઘણો મુલક હાથ કર્યો' એમ લખ્યું છે

એ ગમે તેમ હો પણ લવણપ્રસાદ વીરધવલના પરાક્રમે અને વસ્તુપાલ તેજપાલની શસ્ત્રની તથા બુદ્ધિની કુશળતાએ આ વાઘેલાનું રાજ્ય વણું વધાર્યું એટલું નક્કી.

### વસ્તુપાલની તીર્થયાત્રા

પણ આ જૈન મંત્રીઓ રાજ્યમદમાં પોતાના ધર્મને ભૂલી ગયા નહોતા એટલે મંત્રી થયા પછી કાંઈક નિરાંત મળતાં એઓએ પહેલું કામ ઇ સ ૧૨૨૧ (સં ૧૨૭૭)માં તીર્થયાત્રા કરવાનું કર્યું [3] આ તીર્થયાત્રાનું જે વર્ણન ગ્રંથોમાં આપ્યું છે તેનો ટૂંકો સાર એ વખતની લોકસ્થિતિનો ખ્યાલ આવવા માટે અહીં

---

૧ ગા. ઓ સિ મા આ કાવ્ય છપાઈ ગયું છે

૨ પુરસ્કૃત્य न्याय વગેરે

કી કૌ સ. ૩, શ્લો ૭૭ અને પ્ર. ચિં. પૃ ૨૦૮, શ્લો ૩૬

૩ તીર્થયાત્રાની ઉપલી તારીખ પ્ર. ચિં. (પૃ ૨૦૯)માં છે એટલું જ નહિ પણ ગિરનારના વસ્તુપાલના મંદિરના લેખમાંય છે

ઉતાર્યો છે[1] "ગુરુ વિજયસેનસૂરિએ કરેલા સંઘાધિપતિપદના અભિષેક સાથે એઓએ આપેલા શુભ મુહૂર્તમાં શકુન જોઈને તીર્થયાત્રા માટે વસ્તુપાલે પ્રયાણ કર્યું, એ પહેલાં ઠાકુરે શહેરે વિરકી જૈનોને પત્રો લખી સંઘમાં સામેલ થવા તેડાવ્યા હતા. પછી જેઓ પાસે વાહન ન હતાં તેઓને વાહનો અપાવ્યાં, સાધન નહોતાં તેઓને સાધન આપ્યાં, જેની પાસે નોકર નહોતા તેઓને નોકર આપ્યા. પછી ખાતુ, પાણીનાં વાસણો વગેરે તો હોય જ, પણ દવાઓ અને વૈદ્યો પણ સાથે લીધા. આવી તૈયારી સાથે જે સંઘ ઉપડ્યો તેમાં, પ્ર. ચિ. (પૃ. ૨૦૯)ના કહેવા પ્રમાણે, કુલ આઠ ચાર હજાર વાહન હતાં. શ્વેતાંબરો એકવીસ હતા. સંઘ અને એની રક્ષા માટે એક હજાર હથિયારબંધ ઘોડેસવારો આગળ પાછળ અને પડખે ચાલતા હતા. સાતસો સાંઢણીસવારો સાથે હતા અને એના ઉપરી તરીકે ચાર મહાસામન્તો હતા. આ રીતે સંઘે ધોળકેથી ચાલી પહેલો મુકામ કાશહૃદ[2]માં કર્યો અને ત્યાં ઋષભનાથના મંદિરમાં મોટો ઉત્સવ ઉજવ્યો. આ રીતે પાંચ છ મજલો કરીને[3] શત્રુંજયની તળેટીમાં પહોંચીને તંબૂઓ નાખ્યા. વસ્તુપાલ દરેક મુકામ વખતે સૌની સગવડ સાચવ્યા પછી પોતાની સગવડ કરતો. આ રીતે શેત્રુંજે પહોંચી ડુંગર ઉપર ચડી ત્યાં ધારણ પ્રમાણે પૂજન કેસરસ્નાન સ્તવન વગેરે કર્યું અને આઠેક દિવસ રહ્યો[4] પછી શેત્રુંજેથી ઊતરી ગિરનાર તરફ સંઘ ચાલ્યો. પહેલાં દેવપાટણ જઈ, શંકરને

---

1 આ યાત્રાનું વર્ણન મુખ્યત્વે સુ. સં. સ. ૫ ૭. અને ૮. માંથી લીધું છે. કી. કૌ. પ્ર. ચિ. વગેરેની પણ મદદ છે ખરી.

2 ગાંફ પાસે હાલનું કાસન્દ્રા એ ધોળકેથી પાલીતાણે જતા સીધા રસ્તા ઉપર આવેલું છે

3 કી. કૌ. સ. ૯. શ્લો. ૨૧.

4 સુ. સં. ૭. શ્લો. ૮૩ માં આઠ દિવસ રહ્યો એમ કહ્યું છે. કી. કૌ. (સ. ૯. શ્લો. ૩૭)માં બે ત્રણ દિવસ રહ્યો એમ કહ્યું છે. અત્યારે ઉપર રાત રહેવાતું નથી એ જોતાં તળેટીમાં તંબૂઓ નાખી રહ્યો હોવાનો સંભવ છે.

કુલ સંખ્યા પચાસની અંદર છે.[1] પણ પાછળના રાજશેખરસૂરિ જિનહર્ષ અને જિનપ્રભાચાર્યે આ સંખ્યાને ઘણી વધારી દીધી છે. દા. ત. જિનપ્રભાચાર્ય કહે છે કે[2] "વસ્તુપાલે નવસો ચોરાસી પૌષધશાળાઓ કરાવી, પાંચસો દાંતના સિંહાસન કરાવ્યા, સાતસો બ્રહ્મશાળા, સાતસો સત્રાગાર, સાતસો મઠ, ત્રણસો એ શિવમંદિર, ૧૩૦૪ જૈનમન્દિર, ૨૩૦૦ જૈનચૈત્યોનો જીર્ણોદ્ધાર, ૮૪ તળાવ, ૪૬૪ વાવ, ૩૨ કિલ્લા, ૬૪ મસ્જિદ વગેરે વગેરે (ગિરનારના લેખના શબ્દોમા કરોડોની સંખ્યામાં) કરાવ્યું" આ પ્રકારની દેખીતી અતિશયોક્તિ અરિસિંહ ઉદયપ્રભ અને સોમેશ્વર જેવા સમકાલીન લેખકોએ આપેલી વિગતો સાથે સરખાવતા હાસ્યાસ્પદ લાગે છે એ અતિશયોક્તિને બાજુ પર રાખતા પણ વસ્તુપાલે ગુજરાતમાં જુદા ધર્મસ્થાન ઊભા કર્યા હતા એમા સંદેહ નથી, પણ એમાંથી અત્યારે ગિરનારનાં તથા આબુના મંદિરો જેવાં ગણતરીના સ્થાન જ ઊભા છે. પણ જે છે તે—ખાસ કરીને આબુનુ લૂણિગવસહિકા મન્દિર વસ્તુપાલના નામને અમર કરે એવુ છે

## આબુનુ તેજપાલનું મંદિર ગુજરાતની સ્થાપત્યકળાનો ઉત્તમ નમૂનો

આબુ ઉપર દેલવાડા ગામમા વિમલવસહિ પાસે જ તેજપાલે પોતાના પુત્ર લૂણસિંહ અને પોતાની સ્ત્રી અનુપમાદેવીના પુણ્યાર્થે[3]

---

૧ જુઓ સુ. સ. ૧૧. (શ્લો ૨ થી ૩૮), સુકૃતકીર્તિકલ્લોલિની નહિ પણ ખુલ્હરનુ અરિસિંહ. તથા જૈન સાહિત્યનો ઇતિહાસ પાન ૫૨૭, ૫૨૮ (શ્રી. કૌ. વ વિ. પ્ર. ચિ. તથા વ. ને પ્ર. માં પણ મંત્રીઓના સુકૃતોનુ વર્ણન મળે છે).

૨ સિંઘી જૈન ગ્રન્થમાળા આ પૃ. ૭૯–૮૦.

૩ મેરુતુંગે (પૃ ૨૧૨) પોતાના ભાઈ લુણિગના પુણ્યાર્થે લૂણિગવસહિકા મંદિર બંધાવ્યુ એમ કહ્યુ છે. પણ મંદિરના ઉત્કીર્ણ લેખમાં ઉપર પ્રમાણે સ્પષ્ટ કથન છે. જુઓ પ્રા. જૈ. લે. સ. લેખાંક ૬૪–૬૫, ગુ એ લે. ન. ૧૬૮.

ભીમદેવ બીજાના મહામંડલેશ્વર આબુના પરમાર રાજા સોમસિંહની અનુમતિથી ઉત્તમ પ્રકારની કોરણીવાળું, આરસપહાણનું, ગર્ભગૃહ–મંડપ–નવચોકીઓ–રંગમંડપ–દ્વારમંડપ–ગોખલા–ભમતીની દેરીઓ અને હસ્તિશાળા વગેરેથી સુશોભિત લૂણિગવસહિકા નામનું ભવ્ય મંદિર ઈ સ ૧૨૩૦ (સં ૧૨૮૭)માં બંધાવ્યું[1] આ મંદિરનો સ્થપતિ નામે સૂત્રધાર શોભનદેવ હતો એ મંદિરના પૂજન વગેરે માટે આબુના રાજા સોમસિંહે બાહ્ડ પરગણાનું ડબાણી ગામ મંદિરને ભેટ આપ્યું હતું એમ ઈ સ ૧૨૩૧ (સં ૧૨૮૭) ના લેખમાં જ કહ્યું છે

આ મંદિરની કારીગરીના સ્થાપત્યકળાની દૃષ્ટિએ ફર્ગ્યુસન હાવેલ જેવા કળાના ઉસ્તાદોએ ભારે વખાણ કર્યા છે દેલવાડાનાં મંદિર એ ગુજરાતના ગૌરવસ્થાન છે

એ સ્થાન બંધાવનારના અદ્ભુત ધર્મપ્રેમના અને ઉદારતાના નિદર્શનરૂપે કહેવાય છે કે મંદિરનું કામ ચાલતું હતું ત્યારે તેજપાલ મંત્રી પોતાની પત્ની અનુપમા સાથે આબુ ઉપર કેટલું કામ થયું છે તે જોવા ગયો હતો ત્યાં અનુપમાએ સૂત્રધાર શોભનદેવને પૂછ્યું કે આટલી બધી વાર કેમ લાગે છે? ત્યારે સૂત્રધારે જવાબ આપ્યો કે અહીં પર્વતની ટોચમાં સવાર તથા સાંજે કામ થઈ શકતું નથી અને બપોરનો વખત નાહવા–ધોવા–ખાવામાં જાય છે ત્યારે અનુપમાની સૂચનાથી દિવસ અને રાતના જુદા જુદા કારીગર રાખવાની તથા સૌને માટે ભોજન ઉડાવવાની મંત્રીએ સૂચના આપી[2]

### કાલાનુક્રમમાં દિગ્દર્શન

હવે લવણપ્રસાદ વીરધવલની તથા એના મંત્રીઓની કારકિર્દી ઉપર કાલાનુક્રમમાં નજર નાખી લઈએ લવણપ્રસાદ વીરધવલે ઈ સ. ૧૨૨૦ (સં ૧૨૭૬)માં વસ્તુપાલ–તેજપાલને મંત્રી તરીકે રાખ્યા પછી ઈ સ

૧ એજન.

૨ વ. પ્ર પૃ ૪૬, તથા વ. ચ ૮, શ્લો. ૧૨૦ થી ૧૫૩

૧૨૨૮ (સ. ૧૨૮૦) સુધીમા ખંભાતનું યુદ્ધ, મારવાડી રાજાઓ સાથેનું યુદ્ધ વગેરે બનાવો બન્યા છે ઇ. સ ૧૨૨૪ (સ ૧૨૮૦) પછી જૂના વિરોધીઓ સાથે સલાહને પરિણામે તથા મત્રીઓની રાજનીતિને પરિણામે મોટે ભાગે શાન્તિ અને વ્યવસ્થા જળવાયા હોય એમ લાગે છે ઈ સ. ૧૨૨૧ (સ ૧૨૭૭)મા વસ્તુપાલે તીર્થયાત્રા કરી એ ઉપર નોંધ્યું જ છે પછી ઇ સ ૧૨૨૩ (સ ૧૨૭૯)માં વસ્તુપાલે પોતાના પુત્ર જયન્તસિહને ખભાતનો સૂબો નીમ્યો[1] ઈ સ ૧૨૨૭ થી ૩૭ (સ. ૧૨૮૩ થી ૯૩) સુધીમા બીજી અગિયાર તીર્થયાત્રા વસ્તુપાલે કરી[2] અને સ. ૧૨૭૮ થી ૧૨૯૩ સુધીમા ઉપર નોંધેલાં ધર્મસ્થાન જુદે જુદે સ્થાને ઊભા કર્યાં

લવણપ્રસાદ વીરધવલે આ અરસામા ખાસ કાંઈ કર્યું જણાતું નથી લવણપ્રસાદ અણહીલપુરમા રહીને ભીમદેવના સર્વેશ્વર તરીકે ગુજરાતનુ રાજ્યતત્ર ચલાવતો હતો અને વીરધવલ ધોળકામાં રહીને પોતાની જાગીર સભાળતો હશે એવો એક વિદ્વાને તર્ક કર્યો છે.[3] ગમે તેમ હોય પણ ઈ સ ૧૨૨૪-૨૫ (સ ૧૨૮૦-૮૧) અને ઇ.સ. ૧૨૩૧ (સ. ૧૨૮૭) વચ્ચે કદાચ ઈ. સ. ૧૨૨૫મા લવણપ્રસાદે દેહત્યાગ કર્યો હોય એવો સભવ છે,[4] કારણ ઈ. સ ૧૨૩૦ (સ ૧૨૮૭)ના ગિરનારના લેખમા વસ્તુપાલને મહારાજ વીરધવલનો મહામાત્ય કહેલ છે.

---

૧ જુઓ ગિરનારના ઉત્કીર્ણ લેખો. પ્રા જૈ. લે સ. લેખાક ૩૮

૨ જુઓ ગિરનારનો લેખ વોટસન મ્યુઝિયમ-રાજકોટવાળો.

૩ જુઓ વ વિ. ની અ. પ્રસ્તાવના પૃ ૧૧ માં એના સપાદક સ્વ. ચીમનલાલ દલાલનો અભિપ્રાય

૪ સુ ગે (પૃ. ૨૦૦)ના લેખકે લેખપદ્ધતિ (પૃ. ૧)મા છપાયેલા દાનપત્રના નમૂનામા સ. ૧૨૮૮ ની તારીખ લવણપ્રસાદ માટે છે ત ઉપર આધાર રાખી તથા ૧૮૮૨-૮૩ ના ભાડારકરના સર્ચ કોર સસ્કૃત મેન્યુસ્ક્રિપ્ટસને અનુસરી લવણપ્રસાદે સ. ૧૨૮૮ માં ગાદીનો ત્યાગ કર્યો એમ લખ્યુ છે પણ લેખપદ્ધતિમાં આપેલી કોઈ તારીખ માનવાની નથી એ સ્પષ્ટ છે. રાજવલી કોઠકમાં વીરધવલનો રાજ્યકાળ સ. ૧૨૯૨ થી આપ્યો છે.

## વીરધવલના પુત્રો સંબંધી સાચી સ્થિતિ

આ ચ. પ્ર. સમકાલીન ન હોવાથી એમાં ભીમદેવના વખતના સામંતોના નામોની બાબતમાં ગોટાળો થયો હોય એમ મને જણાય છે. ખરી રીતે વીરધવલને પ્રતાપમલ્લ અને વીસલદેવ નામના બે જ પુત્ર હતા અને એમાં મોટો પ્રતાપમલ્લ હતો એમ સારંગદેવના વખતની ઈ. સ. ૧૨૮૭ (સં. ૧૩૪૩)ની ત્રિપુરાન્તકપ્રશસ્તિ તથા ઈ. સ. ૧૨૯૮ (સં. ૧૩૫૪)ની ઈડરના મુરલીધર મન્દિરવાળી પ્રશસ્તિ સ્પષ્ટ કહે છે[1] જ્યારે ચ પ્ર માં પ્રતાપમલ્લનું નામ જ નથી મળતું. બીજું અજયદેવના લૂણપસાક નામના જે દંડનાયકનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે, જેનો ઈ. સ. ૧૧૭૩ (સં. ૧૨૨૯)ના લેખમાં ઉલ્લેખ મળે છે,[2] તે લૂણપસાકને વીરમ નામનો પુત્ર અને સંગ્રામસિંહ નામનો પૌત્ર હતો. અને વીરમે પોતાના નામથી વીરમેશ્વર નામનું મંદિર બંધાવ્યું હતું એમ સં ૧૨૨૯ના, ૧૨૯૫ના તથા ૧૩૧૭ના ઉત્કીર્ણ લેખોને મેળવતાં સમજાય છે. સં ૧૨૯૬ના આસો સુદિ ત્રીજને ગુરુવારે રાણક વીરમદેવની રાજધાની વિદ્યુત્પુર (વિજાપુરમાં)માં એક જૈન પુસ્તક લખાયેલું હોવાની હકીકત એ પુસ્તકના સમાપ્તિવચન ઉપરથી મળે છે.[3] આ રાણક વીરમ જે પોતાને મહારાજાધિરાજ ભીમદેવનો મહામંડલેશ્વર કહે છે તે ઉપર કહેલો રાણા લૂણપસાકનો જ

---

૧ મુ. ગે (પૃ ૨૦૩)માં પ્રતાપમલ્લને વીરલદેવનો નાનો ભાઈ કહ્યો છે, તે ભૂલ છે —

अशान्तविश्रान्तभुजप्रताप प्रतापमल्लावरजः स राजा ।

પ્રા. લે. મા લેખાંક ૮૭, શ્લો ૮; ગુ ઐ. લે ન. ૨૨૨.

તથા श्रीमद्वीरधवलस्य पुत्रोभूद्वीरलक्षण.

श्रीमत्प्रतापमल्ल सुप्रतापाक्रान्तमण्डल ।

तस्यानुजन्मा प्रथित पृथिव्यां श्रीविश्वलाख्यो नृपति प्रचण्ड શ્લો ૮૯.

બુદ્ધિપ્રકાશ ૧૯૧૦. પૃ. ૭૭.

૨ જુઓ ઉપર પૃ ૩૯૨.

૩ જુઓ જેસલમીર ભાંડાગારીય ગ્રન્થ સૂચી પૃ. ૩૫. જૈ. પુ. પ્ર. સં. ન. ૧૮૧.

સુદિ પાંચમને સોમવારે મન્ત્રીશ્વર વસ્તુપાલે પોતાની પત્ની લલિતા-દેવીને, પુત્ર જૈત્રસિંહને અને ભાઈ તેજપાલને છેલ્લો ઉપદેશ આપીને દેહત્યાગ કર્યો" એમ વસન્તવિલાસમાં કહ્યું છે.[1]

વસ્તુપાલના મરણ પછી તેજપાલને વીસલદેવે મહામાત્યપદ આપ્યું હોવાના તથા એણે ૧૩૦૩ સુધી એ પદ ભોગવ્યું હોવાના પુરાવા મળે છે[2] એ જોતાં ચતુર્વિંશતિપ્રબંધનું વસ્તુપાલ પછી નાગડને મહામંત્રિપદ વીસલદેવે આપ્યાનું કથન અવિશ્વસનીય છે.

## વસ્તુપાલનું ચારિત્ર્ય

ઉપર પ્રમાણે વીસ વર્ષ સુધી ધોળકાના રાજ્યતંત્રની સેવા કરીને ઈ. સ. ૧૨૪૦ (સં. ૧૨૯૬)માં મંત્રી વસ્તુપાલનો દેહ પડી ગયો. એ મંત્રીએ ધોળકાની નાનકડી ઠકરાતને વિસ્તારવામાં તથા સમૃદ્ધ કરવામાં પોતાના બુદ્ધિબળનો અને બાહુબળનો ઉપયોગ કર્યો ત્યારે પોતાના ધનનો ઉપયોગ ગુજરાતમાં સુંદર મંદિર ઊભાં કરવામાં કર્યો. પણ વસ્તુપાલનું હૃદય વિશાળ હતું. પોતે જૈનધર્મી હોઈને જૈનમન્દિર ઊભાં કરે એ સ્વાભાવિક છે, પણ મંત્રી તરીકે પોતાની ફરજ પ્રજાના બધા વર્ગોને ઉત્તેજન આપવાની છે એ ધ્યાનમાં રાખીને ઈ. સ. ૧૨૩૫ (સં. ૧૨૯૧)માં ધોળકા પાસે આવેલા ગણેશ્વરના મંદિરનો દરવાજો સમરાવ્યો.[3] ઈ. સ. ૧૨૩૬ (સં. ૧૨૯૨)

---

૧ જુઓ વસન્તવિલાસ સ. ૧૪ ના શ્લો. ૩૭ માં વસ્તુપાલના મરણની સ્પષ્ટ તિથિ આપી છે. એ જોતાં ચ. પ્ર. (પૃ. ૨૫૪)માં વસ્તુપાલના મરણનું વર્ષ ૧૨૯૮ આપ્યું છે તે ખોટું ઠરે છે. પ્ર. ચિ. (પૃ. ૧૨૦)માં તથા ચ. પ્ર. માં યાત્રા માટે જતાં ધોળકાથી શેત્રુંજાના રસ્તામાં આવેલા આંકેવાળિયા ગામમાં વસ્તુપાલનું મરણ થયું એમ કહ્યું છે. વસન્તવિલાસમાં એ ઉલ્લેખ નથી.

૨ ગિરનારના સં. ૧૨૯૬ વૈશાખ સુદિ ત્રીજના લેખમાં મહામાત્ય તેજપાલે કરાવેલા કામની નોંધ છે (જુઓ. પ્રા. જૈ. લે. સં. લેખાંક ૬૬) અને ૧૩૦૩ ની નોંધ આગળ વીસલદેવના પ્રકરણમાં આવશે.

૩ આ. રિ. વોટસન મ્યુઝિયમ ૧૯૨૩-૨૪ પૃ. ૧૮.

મા ખંભાત પાસે આવેલા બીજા જનના શિવમંદિરમાં રત્નાદેવીની મૂર્તિ પણ ફરી સ્થાપના કરી૧, એવી એવી ઝીણી વિગતો લેખોમાંથી મળે છે અને એના અરિસિંહ આદિ ચરિત્રલેખકો પણ નવા બ્રાહ્મણમંદિર બંધાવ્યાની તથા જૂનાનો જીર્ણોદ્ધાર કર્યાની અને સોમનાથ જેવા બ્રાહ્મણ તીર્થની યાત્રા કર્યાની નોંધ કરી છે સોમેશ્વર તો સ્પષ્ટ કહે છે કે 'આ જૈનમંત્રી શંકર અને વિષ્ણુની પૂજા નહોતા કરતા એમ નહિ પણ બ્રાહ્મણોને દાન પણ આપતા'૨ વળી પ્રબંધોમાં મુસલમાનોના ધર્મગુરુને મક્કાની હજ કરવા જવાની સગવડ કરી આપી હોવાની પણ નોંધ છે૩

બગીચાઓ, તળાવો, વાવો, પિયાવો, બ્રહ્મપુરી, ધર્મશાળા, અન્નસત્ર વગેરે ધાર્મિક ગણાતાં છતાં લોકોપયોગી કહી શકાય એવાં કામ પણ આ મંત્રીએ ઘણાં કર્યાં એમ અરિસિંહ વગેરે કહે છે એ ઉપર જોયું છે

### વસ્તુપાલ તેજપાલના આશ્રિત વિદ્વાનો

વસ્તુપાલનો દાન-પ્રવાહ બધી જાતના યાચકોને સંતોષતો પણ વિદ્વાનો તરફ એ વધારે વહેતો૪ અને આ વિદ્વાનોમાં સુકૃતસંકીર્તનનો કર્તા અરિસિંહ, ગુ મ ઉપર ટીકા લખનાર તથા બાલભારત અને કવિકલ્પલતાનો લેખક અમરચંદ્રસૂરિ, મૂળ મોઢ બ્રાહ્મણ પણ હરિભદ્રસૂરિના ઉપદેશથી જૈનભિક્ષુ પદ પ્રાપ્ત કરનાર અને વસંતવિલાસ નામનું કાવ્ય તથા કરુણાવજ્રાયુધ નામનું નાટક લખનાર બાલચંદ્રસૂરિ, ભરૂચના મુનિસુવ્રત સ્વામીના મંદિરના આચાર્ય

૧ ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ ભા. ૧, પૃ ૧૯૨-૧૯૩

૨ नार्चं भक्तिमान्नेमौ नेमौ शङ्करकेशवौ ।
जैनोऽपि य सपदानां द्विजानां कुरुते करं ॥ કી. કૌ. સ. ૪, શ્લો ૪૦

૩ પ્ર ચિ. પૃ ૨૧૭ અને ચ પ્ર પૃ ૨૩

૪ જુઓ પ્ર. ચિ. પૃ ૨૧૫-૨૨

અને હમ્મીરમદમર્દન નામનું નાટક લખનાર જયસિંહસૂરિ, વસ્તુપાલના ગુરુ અને ધર્માભ્યુદય તથા સુકૃતકીર્તિકલ્લોલિનીના લેખક ઉદયપ્રભ, કાવ્યપ્રકાશ ઉપર સંકેત નામની ટીકા લખનાર માણિક્યચન્દ્રસૂરિ, મુરારિના અનર્ઘરાઘવ ઉપર ટીકા લખનાર નરચન્દ્રસૂરિ, દૂતાંગદ નામનું નાટક લખનાર કવિ સુભટ, તથા કીર્તિકૌમુદી સુરથોત્સવ અને ઉલ્લાસરાઘવના લેખક તથા વીરધવલના પુરોહિત નાગરકવિ સોમેશ્વર વગેરે અનેક નામો ગણાવી શકાય એમ છે. આ અરિસિંહ, બાલચન્દ્રસૂરિ, સોમેશ્વર, જયસિંહસૂરિ, ઉદયપ્રભાચાર્ય વગેરે કવિઓના ગ્રન્થોનું સંસ્કૃત સાહિત્યમાં ભલે ઊંચું સ્થાન ન હોય, પણ ગુજરાતના ઇતિહાસને એઓ બહુ ઉપકારક થયા છે.[1]

ઉપર ગણાવેલા લેખકોમાંથી એક સોમેશ્વર વિશે જુદી નોંધ કરવી યોગ્ય છે, કારણ કે એ કવિ હોવા ઉપરાંત વીરધવલનો પુરોહિત પણ હતો. ખરી રીતે સોમેશ્વરના કુળમાં ગુજરાતના સોલંકી-વંશનું પુરોહિતપદ છેક મૂળરાજના વખતથી વંશપરંપરાથી ઊતરી આવ્યું હતું, અને સોમેશ્વરનો પિતા કુમાર અજયદેવનો પુરોહિત હતો એમ પણ સોમેશ્વર કહે છે થોડા વખત ભીમદેવ બીજા પાસે પણ એ કુમાર રહેલ જણાય છે, પણ પછી ગમે તે કારણથી ભીમદેવને છોડી ધોળકાના લવણપ્રસાદનું પુરોહિતપદ આ કુમારના પુત્ર સોમેશ્વરે સ્વીકાર્યું. અને આ કવિ સોમેશ્વર વીરધવલનો પુરોહિત તથા વસ્તુ-

---

૧ સુ સ વગેરે ગ્રન્થોની કેટલીક મદદ આ ઇતિહાસને મળી છે એ સ્થળે સ્થળે કરેલા ઉલ્લેખથી વાંચનારને સમજાશે આ પ્રબંધોની ઐતિહાસિક કીમતનો કાંઈક વિસ્તારથી વિચાર ‘ગુજરાતના મધ્યકાલીન રાજપૂત ઇતિહાસનાં પ્રબન્ધાત્મક સાધનો’ નામના મારા નિબંધમાં કર્યો છે. વળી વિશેષ વિગત માટે જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ વિ. ૮, પ્ર. ૪.

૨ જુઓ કી કૌ. સ. ૨, શ્લો ૮૮

પાલનો મિત્ર હતો એ વીસલદેવના સમયમાં પણ વિદ્યમાન હોવાથી એને વિશે વીસલદેવના વૃત્તાન્તમાં પણ કાંઈક કહેવાનો પ્રસંગ આવશે.

## ભીમદેવ બીજાનું મરણ-ઈ સ ૧૨૪૨ (સં ૧૨૯૮)

વસ્તુપાલના મરણ પછી ઈ સ ૧૨૪૨ (સં ૧૨૯૮) માં ભીમદેવ બીજાનો પણ દેહ પડી ગયો.[1]

---

૧ પ્ર. ચિ (પૃ ૨૦૫) તથા પ્રવચનપરીક્ષામાં સં ૧૨૩૫ થી ૬૩ વર્ષ એટલે સં ૧૨૯૮ સુધી ભીમદેવ બીજાનો રાજ્યકાળ આપ્યો છે

# પ્રકરણ ૧૮ મું

## ત્રિભુવનપાલ ઈ. સ. ૧૨૪૨ થી ૧૨૪૪

## ( સં. ૧૨૯૮ થી ૧૩૦૦ )

ભીમદેવ બીજા પછી અણહીલપુર પાટણની ગાદી ઉપર ઈ સ. ૧૨૪૨ (સં ૧૨૯૮)મા જ એનો પુત્ર ત્રિભુવનપાલ કે તિહુણપાલ બેઠો. આ ત્રિભુવનપાલ સંબંધી પ્રબંધોમાથી કશુ જાણવાનુ મળતુ નથી. એનો રાજ્યકાળ પણ જુદા જુદા ગ્રન્થોમાં જુદો જુદો આપ્યો છે. પાટણનો એ મહારાજાધિરાજ હતો એમ ચોક્કસ ખબર તો ખરી રીતે એના ઈ સ ૧૨૪૩ (સ. ૧૨૯૯ ચૈત્ર સુદિ ૪ઠ)ના તામ્રપત્રથી મળે છે.[1] એ તામ્રપત્રમા ત્રિભુવનપાલને "શૌર્યૌદાર્યગાંભીર્યાદિગુણાલંકૃત" કહ્યો છે આ તામ્રપત્ર દ્વારા વિષયપથક તથા દંડહીપથકના બે ગામ રાણા લૂણપસાએ બંધાવેલા સત્રાગારમા કાર્પટિકોના ભોજન માટે મંડલીમા શ્રી મૂલદેવેશ્વરની પૂજા કરીને ત્યાના સ્થાનપતિ વેદગર્ભરાશિને આપેલ છે. દાનપત્રમાં શ્રીત્રિભુવનપાલની સહી છે આ લેખકના દૂતક છે મહા-સાંધિવિગ્રહિક શ્રીવયજલદેવ અને લેખક છે કાયસ્થ ઠ શ્રી સોમસિંહ વિચારશ્રેણીને અનુસરી ત્રિભુવનપાલે બે વર્ષ સુધી રાજ્ય કર્યું હશે એમ બુલ્હર પેઠે હુ માનુ છુ[2]

---

૧ ઇ એ ગ્ર. ૬. પૃ. ૨૦૮ ગુ એ લે. ન. ૨૦૬

૨ મુ. ગે (પૃ ૨૦૩)મા તો ૧૨૯૯ (ઇ. સ. ૧૨૪૩)થી જ વીસલદેવનો રાજ્યારંભ માન્યો છે. વિચારશ્રેણીમાં જો કે ત્રિભુવનપાલનુ નામ નથી. પણ એને અનુસરીને બુલ્હરે ત્રિભુવનપાલનો સમય ૧૨૯૮ થી ૧૩૦૦ માન્યો છે (ઇ. એ. ગ્ર ૬, પૃ. ૨૧૩ મા છાપેલી વંશાવળી) ડૉ ભાઉદાજીએ (જ. બો બ્રે રો એ. સો ગ્ર. ૯, પૃ. ૧૩૭ થી ૨૪૭)માં છપાવેલી એક પટ્ટાવલીમાં ત્રિભુવનપાલનુ રાજ્ય બે મહિના ને બાર દિવસનુ કહ્યુ છે (જુઓ ભાંડારકર રિપોર્ટ ૧૮૮૩-૮૪, પૃ. ૧૧-૧૭)મા. અને પ્રવચનપરીક્ષામા ચાર વર્ષનુ રાજ્ય કહ્યુ છે. પણ બધા સાધન વીસલદેવનો રાજ્યકાળ અઢાર વર્ષનો આપે છે અને એનો મેળ બેસારવા માટે વિચારશ્રેણીને અનુસરી બુલ્હર પેઠે ત્રિભુવનપાલનાં બે વર્ષ માનવાં યોગ્ય છે

# પ્રકરણ ૧૯ મું

## વીસલદેવ

મંડલેશ્વર તરીકે ઈ. સ. ૧૨૩૮ થી ૧૨૪૪ (સં. ૧૨૯૪ થી ૧૩૦૦) સુધી અને પાટણના મહારાજાધિરાજ તરીકે ઈ. સ. ૧૨૪૪ થી ૧૨૬૨ (સં. ૧૩૦૦ થી ૧૩૧૮) સુધી.

વીરધવલનું મરણ ઈ. સ. ૧૨૩૮ (સં. ૧૨૯૪)માં થયું અને ૧૨૯૪ થી જ મહામંડલેશ્વર તરીકેની વીસલદેવની કારકિર્દી શરૂ થઈ.

વીસલદેવે ધોળકાની ગાદી ઉપર બેઠા પછી તરત વસ્તુપાલને જ મહામાત્ય તરીકે ગણ્યો હોવાનું સકારણ અનુમાન ઉપર કર્યું છે[1] વસ્તુપાલના મરણ પછી તેજપાલને મહામાત્ય નીમેલો હોવાનું પણ ઈ. સ. ૧૨૪૦ (સં. ૧૨૯૬) ના લેખથી અનુમાન થાય છે, એ પણ ઉપર નોંધ્યું જ છે આ મહામાત્ય તેજપાલે ઈ. સ. ૧૨૪૨ (સં. ૧૨૯૮)માં પોતાના પુત્ર લૂણસિંહને ભરૂચના નગરો નિમાવ્યો હતો એમ એક હસ્તલિખિત પુસ્તકના સમાપ્તિવચનથી જણાય છે.[2]

### વીસલદેવ પાટણનો મહારાજાધિરાજ ઈ. સ. ૧૨૪૬ (સં. ૧૩૦૨)માં

ધોળકાના રાણા તરીકે વીસલદેવે કાંઈ કર્યું હોય એમ દેખાતું નથી, પણ ઘણું કરી ઈ. સ. ૧૨૪૪ (સં. ૧૩૦૦)મા ત્રિભુવનપાલનું મરણ

---

૧ વીસલદેવે વસ્તુપાલને મહામાત્યપદ ઉપરથી ઉતારી પાડ્યા પછી એક વખત પોતાના મામા સિંહ જેઠુઆનો હાથ વસ્તુપાલે કપાવી નખાવ્યો અને બધા જેઠુઆ વસ્તુપાલને મારવાને તૈયાર થયા, પણ સોમેશ્વરે વીશલદેવને સમજાવીને સમાધાન કરાવ્યું વગેરે ચતુર્વિશતિપ્રબંધ(?) (પૃ. ૨૫૧)માં છે પણ એમાં કાંઈ ઐતિહાસિક તત્ત્વ દેખાતું નથી.

૨ જુઓ પાટણના સંઘવીના ભંડારની દેશીનામમાલાની પ્રતનું સમાપ્તિવચન વ. વિ. પ્ર. પૃ. ૧૧. ટિ. ૫.

થતા કાંઈ વારસ ન હોવાના કારણથી કે એને મારીને ગમે તેમ પણ વીસલદેવે મહારાજાધિરાજપદ ધારણ કરીને પાટણની ગાદીએ બેઠો

### ઈ સ. ૧૨૫૮ (સં ૧૩૧૪) નાગર નાગડને મહામાત્ય બનાવ્યો

વીસલદેવ પાટણ ઈ સ ૧૨૪૪ (સ ૧૩૦૦)મા લીધુ ત્યાંથી ઈ સ ૧૨૪૭ (સ ૧૩૦૩) સુધી તેજપાલ જ મહામાત્ય હતો[1] અને ઈ સ ૧૨૪૮ (સં ૧૩૦૪)મા તેજપાલનો દેહ પડી ગયો[2] અને તેજપાલના મરણ પછી વીસલદેવે નાગરજ્ઞાતિના નાગડને મહામાત્ય નીમ્યો[3] એમ મારુ ધારવુ છે

વીસલદેવની નરસિંહિનો સિલસિલાબધ હેવાલ તો કાંઈ પ્રબધમા મળતો નથી એટલે એના વખતના ઉત્કીર્ણ લેખોમાથી વીસલદેવના

---

૧ ખભાતના શાન્તિનાથના મદિરના ભડારની સ ૧૩૦૩ માગસર વદિ ૧૨ ને ગુરૂવારે અણહીલવાડમા લખાયેલી આચારાગની પ્રતમા વીસલદેવને મહારાજાધિરાજ અને તેજપાલને મહામાત્ય કહેલ છે, અંજન ટિ ૬, જૈ પુ પ્ર સ ન ૧૯

૨ રા તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી પાસેની એક જૂની હસ્તપ્રતના એક પાન ઉપર સ ૧૩૦૪ મહ શ્રીતેજપાલો દિવગત એ રીતે લખેલુ હતુ (વ વિ પ્રસ્તાવના પૃ ૯ ટિ ૧) અન્યત્ર સ ૧૩૦૮ છે, જુઓ ક્ષિતી ક્રોનોલૉ પૃ ૧૯૪

૩ ચ પ્ર (પૃ ૨૫૦)મા વસ્તુપાલ જીવતા નાગડને મહામાત્ય નીમ્યા હોવાનુ લખ્યુ છે અને વિવિધતીર્થકલ્પમા મત્રી તેજપાલને ખસેડી બીજો મત્રી નીમ્યો એમ લખ્યુ છે (જિનવિજયજી-સપાદિત આ પૃ ૮૦) ચ પ્ર નુ કથન તો ખોટુ છે વિવિધતીર્થકલ્પનુ સભવિત છે, પણ મારા મત મેં ઉપર લખ્યા છે ખરી રીતે તો સ ૧૩૧૦ મા તથા ૧૩૧૩મા લખાયેલા પુસ્તકોના નાગડને મહામાત્ય કહેલ છે (જુઓ વ વિ ની પ્રસ્તાવના પૃ ૧૨, ટિ ૧) ૯વ સ ૧૩૦૫ ના અમદાવાદમાથી મળેલા એક લેખના વીસલદેવના મહાપ્રધાનોના નામ શ્રીનરસિંહ તથા મળરાજ લખેલા છે (જુઓ એ ઇ ગ્ર ૫ પૃ ૧૯૨), પણ આ મહાપ્રધાનને મહામાત્યથી જુદા સમજવા એમ મારુ ધારવુ છે (જુઓ પ્ર. સિં પૃ ૧૯૭)

કાર્યો વિશે જે કાંઈ છૂટક સૂચનો મળે છે તેની નોંધ કરીને જ સંતોષ માનવો પડશે

## માળવાનો વિજય

ઈ સ. ૧૨૫૩ (સં ૧૩૧૧)ની વીસલદેવના વખતની સોમેશ્વરે લખેલી ડભોઈની પ્રશસ્તિમાં[1] તથા ઈ સ ૧૨૬૧ (સં. ૧૩૧૭) ના વીસલદેવના પોતાના લેખમાં[2] માળવાના રાજાને વીસલદેવે હરાવ્યાનું કથન મળે છે વળી એ વિજયનો સંવત વગરની નાનાક-પ્રશસ્તિમાં ઉલ્લેખ છે તથા એ પ્રશસ્તિ લખનાર ગણપતિ વ્યાસે ધારા-ધ્વંસ નામનું નાટક વીસલદેવના માળવાના વિજયને ઉદ્દેશીને લખ્યું હોવાનું એ પ્રશસ્તિમાં જ કહ્યું છે[3] પણ માળવાના રાજાનું નામ કોઈ લેખમાં આપ્યું નથી એથી માળવાના કયા રાજા ઉપર વીસલદેવે વિજય મેળવેલો એ કહી શકાતું નથી સંભવ શોધતા જયસિંહદેવ બીજો અને જયવર્મા બીજો વીસલદેવના સમકાલીન છે, પણ ઈ સ ૧૨૫૫ (સં. ૧૩૧૧)ના લેખમાં ઉલ્લેખ મળતો હોવાથી એ પહેલાં એટલે જયસિંહદેવના સમયમાં આ બનાવ બન્યો હોવો જોઈએ એમ મારું માનવું છે. એ વખતે મુસલમાનોના ઉપરાઉપરી હુમલાઓને પરિણામે માળવાનું રાજ્ય નબળું પડી ગયેલું.[4]

---

૧ ડભોઈની ત્રુટિત પ્રશસ્તિમાં વીસલદેવ સંબંધી વર્ણન શ્લો ૧૩ થી ૧૦૮ માં છે. એ. ઇ ગ્ર. ૧, પૃ. ૨૫, ગુ ઐ. લે. નં. ૨૧૧

૨ माल्वाधीशमानमर्दन એવું વિશેષણ વીસલદેવને સં. ૧૩૧૭ ના લેખમાં લગાડેલું છે ઇ. એ. ગ્ર. ૬, પૃ. ૨૧૦-૨૧૨, ગુ. ઐ લે નં. ૨૧૬.

૩ નાનાકપ્રશસ્તિ શ્લો ૮ તથા —

मार्तण्डप्रतिमप्रतापवसतेः श्रीवीसलक्ष्मापते-

र्धाराध्वंसमहाप्रबन्धमधुरोन्मीलद्यशोवैभवः ॥

શ્લો ૧૮, ઇ એ ગ્ર ૧૧. પૃ ૨૦૬-૨૦૭. ગુ ઐ લે નં. ૨૧૯

૪ ભારતકે પ્રાચીન રાજવંશ પ્ર ભા ૧૬૩

## કર્ણાટકના રાજા સાથે યુદ્ધ

ચોથા વિશેષણમાં 'કર્ણાટકના રાજ્યની લક્ષ્મી જેને સ્વયંવરથી વરી છે તે પુરુષોત્તમ વીસલદેવ[1] એવું કહેલું છે આ શબ્દોનું તાત્પર્ય ન સમજવાથી કર્ણાટકના રાજાની દીકરીને વીસલદેવ સ્વયંવરથી પરણ્યો હતો એવો પણ અર્થ કરવામાં આવ્યો છે,[3] પણ એ ભ્રમ છે. લેખના શબ્દ સ્પષ્ટ છે અને એનો અર્થ 'રાજ્યલક્ષ્મી' જ થાય છે હવે કર્ણાટક શબ્દનો પ્રયોગ ગુજરાતના લેખકોએ શિથિલ રીતે કર્યો છે એટલે ચોક્કસ રીતે કહેવું મુશ્કેલ છે, પણ દ્વાર સમુદ્રના હોઈસલ બલ્લાલ રાજા વીર સોમેશ્વર (ઈ સ ૧૨૩૪ થી ૧૨૫૬) અને એનો પુત્ર નરસિંહ (વિ સ. ૧૩૧૨) વીસલદેવના સમકાલીન હતા,[2] એ જ રીતે ઉત્તર કોંકણનો શીલાહાર રાજા સોમેશ્વર (શક સ. ૧૧૭૧ અને ૧૧૮૨ ઈ. સ ૧૨૫૦ અને ૧૨૬૧–જેના લેખો ઉરણમાંથી મળ્યા છે)[4] પણ સમકાલીન હતો, પણ આમાંથી કોની સાથે વીસલદેવને યુદ્ધ થયું હતું અને રાજ્યલક્ષ્મીરૂપે વીસલદેવને શું મળ્યું જાણીએ શકવાનું બિલકુલ સાધન નથી[5]

## વીસલદેવને યાદવરાજા કૃષ્ણે હરાવ્યો છે

બીજી તરફથી સિંઘણના લશ્કરને હરાવનાર આ વીસલદેવના સૈન્યે સિંઘણના પૌત્ર કૃષ્ણ અથવા કન્હ (વિ સં. ૧૩૦૪ થી ૧૩૧૭)

---

૧ कर्णाटराजसलधितनयास्वयवरपुरुषोत्तम
સ ૧૩૧૭નું તામ્રપત્ર, ઇ. એ. ગ્ર ૬, પૃ. ૨૧૦–૨૧૨, ગુ. ઐ. લે ન. ૨૧૬.

૨ જુઓ મુ ગે પૃ. ૨૦૩ તથા ડફની ક્રોનોલોજી પૃ. ૧૮૯.

૩ જુઓ ડફની ક્રોનોલોજી પૃ ૧૮૪ તથા પૃ. ૧૯૬.

૪ મુ ગે. ગ્ર ૧૩, ભા. ૨, પૃ ૪૨૭. ડફની ક્રોનોલોજી પૃ. ૧૯૩ તથા પરિશિષ્ટ ૨

૫ મુ. ગે. ગ્ર. ૧, ભા. ૧, પૃ ૨૦૩ ના ટિપ્પણીલેખકે હોઈસલારાજા હોવાનો સંભવ માન્યો છે.

ને હાથે હાર ખાધેલી એમ ગ્રન્થની પ્રસ્તાવનાની પ્રશસ્તિમાં આપેલા વર્ણનથી જણાય છે[1]

**વીસલદેવના ધાર્મિક કાર્યો તથા વૈદ્યનાથના મંદિરનો જીર્ણોદ્ધાર**

વીસલદેવના વખતમાં થયેલા યુદ્ધો વિષે આથી વધારે કાંઈ માહિતી મળી નથી, પણ એના બીજા કામોમાં ડભોઈમાં વૈદ્યનાથ મહાદેવના મંદિરનો એણે જીર્ણોદ્ધાર કરાવેલો એની હકીકત સં. ૧૩૧૧માં એ જીર્ણોદ્ધારની જે પ્રશસ્તિ સોમેશ્વરે લખી છે[2] તેમાંથી મળે છે. આ પ્રશસ્તિ ૧૧૪ શ્લોકની છે અને જો સંપૂર્ણ મળી હોત તો એમાંથી વાઘેલા વંશના રાજાઓ વિષે અને ખાસ કરીને વીસલદેવ વિષે ઠીક માહિતી મળત,[3] પણ લેખનો પથ્થર અત્યંત તૂટેલો છે અને જુદા જુદા શ્લોકના થોડા થોડા શબ્દ જ વંચાય છે. જેમાંથી વીસલદેવના નીચેનાં ધાર્મિક કાર્યોનો ઉલ્લેખ મળે છે. (૧) વીસલદેવે અનેક શિવમંદિર બંધાવ્યાં હતાં (શ્લો. ૮૧ થી ૮૧) (૨) મૂળસ્થાનના સૂર્યમંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો (શ્લો. ૯૨) (૩) કૈલાસ જેવાં કાંઈ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો (૪) બ્રાહ્મણોને દાન આપ્યાં (૫) પ્રાગ્વાટ કુળના ચંદ્રસિંહના પુત્રને વિશ્વાસથી વૈદ્યનાથનો રક્ષક નીમ્યો (શ્લો. ૧૦૯)

મૂળસ્થાન બાંધનાર વામદેવના પુત્ર મદને વૈદ્યનાથનો ગઢ બાંધ્યો (શ્લો. ૧૧૧) આ જીર્ણોદ્ધારના કાર્યમાં આલ્હાદનનો દીકરો દેવાદિત્ય મોટો સૂત્રધાર (મુખ્ય એંજિનિયર) હતો (૧૧૨) અને પ્રબંધ માં મહાપ્રબંધ લખનાર સોમેશ્વરે આ પ્રશસ્તિ રચી છે (શ્લો. ૧૧૪) અને

---

૧ येनाहारि विशालवीसउचमूलहारङ्गालानले શ્લો. ૪૬
દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૨૪૬ મા આ શ્લોક અશુદ્ધ છપાયો છે, પણ હેમાદ્રિ પૃ. ૧૧૫ મા શુદ્ધ પાઠ છે

૨ જુઓ એ. ઇ. ગ્રં. ૧, પૃ. ૨૫

૩ વીરધવલ સંબંધી ૨૭ શ્લોકો આ પ્રશસ્તિમાં છે પણ એમાંથી એક જ ૨૫ મો વંચાય છે અને વીસલદેવ વિષે ૫૬ શ્લોકો છે, પણ પથ્થરો તૂટી જવાથી બહુ થોડા શબ્દ વંચાય છે અને જે વંચાય છે તેનો સાર ઉપર આપ્યો છે

નંદીપુર ગોત્રનાં (નદવાણા ?) બ્રાહ્મણ પ્રલ્હાદને લખી છે (શ્લો. ૧૧૫), અને શિલ્પી પદ્મસિંહે કોતરી છે (શ્લો. ૧૧૬).

## વીસલદેવનું ઈ. સ. ૧૨૬૧ (સં. ૧૩૧૭)નું તામ્રપત્ર

આ વૈદ્યનાથની પ્રશસ્તિ ઉપરાંત વીસલદેવનો જે એક લેખ મળ્યો છે અને જેનો ઉલ્લેખ ઉપર વારવાર આવી ગયો છે તે ઈ. સ, ૧૨૬૧ (સ. ૧૩૧૭) જ્યેષ્ઠ માસના કૃષ્ણચોથ અને ગુરુવારનું તામ્રપત્ર છે. આ તામ્રપત્ર દ્વારા વીસલદેવના રાજ્યકાળમાં એના વર્ધીપથકના સામંત મહામંડલેશ્વર શ્રીસામંતસિંહદેવે પોતાના પિતામહ રાણક શ્રીલૂણપસાજ[1] દેવના શ્રેય અર્થે આશાપલ્લી (આશાવળ)માં પૂર્વસંકલ્પિત આઠ બ્રાહ્મણોને સત્રમા હમેશા ભોજન મળે એ માટે તથા બલ્લાલનારાયણ અને રૂપનારાયણ દેવના પંચોપચાર પૂજા નૈવેદ્ય માટે, ચૌદ બ્રહ્મપુરીના બ્રાહ્મણોને દક્ષિણા સાથે ભોજન મળે એ માટે, મૂલેશ્વરદેવના મઠપતિ મહામુનીન્દ્ર શ્રીવિશ્વામિત્રના નિર્વાહ માટે, પરબ ભરાવવા માટે તથા જીર્ણ ધર્મસ્થાનોના ઉદ્ધાર માટે આ દાન આપેલુ છે દાનમા રીણસીહ ગામમા તથા મડલી ગામમા ભૂમિ હળ ૭, બાર હાટ, રૂપાપુરમા એક બગીચો તથા આશાપલ્લીની શુલ્કમડપિકામાંથી રોજ દ્રમ્મ એટલુ લખી આપ્યુ છે.

બ્રાહ્મણોને ભોજન કેવું આપવુ એ બાબતમાં આ તામ્રપત્રમાં લખ્યુ છે કે રાજાન્નપાન, સરસ શાક, તાંબૂલ વગેરે સર્વ સામગ્રીવાળુ ભોજન આપવુ

આ લેખના દૂતક છે મહાસધિવિગ્રહિક શ્રીશ્રીધર અને લેખક છે

---

૧ સ ૧૨૨૯ ના ૧૨૮૦ ના તથા ૧૨૯૫ ના લેખમાં જે રાણા લૂણપસા કે લુણપ્રસાદનુ નામ આવે છે તે આ સામતસિંહનો દાદો હોવાનો સભવ છે. અલબત્ત એ રીતે દાદા અને પૌત્ર વચ્ચે ૮૮ વર્ષનો ગાળો પડે છે, પણ એ અસભવિત નથી

વીસલદેવે ઉપર કહેલા સલખણસિંહને પહેલાં સૌરાષ્ટ્રનો અધિકારી તથા પછી લાટનો અધિકારી નીમ્યો હતો.[૧] આ સલખણસિંહ કુમારપાલના સમયના પ્રસિદ્ધ ઉદયન મંત્રીનો વંશજ છે. ઉદયનનો પુત્ર ચાહડ, તેનો પુત્ર પદ્મસિંહ, અને પદ્મસિંહના ત્રણ પુત્રોમા વચેટ સલખણસિંહ સલખણસિંહ નર્મદાનીરે જ મરણ પામ્યો અને એના ભાઈ સામતસિંહે એના નામથી સલક્ષનારાયણની મૂર્તિ સ્થાપી, એમ એક કાંટેલાના લેખમાં લખ્યુ છે.[૨]

સલખણસિંહના નાના ભાઈ સામતસિંહને પણ વીસલદેવે સૌરાષ્ટ્રનો અધિકારી નીમ્યો હતો.[૩] વળી પદ્મ નામનો એક મત્રી જેને ચ. પ્ર મા કોષ્ઠાગારિક કહેલ છે તે હોવાનું એક ગ્રન્થપ્રશસ્તિમાંથી જણાય છે.

### વીસલદેવની સભાના વિદ્વાનો

વીસલદેવના વખતના વિદ્વાનો—વીરધવલના વખતના સોમેશ્વર કવિ, અરિસિંહ, અમરચન્દ્રસૂરિ, વગેરે વીસલદેવના સમયમાં હજી વિદ્યમાન હતા અને વામનસ્થળીનો સોમાદિત્ય, કૃષ્ણનગરનો કમલાદિત્ય, અને વીસલનગરીય નાનાક એટલાં નવા નામ ચ પ્ર (પ્ર ૧૩) માં આપ્યા છે ચ પ્ર મા લખ્યુ છે કે વીસલદેવ રાજાએ ઠક્કુર વઈજલને મોકલી એક દિવસ સવારમા અમરકવિને સભામા બેલાવ્યો.

---

૧ श्रीवीसलमहीपाल. श्रीसलक्षकराम्बुजम् ।
चक्रे सौराष्ट्रकरणस्वर्णमुद्राशुभासुरम् ॥
स लाटदेशाधिकृत. प्रभोस्तस्यैव शासनात् ।
સ. ૧૩૨૦ નો કાંટેલાનો લેખ બુદ્ધિપ્રકાશ પુ. ૬૨, અ. ૧, શ્લો. ૭, ૮, ગુ. ઐ. લે. ન. ૨૧૬ અ.

૨ श्रेयसे प्रेयसस्तस्य भ्रातु' सामतमन्त्रिणा ।
सलक्षनारायण इत्यस्यापि प्रतिमा हरेः ॥ એજન શ્લો. ૯.

૩ यथा वीसलभूपाल सुराष्ट्राधिकृत व्यधात्
सामतसिंहसचिव तथैवार्जुनभूपतिः ॥ એજન શ્લો. ૧૧.

અને એણે આવીને રાજાની સ્તુતિના બે શ્લોક સંભળાવ્યા એથી રાજા અને સભા ખુશ થયા પછી સોમેશ્વરે સમસ્યા આપી એની તરત પૂર્તિ કરી પછી સોમાદિત્યે સમસ્યા આપી તેની પણ અમરે પૂર્તિ કરી, પછી કમલાદિત્યે આપી, પછી નાનાક કવિએ, એ રીતે જુદા જુદા કવિઓએ થઈને ૧૦૮ સમસ્યાઓ આપી અને સર્વની અમરકવિએ પૂર્તિ કરી. એ રીતે સાંજ સુધી સભા ચાલી

ચ પ્ર નુ આ વર્ણન પૂરુ યથાસ્થિત નહિ હોય, પણ એ વખતની રાજસભાના વિદ્વાનોની સભાપ્રવૃત્તિનુ નિદર્શક તો છે જ

## નાનાક-પ્રશસ્તિ

સ વખતની એક ન પ્ર મા ગણાવેલા વિદ્વાનોમાં એક નાનાક કવિની બે તથા ૧૩૨૮ની બીજી એમ બે પ્રશસ્તિઓ પથ્થર ઉપર કોતરેલી કોડીનારમાંથી મળી છે[2] તે ઉપરથી નીચેની હકીકત જણાય છે વડનગર પાસે જૈવાપગોત્રના બ્રાહ્મણોનુ ગુંજા નામનુ એક ગામ છે જે મંત્રીના કામની કુશળતાથી ખુશ થઈને સોલંકી રાજાએ એઓને આપેલુ એ ગામમા વડનગરનો કાપિષ્ઠલ ગોત્રનો ઉપાધ્યાય સોમેશ્વર નામનો ઉત્તમ બ્રાહ્મણ થયો[3] જે વ પાડીઓમા અગ્રેસર હતો એ સોમેશ્વરનો પુત્ર યાજ્ઞિક આમટ થયો એનો ગોવિન્દ. આ ગોવિન્દને બે સ્ત્રીઓ હતી અને એને ત્રણ પુત્રો થયા જેમા સૌથી વચલો નાનાક નરિ ત્રણે વિદ્વાન હતા સૌથી નાના મહ્લણને સંગ્રામરે કદમ્થ હતો પણ નાનાક ન્યાય કરવા છન નાટક અન ર રામાયણ મહાભારત વગેરે સર્વ વિદ્યામાં કુશળ અને કવિ હતો આ કવિ નાનાક વીસલદેવની સભામા જઈને

---

૧ અમરચન્દ્રસૂરિના પદ્માનંદકાવ્યની પ્રશસ્તિ (જો ગા ૬ પૃ ૩ તથા ર સુ મોતીનું અવલોકન, ભાનગી ૧૯૪૧ ડિસેમ્બર પૃ ૬૪)

૨ જુઓ ઇ ગે અ ૧૧, પૃ ૧૦૨–૧૦૩ તથા પૃ ૨૦૬–૨૦૭

૩ ચ પ્ર મા નાનાકને વીસલનગરીય કહ્યો છે તેનો અર્થ કદાચ વીસલનગરો નાગર થાય પણ પ્રશસ્તિમા એ પોતાને નાગર જ્ઞાતિનો કહે છે

વેદાદિશાસ્ત્રની પરીક્ષા આપી હતી.[1] વળી વીસલદેવે એક વખત સોમે-શ્વરનાથની યાત્રા કરી[2] ત્યારે સરસ્વતી અને સાગરના સંગમ આગળ સ્નાન કરીને સોમેશ્વરને પૂજીને પ્રભાસક્ષેત્રમાં પોતે બંધાવેલ બ્રહ્મપુરીમાં અનેરું એક મહેલ જેવું ઘર આ કવિ પંડિત નાનાકને, વિદ્વાન પાત્ર જાણીને એના પગ ધોઈને આપ્યું[3] પણ નાનાક કવિને એક ઘર આપ્યાથી વીસલદેવને સંતોષ ન થયો એટલે એણે બગસરા ગામ આપ્યું અને નાનાકે એ દાનના બદલામાં સોમેશ્વરને હમેશાં તીર્થજળ, કમળો અને શાળના ગોખા ધરાવ્યા. એને સોમેશ્વર ઉપરની એની ભક્તિથી ખુશ થઈને સોમેશ્વરના મઠપતિ પાશુપતાચાર્ય ગંડશ્રી વીરભદ્રે મંગલનામ (માગરોળ)નો સાતમો ભાગ નાનાકને આપ્યો હતો.[4] આ નાનાકના પુત્રનું નામ ગંગાધર હતું.

## નાનાક કવિની જીવનચર્યા

આ નાનાક કવિની જીવનચર્યા એ વખતના શ્રેષ્ઠ વિદ્વાન બ્રાહ્મણોની જીવનચર્યાના નમૂનારૂપ હોઈને એ સંબંધી આ પ્રશસ્તિઓનાં વચનોનો સાર નીચે આપ્યો છે. આ નાનાક હમેશાં સરસ્વતીના

---

૧ राज्ञोऽस्य तस्यानुमतेस्तथान्ये नानाक उदारबुद्धिः ।
धीवैकदुर्यो विबुधप्रतीक्षां वेदादिशास्त्रेषु ददौ परीक्षाम् ॥
સં. ૧૩૨૮ ની નાનાકપ્રશસ્તિ શ્લો. ૫, ગુ. ઐ. લે. નં. ૨૧૯.

૨ अथैकदा वीसलचक्रवर्ती वीरावलीमानसमध्यवर्ती ।
पवित्रगोत्रो नियमैर्विचित्रैश्चकार सोमेश्वरदेवयात्राम् ॥ એજન શ્લો. ૬.

૩ એજન શ્લો. ૭-૮. તથા સંવત વગરની નાનાકપ્રશસ્તિ ગુ. ઐ. લે. નં. ૨૧૮, શ્લો. ૩૧.

૪ सोमेशमनुदिनं च प्रमोदयन्शालितन्दुलार्चनया ।
सफलयेति वीसलोर्वीपतिदत्तमङ्गलग्रामम् ॥
સંવત વગરની નાનાકપ્રશસ્તિ શ્લો. ૨૬, તથા શ્લો. ૨૮-૨૯.

પવિત્ર જળમાં સ્નાન કરતો, પછી એ નદીને કાંઠે આહ્નિક કરતો, સોમેશ્વરની પૂજા કરતો, મોટા યજ્ઞો કરતો, અનેક અતિથિઓને હમેશાં જમાડતો, સાધુઓ સ્નેહીઓ અને સગાંને આર્થિક મદદ પણ કરતો,[1] વળી પહેલાં જે નાનાક વીસલદેવને અમૃત ઝરતાં સુભાષિતોથી રીઝવતો એ રાજાના મરણ પછી અમાસે અમાસે એનું શ્રાદ્ધ સરસ્વતીને કિનારે કરે છે[2] પણ આ બધા ઉપરાંત લોકહિતનું મોટું કામ તો ભણાવવાનું હતું જે એ કુળના બીજા પુરુષો પણ કરતા અને આ નાનાકે તો એ માટે સરસ્વતીગૃહ (વિદ્યાલય) [illegible] બાંધ્યું હતું[3]

નાનાકની આ પ્રશસ્તિઓમાંથી કુવલયાશ્વચરિત નામના ગ્રંથના કર્તા રત્ન એના પુત્ર અને સં. ૧૩૦૭ની પ્રશસ્તિ લખનાર કૃષ્ણની જેના અષ્ટાવધાનથી સંતુષ્ટ થઈને લોક જેને બાલસરસ્વતી કહેતા તે, અને ધારાધ્વંસ નામનો પ્રબંધ લખનાર ગણપતિ વ્યાસ[4] એટલા વિદ્વાનોનો ઉલ્લેખ મળે છે

અને એ ત્રણેય વિદ્વાનો વીસલદેવના અનુગામી અર્જુનદેવના સમયમાં જીવતા હતા એમ પણ લેખો ઉપરથી જણાય છે

## વીસલદેવનાં બિરુદ

વીસલદેવના 'અભિનવ સિદ્ધરાજ' અને 'અપરાર્જુન' એ બે બિરુદોનો ઉલ્લેખ તો સં. ૧૩૧૭ના તામ્રપત્રથી મળે છે, પણ 'રાજનારાયણ' નામના એક ત્રીજા બિરુદનો પત્તો સં. ૧૩૪૩ની પ્રશસ્તિમાંથી જ મળે છે[5]

---

૧ એજન શ્લો ૩૦ અને ૧૩૨૮ ની પ્રશસ્તિ શ્લો ૧૨
૨ એજન શ્લો ૨૭ અને સં ૧૩૨૮ ની પ્રશસ્તિ શ્લો ૧૩
૩ એજન શ્લો ૩૩
૪ બન્ને પ્રશસ્તિના છેલ્લા શ્લોકો
૫ राघवस्य च किमपि धाम जनेन राज
नारायणेति जगदे जगदेकनाथ ॥
પ્રા. લે. મા. લેખાંક ૪૭, શ્લો ૫, ગુ. ઐ. લે. નં. ૨૨૨.

વીસલદેવની રાણીનું નામ નાગલ્લદેવી હતું એમ પણ એ સં. ૧૩૪૩ ની પ્રશસ્તિ કહે છે. વળી વીસલદેવ એના કુળની રીત પ્રમાણે પરમ શિવભક્ત હતો એટલું તો સં ૧૩૧૭ના લેખથી જણાય છે, પણ આ પ્રશસ્તિમા એને વદ્યનાથનો ખાસ ભક્ત હોવાનું કહેલ છે[2] આ વૈદ્યનાથ તે ડભોઈના જે મંદિરનો વીસલદેવે જીર્ણોદ્ધાર કરાવ્યાનું સં. ૧૩૧૧ ની પ્રશસ્તિમાં કહેલું છે તે મંદિરના દેવ જ હોવાનો સંભવ છે.

## ત્રણ વર્ષનો દુકાળ અને જગડૂશા

વીસલદેવના સમયમા સં. ૧૩૧૨ થી ૧૩૧૫ સુધીનો એક ત્રણ વર્ષનો દુકાળ પડ્યો હતો અને એમાં ભદ્રેશ્વર (કચ્છ)ના જગડૂશાએ લોકોને મદદ કરી હતી એમ જગડૂચરિતથી, ભાંડારકરને મળેલા એક જૂના પાનાના લખાણ ઉપરથી, અને ભાટ લોકોના કથનોથી જણાય છે[3] વીસલદેવે વીસલનગર અને ડભોઈના કિલ્લા બંધાવ્યા કે સમરાવ્યા એમ ભાટ લોકો કહે છે જગડૂચરિત (શ્લો. ૧૮)માં સં. ૧૩૧૨ થી ત્રણ વર્ષનો દુકાળ પડ્યો એમ કહ્યું છે એ ઉપરથી ઉપલું વિધાન કર્યું છે.

---

૧ नागलदेवीति बभूव यस्य जाया जयश्रीरिव देहबद्धा ओजन श्लो. ७

२ यस्मिन्नत्नकला न्यधत्त मकरध्वजान्तकं जग-
 त्तापव्यापदपायरिष्णुमहिमा श्रीवैद्यनाथः प्रभुः । ओजन श्लो ६.

૩ ભાંડારકર રિપોર્ટ, ૧૮૮૩-૮૪, પૃ. ૧૫ અને ૩૨૩, તથા રાસમાળા આ. ૩, પૃ. ૩૭૭. આ જગડૂશાહ એ વખતનો મોટો વેપારી અને મહાધનાઢ્ય પુરુષ હતો. એને વિશે ધનપ્રભસૂરિના શિષ્ય સર્વાનન્દસૂરિએ જગડૂચરિત નામનું એક કાવ્ય લખ્યું છે તેમા ગુજરાતના રાજાએ જગડૂશા પોતાના દરબારમા આવ્યો ત્યારે ઘણું માન આપ્યું હોવાનું લખેલું છે. એક જૈન પટ્ટાવલીમાં દુકાળ સ. ૧૩૧૮ થી ત્રણ વર્ષ ચાલ્યો એ ઉપરથી પહેલી આવૃત્તિમા મે એ પ્રમાણે લખેલું; જગડૂચરિતને અનુસરી ઉપર સ. ૧૩૧૨ થી ૧૩૧૫ લખેલ છે

જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ, પૃ ૪૦૧ તથા ટિ. ૪૧૨.

૪ રાસમાળા પૃ. ૩૭૮.

## પ્રકરણ ૨૦ મુ

### અર્જુનદેવ ઈ સ ૧૨૬૨ થી ૧૨૭૫
### ( વિ. સ ૧૩૧૮ થી ૧૩૩૧ )[1]

વીસલદેવે પોતાના ભાઈ પ્રતાપમલ્લના પુત્ર અર્જુનદેવને રાજ્યા ભિષેક કરી દેહ છોડયો એમ ઈ સ ૧૨૮૭ ( સ ૧૩૪૩ )ની ત્રિપુરાન્તકપ્રશસ્તિમા લખ્યુ છે[2]

#### ઈ સ ૧૨૬૪ (સ ૧૩૨૦)નો શિલાલેખ

અર્જુનદેવ વિશે પ્રબન્ધોમાથી કશુ જ જાણવા મળતુ નથી અને એના સમયના ઉત્કીર્ણ લેખ મળ્યા છે તેમાથી પણ ઘણું થોડું જાણવાનુ મળે છે સ ૧૩૨૦ના એના ત્રણ લેખ મળ્યા છે તેમાથી એનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે અને ત્રીજો લેખ સ ૧૩૨૦ ( ઈ સ ૧૨૬૪ ) નો વેરાવળના હરસિદ્ધ માતાના મંદિરમાથી મળ્યો છે આ લેખમા વિક્રમ સ ૧૩૨૦, હિજરી સ ૬૬૨ સિંહ સ ૧૫૧ અને વલભી સ ૯૪૫ એ રીતે ચાર સંવત આપેલા છે આ લેખ પ્રમાણે સ ૧૩૨૦મા અર્જુનદેવનો મહામાત્ય રાણકશ્રી

---

૧ પ્રવચનપરીક્ષામા સ ૧૩૦૨ થી ૧૩૧૮ વર્ષ સુધી વીસલદેવનુ રાજ્ય રહ્યુ અને ૧૩૨૦ થી ૧૩૩૩ વર્ષ સુધી અર્જુનદેવનુ રાજ્ય રહ્યુ એમ લખ્યુ છે ભાંડારકરને મળેલી એક જૂની અર્ધ સંસ્કૃત પોથીમા પણ એ જ પ્રમાણે સાલ આપી છે ( ૧૮૮૩-૮૪ નો રિપોર્ટ ) પણ ૧૩૨૦ નો તો અર્જુનદેવનો લેખ મળ્યો છે વળી અર્જુનદેવનો રાજ્યકાળ ઉપરના ગ્રન્થોમા ૧૩ વર્ષનો માન્યો છે અને સ ૧૩૩૨ નો સારંગદેવનો લેખ મળ્યો છે એટલે વિચારશ્રેણીને અનુસરી સ ૧૩૧૮ થી ૧૩૩૧ નો અર્જુનદેવનો રાજ્યકાળ માનવો એ જ યોગ્ય છે

૨ श्रीविश्वमल्ल क्षितिपोऽभिषिच्य भ्रातृतनूजं तमथार्जुनं स ।
छाक सुधापाकमभुङ्क्त नाकनितम्बिनीनामधरामृतेन ॥

પ્રા લે. મા લેખાંક ૪૭ શ્લો ૯, ગુ. ઐ લે. ન ૨૨૨.

૩ ઇ એ ગ્ર ૧૧, પૃ ૨૪૧ ગુ ઐ લે ન ૩૧૭

માલદેવ હતો. આ લેખ દ્વારા સોમનાથના મઠના પાશુપતાચાર્ય ગંડ શ્રીપરવીરભદ્ર, તેના પારિપાર્શ્વિક મહંતશ્રી અભયસિંહ અને ત્યાંના મહાજનના આગેવાન (બૃહત્પુરુષ) માણસો જેવા કે ઠક્કર શ્રીરામદેવ રાણકશ્રી સોમેશ્વરદેવ, ઠ. પલુગિદેવ, ઠ શ્રી ભીમસિંહ તથા રાજશ્રી છાડાની પાસેથી હરમુઝ (ઓર્મઝ-હુર્મઝ-અખાતનું ?)ના કાંઠા ઉપરના અમીર રુકનુદ્દીનના રાજ્યના નાખુદા પીરોજે સોમનાથદેવના નગરની બહારના ભાગમાંથી એક મસ્જિદ બાંધવા માટે જમીનનો કટકો બધા હક્કો સાથે ખરીદી લીધો અને એ ઉપર રાજશ્રી છાડાના મિત્ર અને ધર્મબાંધવ પીરોજ નાખુદાએ મસ્જિદ બાંધી, એનાં પૂજા દીપ તેલ કુરાનપાઠ વગેરે માટે તથા ચાલુ થાગડથીગડ માટે શ્રીનવઘનેશ્વરદેવના સ્થાનપતિ શ્રીત્રિપુરાંતક તથા વિનાયક ભટ્ટારક અને રત્નેશ્વર વગેરે પાસેથી ધઉલેશ્વર દેવની માલિકીની બે માળના ઘરવાળી એક મોટી વાડી, બે હાટ, એક ઘાણી વગેરે લઈને મસ્જિદને એની ઊપજ વાપરવા માટે એ બધું આપ્યું

વળી સોમનાથ પાટણના શિયાપથી વહાણવટીઓના અમુક ઉત્સવો માટે રકમ ઠરાવી આપી એનો વહીવટ પાટણના મુસલમાનોની જમાત કરે તથા કાંઈ વધારે રહે તો મક્કા અને મદીના મોકલે એવો ઠરાવ નોંધેલો છે. આ લેખમાં કેટલાક અરબી ગુજરાતી અને ફારસી શબ્દ પણ મળે છે.

મુસલમાન વેપારીઓ અને વહાણવટીઓ સાથે ગુજરાતના રાજ્યે તથા લોકોએ કેવો મીઠો સબંધ એ વખતે બાંધ્યો હતો એનું ઉપરનો લેખ સરસ દૃષ્ટાંત છે.[1]

સં. ૧૩૨૭ ના આશ્વિન વદિ ૧૦ બુધવારે શ્રી અર્જુનદેવના

---

૧ આ લેખ બરાબર સમજ્યા વગર ટોડે અર્જુનદેવનો નૌસેનાધ્યક્ષ મુસલમાન હતો એમ લખી દીધું છે અને બીજાઓએ ઉતાર્યું છે (જુઓ ટોડ્ઝ ટ્રાવેલ્સ ઇન વેસ્ટર્ન ઇન્ડિયા ઉપરથી વસંતરજતમહોત્સવ સ્મારક ગ્રંથના 'ગુજરાતનું વહાણવટું' નામના લેખમાં પૃ. ૧૯૪નું કથન અને ટિ. ૩૮ ).

રાજ્યમાંથી શ્રીવાસુપૂજ્યચરિત નામનો એક ગ્રંથ લખાયો છે,[1] પણ એમાંથી અર્જુનદેવના રાજ્યકાળના સૂચન સિવાય કાંઈ મળતું નથી

વિ. સં. ૧૩૨૮ ની નાનાકપ્રશસ્તિનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે શેષ નાનાકપ્રશસ્તિઓમાંથી ઝાઝી વાત વીસલદેવને લગતી જ મળે છે

વિ. સં. ૧૩૨૮ નો જ એક લેખ કચ્છના રાવ ગામ (જે ભુજની પૂર્વે આઠ મૈલ ઉપર છે) માંથી મળ્યો છે આ લેખ એક જૂના મન્દિરના આગળના એક ખૂણામાં પડેલા એક પાળિયા ઉપર હોવાનું તથા મહારાજાધિરાજ અર્જુનદેવના રાજ્યમાં માલદેવ મહામાત્ય હતો ત્યારે ગામમાં એક વાવ બંધાયાની નોંધ એ લેખમાં હોવાનું મુંબઈ ગેઝિટિયરમાં લખ્યું છે[2]

અર્જુનદેવના સમયનો છેલ્લો લેખ સં. ૧૩૩૦ વૈશાખ સુદિ ૧૫ નો ગિરનારમાંથી મળ્યો છે[3] એ વખતે સૌરાષ્ટ્રનો સૂબો પાલ્હ હતો એમ એ લેખમાં કહેલું છે

## મંત્રીઓ

અર્જુનદેવ વિશે આથી વધારે લેખ મળ્યા નથી એના મહામાત્યનું નામ માલદેવ હતું એમ સં. ૧૩૨૦ના ઉપર સવિસ્તર ઉતારેલા લેખથી જણાય છે, અને છેવટ સુધી માલદેવ જ મહામાત્ય મંત્રી હતો એ ઉપર નોંધ્યું જ છે

---

૧ જેસલમીર ભાણ્ડાગારીય ગ્રન્થસૂચી પૃ ૨૯ જૈ પુ પ્ર સ ન ૨૬૧

૨ મું ગે ગ્રં ૧, ભા ૧, પૃ ૨૦૮ એ જ પૃષ્ઠ ઉપર ટિપ્પણીમાં પ્રસ્તુત લેખ માટે Bombay Government Selections CLIth, New Series 71 એ રીતે ઉલ્લેખ આપ્યો છે પણ શ્રી દે રા ભાણ્ડારકરના નોંધન લિસ્ટમાં આ લેખની નોંધ નથી.

૩ આ લેખ શ્રી ભાંડારકરે નિથિક સોસાયટીના ક્વાર્ટર્લી જર્નલ (ગ્રં ૧૪ પૃ. ૨૪૩)માં છપાવેલો છે

## ૧૩૨૦નો કાંટેલાનો લેખ

બીજા મંત્રીઓમાં ઉદયનના વંશનો સામંતસિંહ જેને વીસલદેવે સૌરાષ્ટ્રનો અધિકારી નીમ્યો હતો તેને અર્જુનદેવે પણ સૌરાષ્ટ્રનો અધિકારી નીમ્યો હતો[1] અને એ અધિકારી તરીકે પોતે હતો ત્યારે જ એણે સમુદ્રકાંઠે દ્વારકા જવાના રસ્તામાં આવેલો રેવતીકુંડ જીર્ણ થઈ ગયો છે એમ સાંભળ્યું એટલે પોતાની માતાના કલ્યાણ અર્થે નવા પથ્થરના પગથિયાં બંધાવી દેવોની વાવ સમાન એ તીર્થને બનાવ્યું[2] અને ત્યાં ગણેશ, ક્ષેત્રપાલ, સૂર્ય તથા ચંડિકાદિ (નવ) માતાઓ સાથે શંકરની તથા વિષ્ણુની મૂર્તિઓ કરાવી, વળી નવા મંદિરથી શોભાયમાન એવી રેવતી તથા બલદેવની બે મૂર્તિઓ કરાવી; વળી પાણીના રેંટ (अरघट्ट)થી મનોહર લાગતો કૂવો પણ કરાવ્યો, જેના નિપાન (અવેડા) માંથી અમૃત જેવું પાણી ગાયો પીએ છે

વિક્રમના વર્ષ ૧૩૨૦ જ્યેષ્ઠ સુદિ ૪, બુધવારે અહીં પ્રતિષ્ઠા થઈ

---

૧ જુઓ પૃ. ૪૬૮, ટિ ૨.

૨ स जातु जलधेस्तीरे पथि द्वारवतीपते ।
शुश्राव रेवतीकुण्डमिदं कालेन जर्जरम् ॥
अतस्तु तन्महातीर्थं जननीश्रेयसेमुना ।
नवोपलसोपानैः सुरवापीसमं कृतम् ॥
કાંટેલાનો સ. ૧૩૨૦ નો લેખ શ્લો. ૧૨-૧૪.

૩ गणेशक्षेत्रपालार्कचण्डिकादिभि समम् ।
कारितौ कृतिना चेह महेशजलशायिनौ ॥
किंचात्र सच्चरित्रेण रेवतीबलदेवयोः ।
अस्यापि मूर्तियुगल नवायतनपेशलम् ॥
अकारि कूपकोप्यस्मिन्नरघट्टमनोहरः ।
धयन्ति धेनवो यस्य निपानेम्बुसुधासुखम् ॥ એજન, શ્લો. ૧૫-૧૬.

સામત મનીના ગોત્રમાં પૂજ્તોના હરિહર કવિએ આ પ્રશસ્તિ રચી છે[૧]

સુરાષ્ટ્રનો અધિકાર આ સામતસિંહે ક્યારે અને શા કારણથી છોડ્યો એ કહી શકાતુ નથી, પણ સ ૧૦૦ મા ત્યાંનો મંત્રી પાલ્હ હોવાનુ ગિરનારના લેખથી જણાય છે માટ એ પહેલા છોડ્યો હશે.

અર્જુનદેવના વખતમા પણ વીસલદેવના વખતના કવિ નાનાક, કુવલયાશ્વચરિતના કર્તા રત્ન, એનો પુત્ર કૃષ્ણ અને ધારાધ્વસના લેખક ગણપતિ વ્યાસ વગેરે વિદ્વાનો વિદ્યમાન હતા એમ સ ૧૩૨૮ની નાનાકપ્રશસ્તિથી જણાય છે

અર્જુનદેવનો રાજ્યકાળ વિ સ ૧૨૭૫ (સ ૧૩૩૧)મા પૂરો થયો.

---

૧ બુદ્ધિપ્રકાશ પુ સ. ૧૯૧૫ અ ૧ મા સ્વ. રતનસુખરામ ગનસુખરામ ત્રિપાઠીએ ભાષાંતર અને વિવેચન સાથે મહેલાના નનાકાલેખના રદિંર માથી મેળવી આ લેખ છપાવ્યો છે, પછી ગુ. ઐ. લે ન ૨૧૬ અ મા છપાયો છ

—

# પ્રકરણ ૨૧ મું

## સારંગદેવ ઇ. સ. ૧૨૭૫ થી ૧૨૯૬ (વિ. સં. ૧૩૩૧ થી ૧૩૫૩)[1]

ચિંતામણિ પાર્શ્વનાથના સં. ૧૩૫૨ના લેખમા તથા મુરલીધરના મંદિરની પ્રશસ્તિમા[2] કહ્યા પ્રમાણે અર્જુનદેવના મોટા પુત્ર રામદેવે પિતાના જીવતા જ કદાચ થોડા વખત સુધી નાના ભાઈ સાથે રાજ્યનો ભાર ઉપાડ્યો હશે, પણ અર્જુનદેવ પછી તો એનો નાનો પુત્ર સારંગદેવ જ ગાદીએ બેઠા છે.[3] સારંગદેવના સમયની ત્રિપુરાન્તકેશ્વર પ્રશસ્તિમાં જોકે એના મોટા ભાઈ રામદેવનુ નામ નથી, પણ ખંભાતના ૧૩૫૨ના તથા ઇડરના મુરલીધર મંદિરના ૧૩૫૪ના લેખમા અર્જુનદેવને મોટો પુત્ર રામ અને નાનો સારંગદેવ

---

૧ વિચારશ્રેણીમાં ઉપગ્નો સમય આપ્યો છે, ગેઝિટિયરમાં પણ એ સ્વીકાર્યો છે, અને ઉત્કીર્ણ લેખોનો પુરાવો જોતાં પણ એ જ બરાબર લાગે છે.

૨ તન્નન્દનાऽनिन्दितकीर्तिरस्ति ज्येष्ठोऽपि राम किमु कामदेव । શ્લો. ૯.
उभौ धुर धारयत प्रजानां पितुः पदस्यास्य च धुर्यकल्पौ । શ્લો. ૧૦.
ભાવનગર પ્રાકૃત અને સંસ્કૃત ઇન્સ્ક્રિપ્શન્સ પૃ. ૨૧૭.
આ શ્લોકમાં 'उभौ-બે ય' એમ છે એનો અર્થ સ્વ. રામલાલ મોદી કહે છે તેમ બે ભાઈઓ (પિતાપુત્ર નહિ) કર્યો એ જ મને યોગ્ય લાગે છે (જુઓ ૧૯૩૩નો ગુજરાતીનો દીપોત્સવી અંક પૃ. ૧૫, ટિ. ૧)
તથા तस्याग्रज. सप्रति राजतेऽसौ श्रीरामनामा नृपचक्रवर्ती । શ્લો. ૧૧.
सारगदेव. कुशुमे धरायां रामानुजो लक्ष्मणसन्निभश्च । શ્લો ૧૨.
મુરલીધરના મંદિરની પ્રશસ્તિ, બુદ્ધિપ્રકાશ ૧૯૧૦, પૃ. ૭૭.

૩ तस्यांगभूर्जयति गूर्जरराज्यलक्ष्मी–संभोगकन्दलितसौख्यनिमग्नचेताः ।
क्षोणीसमुद्धरणकेलिरसोत्तरग. सारगदेव इति शार्ङ्गधरानुभाव. ॥
પ્રા. લે. મા. લેખાંક ૪૭, શ્લો. ૧૨.

હોવાનું સ્પષ્ટ કથન છે[1] મોટા ભાઈ પિતાના જીવતાં જ પરલોકવાસી થયો હોય કે ગમે તેમ થયું હોય, પણ અર્જુનદેવ પછી તો નાનો સારંગદેવ જ ગાદીએ બેઠો છે

સારંગદેવ વિચારશ્રેણીના નોંધ્યા પ્રમાણે સં ૧૩૩૧માં ગાદીએ બેઠો હોવાનો સંભવ છે, કારણ કે સં ૧૩૩૦નો, ઉપર જોયું તેમ, અર્જુનદેવનો લેખ મળ્યો છે અને સં ૧૩૩૨ના માર્ગશીર્ષ સુદિ ૧૧ (ઈ સ ૧૨૭૫ ડિસેમ્બર)નો કંથકોટ પાસે આવેલા કચ્છના ખોખરા ગામના ખેતરના એક પાળિયા ઉપર સારંગદેવના વખતનો એક લેખ મળ્યો છે[2] પાળિયાનો આ પથ્થર મૂળ ભદ્રેશ્વરતીર્થમાં હતો આ લેખમાં સારંગદેવને " સમસ્તરાજાવલીસમલંકૃત મહારાજાધિરાજ પરમેશ્વર પરમભટ્ટારક" જેવાં વિશેષણ લગાડ્યાં છે અને એના મહામાત્યનું નામ શ્રીમાલ્હ લખ્યું છે[3]

આ પછી વિ સં ૧૩૩૩ જ્યેષ્ઠ સુદિ પાંચમને રવિવારનો આમરણ (સૌરાષ્ટ્ર)માંથી એક લેખ મળ્યો છે[4] આ લેખમાંથી સારંગદેવના ઇતિહાસ ઉપર કંઈક નવો પ્રકાશ પડે છે આ લેખમાં સૌરાષ્ટ્રના અધિકારીનું નામ શ્રી પાલ્હ લખ્યું છે આ પાલ્હ સં ૧૩૩૦માં પણ સૌરાષ્ટ્રનો અધિકારી હતો એ આપણે ગિરનારના લેખથી જાણીએ છીએ શ્રી પાલ્હ વગેરે પંચકુલની સંમતિથી

---

૧ જુઓ ઉપર પૃ ૯૭, ટિ ૨, માં ઉતારેલાં વચન.

૨ જુઓ ઇ એ ગ્રં ૨૧, પૃ ૨૭૬ ગુ એ લે નં ૨૨૦

૩ રા રા રત્નમણિરાવ ખોખરા પાસે આ લેખની નકલ છપાયલી નકલ જોઈ તે ઉપરથી સુ રા (પૃ ૨૦૪)માં સારંગદેવના મહામાત્યનું નામ 'માલદેવ' લખ્યું છે એ ભૂલ છે બુહ્લરે પાડેલથી ઇ એ ગ્રં ૨૧ માં જે લેખ છપાયો છે તેમાં સ્પષ્ટ 'માલ્હ' નામ છે

૪ જુઓ પુરાતત્ત્વ પુ ૧, અં ૧, પૃ ૬૭, ઉપર શ્રી ડિસ્કળકરનો લેખ

આમરણમાં ચાપોત્કટવંશના, રાણકશ્રી ભોજદેવના પુત્ર ગજા[1]એ શ્રી સુમતિસ્વામી દેવના પૂજન માટે દધિમતી (હાલની દેમઈ આમરણથી એક ગાઉ છે) નદી પાસે એક વાડી આપી છે. આ લેખ ઉપરથી એ વખતે આમરણમા સોલકીરાજા સારગદેવના ખડિયા તરીકે ચાવડાવશના કોઈ રાણાનુ રાજ્ય હતુ એમ સિદ્ધ થાય છે.

### માળવાના ગોગને સારંગદેવે હરાવ્યો

આ લેખમા સારગદેવના વિશેષણોમા ચાર નવા છે,[2] (૧) ભુજબલમલ્લ, (૨) સપ્તમચક્રવર્તી, (૩) માલવધરાના ધૂમકેતુ, અને (૪) ગુર્જરભૂમિને ઉદ્ધારનાર વહારરૂપ. આ ચારમાથી 'ભુજબલમલ્લ'મા ખાસ કાઈ અર્થ નથી. પછી 'સપ્તમચક્રવર્તી' પોતાને કહેવરાવે છે તે આગળના પોતાના વશના ૭ ચક્રવર્તીઓને ગણીને, તેમાં બે તો અર્જુનદેવ અને વીસલદેવ હશે અને બાકીના ચારમા (૧) સિદ્ધરાજ, (૨) કુમારપાળ, (૩) અજયપાલ, અને મૂળરાજને ગણ્યા હોવાની શ્રી. ડિસકળકરની અટકળ છે[3] પણ આ અનુમાન પાયા વિનાનુ છે, કારણ કે આ સારગદેવ પહેલા ભીમદેવ બીજાને પણ 'અભિનવસિદ્ધરાજ' તથા 'સપ્તમચક્રવર્તી' કહેલ છે.[4] મતલબ કે 'સપ્તમચક્રવર્તી'ને સ્વ. ગ સુ મોદી કહે છે તેમ કદાચ ભારતવર્ષના ૭ ચક્રવર્તીઓને એઓએ દ્વયાશ્રય (સ. ૧ શ્લો ૪૬)ની ટીકામાથી બતાવ્યુ છે[5] તેમ, 'માધાતા, ધુધુમાર, હરિશ્ચન્દ્ર, પુરૂરવા ભારત અને કાર્તવીર્ય એ ૭મા પ્રાચીન ચક્રવર્તીઓમાં પોતે

---

૧ દાન આપનાર રાજાનુ નામ લેખમાંથી ભુસાઈ ગયુ છે.

૨ मालवधराधूमकेतु गूर्जरधरणीसमु(द्धरण)वराह सप्तमचक्रवर्ति भुजबलमल्ल महाराजश्री सारगदेव.

પુરાતત્ત્વ પુ. ૧, અ. ૧, પૃ. ૩૭.

૩ જુઓ એજન પૃ ૩૯–૪૦.

૪ જુઓ ભીમદેવ બીજાનું સ. ૧૨૮૩ નું તામ્રપત્ર (ગુ. ઐ લે. ન. ૧૬૬).

૫ જુઓ મારા ગુ. મ. રા. ઇ. સા. પહેલીનું માનસી ૧૯૪૧ ડિસેમ્બરમાં છપાયેલુ એમનુ અવલોકન પૃ. ૩૭૮.

સાતમો એમ તાત્પર્ય હોય પટનો ચક્રવર્તી સિદ્ધરાજ એમાં તો સંદેહ નહિ પણ ભીમદેવને ન ગણવા માટે શ્રી. સિન્ગડરે એ નમજો ટોવાનું આપેલું કારણ ગળે ઊતરતું નથી અને ભીમદેવને ગણનામાં આવે તો સારંગદેવ આઠમો થાય એ ગમે તેમ હો, સૌથી વધારે ઉપયોગી તો ત્રીજું વિશેષણ છે એ ઉપરથી માળવાના કોઈ રાજાએ ગુજરાત ઉપર કરેલો હુમલો સારંગદેવે પાછો વાળ્યો હોવાનું અનુમાન થાય છે સં ૧૩૩૩માં આ વિશેષણ વપરાયું છે એ ઉપરથી એ પહેલાં સં ૧૩૩૧માં કે ૧૩૩૨માં માળવા સાથેનું આ યુદ્ધ થયું હોવું જોઈએ આ લેખમાં માળવાના રાજાનું નામ લખ્યું નથી એ જ રીતે ત્રિપુરાન્તકેશ્વર-પ્રશસ્તિમાં પણ માળવાના રાજાને યુદ્ધમાં પોતાના ખડ્ગથી હરાવ્યો એટલું જ કહ્યું છે[1] પણ વિ સં ૧૩૫૪ની ઈડરના મુરલીધરના મંદિરવાળી પ્રશસ્તિમાં ‘નાછમાં ગોગને નસાડ્યો એમ લખ્યું છે[2] આ લેખનું વિવેચન કરતાં સ્વ મનસુખરામ ત્રિપાઠીએ લખ્યું છે તેમ આ નામ બીજેથી જાણવામાં આવ્યું નથી, પણ પહેલાં માળવાના રાજાના મંત્રી અને પાછળથી અર્ધા રાજ્યના ધણી થઈ બેઠેલા ગોગદેવને સારંગદેવે હરાવ્યો હતો એમ ફારસી તવારીખોમાંથી નીકળે છે[3] માળવાના આ ગોગને સં ૧૩૩૧-૩૨માં હરાવ્યો હોવાનું આપણે અનુમાન કર્યું છે એ વખતે માળવાની ગાદી ઉપર જયસિંહ ત્રીજો હતો જેને રણથંભોરના ચોહાણ રાજા જૈત્રસિંહે બૂરી રીતે હરાવ્યો હતો[4]

---

૧ युधि यादवमालवेश्वरावहन् क्षीणबलौ बलेन यः ।
પ્રા લે મા લેખાંક ૭૭, શ્લો ૧૩

૨ सारगेन्द्र जुतुभे धरायां
दुष्टसमारं समरे च गोगं विद्रावयामास दिगन्तरेषु ।
બુદ્ધિપ્રકાશ ૧૮૫૦, પૃ ૭૬, શ્લો ૨૨.

૩ જુઓ શ્રી વિ ર નું ઇત ભા ૨ પૃ ૩૩૬, ટિ

૪ એજન પૃ ૩૩૨ તથા ટિ ૬

## સારંગદેવ અને યાદવ રાજા રામચંદ્ર વચ્ચે યુદ્ધ

સારંગદેવનું એક પરાક્રમ તો માળવાના ગોગને પાછો કાઢ્યો તે અને બીજું ત્રિપુરાન્તકેશ્વર-પ્રશસ્તિમાં યાદવ રાજાને હરાવ્યાનું કહ્યું છે.[૧] પણ આ યાદવ રાજા તે ક્યાનો રાજા ? શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉએ દેવગિરિનો યાદવ રાજા રામચંદ્ર હોવાનું અનુમાન કર્યું છે.[૨] આ યાદવ રામચંદ્રનો સમય શક ૧૧૯૩ (ઈ. સ. ૧૨૭૨ થી ૧૩૦૮—વિ. સં. ૧૩૨૮-૧૩૬૫) મનાય છે. એટલે એ સંભવિત છે. વળી થાણા પાસેના ઓવળે ગામમાંથી મળેલા શક સં. ૧૧૯૪-ઈ. સ. ૧૨૭૨ના દાનપત્રમાં રામચંદ્રને 'ગુર્જરદલન-કંઠીરવ' જેવું બિરુદ અપાયું છે[૩] એ જોતાં આ રામચંદ્રે ગુજરાત ઉપર ચડાઈ કરવાનો યે સંભવ માનીએ. પણ એ સાલમાં ગુજરાતની ગાદી ઉપર સારંગદેવ નહિ પણ એનો પિતા અર્જુનદેવ હતો. પછી યુવરાજ તરીકે સારંગદેવ રામચંદ્ર સામે લડ્યો હોય અને એને પોતાનું પરાક્રમ ગણ્યું હોય તો જુદી વાત. પણ આ યાદવ રાજાને હરાવ્યાના પરાક્રમને સારંગદેવે બહુ મહત્ત્વ આપ્યું હોય એમ જણાતું નથી, કારણ કે છેક સંવત ૧૩૫૦ના આબુના લેખમાં માલવેશ ઉપરના વિજયનું સૂચક બિરુદ મળે છે,[૪] ત્યારે યાદવ-વિજયસૂચક બિરુદ નથી.

સારંગદેવના પરાક્રમો વિશે ઉપર જે બે ઉલ્લેખ નોંધ્યા છે તે સિવાય કશું મળતું નથી, એટલે હવે કાલાનુક્રમમાં એના સમયના લેખોની ટૂંકી નોંધ કરવા સાથે પ્રસંગોપાત્ત એનાં ધાર્મિક કાર્યોનું વર્ણન પણ કરી લઈશું.

---

૧ જુઓ ઉપર પૃ. ૪૮૧ ટિ. ૧

૨ જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ ૧ ભાગ પૃ. ૧૫૭.

૩ જુઓ હેમાદ્રિ (મરાઠી) પૃ. ૧૮૩.

૪ मालवेशवरूथिनीगजघटाकुम्भस्थलविदारणैकपचानन—

(જુઓ પ્રા. જૈ. લે. સં. લેખાંક ૧૩૩.)

વાપરતા એમને રમા નામની સ્ત્રી હતી આ ત્રિપુરાન્તકે કરેલા સોમનાથના વિશાળ જીર્ણોદ્ધારનું વર્ણન પ્રશસ્તિના પાછીના (૪૦થી આગળ) શ્લોકોમા છે એ જીર્ણોદ્ધારની થોડી વિગતો નીચે આપી છે: સોમેશ્વરના મંદિરના મંડપની ઉત્તરે કર્ણચટિકાગૃહની પાસે શંકરના પાંચ મુખ જેવા પાંચ મંદિર કરાવ્યાં (૧) પોતાની માતા માલ્હણદેવીના નામથી માલ્હણેશ્વરનું મંદિર કરાવ્યું, (૨) પોતાના ગુરુના નામથી ગંડબૃહસ્પતિનું મંદિર કરાવ્યું, (૩) ગુરુપત્ની ઉમાના નામથી ઉમેશ્વરનું મંદિર બંધાવ્યું, (૪) પોતાના નામથી ત્રિપુરાન્તકેશ્વર અને (૫) પોતાની સ્ત્રી રમાના નામથી રમેશ્વર એ રીતે પાંચ મંદિર કરાવ્યા (શ્લો ૪૩થી ૪૪), અને પાંચ મંદિરોના વચલા ભાગમા ગોરક્ષક (ગોરખ)નું ભૈરવનું હનુમાનનું સરસ્વતીનું અને સિદ્ધિ વિનાયકનું એટલાના સ્થાન કરાવ્યાં (શ્લો ૪૫), અને ઉત્તરના દ્વાર સામે સુંદર સ્તંભો ઉપર તોરણ કરાવ્યું (૪૬) આ પછી એ સ્થાનના જુદા જુદા માણસોએ મંદિરમા શું કામ કરવું એની વિગતો લખી છે.

પછી કોણે શું શું આપવું એની વિગતો છે. દા. ત માળીઓની શ્રેણીએ હમેશાં બસ્સો કમળ અને બે હજાર નવા કરેણના ફૂલ આપવા વળી કોઠારમાંથી હમેશા શું કેટલું લેવું એની વિગતો આપતાં બે માણા ચોખા. એક માણું મગ, ચાર તોલા ઘી, તથા દીવા માટે તેલ એટલું જ અને ધૂપ વખતે બે મણ ગૂગળ લેવો વળી મેહરે (?) નાગરવેલના પાન પચાસ હમેશા આપવા (શ્લો ૫૫)

ત્રણ હાટ ખરીદીને આ મંદિરના ચાલુ ખર્ચ માટે ત્રિપુરાન્તકે આપ્યા તથા ચૈત્રમા અને ભાદરવામા સાફસફી તથા સમારકામ માટે મહાજને પણ હાટદીઠ એક દમ્મનો લાગો નાખ્યો હતો મહંત ત્રિપુરાન્તક સારંગદેવ રાજાના નામથી એક કુંડ પણ બંધાવ્યો હોય એમ જણાય છે (શ્લો. ૭૨) આ પ્રશસ્તિ ધન્ધના પુત્ર ધરણીધરે રચી છે, પૂર્ણસિંહના પુત્ર મંત્રી વિક્રમે લખી છે, અને નાહડના પુત્ર પૂર્ણસીહે

ટાતરી છે ઉપર ગદ્યમા લખ્યુ છે કે સ. ૧૩૪૦ની માઘ સુદિ પાંચમને સોમવારે બિંબપ્રતિષ્ઠામહોત્સવ થયો

### સોમનાથના આ મંદિરનો વિનાશ થઈ ગયા છે

એ સમયના ધાર્મિક કાર્યોનો ખ્યાલ આવે એ માટે આ પ્રશસ્તિનો સાર વધારણથી આપ્યો છે બાકી ત્રિપુરાન્તકે ૧૩૪૦મા નવા બનાવેલા મંદિર નષ્ટ થઈ ગયા છે એ પાશુપત આચાર્યો, એના મઠો, એ વાગાઓ, અને સોમનાથની એ અદ્ભુત જાહોજલાલીની કશાનુ પણ નામનિશાન નથી રહ્યુ ફક્ત સોમનાથના મૂળ પથ્થરના મંદિરનો ભગ્નાવશેષ સમુદ્રકાંઠે આ કરુણ ઇતિહાસના સાક્ષી જેવો ઊભો હતો [1] સં ૧૩૪૦મા સારંગદેવનો મહામાત્ય મધુસૂદન હતો ત્યારે વીજાપુરમા એક જૈનધર્મગ્રન્થની પ્રત લખાઈ છે [2]

વિ સં ૧૩૪ વૈશાખ વદિ છઠ્ઠો વન્થળીનો એક લેખ મળ્યો છે [3] જેમા સારંગદેવના રાજ્યમા એનો મહામંડલેશ્વર વિજયાનંદ (જેના પિતાનુ નામ ક્ષેમાનંદ હતુ) ભાનુ ગામે લડવા ગયેલો ત્યારે એના મહાસાવનિક મંત્રનો પુત્ર હરિપાલ કેદારપુરને બચાવવા જતા મરણ પામ્યો અને એ હરિપાલના ભાઈએ એની યાદગીરીમાં રણુસ્તંભપાળિયો ઊભો કર્યાની નોંધ છે આ પ્રશસ્તિ વજનગરના માધવ પ્રાહ્મણે લખી છે

ઈ સ ૧૨૯૨ (સ ૧૩૪૮)માં મુસલમાની લશ્કર આચોરની સીમા સુધી આવી ગયુ હતુ પણ સારંગદેવ સામો આવે છે એમ જાણી

૧ હવે એ પણ નથી એ જ સ્થળે નવુ મંદિર બધાઈને નવી બિંબપ્રતિષ્ઠા થઈ છે સં ૨૦૦૭ ની વૈશાખ સુદિ પાંચમે

૨ જુઓ પીટર્સન રિપોર્ટ ગ્ર ૫, પૃ ૫૦ જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ ૪૦૧

૩ જુઓ એન્ટી રા ઑફ ભાવનગર ઇન્સ્ટિટ્યૂટ ગ્ર ૪, પૃ ૧૫૪ આ તા વિસકળકરની નોંધ અને શ્રી દે । ભાવનગરનુ નોર્ધર્ન લિસ્ટ ન ૬૨૮ ગુ. ઐ લે ન ૨૨૨ ગ

નામે ટીકા રચી છે તેની અંતપ્રશસ્તિના શ્લોકમાં ૧૩૫૩ ભાદરવા સુદિ ૧૩ને રવિ એ રીતે તિથિ રાજાનું નામ શ્રીસારંગ અને મહામાત્યનું નામ માધવ લખેલ છે.[1] મહામાત્યના નામ માટે આ બહુ ઉપયોગી છે. આ લેખ પ્રમાણે સં. ૧૩૫૩ સુધી સારંગદેવ ગાદી ઉપર હોવો જોઈએ, પણ જ્યોતિષની ગણત્રી પ્રમાણે સં. ૧૩૫૩ નહિ પણ સં ૧૩૫૨ હોવું જોઈએ એમ સ્વ રામલાલ મોદીનું કહેવું છે.[2]

ઉપર કાલાનુક્રમમાં ઉતારેલા લેખોમાંથી સારંગદેવની કારકિર્દી વિશે જે કાંઈ જાણી શકાય છે તેથી વિશેષ જાણવાનું બીજું કાંઈ સાધન નથી, પણ આ લેખથી એટલી તો ચોક્કસ ખબર પડે છે કે સારંગદેવના રાજ્યનો વિસ્તાર ઉત્તરમાં પાલ્હણપુર અને આબુ સુધી, પશ્ચિમમાં સૌરાષ્ટ્રમાં સોમનાથપાટણ અને વનથળી સુધી હતો, અને પૂર્વ તથા દક્ષિણમાં એની રાજ્યસત્તા સંકુચિત થઈ હશે એમ માનવાનું કારણ નથી

## મંત્રીઓ

સારંગદેવના શ્રીકાન્હ, મધુસૂદન, શ્રીવાઘૂય, તથા છેવટ માધવ, એટલા મહામાત્યોના નામ પણ આ લેખમાંથી મળે છે.

---

૧ श्रीविक्रमार्कसमयाच्छरदामय त्रि–पंचाशता समधिकेषु शतेष्वितेषु
तेषु त्रयोदशसु भाद्रपदे च शुक्ले । શ્લો. ૫.
पक्षे त्रयोदशतिथौ रविवासरे च श्रीमत्सारंगनृपे माधवसंज्ञे महामात्ये। શ્લો. ૬.
સ્વ તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીનો 'કર્ણવાઘેલાના સમયનો શિલાલેખ' બુદ્ધિપ્રકાશ ૧૯૧૦ પૃ. ૧૧૧.

૨ ચાંદ્રની દીપિકાના પ્રશસ્તિ-શ્લોકમાં જે તિથિવાર આપેલ છે તે મળતા નથી. કારણ સં. ૧૩૫૩ ના ભાદરવા સુદિ ૧૩ ને દિવસે રવિવાર નહિ પણ શનિવાર હતો વળી સં. ૧૩૫૨ માં એ દિવસે રવિવાર હતો. માટે લેખક કે વાચકની ભૂલથી એ શ્લોકમાં દ્વિને બદલે ત્રિ આવી ગયું છે એમ સ્વ. રામલાલ ચુનીલાલ મોદી કહે છે. જુઓ ૧૯૩૩ નો ગુજરાતીનો દીપોત્સવી અં. પૃ. ૧૫. આ લેખમાંના કર્ણદેવના ઇતિહાસવિચારનો મેં ઘણો લાભ લીધો છે.

# પ્રકરણ ૨૭ મું

## કર્ણદેવ

### ઈ સ ૧૨૯૬ થી ૧૨૯૮-૯૯
### ( સં ૧૩૫૩ થી ૧૩૫૫ )

કર્ણ ગાદીએ બેઠાનું વર્ષ વિચારશ્રેણીમાં સં ૧૩૫૩ લખ્યું છે[1] સારંગદેવનો ખંભાતનો ચિંતામણિ પાર્શ્વનાથનો લેખ સં ૧૩૫૨નો મળ્યો હોવાનું ઉપર નોંધાઈ ગયું છે હવે નેરવની દીપિ । ગીમની અનપ્રશસ્તિમાં સારંગદેવનો રાજ્યકાળ સં ૧૩૫૩ ના ભાદરવા સુદિ ૧૭ સુધી કહેલ છે[2] જો એ સાલ બરાબર હોય તો કર્ણ સં ૧૩૫૩ની આખરમાં ગાદીએ બેઠો હોવો જોઈએ, પણ માંગરોળની જુમ્મામસ્જિદની મહારના થાંભલા ઉપર એક લેખ મળ્યો હતો, જેમાં અણહિલપાટકમાં કર્ણદેવનો રાજ્યઅમલ હોવાનું કહ્યું છે આ લેખમાં સંવત પછી વિ વર્ષસૂચક ૧૩૫ એ રીતે ત્રણ જ આંકડા મળ્યા છે અને ચોથો ઘસાઈ ગયો છે, પણ તિથિ વારના શબ્દો 'ચૈત્ર શુદિ ૭ (રવાવ)' 'ચૈત્ર સુદિ સાતમ અને રવિવાર' બરોબર છે[3] અને જ્યોતિષની ગણતરીથી ૧૩૫૩નું વર્ષ નીકળે છે એમ શ્રી ડિસ્કળકર તથા સ્વ. રામલાલ મોદી કહે છે અને એ યથાર્થ હોય તો સારંગદેવનું

---

1 જૈન ઇતિહાસ સંશોધક ખં -૨ અં ૩

2 જુઓ ઉપર પૃ ૪૮૮, ટિ ૭

3 જુઓ ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ ૧૯૩૩ નો ગુજરાતીનો દીપોત્સવી અંક પૃ ૧૧ તથા તે ઉપરની ટિ ૮ અને તેના ગોહિલ ટલિસ્ટ જુલાઇ ૧૯૩૮ તથા એનાથી ગુજરાતી ડિસેમ્બર તા. ૧૮ ના સાહિત્યવત્સને (ક કા શાસ્ત્રીએ) કરેલો ઉતારો ગુ. ઐ. લે નં ૨૨૫ અ.

દીપિકામા આપેલુ વર્ષ ૧૩૫૨ જ હોવુ જોઈએ[1] અને ૧૩૫૩ની ચૈત્ર સુદિ સાતમ પહેલા પણ એ જ વર્ષમાં કર્ણ ગાદીએ બેઠો હોવો જોઈએ કર્ણદેવના, સ. ૧૫૩૪ના ઉપર કહેલા મુરલીધરના મદિરવાળા લેખમા કહ્યા પ્રમાણે સારગ દેવના મોટાભાઈ રામનો પુત્ર થાય[2] અને સારંગદેવ બાવીશ વર્ષ રાજ્ય કર્યા પછી એ પહેલાં જન્મેલો એનો ભત્રીજો ગાદીએ બેસે છે એ જોતાં ગાદીએ બેસતી વખતે એ મોટી ઉમરનો હોવો જોઈએ.

## કર્ણના લેખ

કર્ણના સમયના હજી સુધી તો બે જ લેખ મળ્યા છે એક તો માગરોળનો ઉપર નોંધેલો લેખ જેમા કર્ણના નામ સિવાય બીજુ કાઈ નથી, અને બીજો ઈડર સસ્થાનના ભિલોડા તાલુકામાં આવેલા મુરલીધર ભગવાનના જૂના મન્દિરના મડપની ભીતે કાળા પથ્થરે ઉપર કોતરેલો છે પણ ખરી રીતે એ લેખ મૂળ આ મન્દિરનો ચાર શ્લોક સૂર્ય સ્તુતિના છે તથા શ્લો. ૧૯–૨૧માં એક સુભટની સૂર્યલોક–પ્રાપ્તિ વર્ણવી છે તેથી જણાય છે. એ લેખમાના ૧૬માથી ૨૩ સુધીના શ્લોકોમા એ મદિર સ્થાપનારના વશનુ વર્ણન છે. છેલ્લો ભાગ તૂટે છે અને છેવટ ગદ્યમા સ ૧૩૫૪ વર્ષે શોભન નામના સવત્સરમા સૂર્ય દક્ષિણાયનમાં હતો ત્યારે કાર્તિક સુદિ ૧૧ને રવિવારે એટલે ઈ સ. ૧૧૯૭ના નવેમ્બરમા આ લેખ કોતર્યો છે, એમ લખ્યુ છે.[3]

---

૧ જ્યોતિષની ગણતરી ઉપર સપૂર્ણ વિશ્વાસ મૂકી ઉપલબ્ધ લખાણમાં આ રીતે ફેર કરવાની પદ્ધતિ વિચારણીય તો છે જ, પરતુ પ્રસ્તુત વિષયમા નવુ સાધન ન મળે ત્યાસુધી ઉપરનો નિર્ણય ઠીક છે.

૧ श्रीरामादौरसो जात कर्णनामेति विश्रुत. ॥

મુરલીધરના મદિરવાળો લેખ શ્લો. ૧૩.

૩ જુઓ બુદ્ધિપ્રકાશ ૧૯૧૦ પુ ૫૭, માર્ચ એપ્રિલમા પ્રગટ થયેલો 'મુરલીધરના મદિરમા રક્ષિત લેખ' સબધી સ્વ તનસુખરામ મન.સુખરામનો લેખ

૧ વિ. સં. ૧૭મા શતકના અન્તમા રચાયેલ અને રાજપૂતાનામાં અતિપ્રસિદ્ધ મુહણોત નેણસીની ખ્યાતમા લખ્યુ છે કેઃ—

“સં ૧૩૪૦મા માધવ બ્રાહ્મણ પ્રધાન હુવા ઉસ્કી વાઘેલોંસે બિગડ ગઈ વહ લશ્કર અલ્લાઉદ્દીન બાદશાહકો લાયા (પૃ ૨૧૫).[1]

૨ સંવત્ ૧૫૧૨માં રચાયેલ કાન્હડદેપ્રબંધમા રાજાએ બ્રાહ્મણ માધવને દૂભવ્યો અને તેથી એ મુખ્ય પ્રધાન રિસાયો અને એણે “જ્યારે મુસલમાનોને અહીં લઈ આવીશ ત્યારે જ અહીંનું ધાન ખાઈશ એવી પ્રતિજ્ઞા કરી” અને એ પ્રમાણે એ ખરેખર મુસલમાનોને લઈ આવ્યો વગેરે વિસ્તારથી લખ્યુ છે.[2]

૩ સ્વ રામલાલ ચુનીલાલ મોદીના સકારણ અનુમાન પ્રમાણે સં. ૧૩૫૬થી ૧૫૦૦ સુધીમા રચાયેલા મોઢ બ્રાહ્મણોના જાતિપુરાણ ધર્મારણ્યમા લખ્યુ છે કે. “પ્રતાપી મહારાજા કર્ણ રાજ્યગાદી ઉપર હતો ત્યારે એના દુષ્ટ, નિર્ગુણી, દેશદ્રોહી, કુલાધમ અને પાપી અમાત્ય માધવે ક્ષત્રિયરાજ્યનો નાશ કર્યો અને મ્લેચ્છરાજ્યની સ્થાપના કરી[3]

---

૧ મુહણોત નેણસીએ સાલ ખોટી લખી છે પણ એ સત્ય છે

૨ तिणि अवसरि गूजरधरराइ सारंगदे नामि बोलाइ
तिणि अवगणिउ माधव बंभ ताहि लगइ विग्रह आरंभ
रीसाव्यु मुलगु परधान करी प्रतिज्ञा लीध्यु धान
गूजरातीनु भोजन करु तु तरकाणु आणूअरु

ખં. ૧—૧૩ થી ૫૫

આમા સારંગદેને ગુજરાતનો રાજા લખ્યો છે એ તો પદ્મનાભની ભૂલ છે, એ વખતે કર્ણદેવ જ રાજા હતો.

૩ राज्यासने स्थित कर्णो महाराज प्रतापवान् ।
जातोऽमात्यस्तस्य दुष्टो निर्गुणो माधवाह्वय ॥
देशद्रोहकर पापी दुष्टात्मा च कुलाधम. ।
क्षत्रराज्यस्य विध्वसो म्लेच्छराज्यस्य स्थापक. ॥

ધર્મારણ્ય અ ૬૭. શ્લો. ૬૮, ૬૯.

મરણ ભયે ભોજનની વાર, પીરસનાર પીરસે દઈ દાર,
રાયે પ્રથમ મને અવગણ્યો, મારો બંધવ કેશવ હણ્યો,
તેની ઘરણી રાખી ઘેર, સહ્યો જાય કયમ આકરો કેર "

ભાટોની કથામા કેશવને બદલે માધવની સ્ત્રી[1] હર્યાનુ તથા નેણસીની ખ્યાતમા માધવની પુત્રી હર્યાનુ કહેલુ છે આ વિગતનો ફેર મને બહુ મહત્ત્વનો લાગતો નથી અને એ ત્રણમાં કાન્હડદેપ્રબંધ જ વધારે વિશ્વસનીય ગણાય વળી કર્ણને માથે જે આરોપો પદ્મનાભ મૂકે છે તે જૂના કે હાલના રાજાઓ માટે અસંભવિત નથી[2]

સમકાલીન મુસ્લિમ ઇતિહાસલેખકોએ આ પ્રસંગમા માધવનુ નામ લખ્યુ જ નથી, પણ ઉપર ઉતારેલા મેરુતુંગ અને જિનપ્રભસૂરિના પુરાવા અસંદિગ્ધ હોવાથી ગુજરાત ઉપર થયેલા મુસલમાનોના આક્રમણમા કર્ણથી રિસાયેલા પ્રધાન માધવનો કાંઈક હાથ હોવામા શંકા રાખવાનુ કારણ નથી.

ઝિયાઉદ્દીન બર્ની જેવા સમકાલીન મુસ્લિમ ઇતિહાસલેખકોએ "અલાઉદ્દીન ખિલજીના હુકમથી ઉલુઘખાન અને નસરતખાને ગુજરાત

---

૧ જુઓ રાસમાળા આ ૩. પૃ ૩૮.

૨ પ્ર. ચિ ગુ. ભા. પૃ. ૨૪૮ મા કોપટાલાનલ બિરુદધારી પરમર્દીની દંતકથા આપી છે. રાજતરંગિણીમાં તો એથી વધારે ભયંકર અનેક દાખલા છે અને નવા દાખલા, વાચનાર વર્તમાનપત્રોમાથી, શોધી શકશે

મુંજ્ગીધરના મંદિરના શિલાલેખમા કર્ણ વિશે ' શ્રુતિશાસ્ત્રથી અવિરુદ્ધ વર્તીને તે પ્રજાનુ પાલન કરે છે." જુઓ પૃ. ૪૯૧, ટિ. ૩ એમ લખ્યુ છે. પણ એના રાજ્યમા રહેનાર એની સ્તુતિ જ કરે એ સ્વાભાવિક હોઈને એવા સામાન્ય સ્તુતિવચનનો આધાર પદ્મનાભના વિગતવાર કથનને ખોટું ઠરાવવા માટે પૂરતો ન ગણાય એમ મારો મત છે સ્વ. રામલાલભાઈનો મત એથી જુદો છે જુઓ ૧૯૩૩ નો ગુજરાતીનો દીપોત્સવી અંક પૃ. ૧૬–૧૭.

ઉપર ચડાઈ કરી, એઓએ ગુજરાત તથા અણહીલવાડને લૂટ્યુ, ગુજરાતનો રાજા કરણ દેવગરના દેવરાજ પાસે ભાગી ગયો, અને એના સ્ત્રીઓ છોકરા ખજાનો બધુ મુસલમાનોના હાથમા આવ્યુ.[1] એ રીતે ગુજરાત ઉપરની ઉલુઘખાનની[2] ચડાઈનુ ટૂંકામા જ વર્ણન આપ્યુ છે, પરન્તુ પદ્મનાભ કવિએ વિસ્તારથી વર્ણન કર્યું છે અને એમા કાઈ ઐતિહાસિક વિરોધ દેખાતો નથી એટલે એનો ટૂંકો સાર અહી ઉતારવાનુ યોગ્ય ધાર્યું છે. પદ્મનાભ કહે છે કે 'માધવની માગણીથી સુલતાને લશ્કરની તૈયારી કરી અને એને પોતાના રાજ્યમાથી પસાર થવા દેવા માટે પશ્ચિમ માર્ગમા આવેલા જાલોરના સોનગિરા ચહુઆણ રાજા કાન્હડદેને પોતાના માણસો મોકલી પુછાવ્યુ પરન્તુ મુસલમાન લશ્કરની ગામ બાળવા, ગાય કાપવા, સ્ત્રીઓ પકડવી, ગાયો મારવી, મદિર તોડવા વગેરે હમેશની સ્વધર્મવિરોધી પ્રવૃત્તિ તરફ જોઈને કાન્હડદેએ રસ્તો આપવાની ના પાડી, પણ ચિતોડના સમરસી રાવળે મેવાડમાથી જવાનો રસ્તો આપ્યો[3] એટલે મુસલમાની લશ્કર મેવાડ પડી અને ત્યાથી મોડાસે આવ્યુ. મોડાસા સુધી લશ્કર પહોંચવાના ગુજરાતમાં એના આવવાનો ખુમારો પહોચી ગયો અને કરણ રાજા નાસી ગયો. એ વખતે મોડાસામા બત્તડ નામનો ભાઈ રાજ કરતો હતો, તે પોતાના થોડા માણસો સાથે મુસલમાનો ઉપર તૂટી પડ્યો અને મુસલમાનોનો દાટ વાળીને રણભૂમિ ઉપર પડ્યો. પછી

---

૧ જુઓ ઇલિયટ ભા ૩, પૃ ૭૪ તથા પૃ ૧૬૩

૨ ગુજરાત ઉપર ચડાઈ કરનાર સરદારનું નામ ઉલુઘખાન જ હતુ એમ મુસ્લિમ તથા દેશી પુરાવાઓથી સિદ્ધ થયુ છે જુઓ પુરાતત્ત્વ પુ ૪, પૃ ૧૫૩ થી ૨૩૯

૩ રસ્તામા આવતા ચિતોડના રાજા સમરસિંહે દંડ આપીને પોતાના મેવાડ દેશની જેમ તેમ રક્ષા કરી એમ સમકાલીન જૈનલેખક જિનપ્રભસૂરિ કહે છે (જુઓ પુરાતત્ત્વ પુ ૪, પૃ ૨૯૬ માનો તીર્થકલ્પનો ઉતારો) એ હકીકત પદ્મનાભના ઉપરના કથનને વિશ્વસનીય ગણવા માટે પૂરતી છે

મુસલમાનોએ મોડાસા ભાગ્યુ, ત્યાંથી ખાન ઝાલ્યાં, ગામોને આગ લગાડી અને ઠેકાણે ઠેકાણે લૂટાલૂટ કરી, ત્યાથી ધાનટાર અને ડંડાવ્ય[1] લૂટી મુસલમાની લશ્કર પાટણ આવ્યુ ત્યાં તો શહેરના દરવાજા બંધ થઈ ગયા. એમ છતાં મુસલમાનોએ પાટણ લીધુ તથા લૂટ્યુ અને ગઢને ઘેર્યો પછી માધવની સલાહથી કરણદે છીંડુ પાડી નાસી ગયો અને એની સાથે ગણી પણ પગે ચાલતી નાઠી. કરણ નાઠા પછી મુસલમાનોએ ગઢ લીધો, એના ભડાર લૂટ્યા, અને પાટણમા જેવુ કદી થયુ ન હતુ અને થશે નહિ તેવું થયુ. જ્યાં મદિર હતાં ત્યાં મસ્જિદો થઈ પછી પાટણમાં અલાઉદ્દીનની આણ વર્તાવી લશ્કર આશાવળ તરફ ગયુ અશાવળ લૂટી ધોળકે ગયા. બીજા પણ ખભાત સુરત ગઢેર વગેરે શહેર[2] લૂટ્યા, અને ગુજરાતમાં કેર વર્તાવ્યો. આ રીતે સોનારૂપા અને ધાન પણ લૂંટતા, ઢોરને વાળી લેતા તથા બાનો પકડતા મુસલમાનો સોરઠ તરફ ગયા. ત્યાં ઊના મગલપુર, દીવ વગેરે મોટા મોટા ગામ લૂટી લશ્કર સોમનાથ ઉપર ગયુ સોરઠમા તો લોકોની ચારે તરફ નાસભાગ થાય છે, હૈયાં ફાટી જાય છે, જ્યા ત્યા કોલાહલ અને બુમરાણ થાય છે, અને આગોને લીધે ધુમાડા નીકળે છે મોટાં મોટા શહેર ધડોધડ ભાગે છે, પણ કોઈ

---

1 ધાનટાર તે મેસાણા અને પાલણપુરની વચ્ચેનો પ્રદેશ અને દાગવા તથા મેસાણાની વચ્ચેનો પ્રદેશ તે ડડાવ્ય એમ સ્વ દાહ્યાભાઈ પીતાબરદાસ દેરાસરી કહે છે (ત્રીજી સા પ. નો રિપોર્ટ ઇ. વિ ઞ. ૫) ઉત્કીર્ણ લેખોનુ દદાહિ તેજ આ દડાવ્ય હોય એમ જણાય છે.

2 ધર્મારણ્યમાં મોઢેરાના વેરાનુ, મોઢ બ્રાહ્મણોએ મુસલમાનો સામે ઝીલેલી ટક્કરનુ, અને છેવટ મોઢ બ્રાહ્મણોને મોઢેરા છોડવું પડયાનુ વિસ્તારથી વર્ણન છે (જુઓ રાસમાળા આ ૩, પૃ. ૩૯૦, ટિ ૧).

મુસ્લિમ ઇતિહાસલેખકો પાટણના વિજય કરતાં સોમનાથના વિજયને વધારે મહત્ત્વ આપે છે અને પદ્મનાભ પણ એમ જ કરે છે એ ધ્યાનમા રાખવાનુ છે

સામુ થતુ નથી આ રીતે સોરઠમા લૂંટફાટ કરતા મુસલમાનો સોમનાથપાટણ પહોચ્યા ત્યા સોરઠના વાળા વાજા જેઠવા વગેરે શૂરા રજપૂતો સામા થયા, પણ મુસ્લિમ લશ્કરે કોટ પાડી નાખ્યો, દરવાજા તોડી નાખ્યા, અને દેવપાટણને ખાનના અસવારોએ લૂટ્યુ છેક સોમનાથના મન્દિર આગળ જીવમરણનુ યુદ્ધ થયુ તેમા આ અપરાધનું મૂળ માધવ મહેતો કામ આવ્યો પણ છેવટ તો સોમનાથનુ મન્દિર પણ પડ્યુ અને લૂટાયુ ૧

પદ્મનાભના આ વર્ણનમાં ખાસ શકા કરવાનુ કારણ નથી એમ મને લાગે છે, પણ સ્વ રામલાલ ચુનીલાલ મોદી કહે છે કે મુસલમાન લશ્કર ગુજરાત ઉપર ચડી આવ્યુ ત્યારે કર્ણ પાટણમા નહિ પણ અસાવલમા હતો, અને એ કથનના ટેકામા મુસલમાની લશ્કર મેવાડમાથી મોડાસે થઈને ગુજરાતમા આવ્યુ કર્ણ નાસીને કચ્છ તરફ નહિ પણ દક્ષિણમા ગયો, વગેરે દલીલો કરી છે તથા "કર્ણ અસાવલમાથી નાઠો હતો" એવા તીર્થકલ્પના સ્પષ્ટ કથનનો પુરાવો આપ્યો છે ૨ પણ ઉપરની દલીલોમા કાંઈ જોર નથી મારવાડમાથી લશ્કરને પસાર થવા દેવાની કાન્હડદેવે ના પાડી અને મેવાડમાથી પસાર થવા દેવાની મેવાડના રાણાએ હા પાડી એ મેવાડ વાગડ અને મોડાસાને રસ્તે મુસલમાની લશ્કર આવવાનુ સ્પષ્ટ કારણ જિનપ્રભસૂરિએ તથા પદ્મનાભે આપ્યુ છે અને કર્ણ અસાવલમાથી નાઠો હતો એમ જિનપ્રભસૂરિએ કહ્યુ જ નથી એણે તો એટલુ જ કહ્યુ છે કે 'પછી મુસ્લિમ યુવરાજ (ઉલુખાન) વાગડદેશ અને મોડાસા વગેરે શહેરો ભાંગીને અસાવલ પહોચ્યો. કર્ણદેવ રાજા નાઠો સોમનાથને ઘણના ઘા મારી ભાગી નાખી દિલ્હી તરફ મોકલ્યુ.૩

---

૧ કાન્હડદેપ્રબધ ખ ૧

૧ જુઓ ગુજરાતી ૧૯૩૩નો દીપોત્સવી અક, પૃ ૧૬

२ चित्तकूडाहिवइ समरसीहेण दड दाउ मेवाडदेसो (जया) तया रक्खिओ। तओ हम्मीरजुवराओ वग्गडदेस मुहडासयाइ नयराणिय भजिअ आसा

આ વાક્યોમા "કર્ણ નાસી છૂટ્યો હતો એ પાટણથી કે આસાવલથી એનો કશો ઉલ્લેખ નથી" એમ જે જિનપ્રભસૂરિના ઉપરના કથનનુ વિવેચન કરતા શ્રી. જિનવિજયજી કહે છે તે બરાબર છે[1] વળી એઓ જ ઉમેરે છે કે: "ઉલુગખાન પાટણ ગયો હતો કે નહિ એનો પણ આમાં કાંઈ ખુલાસો નથી, પરંતુ મુસલમાની તવારિખોમા ઉલુગખાને પાટણમાં જ કર્ણ સાથે લડાઈ કરી હતી અને એમા કર્ણ હારી જઈ નાસી છૂટ્યો હતો અને એ પછી મુસલમાનોએ પાટણનો નાશ કર્યો હતો ઇત્યાદિ હકીકત વિગતથી આપેલી હોવાથી જિનપ્રભના ઉલ્લેખને અપૂર્ણજ માનવો પડશે."[2] જિનપ્રભસૂરિએ પાટણનુ નામ જ નથી લખ્યું એ એના કથનની અપૂર્ણતાનુ નિદર્શક છે એટલે એમાંથી કર્ણ અસાવલ હતો એમ સાબિત ન થઈ શકે એ દેખીતુ છે પાટણ પડ્યા પછી પાટણથી જ કર્ણ નાઠો છે એમ ઝિયાઉદ્દીન બર્ની જેવો સમકાલીન ઇતિહાસલેખક સ્પષ્ટ કહે છે, અને એને ઝફરવાલા ટેકો આપે છે.[3] જિનપ્રભસૂરિ એની વિરુદ્ધ કશુ નથી કહેતા. અને પદ્મનાભ જેવા પાછળના બ્રાહ્મણલેખકો મુસ્લિમ-ઇતિહાસોના કથનને ટેકો આપે છે એ જોતાં એમાં શંકા કરવાનુ કાંઈજ કારણ નથી કર્ણ દક્ષિણમાં નાઠો એનુ કારણ એટલું જ છે કે પશ્ચિમમા તો મુસલમાની લશ્કર સોમનાથ ભાંગવા જતુ હતુ અને દેવગઢ મુસ્લિમ પાયતખ્તથી દૂર હોવાના કારણે કર્ણે એ માર્ગને સલામત માન્યો હશે.

મુસલમાનોએ ક્યારે પાટણ લીધુ એ હવે જોઈએ પ્રબંધ-

वल्लिए पत्तो। कण्णदेव राओ अ नट्ठो। सोमनाहं च घणवाएण भंजित्ता गहुए रोविऊण ढिल्लीए पेमेइ। તીર્થકલ્પ બી. ઇ. પૃ. ૯૫-૯૬. અને સિં. જૈ. ગ્ર. મા આ. પૃ. ૩૦.

૧ જુઓ પુરાતત્ત્વ પુ. ૪, પૃ. ૨૬૭, નેમજ પૃ ૨૫૫ મા તારિખે ઝફરુલ-વાલામાંથી કરેલા ઉતારા પણ જુઓ.

૨-૩ એજન.

મરીક્ષામાં અને વિચારશ્રેણીમા સ ૧૩૬૦ ની સાલ આપી છે એથી ઊલટુ મિરાતે અહમદીમા હિજરી સ ૬૯૬ એટલે વિ સ ૧૩૫૩-૫૪ ની સાલ આપી છે, અને મુ ગે (પૃ ૨૦૫)મા તથા કેમ્બ્રિજ હિસ્ટરી ઑફ ઇન્ડિયા (ગ્ર ૩, પૃ ૧૦૦)મા એજ વર્ષ એટલે ઈ સ ૧૨૯૭ સ્વીકારેલ છે, પણ તારિખ-ફિરિશ્તામા હિ સ ૬૯૭ એટલે વિ સ ૧૩૫૪-૫૫ની અને તઝીઅ-તુલ-અમસારમા તારિખ-ઈ-અલાઈમા અને તારિખ-ઈ-ફીરોઝશાહીમા હિ સ ૬૯૮ એટલે વિ સ ૧૩૫૫-૫૬ ની સાલ આપી છે[૧] હિ સ ૬૯૮ ની સાલ આપનાર મુસ્લિમ-લેખકો સમકાલીન હતા અને એજ સમયના જૈનલેખક જિનપ્રભસૂરિ પણ સ ૧૩૫૬ની સાલ આપે છે માટે સ ૧૩૫૬મા ઘણું કરી વર્ષના આરભમા અથવા ૧૩૫૫ના અન્તમા એટલે ઈ સ ૧૨૯૯મા પાટણ પડ્યુ એમ માનવુ એ જ યોગ્ય છે

પાટણ પડ્યા પછી શુ શુ થયુ અલ્લાઉદ્દીને ગુજરાતની કેવી વ્યવસ્થા કરી, વગેરે ચર્ચાને આ ઇતિહાસમા સ્થાન નથી, પણ કર્ણનુ શુ થયુ એ ટૂકામા જોઈ લઈએ

---

૧ જુઓ જૈન ઇતિહાસ સશોધક ખ ૨, અ ૩-૪ ગુજરાતી ૧૯૩૩ નો દીપોત્સવી અક પૃ ૧૫, ટક ની ક્રોનોલૉજી ઑફ ઇન્ડિયા પૃ ૨૦૮ વગેરે

સ ૧૩૬૨ મા લખાયેલ એક શિલાપ્રશસ્તિમા સ ૧૩૬૦ મા કર્ણદેવનુ રાજ્ય હોવાનુ લખેલુ છે (પુરાતત્ત્વ પુ ૧ પૃ ૬૩) એ ઉપર આધાર રાખી શ્રી ગિરિજાશકર કર્ણરાજા સ ૧૩૬૦ સુધી પાટણમા રાજ્ય કરતો હતો એમ કહે છે (એજન પુ ૨, પૃ ૪૧૨), પણ સમકાલીન મુસ્લિમ-ઇતિહાસના પુરાવાની વિરુદ્ધ આ પચાસ વર્ષ પછી લખાયેલ પ્રશસ્તિનુ કથન માનવુ મુશ્કેલ છે વિચારશ્રેણી, પ્રવચનપરીક્ષા, ભાંડારકર રિપોર્ટ ૧૮૮૩-૮૪ પૃ ૧૧-૧૨ મા આપેલી વશાવળી વગેરેમા પણ ૧૩૫૩ થી ૧૩૬૦ સુધી કર્ણદેવનો રાજ્યકાળ આપેલો છે એનો અર્થ એવો સભવિત છે ખરો કે કર્ણ ૧૩૬૦ સુધી જીવતો હશે; ભલે કે પાટણનો રાજા નહિ હોય

કર્ણ નાસી ગયો પણ એની રાણી પકડાઈ ગઈ અને મુસલમાનો એને દિલ્હી લઈ ગયા એમ ઝિયાઉદ્દીન બર્ની કહે છે.[1] અને બીજા મુસ્લિમ ઇતિહાસલેખકો પણ કહે છે,[2] એટલે એ વાત માનવી પડશે બીજી તરફથી કર્ણ દેવગઢ રામદેવરાજા પાસે ગયો એમ એઓ જ કહે છે. દેવગઢમાં એ વખતે યાદવવંશનો રામચન્દ્ર ઈ. સ. ૧૨૭૨ થી ૧૩૦૦ (વિ. સં. ૧૩૨૭ થી ૧૩૬૪) ગાદી ઉપર હતો એ ચોક્કસ છે.[3] કર્ણનું દેવગઢમાં શું થયું એ ચોક્કસ કહી શકાતું નથી, પણ મુસ્લિમ ઇતિહાસોને આધારે કેમ્બ્રિજ હિસ્ટરી ઑફ ઇન્ડિયા (ગ્ર. ૩. પૃ. ૧૧૨)માં લખ્યું છે કે રામચન્દ્રના સામન્ત તરીકે નન્દુરબારમાં કિલ્લો બાંધી રહીને કર્ણ એક નાની ઠકરાત ઉપર રાજ્ય કરતો હતો, પણ ત્યાં ગુજરાતના સુલતાન અલપખાને એના ઉપર ઈ. સ. ૧૩૦૬–૭માં હુમલો કર્યો ત્યારે કર્ણે બે મહિના સુધી ટકાવ કર્યો. બીજી તરફથી ઇ. સ. ૧૩૩૭(સં ૧૩૯૩)માં રચાયેલા નાભિનન્દનોદ્ધારપ્રબંધમાં લખ્યું છે કે અલાઉદ્દીનના પ્રતાપથી કર્ણરાજા હારીને પરદેશમાં ગયો અને ત્યાં રખડીરઝળીને રંક માણસ પેઠે મરણ પામ્યો."[4] ઉપલી વાત સાથે આને મારા ધારવા પ્રમાણે વિરોધ નથી, કારણ કે છેવટ તો કર્ણની એ જ સ્થિતિ થઈ. પણ એના કુટુંબનું શું થયું? કર્ણની રાણી મુસલમાનોના હાથમાં પકડાઈ ગઈ હતી એટલું તો ઝિયાઉદ્દીન બર્ની કહે છે, પણ રાણીનું નામ એણે લખ્યું નથી, પણ એનું નામ કૌલાદેવી હતું જેને અલાઉદ્દીને પોતાની બેગમ બનાવી અને કર્ણની પુત્રી દેવલદેવીને દેવગઢથી પકડી મગાવી શાહજાદા ખિજરખાન

---

૧ ઇલિયટ ગ્ર. ૩, પૃ. ૧૬૩.

૨ જુઓ પુરાતત્ત્વ પુ. ૪. પૃ. ૨૫૫.

૩ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૧૯૨ થી ૧૯૯.

૪ गुर्जरत्राधिपः कर्णस्तूर्ण यस्य प्रतापत. ।
नष्ट्वा गतो विदेशेषु भ्रान्त्वायो रकवन्मृतः ॥
જુઓ પુરાતત્ત્વ પુ. ૪, પૃ ૨૭૨માં આપેલો ઉતારો

મળ્યા. અને બાદશાહે તેઓને પાંચસો ગામ આપ્યાં તેમાં ૨૫૦ ગામો સાથે કલોલ જિલ્લો સારંગદેવને મળ્યો અને ૨૫૦ ગામો સાથે સાણંદ જિલ્લો વરસંગદેવને મળ્યો આમાંથી કલોલવાળા વંશમાં અહમદશાહના વખતમાં બહાદરવંડુ ખેડનાર જેતોજી વરહોજી થયા.[1]

પાછળથી વાઘેલા ગરાસિયાને કર્ણના વંશના ઠરાવવાનો ભાટોનો પ્રયત્ન આ દંતકથામાં દેખાય છે. કર્ણની આ બે રાણીઓ વિશે કે એના આ પુત્રો વિશે આ વહીવંચા બારોટના કથન સિવાય કોઈ જ પુરાવો મળતો નથી અને બેગમોને કેદ કર્યા વગેરેની વાત તો જેતાજી વરહોજની વાતનુ[2] પ્રતિબિંબ જ છે. ટૂંકામાં આ ઉપરની દંતકથાનો કશો આધાર નથી. વળી એ જ બારોટે અર્જુનદેવ અને સારંગદેવના રાજ્યકાળના જે વર્ષ લખ્યાં છે તે ખોટાં છે અને ઘેલો કરણ લડીને મર્યો એમ એ બારોટે લખ્યુ છે એ પણ પદ્મનાભ જિનપ્રભસૂરિ અને મુસલમાન ઇતિહાસલેખકોના કથનથી વિરુદ્ધ હોઈને ખોટું છે, એ જોતા ઉપરનો વૃત્તાંત તદ્દન કલ્પિત ઠરે છે.

## ઉપસંહાર

છેલ્લા પ્રકરણમા જોયુ તેમ ઉલુઘખાને ગુજરાતના રાજા ઉપર અતિ સહેલાઈથી વિજય મેળવ્યો. એનુ મુખ્ય કારણ એ હતુ કે અલાઉદ્દીનનું લશ્કરીબળ કર્ણના લશ્કરીબળ કરતાં સરખામણી જ ન થઈ શકે એટલુ ચઢિયાતુ હતુ વળી મુસલમાનોને હાથે એકલા ગુજરાતના રાજાએ હાર ખાધી એવું નથી, ખરી રીતે એક પછી એક હિંદુ રાજ્યો પડતા ગયા છે અને ગુજરાતના રાજાની હાર થઈ એ કાળે તો આખો ઉત્તરહિંદ મુસ્લિમ સત્તા નીચે આવી ગયો હતો. અને દક્ષિણમાં પણ મલિક કાફૂરે દિગ્વિજય કર્યો હતો

---

૧ ગુજરાતના કેટલાક ઐતિહાસિક પ્રસંગો અને વાર્તાઓ, પૃ. ૨૭૨.

૨ જેતાજી વરહોજીની વાર્તા માટે જુઓ એજન પૃ. ૩૫૫ થી આગળ તથા રાસમાળા ભા ૩, પૃ. ૪૩૯ થી આગળ.

મુસ્લિમોને આ વિજય કાંઈ એકદમ અને સહેલાઈથી મળ્યો નથી હિંદની સરહદ ઉપર પહેલો હુમલો કર્યા પછી છસો કરતાં વધારે વર્ષે અને કાબુલના હિંદુરાજ્યના નાશ પછી ત્રણસો વર્ષે ઉત્તર હિંદને મુસ્લિમો વશ કરી શક્યા છે વચ્ચે મુસ્લિમો કેટલીક વાર હારી ગયાના દાખલા આ ઇતિહાસમા પણ નોધ્યા જ છે વળી જે કારણોથી ગુજરાતના રાજાની હાર થઈ તે કારણો દિલ્હી કનોજ માળવા મેવાડ વગેરે ઉત્તરહિંદીર રાજ્યોને સમાન રીતે લાગુ પડે છે, અને એ કારણથી આ ગ્રથમા એ કારણોનો વિચાર કરવાની જરૂર માની નથી બાકી અદર અદર લડીને આ રાજપૂત રાજ્યો નબળાં પડી ગયા હતાં[1] અને યુદ્ધકુશળ મનુષ્યબળ ઘટી ગયુ હતુ, વ્યક્તિશ રજપૂતો શૌર્યમા હિંમતમા, અને ધર્મ કે રાજા માટે મરી ફીટવામાં મુસ્લિમો કરતા ઊતરતા નહોતા છતા લશ્કરીબળમાં–સખ્યામાં અને હથિયારો વગેરેમાં મુસ્લિમ કરતા હિંદુરાજ્યો ઘણા નબળા અને લશ્કરીવ્યવસ્થા ઊતરતી કક્ષાની વગેરે બાબતો મધ્યકાલીન હિંદના ઇતિહાસના અભ્યાસીને વિદિત જ છે,

ઉપર પ્રમાણે સુલતાન અલાઉદ્દીનના સરદાર ઉલુઘખાનને હાથે કર્ણ વાઘેલાની હાર થઈ ને ગુજરાતના રાજપૂત સામ્રાજ્યનો ઇ સ ૧૩૦૦ (વિ. સ ૧૩૫૬)મા એવો નાશ થયો કે પછી ગુજરાતમા હિન્દુ સામ્રાજ્ય ઊભુ જ ન થઈ શક્યુ ગુજરાતના દૂરના ભાગોમાં તથા સૌરાષ્ટ્રમાં અનેક નાનાં મોટા રાજપૂત રાજ્યો પાટણ પડ્યા પછી પણ સ્થપાયાં છે, પણ રાજપૂત સામ્રાજ્ય નથી ઊભુ થઈ શક્યુ અણહીલપુરપાટણની ઇ સ ૭૪૬ (વિ સ ૮૦૨)મા સ્થાપના થઈ ને ધીમે ધીમે ખાસ કરીને સોલકી સમયમા મૂળરાજદેવ ભીમદેવ, કર્ણદેવ પહેલો સિદ્ધરાજ અને

[1] આ પરસ્પર કલહના દાખલા આ ઇતિહાસમા નોધાયા જ છે ભીમદેવના રાજ્યમાળમા જ સ ૧૨૮૦ મા સોલકી જયન્તસિંહ પાટણનો રાજા હતો

કુમારપાલ જેવા પરાક્રમી રાજાઓના રાજ્યકાળમાં સામ્રાજ્યનો ઘણો વિકાસ થયો અને ગુજરાતના શહેરોએ સમૃદ્ધિની ટોચ જોઈ. પછી હિંદુ સામ્રાજ્યના નાશ સાથે હિંદુસંસ્કૃતિ–સમૃદ્ધિ વગેરેનો કેટલો નાશ થયો, શુ બન્યુ, પછીના સમયમા ખીલેલી મુસ્લિમ સલ્તનત નીચે ગુજરાતનુ કેવું રૂપાન્તર થયુ, વગેરે ઇતિહાસ આ પુસ્તકનો વિષય નથી



# પરિશિષ્ટ ૧

## સોલંકી સમયના ગુજરાત અને પાટણ

ઇ સ ૭૪૬ (વિ સ ૮૦૨)મા જૂના અણહીલપુરપાટણની સ્થાપના થઈ તે પહેલાના ગુજરાતની રાજકીય ધાર્મિક સામાજિક વગેરે સ્થિતિ કેવી હતી તે આ પુસ્તકના પૂર્વસ્થિતિ નામના પહેલા પ્રકરણમા સંક્ષિપ્ત વર્ણવ્યુ છે ઇ સ ૯૪૨ વિ સ ૯૯૮ મા મૂળરાજે સોલંકી વંશની સત્તા સ્થાપી ત્યારે પૂર્વસ્થિતિમા કેવો ફેરફાર થયો હતો તે પણ ટૂંકમા પ્રકરણ પાચમામા નોંધ્યુ છે અને પછી તો સોલંકી વંશના જુદા જુદા રાજાઓના વર્ણન પ્રસંગમા ઉપયોગી માહિતી આપી છે એટલે વાચનાર પોતાની મેળે તત્કાલીન પરિસ્થિતિનો ખ્યાલ બાંધી શકશે છતા અહી સોલંકી સમયનાં ગુજરાત તથા પાટણનુ સામાન્ય વર્ણન કરવુ યોગ્ય છે

ગુજરાતનો મોટો ભાગ અણહીલપુરપાટણ સ્થપાયા પહેલાં જ વસેલો હતો કેટલાક, ખાસ કરીને સુરત ભરૂચના કાંઠાના અને સોરઠના ગામોને વચ્ચે તો તે વખતે સેંકડો વર્ષો થઈ ગયા હતા અને સોલંકી સમયમા ગુજરાતનો મધ્ય ભાગ પણ ખૂબ વસી ગયો આ રીતે ખૂબ વસેલા અને બહોળા વપારવાળા તથા પૈસે ટકે સુખી ગુજરાત વિશે ઇ સ ૧૩૩૭ (વિ સ ૧૩૯૩)મા કક્કસૂરિએ લખેલા નાભિનંદનોદ્ધારપ્રબંધમાં એક વેપારી પાસે બીજા વેપારીને મોઢે ગુજરાતનુ નીચે પ્રમાણે વર્ણન કરાવ્યુ છે "ગુજરાતના ગુણનું વર્ણન તો હજાર જીભવાળો પણ ન કરી શકે છતા વર્ણન કરવુ હોય તો કહેવાય કે તે દેશની ભૂમિ સર્વ પ્રકારના ધાન્ય ઉત્પન્ન કરવામા સમર્થ છે ત્યાંના કૂવામા જમીનની ઉપર પુષ્કળ પાણી હોય છે ત્યા નારંગી, લીંબુ, જામફળ, લીંબડા, આંબા, કેળા, અગથિયા, કેરા, જાંબુ, રાયણી, પીલુ, આમળા, બહેડા, સીતાફળ, બિજોરા ખજૂર, દ્રાક્ષ શેરડી, ફણસ તથા બોરસલી કેવડો, જાઈ, ચંપો

શેવતી, માલતી, જાસુદ, જૂઈ, વાળો વગેરે અનેક જાતના ઝાડો તથા વેલાઓ થાય છે, પણ કેટલાનાં નામ કહું? પૃથ્વીમાં જેટલાં ફળફૂલનાં ઝાડ થાય છે તે બધાં ગુજરાતમાં થાય છે" (અલબત્ત, છેલ્લા કથનમાં દેશાભિમાનપ્રેરિત અત્યુક્તિ છે).

"વળી એ ભૂમિના ગુણને લીધે મગ, તુવેર, અડદ, ઘઉં, ડાંગર, જુવાર વગેરે બધી જાતનાં અનાજ ત્યાં થાય છે.

"ગુજરાતના વતનીઓ ઘણાં બંદરોમાં પોતાનો વેપાર ખેડે છે અને થોડા વેપારથી અઢળક ધન મેળવે છે, જ્યાં સોપારીના કટકા અને નાગરવેલનાં પાન લોકોના મુખને રંગે છે; જ્યાં મુસાફરોને પોતાની સાથે રસ્તામા ભાતું કે પાણી રાખવાં પડતાં નથી, કારણ કે ઠેકઠેકાણે પરબો કૂવા સરોવરો છે, અને ગામેગામ અન્નસત્રો છે. જ્યાં મુસાફરોને વૃક્ષોની ઘીચ ઘટા નીચે ચાલવાનું હોવાથી તડકાનુ દુઃખ સહન કરવું પડતુ નથી; જ્યાં શત્રુંજય, ગિરનાર, સોમનાથ, બ્રહ્મસ્થાન (ખેડ બ્રહ્મા?), મૂલસ્થાન (કચ્છના મંડલી ગામના મૂલેશ્વરનું સ્થાન હશે?) અને સૂર્યનું સ્થાન (મોઢેરા) વગેરે તીર્થો છે એ દેશના લોકો હમેશા કસુંબાના અને મજીઠના રંગથી રંગેલા અને ઊંચી જાતના વણાટવાળાં ભાતભાતનાં કપડાં પહેરે છે. એ દેશના લોકોના ઉપકાર, મીઠા બોલ અને સદાચારથી ખુશ થયેલા પંડિતો એને વિવેકબૃહસ્પતિ કહે છે. પૃથ્વીમાં જેટલા દેશ છે તેમાંથી તો કોઈ આના જેવો નથી, બાકી સ્વર્ગ તો જોયું નથી એટલે એની સાથે તો કેમ સરખાવી શકું?

"જે દેશનાં ગામડાં પણ અપાર વૈભવવાળા અને શહેર જેવાં છે ત્યાં શહેરની સંખ્યા તો શી રીતે ગણાવું? અને અણહીલપુર ખંભાત વગેરે અસંખ્ય સ્વર્ગનાં શહેર જેવા શહેર છે."[1]

આ સમૃદ્ધિથી ભરપૂર દેશના લોકો વિલાસપ્રિય હોય

---

1 જુઓ પુરાતત્ત્વ પુ. ૫, અં. ૧ પૃ. ૧ થી ૬.

એ સહજ છે ખેડૂતો અને એની સ્ત્રીઓ એક જાતનો દારૂ પીતાં[1], બળદની ગાડીઓની હોડથી ગામડાના લોકો રમતા અને ક્ષત્રિયો ઘોડેસવારીની શરત રમતા[2], દ્યૂત દારૂ અને વેશ્યાઓની ખોટ નહોતી[3] વગેરે વિલાસમયતાના પુષ્કળ ચિહ્ન પ્રસંગોમા મળે છે ગુજરાત જેવુ ઉત્સવપ્રિય આજે છે તેવુ પહેલાયે હતુ અને દિવાળી તથા નવરાત્રિ જેવા ગુજરાતના મોટા તહેવારોનો ઉલ્લેખ દ્વયા શ્રયમા મળે છે[4]

**રાજકીય સ્થિતિ**—એ વખતની રાજકીય વ્યવસ્થામા સૌથી અગત્યનુ અગ એટલે રાજા. છેક કૌટિલીય અર્થશાસ્ત્રના વખતથી એ સ્થિતિ હતી પ્રજામતને અનુસરતી રાજ્ય વ્યવસ્થાવાળા ગણરાજ્યો જૂના કાળમા આ દેશમા હતા ખરા, પણ ગુપ્ત સમય પછી એ પ્રકારની રાજ્ય પદ્ધતિ તદ્દન લુપ્ત થઈ ગઈ અને ગુજરાતમાં સોલંકી સમયમા તો ગ્રામપચાયત તથા મહાજન વ્યવસ્થાને બાદ કરતા પ્રજામતનું રાજ્ય વ્યવસ્થામા કશુ પણ સ્થાન હોય એમ દેખાતુ નથી રાજા જ સર્વ સત્તાધીશ અને એના અધિકારીઓ મારફત એ બધી રાજ્ય વ્યવસ્થા જાતે કરે, એ સ્થિતિ હતી રાજાઓ અને મત્રીઓ વિશે મૂળમા જોવા જેવુ બધુ કહેલુ છે

મહેસૂલી વ્યવસ્થા માટે સોલંકી સમયમા દેશના મડળ વિષય આહાર વગેરે વિભાગો જૂના વખત પેઠે જ ચાલુ રહ્યા છે અનસત્ત આહાર (જિલ્લા) વગેરની વ્યવસ્થામા ફેરફાર થયા હોવાનો સભવ છે, પણ આ બાબતની વિગતો ક્યાય નોધાયેલી નથી એજ રીતે રાજકીય વ્યવસ્થા મારના અધિકારીઓની જે નોધ વલભીના તામ્રપત્રો ઉપરથી પૂર્વસ્થિતિમા કરી છે તેમા પણ વિશેષ ઉમેરવા જેવુ કાંઈ

---

૧ જુઓ દ્વયાશ્રય સર્ગ ૧૭, શ્લો ૧૧

૨ દ્વયાશ્રય સ. ૧, શ્લો ૬૧ તથા પ્ર ચિ પૃ ૪૩

૩ આ જ ગ્રથમા પૃ ૩૬૦ થી ૩૬૩

૪ દ્વયાશ્રય સ. ૨, શ્લો ૧૦૬, સ. ૩ શ્લો ૬

નથી. રાજ્યવિસ્તાર વધતાં અધિકારશ્રેણી એની એ રહ્યા છતાં અધિકારોની તથા અધિકારીઓની સંખ્યા વધી હોવાનો સંભવ છે, પણ એની વિગત મળતી નથી.

**સામાજિક સ્થિતિ**—પાટણની સ્થાપના પહેલાં ગુજરાતના સમાજની જે સ્થિતિ હતી તે ઘણી બાબતમાં સોલંકી સમયમાં પણ ચાલુ રહી છે. પણ એક બાબતમાં મોટો ફેરફાર થયો છે પ્રાચીન ચાર વર્ણની વ્યવસ્થા નામમાં ચાલુ રહેવા છતાં નવી જ્ઞાતિવ્યવસ્થા જોરમાં આવી છે બ્રાહ્મણો ઇતર વર્ણની પણ કન્યા પરણી શકતા એ સ્થિતિ બદલાઈને બ્રાહ્મણોમાં અંદર અંદર પણ બેટીવ્યવહારની બાબતમાં દીવાલો ઊભી થઈ છે. બ્રાહ્મણવાણિયાની અનેક જ્ઞાતિઓનાં નામ આ સમયના ઉત્કીર્ણ લેખોમાં તથા પ્રબંધોમાં મળે છે.[1]

**ધાર્મિક સ્થિતિ**—ધાર્મિક સ્થિતિમાં સોલંકી સમય દરમ્યાન બે મોટા ફેરફાર થયા છે: (૧) બૌદ્ધધર્મનો તદ્દન લોપ અને જૈન ધર્મનો બહોળો પ્રચાર, ગુજરાતમાં જૈનધર્મનું જે જોર અત્યારે દેખાય છે તે સોલંકી સમય દરમ્યાન ઉત્પન્ન થયું છે.[2] અને (૨) બ્રાહ્મણધર્મમાંથી યજ્ઞમાર્ગ લગભગ લુપ્ત થઈ જઈને—અથવા અમુક બ્રાહ્મણ કુળોમાં જ મર્યાદિત રહીને એને સ્થાને વિષ્ણુ શિવ સૂર્ય અને દેવીની ભક્તિના પ્રાધાન્યવાળો—મંદિર વાવ કૂવા તળાવ ધર્મશાળા અન્નસત્ર વગેરે પૂર્તધર્મબહુલતાવાળો તથા બ્રાહ્મણેતરવર્ણોના લોકોને પુષ્કળ સમાસ આપતો પૌરાણિક ધર્મ ગુજરાતમાં વ્યાપક થઈ ગયો છે.[3]

---

૧ જુઓ આ જ પુસ્તકમાં પ્ર. ૧૧ મુ તથા પૃ. ૧૫૨, પૃ. ૨૨૯ આદિ.

૨ જુઓ કુમારપાલ અને વસ્તુપાલ-તેજપાલનાં ચરિત્રો પ્ર. ૧૩ અને ૧૭.

૩ બ્રાહ્મણોને બલિ ચરુ વૈશ્વદેવ માટે વલભી અને રાષ્ટ્રકૂટ દાનો અપાયાં છે ત્યારે સોલંકી દાનોનો મોટો ભાગ મન્દિરોને તથા એના પાશુપત આચાર્યોને અપાયો છે. દાખલાઓ માટે જુઓ પૃ. ૧૭૨.

## વિદ્યા અને અક્ષરજ્ઞાન

બ્રાહ્મણોનું હિંદુ સમાજમાં જે ઊંચું સ્થાન પડેલું હતું અને જેનો ઉલ્લેખ મુસ્લિમ લેખકોએ પણ કર્યો છે[1] તે સોલંકી સમયમાં પણ ચાલુ હતું જ. રાજસ્થાનમાં પુરોહિત મંત્રી વિદ્વાન કે કવિ તરીકે બ્રાહ્મણોનું સન્માન થતું હોવાના દાખલા પ્રબંધોમાંથી મૂળમાં ઉતારાય જ છે. કેટલાક બ્રાહ્મણો અધ્યયન-અધ્યાપનનું સ્મૃતિયુક્ત કર્મ કરતા હોવાના દાખલા પણ નોંધાયા છે. એના સાહિત્યની બાબતમાં જોઈએ છીએ તો છેલ્લા સો વર્ષને બાદ કરતાં બાકીના વખતમાં જૈનોની જ સાહિત્યપ્રવૃત્તિ જોવામાં આવે છે. બ્રાહ્મણોના અન્ય દેશકાળમાં રચાયેલા ગ્રન્થોની ગુજરાતમાં હાથપ્રતો લખાઈ છે અને ભંડારોમાં સચવાઈ છે એટલે લહિયાનો ધંધો ઘણો ચાલતો હશે, પણ બ્રાહ્મણોની ગ્રંથરચનાપ્રવૃત્તિ તો ઇ સ ૧૨૨૯ (વિ સ ૧૨૮૫) પછી જોવામાં આવે છે. પણ બ્રાહ્મણો, જૈનો અને કાયસ્થોમાં અક્ષરજ્ઞાનનો પ્રચાર જરૂર હતો. ક્ષત્રિયોમાંથી માળવાના અને બીજા પણ કેટલાક રાજાઓ સારા સંસ્કૃત વિદ્વાન અને ગ્રન્થકાર તરીકે પણ પ્રખ્યાત થયા છે, પરંતુ ગુજરાતના સોલંકી રાજાઓમાંથી કોઈ વિદ્વાન્ હોવાનો પુરાવો નથી.

**કળાને ઉત્તેજન**—સોલંકીકાળની ચિત્રકળાના નમૂના મળતા નથી, જો કે ચિત્રકળા પ્રચલિત હોવાના ઉલ્લેખ છે. સંગીત વિશે એથી પણ ઓછું જાણવામાં આવ્યું છે, પરંતુ શિલ્પ અને સ્થાપત્યને ગુજરાતના રાજાઓ મંત્રીઓ અને શ્રીમંત વેપારીઓએ ઘણું ઉત્તેજન આપ્યું હતું, અને શિલ્પના નહિ પણ સ્થાપત્યકળાના તો ઉત્તમ નમૂના એ કાળે સર્જાયા છે.[2]

---

૧ જુઓ પૃ ૧૨૨.

૨ જુઓ આબુના મંદિરો, ગિરનારના મંદિરો, સોમનાથ, મોઢેરા, સહસ્રલિંગ સરોવર વગેરેના આ ગ્રન્થમાં આપેલા વર્ણન

ન્યાયનું ધોરણ—ન્યાયની તત્કાલીન પ્રથા વિશે પ્રબંધોમાં કશી વિગતો મળતી નથી અને જે દાખલા મળે છે તેમાં રાજાનો હુકમ એ જ ન્યાય એ સ્થિતિ દેખાય છે[1] છતાં વિગતો તપાસવી પડે તથા કાયદાના જ્ઞાનની જરૂર પડે એવા વાગ્સાહક્કના. લેવડદેવડના કે મારામારીના ઝઘડાઓના સુકાન તો ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્રના ગ્રન્થો કહે છે તેમ એક કે વધારે નદિદ પંડિત-અધિકારીઓ જેને વલભીસમયમાં અધિકરણિક[2] કહેલ છે તેઓની સલાહથી જ લેખિત પુરાવાઓ તથા સાક્ષીઓ તપાસીને અને એ કશું ન હોય ત્યાં દિવ્ય[3] દ્વારા અપાતા હશે વ્યવહારમાં તો ધર્માધિકરણ (ન્યાયમન્દિર)-ના પંડિતો જ સાધારણ રીતે ન્યાય આપવાનું કામ કરતા હશે[4] ગામડાના નાના ઝઘડા તો ગ્રામ્યપંચોથી પતાવાતા હશે, આવા પંચોમાં સરપંચ રાજ્ય તરફથી નિમાતા હોવાના પુરાવા અન્યત્ર મળે છે.

વર્ણવ્યવસ્થા—જ્ઞાતિઓના વાડાઓથી બ્રાહ્મણાદિ વર્ણની લગ્ન-વ્યવહારમાં વર્ણકતા તૂટયા છતાં કેટલીક બાબતમાં વર્ણવ્યવસ્થા સોલંકી સમયમાં અત્રુટિત રહી હતી. (૧) બ્રાહ્મણો મોટેભાગે સ્મૃત્યુક્ત યજન અધ્યયનાદિ બ્રહ્મકર્મ કર્યા કરતા અને રાજાઓ મંત્રીઓ અને શ્રીમંતો પાસેથી મળતાં દાનો વડે નિર્વાહ કરતા. એ રીતે પૂરું ન થાય તો એઓ યુદ્ધ ખેતી કે વ્યાપાર પણ કરતા હશે (૨) ક્ષત્રિયો એટલે હાલના રજપૂતોના પૂર્વજોને એ કાળે તો યુદ્ધાદિની ચાલુ કામગીરી મળ્યા કરે એટલા નાના મોટા બખેડા થયા કરતા વૈશ્યો અને શૂદ્રોમાંથી સુથાર લુહાર કડિયા ધોબી વગેરે કારીગરો તથા ખેડૂતો પોતપોતાના ધંધા બાપદાદાને પગલે ચાલી પોતપોતાના ગામમાં કર્યા કરતા. વણકર ધોબી ચમાર વગેરે અન્ત્યજો સમાજના આજની પેઠે જ

૧ જુઓ પ્ર. ચિ. પૃ ૧૯૨, યૂકાવિહાર પ્રબંધ

૨ જુઓ પૃ. ૧૯.

૩ જુઓ પૃ. ૨૭, ટિ. ૧

૪ જુઓ લેખપદ્ધતિ (ગા. ઓ સિ.)માં પૃ ૧૫ મા ન્યાયવાદ

કેટલાક ઉપયોગી કામ કરતા અને ચંડાલો ગામબહાર રહેતા અને રાજ્યના મોટા ગુનેગારોને મારી નાખવાનું કામ કરતા દાસો અને દાસીઓ બજારમાં વેચાતાં, અને એઓની સ્થિતિ લગભગ પશુ જેવી જ હતી.[1]

**વેપાર અને નાણું**—સોલંકી સમયની સામાજિક સ્થિતિમાં જે વસ્તુ ખાસ ધ્યાન ખેંચે છે તે ગુજરાતના વેપારની વૃદ્ધિ અને એ દ્વારા વધેલી ગુજરાતની સમૃદ્ધિ. ભરૂચ અને ખંભાતના બંદરોના બહોળા વેપારની ખ્યાતિ આ પહેલાના કાળમાં હતી, પણ સોલંકી સમયમાં જળમાર્ગે તથા સ્થળમાર્ગે ગુજરાતના સાહસિક વેપારીઓએ વેપાર કરીને ગુજરાતમાં ધનની જાણે નદીઓ વહાવી.[2] પણ ઐતિહાસિક દૃષ્ટિએ જે વધારે મહત્ત્વનું છે તે એ કે ગુજરાતમાં વેપારીબુદ્ધિ તે કાળે ખીલી તે આજ સુધી જીવતી છે.

જ્યાં બહોળો વેપાર હોય ત્યાં નાણાની લેવડદેવડ પણ પુષ્કળ થાય. એટલે કોઈક જાતનું નાણું ચાલતું હોવું જોઈએ. દ્રમ્મ રૂપક તથા સુવર્ણના ઉલ્લેખ મળે છે, છતાં એકાદ અપવાદ સિવાય ગુજરાતના કોઈ સોલંકી રાજાના નામનો સિક્કો મળ્યો નથી. જોકે એ જ સમયના કનોજના ગહડવાલ રાજા ગોવિન્દચન્દ્રના સોનાના તથા તાંબાના સિક્કા મળ્યા છે.[3] એટલે ગધૈયા સિક્કા જ ચાલતા હશે એવું અનુમાન છે. વળી વ્યાજનો દર ચોવીસ ટકા જેટલો ભારે હોવાના ઉલ્લેખ મળે છે.[4]

**વિશિષ્ટ લક્ષણો**—વેપારથી પૈસો મેળવવાની આવડત અને એ પૈસાના જોરથી વ્યવહારના ઘણાંખરા ક્ષેત્રોમાં રસ્તો કાઢવાની જે કુશળતા ગુજરાતીઓમાં આજે જોવામાં આવે છે, જે લક્ષણથી ગુજરાતી ભારતભરમાં ઓળખાય છે તે લક્ષણ સોલંકી સમયમાં પહેલી વાર

1 જુઓ લેખપદ્ધતિ પૃ. ૪૪ માં दासीपत्रविधि
2 જુઓ આ જ ગ્રન્થમાં પૃ. ૭૮૩
3 भारतके प्राचीन राजवंश भा. ३, पृ. १०५.
4 लेखपद्धति पृ. ३३ व्यवहारपत्रम्

નજરે પડે છે. અહીં એક જ દાખલો બસ છે ઇ. સ. ૧૩૧૩ (વિ સં. ૧૩૬૯)મા શત્રુંજય પરનાં તથા આબુનાં મદિરોને મુસલમાનોએ તોડ્યા હતા, અને સમરારાસોમા કહ્યું છે તેમ "ક્ષત્રિયોની તલવારોથી કે સાહસિકોના સાહસથી કોઈ વળે એવું નહોતુ," એ વખતે પાટણના જૈન વેપારી સમરાસિંહે ગુજરાતના સૂબા અલપખાનને રીઝવી એની પાસેથી એ મદિરોના જીર્ણોદ્ધાર માટે પરવાનગી મેળવી, ઇ. સ. ૧૩૧૫ (સ ૧૩૭૧)મા શત્રુંજયનો અને ઇ. સ ૧૩૨૨ (૧૩૭૮)માં આબુનાં મદિરોનો જીર્ણોદ્ધાર કર્યો[1] આ દાખલો પૂરતો સૂચક છે.

બાકી નોંધવાયોગ્ય લક્ષણોમા ગુજરાતની એ વખતની પ્રજા અતિશય વહેમી–નજર લાગવામાં, શકુનમાં, તથા ચમત્કારોમાં ખૂબ શ્રદ્ધાવાળી હતી[2] વળી ગુજરાતના લોકોને વિદ્યાનું નહિ પણ બુદ્ધિનું અને ધૂર્તકળાનુ પણ અભિમાન હતુ[3] આ વારસો પણ હજી ગુજરાતીઓએ જાળવી ગખ્યો છે. અને બુદ્ધિનુ અભિમાન હોવા છતાં ગુપ્તકાળ કરતાં સોલંકી સમયની બુદ્ધિ ઘણી ઊતરતી કક્ષાની દેખાય છે તત્કાલીન પ્રબંધોમાંથી જે લોકમાનસ દેખાય છે તે ગુપ્તયુગ કરતાં ઘણા ઓછા સસ્કારવાળુ, અલ્પબુદ્ધિવાળું અને મોટી યોજના કે વ્યવસ્થા કરવાની શક્તિ વગરનુ, ધંધા તથા ધર્મ સિવાયની બાબતમા ઊડી સમજણ વગરનુ અને કથાવાર્તામા બાલોચિત રસ લેનારું દેખાય છે

## પાટણ શહેર

સોલંકી સમયમાં અણહીલપુરપાટણ ખભાત ભરૂચ ધોળકા વગેરે ગુજરાતમાં મોટા શહેરો હોવાના પુરાવા પ્રબંધોમાંથી મળે છે, પણ અહીં

---

૧ જુઓ સમરારાસો. જિનપ્રભસૂરિકૃત તીર્થકલ્પમા શત્રુંજયકલ્પ, કક્કસૂરિકૃત નાભિનંદનોદ્ધારપ્રબંધ, જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ. ૪૨૮ થી ૪૨૭ અને એની જ ટિ. ૪૧૬ તથા ૪૨૯.

૨ જુઓ પ્રબંધચિંતામણિ પૃ. ૫૫, ૭૬, ૯૨, ૯૫, ૧૩૩, ૧૮૧, ૧૮૬, ૨૦૧ વગેરે.

૩ જુઓ. પ્ર. ચિં. પૃ. ૯૭ તથા પૃ. ૧૩૧.

તો ગુજરાતના રજપૂત રાજાઓની સાગપાયમો વર્ષ સુધી રાજધાની રહેલા અણહીલપુ પાટણનુ જ ટૂંકમા વર્ણન કરવાની જરૂર લાગે છે, કારણ કે રાજધાનીનુ આ ગ્રથમા અન્યત્ર વર્ણન કર્યું નથી

હાલનુ પાટણ ઘણુ કરી ૫ રમા શતકમાં[૧] અથવા જૂનાનો નાશ થયા પછી તરતમા નવુ વસેલુ છે અને એનો કિ નો ઘણુ કરી વિ મ ૧૭૯૨મા બધાયો હશે એવુ જૂના ગુટકામાથી શ્રી ભોગીલાલ જ સાંડેસરાને મળી આવેલ એક કુની ઉપ થી અનુમાન થાય છે રજપૂત સમયના પાટણો તો કર્ણની હાર સાથે નાશ થઈ ગયો હતો[૨] જૂનુ પાટણ હાલના પાટણની જગ્યાએ પણ ન હતુ પણ એની પશ્ચિમમા હતુ[૩] એ જૂના પાટણના માત્ર બે અવશેષ રહ્યા છે એક રાણીની વાવનો ખાડો અને બીજુ સહસ્રલિંગ સરોવરની જગ્યા[૪] વડોદરા રાજ્યના જૂની શોધખોળના ખાતા તરફથી નીંથી ખોદકામ થઈ ને આ સરોવરના ઓવારા ખોદી કાઢવામા આવ્યા છે આ ઉપરાત મૂર્તિઓ અને કોતરેલા કવચિત્ અક્ષરવાળા જૂના પાટણના મકાનોના પથ્થર હાલના પાટણના મકાનોમા મળી આવે એ જુદી વાત વિવિધતીર્થ-કલ્પ (૨૬મો કલ્પ સિંધી જૈન ગ્ર મા આ પૃ ૫૧)મા આપેલી દંતકથા પ્રમાણે લાખ્ખારામ કહેવાતી જગ્યાએ સરસ્વતીને કાંઠે વિ સ ૮૦૨મા જૂના પાટણની સ્થાપના થઈ છે એ નિસંદેહ છે પણ સ્થાપના વખતે તો એ એક નાનુ ગામ હશે અને ધીમે ધીમે વધતુ ગયુ હશે આ વિકાસનો જોકે ઇતિહાસ

---

૧ જુઓ સ્વ રામલાલ ચુ મોદીનુ લખેલુ પાટણ સિદ્ધપુરનો પ્રવાસ (સયાજી બાલજ્ઞાનમાળા) પૃ ૨૯ તથા 'ગુજરાતી ના ૧૯ ૨ ના દીપોત્સવી અકમા' જૂના અને નવા પાટણની સ્થાપના એ લેખ પૃ. ૧૧૮

૨ જુઓ સુ ો ગ્ર ૭, પૃ ૬૦૨ માથી ગુજરાતી ૧૯૯૨ ના દિવાળી અકમાં પૃ ૧૧૮ મા કરેલો ઉતા ા િ ૦

૩ પાટણ સિદ્ધપુરનો પ્રવાસ પૃ ૨૫

૪ એજન પૃ ૨૬

અશ્વશાળા, ગોશાળા, શસ્ત્રાગાર, વ્યાયામશાળા, કુંડ કે વાવ, ઇષ્ટદેવનું મન્દિર, દાનશાળા, વગેરે મકાનોની ફરતા દરવાજાઓ (ગોપુરો)વાળો મોટો કોટ, આ એક જાતના શહેરનું નામ રાજમહેલ. રાજમહેલનો મુખ્ય ભાગ ઘણુ કરી આરસનો સાતમાળનો હશે.[1] દીવાલો ઉપર ચિત્રો, અને થાભલા વગેરે ઉપર પૂતળીઓ વગેરે શોભા તો હોવી જ જોઈએ.

પાટણના રાજમાર્ગનું કે એનાં બજારોનું કશું વર્ણન મળતું નથી, ફક્ત હારબંધ આવેલા સાતમાળના[2] મોટા મહેલ જેવાં ઘરોનું, ઊંચી અને સફેદ અગાશીઓમાં વિહાર કરતી સ્ત્રીઓનાં મુખની શોભાનું, ઊંચા મન્દિરના શિખરોના સુવર્ણકલશોનું તથા ફરકતી ધજાઓનું વારંવાર વર્ણન આવે છે વળી પાટણમાં સિદ્ધરાજના વખતમાં ૮૪ લક્ષાધિપતિઓ હતા કે જેઓનાં પાંચ કે સાતમાળના ઘર ઉપર જેટલા લાખ દ્રવ્ય એની પાસે હોય તેટલા દીવા બળતા, અને બીજા કોટિધ્વજધારી કોટિપતિઓ હતા[3] જેની સંખ્યા લખી નથી આવા શ્રીમન્તોને દરવાજે હથિયારવાળા ક્ષત્રિયોનો પહેરો રહેતો[4] પાટણની બજારમા આખો દિવસ માણસોની ભારે ભીડ રહેતી વચ્ચે બળદના ગાડાં, ઘોડેસવારો, હાથીઓ, ઘોડા જોડેલા રથો, અને પાલખીઓ પણ જતા આવતાં. લોકોને ચાલવાનો રસ્તો યે મુશ્કેલીથી મળતો હતો. ઉત્સવપ્રસંગે લોકોને મોટા રસ્તાઓ ઉપર પાણી છાંટવું પડતું; અને દુકાનોને મોતીના તોરણો, ધજા, પતાકાઓ વગેરેથી શણગારતા. ઠેકાણે ઠેકાણે સુવર્ણકલશો મૂકવામા આવતા અને વચ્ચે વચ્ચે અમુક ખાસ સ્થળોએ માંચડાઓ ઉપર વેશ્યાઓ નાચ કરતી.[5] અને રાજમાર્ગ ઉપરથી હાથી ઉપર બેઠેલા રાજાની સવારી નીકળતી.

---

૧ જુઓ આ પુસ્તક પૃ ૧૮૮, ટિ ૧

૨ જુઓ नगराणि च सप्तभूमिनिलयानि । વાગ્ભટાલંકાર, શ્લો. ૧૩૭

૩ જુઓ પ્ર. ચિં. પૃ. ૧૫૨.

૪ જુઓ દ્વયાશ્રય સ. ૧ શ્લો. ૧૧૩.

૫ મોહરાજપરાજય અ. ૪ ૧૯.




એ જ ગણ્યા છે પણ પં. ભગવાનલાલે, ઉપર (મૂળ પૃ. ૯૯) લખ્યું છે તેમ આન્ત્રોલી છારોલીનું દાનપત્ર આપનાર કર્ક બીજાના દાદા ધ્રુવને કર્કનો એક પુત્ર માન્યો છે. અને અહીં એ મતાનુસાર વંશવૃક્ષ આપ્યું છે. શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉએ એ સંબંધ સંભવિત ગણ્યો છે અને શ્રી. અલ્તેકર પણ એને અસંભવિત નથી ગણતા.

## (૨) ગુજરાતના રાષ્ટ્રકૂટોનુ વંશવૃક્ષ

( પ્ર ચોથાના અનુસધાનમા )

૧ ઇન્દ્ર (જેણે લાટમા ગાદી સ્થાપી મુખ્ય
ગષ્ટ્રકૂટ વંશના નવમા ધ્રુવનિરુપમનો
પુત્ર (ઇ સ. ૮૦૮ થી ૮૧૨)

૨ કર્ક સુવર્ણવર્ષ (શક ૭૩૪, ૭૩૮, ૭૪૩, ૭૪૬*) (ઇ ૮૧૨ થી ૮૨૪)

૩ ગોવિન્દ પ્રભુતવર્ષ (શક ૭૩૯, ઇ સ ૮૨૭)

દન્તિવર્મા (?)

૪ ધ્રુવ પહેલો નિરુપમ ધારાવર્ષ (શક સ ૭૫૭, ઇ સ. ૮૩૫)

૫ અકાલવર્ષ (ઇ સ. ૮૫૦

૬ ધ્રુવ બીજો (શક સં. ૭૮૯ અને ૭૯૩) (ઇ સ. ૮૬૭ અને ૮૭૧)

૭ દન્તિવર્મા (શક સં ૭૮૯ - ઇ સ ૮૬૭)

ગોવિન્દ

૮ કૃષ્ણરાજ અકાલવર્ષ (શક ૮૧૦, ઇ સ ૮૮૮),

---

* આ દાનપત્ર પ્ર ચોથુ લખાઇ ગયા પછીએ ઇ સ ૧૨૫ ૫ ૭મા છપાયુ છે જુઓ ગુજરાતી પત્રના ૧૯ ૨ ના દિવાળી અંકમા શ્રી ધનપ્રસાદ ચ મુનશીનો લેખ, પૃ ૧૩૪

# કનોજના પ્રતિહારોનું વંશવૃક્ષ*

(રાજપૂતાનાનો ઇતિહાસ ખ. ૧-પૃ ૧૬૭ તથા આ ગ્રંથનું પ્ર. ચોથુ તથા ગ્લોરી ધેટ વોઝ ગુર્જર દેશ ભા. ૩, પૃ ૫૫ પણ જુઓ, જેમાં ગોઠવણીથી કેટલોક ફેર છે.)

૧ નાગાવલોક કે નાગભટ્ટ (વિ. સ. ૮૧૩-ઇ. સ ૭૫૭)
૨ કાકુત્સ્થ
૩ દેવશક્તિ (ઇ. સ ૭૮૦ સમય અટકળે)
૪ વત્સરાજ (વિ સ. ૮૪૦-ઇ સ. ૭૮૪)
૫ નાગભટ્ટ બીજો (વિ સં. ૮૬૪ થી ૮૯૦-ઇ સ ૮૦૮ થી ૮૩૪)
૬ રામભદ્ર (આ રાજાએ કનોજને રાજધાની બનાવી તે પહેલાં આ વંશની રાજધાની ભિનમાલમાં હતી ઇ સ ૮૩૬ અટકળે)
૭ ભોજ કે મિહિરભોજ (વિ સં. ૮૯૬ થી ૯૪૬-ઇ. સ ૮૪૦ થી ૮૯૦)
૮ મહેન્દ્રપાલ પહેલો (વિ. સ. ૯૫૦ થી ૯૬૬-ઇ. સ. ૮૯૪ થી ૯૧૦)
૯ ભોજ બીજો (ઇ. સ. ૯૧૦)
૧૦ મહીપાલ (વિ ૯૬૬ થી ૯૮૬-ઇ. સ. ૯૧૦ થી ૯૩૦)
૧૧ વિનાયકપાલ (સ. ૯૮૮-ઇ. સ ૯૩૧) આઠમાનો ભાઈ
૧૨ મહેન્દ્રપાલ બીજો (વિ સં ૧૦૦૩ ઇ સ. ૯૪૮)
૧૩ દેવપાલ (સ. ૧૦૦૪-મહીપાલનો પુત્ર-ઇ. સ ૯૪૮ થી ૯૫૫)
૧૪ વિજયપાલ (સ. ૧૦૧૬, દેવપાલનો ભાઈ, ઈ. સ ૯૬૦
૧૫ રાજ્યપાલ (ઇ સ ૧૦૧૮)
૧૬ ત્રિલોચનપાલ (વિ સ ૧૦૮૩-ઇ. સ. ૧૦૨૭)
૧૭ યશપાલ (વિ સ. ૧૦૯૨-ઇ સ ૧૦૩૬)

---

* પ્રતિહાર-પડિહાર પછી કનોજમા ગહડવાલ રાજાઓનું આધિપત્ય થયું અને એઓ પાસેથી વિ. સ. ૧૨૮૩ માં કનોજ મુસલમાનોને હાથ ગયું.

# પરિશિષ્ટ ૩

## સોલંકીવંશની વંશાવળી




* ભીમદેવના રાજ્યકાળમાં જ સં ૧૨૮૦ માં સોલંકી જયન્તસિંહ પાટણનો રાજા હતો

# સોલંકીવંશની વાઘેલા શાખાની વંશાવળી



# પરિશિષ્ટ ૮

## સમકાલીન રાજવંશો

### માળવાના પરમારો

(ભારતકે પ્રાચીન રાજવંશ પ્રથમ ભાગ ઉપરથી)

- ૧ ઉપેન્દ્ર (કૃષ્ણરાજ)
- ૨ વૈરસિંહ
- ૩ સીયક (વિ. સં. ૧૦૦૫ તથા ૧૦૨૯)
  - ૪ મુંજ કે વાક્પતિરાજ (વિ. સં. ૧૦૩૦થી ૧૦૫૨) (મૂળરાજને હરાવ્યો)
  - ૫ સિંધુરાજ (૧૦૫૨થી ૧૦૬૭) (ચામુંડનો સમકાલીન)
    - ૬ ભોજ (સં. ૧૦૬૭થી ૧૧૧૨) (ભીમદેવ પહેલાનો સમકાલીન)
    - ૭ જયસિંહ (વિ. સં. ૧૧૧૨ થી ૧૧૧૬) ઈ. સ. ૧૦૫૬થી ૧૦૬૦
    - ૮ ઉદયાદિત્ય (વિ. સં. ૧૧૧૬ થી ૧૧૪૩) ઈ. સ. ૧૦૬૦થી ૧૦૮૭
      - ૯ લક્ષ્મદેવ
      - ૧૦ નરવર્મ ઈ. સ. ૧૧૦૫થી ૧૧૩૩ (વિ. સં. ૧૧૬૧થી ૧૧૯૦) સિદ્ધરાજે આના ઉપર ચડાઈ કરી
        - ૧૧ યશોવર્મા (૧૧૯૦ થી ૧૧૯૨ સિદ્ધરાજે આને કેદ કરી માળવા લીધું) ઈ. સ. ૧૧૩૩ થી ૧૧૩૫
      - જગદેવ (આ જગદેવ સિદ્ધરાજના દરબારમાં રહી હોવાનું ભાટો કહે છે)

૧૧ યશોવર્મા

૧૨ જયવર્મા — ૧૨ અજયવર્મા

૧૩ લક્ષ્મીવર્મા (વિ સં. ૧૨૦૦) — ૧૩ વિન્ધ્યવર્મા (ભીમદેવ બીજાનો સમકાલીન)

૧૪ હરિશ્ચન્દ્ર (સં. ૧૨૩૬) — ૧૪ સુભટવર્મા (સં. ૧૨૬૬)

૧૫ ઉદયવર્મા (સં ૧૨૫૬) — ૧૬ દેવપાલદેવ (૧૨૭૫ થી ૧૨૯૨) — ૧૫ અર્જુનવર્મા (સં. ૧૨૬૭થી ૧૨૭૩)

૧૭ જયસિંહ (બીજો) (વિ સં ૧૩૦૦ થી ૧૩૧૨)

૧૮ જયવર્મા બીજો (સં. ૧૩૧૪થી ૧૩૧૭)

૧૯ જયસિંહ ત્રીજો (સં. ૧૩૨૬)

૨૦ ભોજ બીજો

૨૧ જયસિંહ ચોથો (સં. ૧૩૬૬)

* વૈરીસિંહ, સિયક અને વાક્પતિરાજનાં નામ બે વખત ભારતકે પ્રાચીન રાજવંશ પ્ર. ભા માં આપેલાં છે, પણ અહીં એક જ વખત શ્રી. રિસકળકરને અનુસરીને માન્યાં છે. (જુઓ પુરાતત્ત્વ પુ. ૨, પૃ.૪૮)

આબુના પરમારો* (ભારતના પ્રાચીન રાજવંશ ભા. ૧ માંથી)

ધૂમરાજ (એ વંશનો મૂળપુરુષ)

૧ સિન્ધુરાજ

૨ ઉત્પલરાજ

૩ આરણ્યરાજ

૪ કૃષ્ણરાજ પહેલો

૫ ધરણીવરાહ (વિ. સં. ૧૦૫૦, મૂળરાજનો સમકાલીન)

૬ મહીપાલ (વિ. સં. ૧૦૫૯)

૭ ધન્ધુક (વિ. સં. ૧૦૮૮)

૮ પૂર્ણપાલ (વિ. સં. ૧૦૯૯થી ૧૧૦૨)

૯ કૃષ્ણરાજ બીજો (વિ. સં. ૧૧૧૭, ૧૧૨૩=આઠમાનો ભાઈ)

૧૦ ધ્રુવભટ

૧૧ રામદેવ

૧૨ વિક્રમસિંહ (૧૧માનો ભાઈ)

૧૩ યશોધવલ (સં. ૧૨૦૨—૧૧માનો ભત્રીજો)

૧૪ ધારાવર્ષ (સં. ૧૨૨૦ થી ૧૨૭૬)

૧૫ સોમસિંહ (વિ. સં. ૧૨૮૭)

૧૬ કૃષ્ણરાજ ત્રીજો

૧૭ પ્રતાપસિંહ (વિ. સં. ૧૩૪૪)

૧૮ વિક્રમસિંહ (૧૭ સાથે શો સંબંધ હતો તે ચોક્કસ ખબર નથી)

---

* દાંતાના હાલના પરમાર રાજાઓ આબુના કૃષ્ણરાજ બીજાના વંશજ છે, એવો ઇતિહાસવિદોનો મત છે

૧૪ રાયસિંહ (વિ. સ. ૧૨૩૧)

૧૫ મહીપાલ (વિ. સ. ૧૨૩૨થી ૧૨૫૨)

૧૬ જયમલ (વિ. સ. ૧૨૫૨થી ૧૨૮૬)

૧૭ રા'મેહેવો (વિ. સ. ૧૨૮૬માં ગાદીએ બેઠો)

૧૮ રા'ખેંગાર (વિ. સ. ૧૩૦૯મા ગાદીએ બેઠો)

૧૯ રા'માંડલિક (વિ. સં. ૧૩૧૬મા ગાદીએ બેઠો એના વખતમાં અલાઉદ્દીનના મુસલમાન લશ્કરે સોમનાથ તોડ્યુ)

## શાકંભરી કે સાંભર અને અજમેરના ચોહાણોનું વંશવૃક્ષ

(ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૧ ના મુખ્ય આધારે)

૧ ચાહમાન
૨ વાસુદેવ
૩ સામંતરાજ
૪ જયરાજ
૫ વિગ્રહરાજ પહેલો

૬ ચન્દ્રરાજ પહેલો — ૭ ગોપેન્દ્રરાજ

૮ દુર્લભ પહેલો
૯ ગૂવક પહેલો (નાગાવલોકનો સામન્ત, વિ. સં. ૮૧૩)
૧૦ ચન્દ્રરાજ બીજો
૧૧ ગૂવક બીજો
૧૨ ચન્દનરાજ
૧૩ વાક્પતિરાજ (પહેલો)


૧૪ સિંહરાજ
લક્ષ્મણરાજ (વિ. સં. ૧૦૨૩) (નડૂલની ચૌહાણ શાખાનો મૂળપુરુષ)
વત્સરાજ
૧૫ વિગ્રહરાજ (વિ. સં. ૧૦૩૦) (મૂળરાજ સાથે લડ્યો હતો)
૧૬ દુર્લભરાજ (બીજો)
૧૭ ગોવિંદરાજ
૧૮ વાક્પતિરાજ બીજો
૧૯ વીર્યરાજ (વિ સં ૧૦૮૭)
૨૦ ચામુંડરાજ
૨૧ દુર્લભરાજ ત્રીજો
૨૨ વીસલદેવ (વિગ્રહરાજ ત્રીજો) (કર્ણ પરમારનો સમકાલીન)
૨૩ પૃથ્વીરાજ પહેલો
૨૪ અજયદેવ (અજમેર વસાવ્યું)
૨૫ અર્ણોરાજ (વિ. સં ૧૨૦૭–૧૨૦૮માં પોતાના દીકરાને હાથે માર્યો ગયો સિદ્ધરાજ અને કુમારપાળનો સમકાલીન).
૨૬ જગદેવ
૨૭ વિગ્રહરાજ ચોથો (સં ૧૨૧૦થી સં ૧૨૨૦
૩૦ સોમેશ્વર સં ૧૨૨૬થી૧૨૩૪)
૨૯ પૃથ્વીરાજ બીજો (સં ૧૨૨૫)
૨૮ અમરગાંગેય
૩૧ પૃથ્વીરાજ ત્રીજો (વિ સં ૧૨૩૬થી ૧૨૪૮, શાહબુદ્દીન ઘોરીએ મારી નાખ્યો)
૩૨ હરિરાજ

## નડૂલના ચાહમાનોની વંશાવળી

(એ. ઈ. ગ્ર. ૯. પૃ. ૮૩ તથા ગ્ર. ૧૧ પૃ. ૭૯ ઉપરથી)

- ૧ લક્ષ્મણરાજ (શાકંભરીના વાક્પતિરાજ પહેલાનો પુત્ર) વિ. સં. ૧૦૨૪થી ૧૦૩૯
  - ૨ શોભીય (શોભિત)
    - ૩ બલિરાજ (પરમાર મુંજ સાથે લડ્યો હતો)
  - ૪ વિગ્રહપાલ
    - ૫ મહેન્દ્ર (મહિન્દુ) (હસ્તિકુંડીના ધવલનો સમકાલીન ચાલુ કરી દુર્લભરાજનો સાળો)
      - અશ્વપાલ
        - આહીલ
          - ૭ બાલપ્રસાદ (ચાલુક્ય ભીમ અને પરમાર ભોજ સાથે લડેલો)
          - ૮ જેન્દ્રરાજ (વિ. સં. ૧૧૩૨)
            - ૯ પૃથ્વીપાલ (કર્ણ સામે લડેલો)
              - રત્નપાલ વિ. સં. ૧૧૭૬
                - ૧૨ રાયપાલ (વિ. સં. ૧૧૯૮ થી ૧૨૦૨)
                  - સહજપાલ
                  - રુદ્રપાલ
                  - અમૃતપાલ
            - ૧૦ જોજલ કે યોજક (વિ. સં. ૧૧૪૭)
            - ૧૧ આસરાજ (અશ્વરાજ ચાલુક્ય સિદ્ધરાજનો સમકાલીન તથા ચાલુ કરીતે સામન્ત) વિ. સં. ૧૧૬૭ થી ૧૨૦૦.
              - ૧૩ કટુકદેવ (વિ. સં. ૧૨૦૦)
              - ૧૪ આલ્હણદેવ વિ. સં. ૧૨૦૯થી ૧૨૧૮ કુમારપાલનો સામન્ત)
      - ૬ અણહિલ
        - ૮ જેન્દ્રરાજ (see above)




## ઉત્તરકોંકણના શિલાહાર રાજાઓની વંશાવળી

(મું. ગે. ગ્રં. ૧ ભા. ૨ પૃ ૫૩૯ મું ગે ગ્રં. ૧૩ પૃ. ૪૨૬–૭ અને ડફની ક્રોનોલોજી પૃ. ૩૦૩ ઉપરથી)

૧ કપર્દી પહેલો (વિ. સં. ૮૭૧)
૨ પુલશક્તિ (વિ. સ. ૮૯૯)
૩ કપર્દી બીજો (સં. ૯૦૭)
૪ વપ્પુવન્ન
૫ ઝંઝા
૬ ગોગ્ગી
૭ વજ્જડ
૮ અપરાજિત (સ. ૧૦૫૩)
૯ અરિકેસરી
૧૦ વજ્જડ બીજો (સ. ૧૦૭૩)
૧૧ ચિત્તરાજ (સ. ૧૦૮૨)

* કાન્હડદેવ એ પદ્મનાભના કાન્હડદે પ્રબંધવાળો કર્ણવેલાનો સમકાલીન.

૧૨ નાગરાજ
૧૩ મમ્મુની (વિ. સં ૧૧૧૬)
૧૪ અનન્તદેવ (૧૧૪૯)
૧૫ અપરાદિત્ય પહેલો (સં ૧૧૯૮)
૧૬ હરિપાલ (સં ૧૨૦૫)
૧૭ મલ્લિકાર્જુન (સં ૧૨૧૭ કુમારપાલે જેને હરાવ્યો)
૧૮ અપરાદિત્ય બીજો (સં ૧૨૪૦)
૧૯ કેશિદેવ (સં ૧૨૫૯)
૨૦ સોમેશ્વર (સં ૧૩૦૫)

## જેજા-ભુક્તિ (બુંદેલખંડ)ના ચંદેલો

(નાગરી પ્રચારિણી પત્રિકા પુ ૧૨ અં ૩માં આપેલા બુંદેલખંડના સંક્ષિપ્ત ઇતિહાસને તથા ડફની ક્રોનોલોજી પૃ. ૨૮૧-૨૮૨ને અનુસરી)

૧ નન્નુક
૨ વાક્પતિ
૩ જેજાકે
૪ રાહીલ
૫ હર્ષ (સં ૮૫૬)
૬ યશોવર્મા (સં ૯૮૧)
૭ ધાગદેવ (વિ સં ૧૦૧૧)
૮ ગંડદેવ (સં ૧૦૫ )
૯ વિદ્યાધર (સં ૧૦૮૨)
૧૦ વિજયપાલ (સં ૧૦૯૩)
૧૧ દેવવર્મદેવ (સં ૧૧૦૬)
૧૨ કીર્તિવર્મા (સં ૧૧૨૦થી ૧૧૫૪)

૧૮ નરવાહન (૧૦૨૮)
૧૯ શાલિવાહન
૨૦ શક્તિકુમાર (સ. ૧૦૩૪)
૨૧ અંબાપ્રસાદ
૨૨ શુચિવર્મા
૨૩ નરવર્મા
૨૪ કીર્તિવર્મા
૨૫ યોગરાજ
૨૬ વૈરટ
૨૭ હંસપાલ
૨૮ વૈરિસિંહ
૨૯ વિજયસિંહ (સં. ૧૨૨૦)
૩૦ અરિસિંહ
૩૧ ચોડસિંહ
૩૨ વિક્રમસિંહ
૩૩ રણસિંહ
૩૪ ક્ષેમસિંહ (મેવાડની રાવળ શાખા આમાંથી)
૩૫ સામંતસિંહ (વિ. સં. ૧૨૨૮થી ૧૨૩૬)
(ડુંગરપુરની શાખા આમાંથી)
૩૬ કુમારસિંહ (૩૫માનો ભાઈ મેવાડનો રાજા)
૩૭ મથનસિંહ
૩૮ પદ્મસિંહ
૩૯ જૈત્રસિંહ (સ. ૧૨૭૦થી ૧૩૦૯)
૪૦ તેજસિંહ (સં. ૧૩૧૭થી ૧૨૩૪)
૪૧ સમરસિંહ (સ. ૧૩૩૦થી ૧૩૫૮)
૪૨ રત્નસિંહ (સં. ૧૩૫૯–૬૦)

## કલ્યાણના પશ્ચિમી ચાલુક્યોની વંશાવળી

(દક્ષિણનો પૂર્વસમયનો ઇતિહાસ અને વિન્સેન્ટ સ્મિથની અર્લી હિસ્ટરી ઑફ ઇન્ડિયા વગેરે ઉપરથી)

૧ આહવમલ્લ તૈલપ બીજો (એણે રાષ્ટ્રકૂટરાજાને હરાવી દક્ષિણનો રાજા થયો, એનો સેનાપતિ બારપ મૂળરાજનો સમકાલીન છે, વિ સ ૧૦૨૯થી ૧૦૫૩)

- ૨ સત્યાશ્રય (વિ. સ ૧૦૫૪)
- દશવર્મા
  - ૩ વિક્રમાદિત્ય પાંચમો (પહેલાનો પૌત્ર) (વિ સ ૧૦૬૫)
  - ૪ જયસિંહ બીજો જગદેકમલ્લ (સ ૧૦૭૫)
    - ૫ સોમેશ્વર પહેલો આહવમલ્લ (વિ સ ૧૦૯ થી ૧૧૨૫) (આ સોમેશ્વરે કલ્યાણનગર સ્થાપી તેમાં રાજધાની કરી)
      - ૬ સોમેશ્વર બીજો ભુવનૈકમલ્લ (વિ. સ ૧૧૨૫થી ૧૧૩૨)
      - ૭ વિક્રમાદિત્ય છઠ્ઠો (વિ. સ ૧૧૩૨થી ૧૧૮૨) — ઈ સ ૧૦૭૬ થી ૧૧૨૬
        - ૮ સોમેશ્વર ત્રીજો ભૂલોકમલ્લ (વિ સ ૧૧૮૨થી ૧૧૯૩)
        - ૯ પેર્મજગદેકમલ્લ બીજો ઈ સ ૧૧૩૮થી ૧૧૫૦ (વિ સ ૧૧૯૪થી ૧૨૦૬)
        - ૧૦ નુર્મદીતૈલ ત્રીજો (વિ સ ૧૨૦૬થી ૧૨૨૬)
        - ૧૧ સોમેશ્વર ચોથો[1] ત્રિભુવનમલ્લ (વિ સ ૧૨૩૯થી ૧૨૪૫)
      - જયસિંહ

---

૧ વિ સ ૧૨૧૨થી ૧૨૧૯ વચ્ચે કલચુરી બિજ્જલે ચાલુક્યસત્તા ખૂંચવી લીધી હતી, પણ એના તથા તેના પુત્રોના હાથમા લાંબો વખત ટકી નહિ સોમેશ્વર ચોથાએ વિ. સ ૧૨૩૯ની આસપાસમા પાછી સત્તા હાથ કરી.

## દેવગિરિના પાછળના યાદવો

( દક્ષિણનો પૂર્વસમયનો ઇતિહાસ ઉપરથી )

મલ્લુગી

|

૧ ભિલ્લમ પહેલો ( વિ. સ. ૧૨૪૩થી ૧૨૪૭ )

|

૨ જૈત્રપાલ કે જૈતુગી ( વિ. સ. ૧૨૪૭થી ૧૨૬૬ )

|

૩ સિંહણ ( ઈ સ. ૧૨૧૦થી ૧૨૪૭ )

|

જૈત્રપાલ કે જૈતુગી

|

૪ કૃષ્ણ (ઈ સ. ૧૨૪૭થી ૧૨૬૦) ૫ મહાદેવ (ઈ. સ ૧૨૭૦થી ૧૨૭૧)

|

૬ રામચંદ્ર ( ઈ. સ. ૧૨૭૨થી ૧૩૦૮ )

|

૭ શંકર ( ઈ. સ. ૧૩૦૮થી ૧૩૧૨ )

|

હરિપાલ ૧૩૧૮માં મરાયો.

## ગોવાનો કાદમ્બવંશ*

ષટકાચાર્ય
|
નાગવર્મા
|
ગુહલ્લદેવ
|
(૧) ષષ્ઠદેવ પહેલો અથવા ચતુર્ભુજ (ઈ. સ. ૯૬૬થી ૯૮૦?)
|
(૨) ગુહલ્લદેવ બીજો (ઈ. સ. ૯૮૦થી ૧૦૦૫?)
|
(૩) ષષ્ઠદેવ બીજો (ઈ. સ. ૧૦૦૫થી ૧૦૫૦)
|
(૪) જયકેશી પહેલો[1] (ઈ. સ. ૧૦૫૦થી ૧૦૮૦)
|
(૫) ગુહલ્લદેવ ત્રીજો (ઈ. સ. ૧૦૮૦થી ૧૧૦૦)
|
(૬) વિજયાદિત્ય પહેલો (ઈ. સ. ૧૧૦૦થી ૧૧૦૪)
|
(૭) જયકેશી બીજો[2] (ઈ. સ. ૧૧૦૪થી ૧૧૪૭—૧૧૪૮)

---

* આ વંશાવળી કદંબકુલ નામના જ્યોર્જ એમ. મોરેસ એમ. એના ૧૯૩૧માં પ્રકટ થયેલ પુસ્તક (પૃ. ૧૬૯)માંથી ઉતારી છે.

૧ આ જયકેશી પહેલાની પુત્રી મયણલ્લદેવી કે મીનલદેવી કર્ણ સોલંકી પહેલો પરણ્યો હતો. (જુઓ પૃ. ૨૪૧)

૨ ઘણું કરી આ જયકેશી બીજાનો મસિયાઈ ભાઈ પટ્ટીપોમ્બુર્ચ્છપુરના સાન્તરકુળનો જગદેવ સિદ્ધરાજનો પ્રતિહાર કે કોટવાળ હતો. (જુઓ પૃ. ૩૧૨)

(૮ અ) શિવચિત્ત અથવા પેર્માદી
૧૧૪૭–૪૮થી ૧૧૮૧

(૮ ક) વિષ્ણુચિત્ત અથવા
વિજયાદિત્ય બીજો
(૧૧૪૭–૪૮થી ૧૧૮૭–૮૮થી
૧૨૧૬ )

(૯) જયકેશી ત્રીજો (૧૧૮૭–૮૮

શિવચિત્ત વજ્રદેવ

૧૧૯૩થી ૧૨૦૨
(યુવરાજ)

(૧૦) ત્રિભુવનપાલ અથવા સોવાદેવ
(૧૨૧૬થી ૧૨૩૭–૮)

(૧૧) ષષ્ઠદેવ ત્રીજો
(૧૨૪૬–૪૭થી ૧૨૬૦)

(૧૨) દીકરી પરણી કામદેવને
(૧૨૬૦થી૧૩૧૦–૧૧?)

(૧૩) પુત્ર (૧૩૧૦–૧૧થી
૧૩૨૮ ?)

(૧૪) પુત્ર (૧૩૨૮થી ૧૩૪૦?)

# શબ્દાનુક્રમણિકા

